
realpatidar.com
ૐ
સદ્‌ગત શ્રી. દાનાભાઈ સ્મારક પુષ્પ બીજું.
ક્રમાંક પુષ્પ ચોથું.
મિત્રોનાં કાવ્યો સહિત.
યુવકના ઉદ્‌ગાર
— અને —
મિત્ર પ્રેમ.
રાષ્ટ્ર હિતની ભાવ
હોંસે કાર્ય સ્વધર્મનું સરવદા, કરતા
દેવું પ્રેમ સહિત દાન દીનને, આપ્યું
એ લાગ્યું ધન આપણું અવનિમાં, આજે
ઇચ્છી શ્રેય સદાય ખંત ધરીને, સૌનું
realpatidar.com




ૐ

સદ્ગત શ્રી. દાનાભાઈ સ્મારક પુષ્પ બીજું.
ક્રમાંક પુષ્પ ચોથું.

મિત્રોનાં કાવ્યો સહિત.

# યુવકના ઉદ્ગાર

— અને —

# મિત્ર પ્રેમ.

રાષ્ટ્ર હિતની ભાવ

હોંસે કાર્ય સ્વધર્મનું સર્વદા, કરતા ર
દેવું પ્રેમ સહિત દાન દીનને, આપ્યું કે
એ લાગ્યું ધન આપણું અવનિમાં, આજે
ઇચ્છી શ્રેય સદાય ખંત ધરીને, સૌનું


For Reference See Pages: 5, 9, 10, 17, 19, 20, 21, 22, 23, 26, 27, 29, 30, 31, 32, 33, 34, 227, 230, 233, 234, 239, 248, 377, 382

ॐ

સદ્‌ગત શ્રી. દાનાભાઈ સ્મારક પુષ્પ બીજું.
ક્રમાંક પુષ્પ ચોથું.

મિત્રોનાં કાવ્યો સહિત.

# યુવકના ઉદ્‌ગાર

— અને —

# મિત્ર પ્રેમ.

## રાષ્ટ્ર હિતની ભાવના.

હોંસે કાર્ય સ્વધર્મનું સરવદા, કરતા રહેવું અને;
દેવું પ્રેમ સહિત દાન દીનને, આપ્યું પ્રભુ આપને;
એ લાગ્યું ધન આપણું અવનિમાં, આજે ઉપયોગમાં:
ઈચ્છી શ્રેય સદાય ખંત ધરીને, સૌનું ગણી સાથમાં.

卐

લેખક:
શ્રી. પુંજાભાઈ ખેતસિંહભાઈ પટેલ

★

મહામૂલ્ય, સાહિત્યનો પ્રચાર કરવવામાં સ્નેહ વૃદ્ધિએ,
બે રૂપિયા.

છપાવી પ્રસિદ્ધ કરનાર:
**શ્રી કચ્છ ક. પાટીદાર સાહિત્ય**
**પ્રચારક યુવક મંડળ.**
સ્થળ:
૧૭, A. રામનિવાસ, માટુંગા રોડ,
મુંબઇ નં. ૧૯

સંવત ૨૦૧૩ — સને ૧૯૫૭
પહેલી આવૃત્તિ — પ્રત ૨૦૦૧




★
મુદ્રક:
**શાહ રતિલાલ પુરુષોત્તમદાસ**
**શ્રી મહાલક્ષ્મી પ્રી. પ્રેસ.**
જવાહર બજાર, ધાનસુરા.

## —: મિત્ર પ્રેમ–પુષ્પની ભાવના ભેટ. :—

મિત્રશ્રી—

સ્થાન—

જિ.—

અર્પણ કર્તા શ્રી કચ્છી પાટીદાર સાહિત્ય પ્રચારક યુવક મંડળના સભ્યોના સપ્રેમ પ્રણામ.

સ્થાન. ૧૭ A, રામનિવાસ, માટુંગા રોડ, મુંબઈ નં. ૧૯.

## સુવર્ણ વાકયો.

(૧) બાર વરસનો તરુણ હો વા પચીસ વરસનો યુવક હો અથવા તો સાઠ વરસનો વૃધ્ધ હો, પરંતુ જેમનાં અંતઃકરણમાં પૂ. પ્રિય સમાજ અને રાષ્ટ્રજનતાનાં હિત કરવામાં જ ઉત્સાહ લગનીની દિવ્ય જ્યોતિ પ્રગટીને તેનો પ્રકાશ વિસ્તારવાની સાધનાનું કર્તવ્ય ભરપૂર રહેલ છે, **એ જ પ્રવીણ ઉત્સાહી યુવક છે.**

(૨) સદ્દપુસ્તકો લખાય છે તેમાંથી તેના સારાંશના લક્ષને વાંચી, વિચારી, મનનથી જીવન વર્તાવામાં ઉતારીને એટલે નિદિધ્યાસન કરવા સારું જ સુપ્રયત્નો સઘળે થઇ રહેલ છે. જેથી પુસ્તકો રુચિથી વાંચી, તત્ત્વ રહસ્ય અનુભવીને નિકટના પ્રિય પાડોશી ભાઇઓને ઉત્તરોત્તર વંચાવતાં રહેવું; એ જ આપણા સંગઠનથી સૌના હિતમાં સાહિત્યનો પ્રચાર કરવાનો વેગવંતો મંગળ માર્ગ છે.




## અમર કાવ્ય.

સ્મરણ કરીને લે પ્રીતે;
પિતાનું ૐ! ૐ!!
ગાયે દેહ-બ્રહ્માંડનાં;
પ્રત્યેક રોમ! રોમ!!

*   *   *   *

સાક્ષી તત્ત્વ અંતરમાં
બળ વેદ મંતરમાં;
મિત્ર! ગુરુ, ગણતરમાં;
કરે પ્રકાશ ओऽम्.

**સત્યધર્મ સનાતનની સર્વદા જય હો.**

।। ॐ ।।

**સર્વ શક્તિમાન ગુણેશ્વર, દેવોના અધિપતિ વિશ્વદેવ! સદા આનંદ સ્વરૂપ! આપનાં પવિત્ર ભક્તિ-ચરણારવિંદોમાં સર્વહિતની ધર્માનુરાગી શ્રધ્ધા સમર્પિત છે.**

—: હરિગીત છંદ :—

પ્રિયતમ પિતા! પુત્રો તણી છે એ જ ઉત્તમ માગણી;
આ **મિત્ર પ્રેમ** નિભાવવાને રાખીએ બહુ લાગણી;
ગુણગ્રાહી બનવા પ્રેમથી શુદ્ધ ભાવના મનમાં ધરી;
નિજ ફરજ નિત્ય બજાવીએ **અતિ સ્નેહથી સંપી રહી.**





— ઉત્કૃષ્ટ ઊર્મિ —

નવ માનથી કો ફૂલિયે;
અપમાને કાર્ય ના ભૂલિયે;
ચડીએ જો સંકટ-શૂળીએ;
છતાં પ્રેમ-ઝૂલે ઝૂલિયે. (૧)




પર્ણ, શાખા, ડાળ ત્યાગી;
બાઝીએ થડ—મૂળિએ;
સ્નેહ-જળ સિંચન કરીને;
ખંત—ખાતર પૂરિયે. (૨)





**સત્યનો બ્રહ્માંડ વ્યાપક કલ્યાણી વૈદિક નાદ.**

"કોટાન કોટિ ભક્ત" પણ ઇશ્વર એક છે;
મિત્રતાએ પ્રેમ વૃદ્ધિ, **આર્ય ટેક છે.**



# મિત્રોનાં જીવન સૂત્રો.

(૧) **પવિત્રાત્માઓના** સાચ્યા અને સધાતા ધર્મ, રાષ્ટ્ર અને વિશ્વઉન્નતિના વિશાળ માર્ગોએ અનુસરીને સન્મિત્રોએ તેવાં સુકાર્યો નિત્ય કરતાં રહેવાં. સૌમ્યગુણો યુક્ત અમૂલ્ય યુવાનીની વિચારપૂર્ણ પળો, **એ જ પ્રભુતા પ્રાપ્તિની દિવ્ય પ્રસાદી છે.**

(૨) **વિદ્વાનોનાં** વિશ્વહિતસ્ત્રી સુવિચારોનાં, ભાવભીનાં અમર અંકુરોને નિજ જીવનવર્તાવામાં સુરક્ષિતપણાથી વૃદ્ધિ કરવા સારું **આસ્થા અને નિષ્ઠાધારી શિષ્ય બનવું.**

(૩) **ઉત્તમ વસ્તુનું** ફળ સુવિચારોના વિવેકે કર્યાં ચિન્તવનનાં જ **શિખરે રહેલું છે.**

(૪) **બુદ્ધિમાં** પ્રકાશ કરતું વૈદિક પરમ સત્ય તત્ત્વને તરત ગ્રહણ કરી, **શ્રદ્ધા-પરાયણ રહેવું.**

(૫) **મનુષ્ય** જીવન, પરોપકાર કરતાં રહેવાથી જ **સફળ થાય છે.**

(૬) **જીવનનું** પ્રત્યેક સુકાર્ય ધર્મયુક્ત–સરળ બનાવીને સંપાદન થયાં **અર્થ આદિનો વિદ્યાવૃદ્ધિમાં જ સુવ્યય કરવો.**

(૭) **સદ્ઉપયોગમાં** અર્થાત્ સુપાત્રોને દાન આપતાં રહેવાથી જ **શ્રી લક્ષ્મી-માતાજી રીઝે છે.**

(૮) **વેદ** તત્ત્વોનાં આદર્શ અનુશીલનથી, વિભુવરના સત્યનામના સૌંદર્ય રંગમાં રમણ કરવું જ **સદા આનંદદાયી છે.**

(૯) **જગતપિતાના** કૃપાપાત્ર રહેવાની શ્રેષ્ઠ ધારણા એ જ છે કે શ્રી ગુરુદેવદ્વારા ધર્મરહસ્યનું વિશાળપણું અનુભવી, જ્ઞાનમૂર્તિ–સત્રાત્માનો પ્રેમ સંપાદન કરતાં રહેવો. **એ અનન્ય અભ્યાસના** મહિમા વડે પ્રત્યેક પ્રાણી અને પદાર્થો વિશ્વજ્યોતિનાં અદ્વૈત–કિરણાંશ હોવાથી **તે નિત્ય પ્રિયેશ્વરની સુંદર પ્રતિમારૂપ જ દર્શાયાં રહેશે.**

(૧૦) **જાગ્રત** આદિ અવસ્થાઓમાં રક્ષા કરનાર ન્યાયકર્તા દયાળુ **"વિશ્વસમ્રાટ"** ને પ્રેમભક્તિથી રીઝાવીને નિર્ભય પદ મેળવવા માટે એટલે નિત્ય આત્મતત્ત્વ જાણવાની જ સાધનામાં દૃઢ પ્રયત્ન કરતાં રહેવો; **એજ વિશ્વમાં સ્થાપન રહેલ માનવમાત્રનો વેદપ્રતિપાદ્ય સ્વધર્મનો "મોક્ષ માર્ગ"** છે.

## જિજ્ઞાસુ યુવકોની; શ્રદ્ધાભરી દૃઢતા.

શ્રી મહાનુભાવોના શિષ્યો છીએ   એ જ અમારો ઉમંગ છે;
દિવસો દિવસ ખીલતો રહે   ચઢયો ઉજ્જવળ રંગ છે.
ગુણ–સુવાસ પ્રાપ્તિ અંગે   અમારાં મન થયલાં ભૃંગ છે;
માનાદિ મમતા વિસારીને   ગ્રહ્યો કર્તવ્યનો સંગ છે.

॥ ૐ ॥

# શ્રદ્ધાર્પણ પત્રિકા.

વૈકુંઠવાસી પૂજ્યપાદ ૧૦૮ સદ્દગુરુદેવ શ્રી ઓધવરામજી મહારાજ !

પરમપ્રિય અને વીરજાતિ શ્રી પાટીદાર સમાજની ધાર્મિક ધારણાથી પૂરી ઉન્નતિ અર્થે, આપ પૂજ્યશ્રીએ જીવનવિભૂતિનો અમૂલ્ય સમય અર્પીને હૃદય-કમળમાં પરમાનંદસુખ પામી; સત્ય-સનાતનનાં પ્રેમળ તત્ત્વનો બોધપ્રસાદ આપતા જ રહેલ. શ્રી પાટીદારોનાં રંક બાળકોની, કર્મયોગીઓ દ્વારા સાચી પાયાની **કેળવણી સારું વિદ્યાર્થી ભુવનનાં રચનાત્મક સુકાર્યોનું જરૂરી ચણતર કરાવરાવીને વિદ્યાવૃદ્ધિની મહદ્ સાધના સધાવવામાં પ્રોત્સાહન આપનાર જ સુકાનીરૂપે છો.**

એવા આપ કૃપાળુ શ્રી સદ્દગુરુદેવના પરમાર્થ રંગમાં રંગેલ પ્રિયગુણોએ, અમે બહોળું શિષ્ય-મિત્રમંડળ નિત્ય મુગ્ધ બનીને સમાજ ઉન્નતિની વિશુદ્ધ ભાવ-ભક્તિના અંગમાં ભ્રાતૃત્વસેવાનું ઋણ ચૂકવતાં; **યુવકના ઉદ્દગાર અને મિત્ર પ્રેમનાં પવિત્ર કાર્ય સાથે** આપશ્રી દયાળુનાં મંગળમય યશવંત વિભૂતિની સુકીર્તિનાં દિવ્યકાર્યો સદાય ભક્તિરસની શ્રદ્ધા સાથે-જિજ્ઞાસુભાવનાએ દીપાવ્યે જ કૃતાર્થ થઇએ છીએ.

આપશ્રી પૂ. સદ્દગુરુદેવના સદાના જિજ્ઞાસુ-નમ્ર સેવકો,
પુંજાભાઈ અને સદ્દગુણી મિત્રો.

સં. ૨૦૧૩ — સન, ૧૯૫૭
આસો વદ ૦)) દિવાળી, બુધવાર. — તા. ૨૩ ઓકટોબર.

॥ ૐ ॥

# પુષ્પાર્પણ પત્રિકા.

**સચ્ચિદાનંદ** સર્વેશ્વર પિતાની નિત્ય પ્રાર્થના માટે પૂર્વજ ×બ્રહ્મવેત્તા શ્રી સદ્દગુરુદેવેશ્વરો સેવીત **વિશ્વબંધુ–વેદોના** પાવન મંત્રોનું ગુંજન અને ઉન્નતિનાં સારગર્ભિત વ્યાખ્યાનો, લેખો અને સત્ય વિભુષિત કવિતા આદિ લલીતકળાના વિશાળ જ્ઞાનના અભ્યાસ સારું અમને પ્રથમ પૂરતાં સંબોધનોથી સત્યમાર્ગ દર્શાવી અપાર ઉપકારો કરતા રહેનાર **પુણ્યાત્માઓ!** આપે હંમેશાં દૂંદો સહી, અથાગ પુરુષાર્થની પ્રભુતાએ જનસેવાનું કર્મક્ષેત્ર ખેડી **તેને ધર્મસ્નેહના રહસ્ય ગુણધારણનું પવિત્ર જળ સિંચીને રીઝાવેલ.** એ અમારાં યુવક જીવનમાં પ્રાપ્ત થયેલ પરમ સૌભાગ્યની મોટી વાત જ રહી છે.

અમે તરુણો અને યુવકોએ એના અધિકાર અંગેનું મૂળ વેદાભ્યાસ અને તેનાં વ્યાપક સાહિત્ય બોધામૃત તત્ત્વને **સત્સંગ અને સ્વાધ્યાય પ્રતો વડે** હૃદયપાત્રોમાં ધારી તેની વિકાસની વિચારધારાથી જીવનોત્સવની પળો દીપાવવા અને **સદા ફળીત આદર્શ પ્રચારની "ભીષ્મ પ્રતિજ્ઞા" પૂરી કરવા માટે સમુદાય સાધનાથી ઉદ્દગાર સાહિત્યનું ઉન્નતિ બીજ તે રીઝેલી ધરામાં** વાવ્યું છે. એનાં કુંપળને રક્ષવા-મય વિશ્વમિત્રની પ્રેમભક્તિ–શરણાગતિના અમર અભ્યાસમાં એટલે **માનવ તેમ સર્વાત્માઓનાં કલ્યાણમાં** નૂતન વેલડી વૃદ્ધિ પામી તેમાં વિવિધ, સુરંગી અને સુવાસિત ફૂલો ખીલી રહ્યાં છે. અમે **અનુભવાર્થી પુત્રો** ક્રમપૂર્વક લોક ગીતો સાથે ટૂંકા તેમ સરળ લેખોનાં ગૂંથણીની-પુષ્પમાળો, **આપ શિક્ષક દેવેશ્વરોને** શાન્તિ–સેવાવ્રતની શ્રદ્ધાથી પુષ્પાંજલિઓ અર્પીએ છીએ.

આત્મદર્શીય મહાનુભાવોનાં **ધર્મઋણને યત્કિંચિત્ ચૂકવવા અર્થે,** આપશ્રી ગુરુદેવોની મધુમય દૃષ્ટિઓના આશીર્વાદોએ કૃતાર્થ થઈ ધર્મતત્ત્વામૃતનું સેવન કરી; સમાજ સાથે રાષ્ટ્ર જનગણના પરમહિતમાં નિત્ય અનુરાગી રહી, કૃતજ્ઞપણાંથી કર્તવ્ય ને પંથે ચાલનારા જિજ્ઞાસુ-ઓના આત્મવંદન.

સં. ૨૦૧૩, આસો વદ ૦)) દિવાળી. તા. ૨૩–૧૦–૫૭.

× = પરમેશ્વરની ઉપાસના વડે પરમેશ્વરને અપરોક્ષાનુભવથી જાણનારા. (ગીતાર્થ.)

# સમાજ નેતાઓ



બેઠેલા ડાબી બાજુથી:-૧. શ્રી રતનશીભાઇ કરશનભાઇ. ૨. શ્રી નારાયણજીભાઇ રામજીભાઈ ૩. શ્રી. વિસરામભાઇ દેવજીભાઇ.
ઉભેલા ડાબી બાજુથી:-૧. શ્રી. નારાયણભાઇ શીવજીભાઈ. ૨. શ્રી. રામજીભાઈ જેઠાભાઇ.



શ્રી. નારાયણજીભાઈ રામજીભાઈ લીંબાણી

| : જન્મ : | : સ્વર્ગવાસ : |
| --- | --- |
| સં. ૧૯૩૯ | સં. ૧૯૯૭ |
| વૈશાખ પૂર્ણિમા | આસો વદ ૧૪ |

॥ ૐ ॥

**સમાજ સેવાનો મહા મુક્તિમંત્ર સાધીને કર્તવ્યમાં પરિણત કરનાર શ્રી નારાયણજીભાઇ ર. ની, સુકીર્તિએ આત્મવંદન.**

વિદ્વાન ને કળાવાન ઉદ્ધારક પ્રિય જાતિનો;
પૂજ્ય નીડર **વીર !** **નેતા** સમગ્ર જ્ઞાતિનો;
સર્વ ઉન્નતિ કાજ વિચારો પહેલાં કીધા;
જગાડવા સમાજ ભોગો સર્વે દીધા.
બુદ્ધિ-બળે તિતિક્ષા વેઠીને પ્રિતે ધર્મ **અક્ષય** પાળીઓ;
બહુ યુક્તિઓ સાધી ભાંડુથી "પ્રપંચી દંભ" હડસેલી-**ટાળીઓ.** ૧.

તેથી જ શ્રદ્ધાએ કરીને—

મન મારું હમેશ **વીર** ગુણો ને નમતું;
ત્યાગી અસત્ય જંજાળ ભાવામૃત નિત જમતું;
શા, શા પ્રિય! શિણગાર ઉત્સાહે તુજને કહું ?
શબ્દોનો નહિ પાર, તવ **"ગુણ" સાધનમાં** લહું.
સ્વધર્મ રહસ્ય સમજાવતાં જગાડયું **"કર્તવ્યે"** નિજ×કુળને;
ગુરુ! શિષ્યોની છે **કૃતાંજલિ** તેં વિદારાવ્યું ભયંકર **શૂળને.** ૨.

---

**સમાજ ગૌરવ રક્ષક, આદ્યસુધારક કીર્તિ વીરશ્રીને શ્રી માતુશ્રીઓ, શ્રી ભાઇઓ અને બહેનોનાં અભિનંદને—**

—: રાસ :—

**ધન્ય ધન્ય** નારાયણ વીરને રે લોલ; (૨)
કર્યાં હિત **બંધુનાં** કાર્ય જો. —ટેક. ૧.
બહુ પરાક્રમ **વિદ્યા** મેળવ્યાં રે લોલ; ,,
તે ધરી દીધાં બંધુ **ચરણે** જો. ધ. ૨.
પ્રિય **કર્મવીર** થઇને રે કુર્મીઓનું લોલ; ,,
ખંતે ઝુઝીને રાખ્યું **નીર** જો. ધ. ૩.
તન, ધન, વાણી ને **સેવમાં** રે લોલ; ,,
કીધાં **અર્પણ,** સમજી ધર્મ જો. ધ. ૪.
આપે **ગૂઢ તત્ત્વે** સમજાવીઆ રે લોલ; ,,
કરી **પહેલ** સર્વેહિત કાર્યમાં જો. ધ. ૫.

× શ્રી પાટીદારોનું સંયુક્ત કુળ છે.

વરસ **પાંચસોનું તિમિર** ટાળીઉં રે લોલ; ,,
કીધો ઘેર, ઘેર **જ્ઞાનથી પ્રકાશ જો.** ધ. ૬.

ઘણા જુઠા જનોને **જીતવા** રે લોલ; ,,
**કર્યું સૈન્ય શૂરાનું તૈયાર જો.** ધ. ૭.

× × × ×

નિત્ય માતા **ઉમિયાં** કહે વહાલથી રે લોલ; ,,
"કરો એવાં **વીરવ્રત** કાર્ય જો." ધ. ૮

ધરી ભાવના એ ગુણીના **ઉત્સાહની** રે લોલ; ,,
જેથી થાયે **સંતોનો સંગ** જો. ધ. ૯.

**પુત્રો!** જાણી લો, આત્મા–સ્વરૂપને રે લોલ, ,,
**સદા પૂજો બ્રહ્માનંદ અંતરે જો.** ધ.૧૦.

—આપ ગંગાસ્વરૂપ સમાજનો, જિજ્ઞાસુ સ્વયંસેવક પુંજાભાઇ.

---

## પ્રિય સાહિત્ય રસિકો! પારિતોષિક મેળવો.

પૂ. સમાજનો કોઇ પણ વિદ્યાર્થી અથવા નવયુવક મિત્ર, નિજ પુષ્પ ચોથાની ફૂલ્સકેપ કાગળોની એક બાજુ પર પૃષ્ઠોના નંબરવાર, સ્વચ્છ અક્ષરોથી પૂરી નકલ એટલે (૧) પ્રશ્નાર્થ ચિન્હ, આશ્ચર્ય ચિન્હ, અવતરણ ચિન્હો અને હરોળો. (૨) લખાણની રીતિથી અલ્પવિરામ, પૂર્ણવિરામ ચિન્હો આદિ લખીને મંડળની ઓફીસે (મુંબઇ) જે ઉત્સાહવંત પ્રથમ રજુ કરશે, **એવા તે સાહિત્ય રસિક–સમાજના વીરનું સન્માન દીપાવવા માટે રૂ. ૧૫૧ નું પારિતોષિક આપવામાં આવશે.**

લિ૦ શ્રી કચ્છ ક. પાટીદાર સમાજ,
સાહિત્ય પ્રચારક મંડળના સભ્યગણો.



॥ ओ३म् ॥

પ્રિય સમાજ સુધારામાં સદ્‌ગુણ સસ્કાર સંપન્ન અને **સાહિત્ય રસિક–સાક્ષર યુવકવીર સ્વ. મિત્રશ્રી દાનાભાઇ** અરજણભાઈ જાદવાણી, ગામ રવાપુરવાળાના અમર ધ્યેયની; શ્રી યુવકમિત્ર મંડળોના **ઉત્સાહી સભ્યગણોને** સં. ૧૯૮૯ ના વૈશાખ સુદ ત્રીજથી સ્મૃતિ રહી છે.

વિશાળબુદ્ધિ **શિક્ષિત મિત્રો !** વિવેક–નીતિથી ધર્મશાસ્ત્રો, ઇતિહાસો, હુન્નર–ઉદ્યોગ અને કળા, કૌશલ્ય આદિ સાહિત્યના ગુણને સંપાદન કરેલ; તેના પ્રચારમાં ઉત્સાહથી અમૂલ્ય ભોગો આપ્યા છે તેમ આપતા જ રહેવા, એ જ આપશ્રીઓના મિત્રની ઊર્મિ.

શ્રી દાનાભાઈનું **બોધગ્રાહી જીવન ચારિત્ર**, સંકોચ સ્થળથી નિજ પુષ્પમાં નથી રખાયું. **સાહિત્યપ્રેમી મિત્રો!** હું સંક્ષેપથી એટલું જ કહીને અત્રે વિરમું છું.

## સુધારકોના ઉદ્‌ગારો ને અનુમોદન દેવા સારૂં અગત્યની સૂચના.

સમાજવૃંદને **કર્તવ્ય ને પંથે** ચાલવા માટે સુધારા થવાનું સાહિત્ય પ્રગટેલ તેનાં પ્રથમથી તે અત્યાર સુધી થયાં **કાર્યક્રમના અહેવાલો છે.** એમાંથી સંક્ષેપ સાર એકત્ર કરી સંવત, માસ, તિથિ અને વારોના તારીખ બંધ **ઇતિહાસને ઉત્સાહી વીર અથવા મિત્ર મંડળો દ્વારા પ્રગટ કરવાનું સુકાર્ય એટલે સૌનું સૌભાગ્ય સાધવાથી જ વર્તમાનમાં અતિશય મહત્ત્વનું જનહિત થશે.**

સૌને સત્યવ્રતમાં સાથ આપવાને તત્પર થયલાં પ્રિય જિજ્ઞાસુઓ સાથે **કેળવાતી સુપ્રજાને સદ્‌સાહિત્ય જ સમાજ આદર્શના દર્પણરૂપે નિત્ય માર્ગદર્શક છે.** એવું સુકાર્ય પ્રથમ શ્રેણીનું હોતાં, બ્રાતૃઓમાં સ્તુત્ય જ રહેશે.

લિ૦ આપશ્રીઓનો નમ્ર સ્વયંસેવક પુંજાભાઇ.



## પ્રસ્તાવના.

+જગતનિયંતા, ન્યાયી અને દયાળુના સમગ્ર સૃષ્ટિવિહારમાં, “અમૃતમય પ્રેમનું દિવ્ય સ્થાન હંમેશાં અવર્ણ્ય રહેલું છે એટલે **પ્રેમની અધિષ્ટાન ભૂમિ ત્યાગ છે.**” એવો કલ્યાણભર્યો પ્રેમ પામવામાં અસામાન્ય તત્ત્વવેત્તા **દેવર્ષિ, બ્રહ્મર્ષિ અને રાજર્ષિ** તેમજ અજોડ સંત પુરુષોએ પુરાતન સમયથી × “**एकं सद् विप्रा बहुधा वदन्त्यग्नि**” (‘એક જ સદ્‌વસ્તુનું મનિષિઓએ અનેક પ્રકારે વર્ણન કરેલું છે.”) પૂજ્યોએ ઋગ્વેદનાં પાવન વાકયની વિશ્વવ્યાપકતાએ, વેદ ધર્મનાં અંગરૂપ **ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને શ્રી ભગવદ્ ગીતા** એમ વેદાંતનાં ત્રણે પ્રસ્થાન પુષ્ટીએ અનેકવિધ વિચારયોગનાં અનુશીલને દિવ્યમાધુરીનું સાક્ષાત્કારથી આસ્વાદન કરવા, [૧]સાદશ્યતાથી **નવધાભક્તિનાં** વિવિધ અંગોનું પૂરું પાલન કર્યું. પ્રાતઃસ્મરણીય શ્રી સદ્‌ગુરુદેવેશ્વરોએ એકાંતિક સુખ પ્રાપ્તિ માટે “**मामेकं शरणं व्रज**” એ શ્રી ગીતાજીના કૈવલ્ય (આધ્યાત્મિક) શરણાગતિના નિર્ભય માર્ગને માનવજીવનનાં સુકૃત્યનું દિવ્ય કેન્દ્ર અનુભવી, પ્રાણોથી પણ અધિક ભક્તિની પ્રીતિમાં રહીને જ માનવોનાં પરમ કલ્યાણ સારું સાંભળેલ છે.

આ સઘળું બ્રહ્માંડ **સચ્ચિદાનંદ જ્યોતિનાં** કિરણોમય હોતાં, પ્રેમ-મૂર્તિમાન-ત્રિભુવન પિતાના અક્ષય સંચાર વડે જ પ્રકાશી રહ્યું છે. “**સનાતન કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ**” આદિ વ્યાપક તત્ત્વની સાયુજ્ય આદિ મુક્તિના અમૃત પદાર્થનો અપાર ધર્મલાભ પણ “**સમત્વ**” **બુદ્ધિધારી રસિકોએ** જ [૨] **ગુણ વિભાગ અને** [૩] **કર્મ વિભાગ**” નાં દિવ્યવ્રતની સાધનશ્રેણીએ એટલે સ્વઃ તેમજ સર્વાત્માઓની શાન્તિના હિત માટે પ્રાપ્ત કર્યો, કરી રહ્યા છે અને કરતા જ રહેશે.

### આપણું આજે મનન પણ વધુ સુદૃઢ કરવું.

આપણે સામાન્ય જનોએ ગૃહસ્થાશ્રમમાં રહીને આસુરી માયાના આડંબર ભર્યાં ક્ષણીક રહેતા વૈભવોમાં ન લોભાતાં, **જ્ઞાનયોગ આદિ સાધવાને** દિવ્ય પ્રકાશ પુંજ વડે પાંસરી જનસેવાની સીડીનાં પહેલાં પગથિયે ચઢવાના અભ્યાસ સારું પ્રથમ “**અક્ષર જ્ઞાન**” **પછી વેદોકતનાં સાધનસંપન્ન** * “**અધિકારે**” **(જિજ્ઞાસુપણે) શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્‌ગુરુદેવના નિત્ય સત્સંગ સમાગમથી જ્ઞાન દીક્ષા મેળવવી.** એમ મન, વૃત્તિઓનાં મંડળો પવિત્રપણે કેળવી, અતૂટ નિદિધ્યાસનથી રાષ્ટ્ર ભ્રાતૃઓનો અને વિશ્વમાનવ મિત્રોનાં

---

+ = અન્તર્યામીરૂપે સર્વ પ્રાણીઓને તેમનાં શુભ અને અશુભ કર્મો અનુસારે શાસન કરનાર. (ગીતાજી) × = ઋગ્વેદ મં. ૧, સૂ. ૧૬૪, મંત્ર ૪૬, પૃ. ૧૨૮. ૧ = સર્વ ભૂતોમાં સમાન જોવું તે. (ગીતાજી) ૨ = ૩ = ગીતાજી અ. ૩, મં. ૨૯ નો અર્થ અને ટિપ્પણી અવલોકવી.

તેમજ ચૈતન્યોનાં ઐક્યની ભાવના સારૂં અખંડ પ્રીતિ પ્રાપ્ત કરવી; એ જ સૌનું લક્ષ રહ્યું છે.

બુદ્ધિશાળીઓએ સચ્ચિદાનંદનાં રહસ્યોનું પાન કરી, પૂ. રત્નગર્ભા-ભારતવર્ષમાં અને સર્વત્ર રહેતા તત્ત્વવેત્તાઓએ આત્મિક ઉન્નતિ સાધી, સાધતા રહ્યા છે અને સાધતા જ રહેશે, આપણે બાપુકા શાશ્વતઃ ધર્મનાં તત્ત્વામૃતનું જીવનક્ષણોમાં પાન કરતા રહી, **પરિષદો અને સંમેલનોના ઉદ્દેશો પ્રમાણે નિયમોને અનુકૂળ રહી; પહેલું નિજ માટે નાનું કે મોટું** × **રચનાત્મક કાર્ય કરવું જ જોઇશે.**

"+ આપણી આર્થિક સ્થિતિ સુધારવા અને ઐક્ય સાધવા માટે ખાસ જરૂરી છે કે દરેક જ્ઞાતિ ભાઇઓએ નિજ બંધુને બનતી સહાયતા કરવી. તેમજ જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર વધારવો, ખેતી-વાડી સુધારવી. વળી દેશની અન્ય જ્ઞાતિઓની હરોળમાં, આપણી જ્ઞાતિ પછાત રહી જાય નહિ તે માટે જે કંઇ કરવું યોગ્ય જણાય તે કરવું."

"÷ ઉપદેશકો રોકીને, સભાઓ ભરીને, વાદ-વિવાદો યોજીને, ચોપાનિયાં, પુસ્તકો પ્રસિદ્ધ કરીને બંધુમાં જ્ઞાનનો ફેલાવો કરવો."

**આપણા ધ્યેયનું ધ્યાન રાખીને કાર્યો દીપાવવાં.**

આપણા પૂ. સમાજની જાગૃતિથી કરીને મુંબઈ, વિરાણી, કરાંચીમાં એ વાર અને **મુંબઇમાં સં. ૧૯૯૦ ના ચૈત્ર સુદ ૧૪ ના દિવસે ત્રીજી** પરિષદ ભરાઇ, તેમાં સુહૃદો અને હિતેચ્છુઓએ સમાજ હિતમાં હૃદય દ્રવીત ઉદ્‌ગારો પ્રગટાવ્યા જ છે. વૈકુંઠવાસી ૧૦૮ પૂ. શ્રી સદ્‌ગુરૂદેવ **ઓધવરામજી મહારાજે** આપણા સમાજને સનાતન સંસ્કૃતિ રંગમાં પૂરા રંગાઇને સંસ્કારી થવામાં બહુ કાર્ય કર્યું છે. વર્તમાનમાં **શ્રી ગુરૂ દયાળદાસજી મહારાજ,** સમાજના સુહૃદ વડીલો અને ઉત્સાહી વીરોનાં પવિત્ર હૃદયોમાં અને નિષ્ઠાવંત કાર્યોમાં સમાજ હિત કરવાની ઉમંગી ભાવનાઓ જ ભરેલ છે.

Hirapur Kampa,
near Dhansura
16-Apr-1954

ગુજરાતમાં આપણા **ભાગ્યોદય સભાના સુજ્ઞવંત સભ્યો** તેમજ મુંબઇ, નાગપુર, કલકત્તા, જબલપુર અને પુના આદિ કચ્છમાં રહેતા ભાઇઓનાં રસિક અંતઃકરણોમાં સમાજ સુધારાના પ્રેમી વિચારો નિત્ય ઘોળાઇ રહેલ છે. **ગુજરાતમાં પૂરી સગવડતા સાચવવાને સ્વભાઇઓએ સાત ધર્મશાળાઓ બાંધેલ, તે સુકાર્યો અતિ સ્તુત્ય જ છે. સં. ૨૦૧૦ ના ચૈત્ર સુદી ૧૩-૧૪ ના શુભ**

*પરમેશ્વરને યથાર્થરૂપે જાણવાની ઇચ્છાવાળા. (ગીતાજી). × કચ્છ નખત્રાણાના પૂર્વ નિવાસમાં શ્રી લ. ના. નાં મંદિરમાં પ્રતિષ્ઠાના અહેવાલ પૃ. ૧૦ ની ચોથી હરોળમાં, શ્રી રાજારામભાઈનાં ભાષણનું મહત્વ. + "કર્તવ્યને પંથે" પૃ. ૮૭ માં સઘળી પરિષદોનો ઉદ્દેશ ત્રીજો. ÷ એ પૃષ્ઠે જ ઉદ્દેશ ચોથો, હરોળ અર્ધી.

દિવસોએ પરમ કૃપાળુ શ્રી ૧૦૮ ગુરુદેવ ઓધવરામજીના મંગળ આશીર્વાદના દિવ્ય પ્રસાદથી, આપણા સમસ્ત શ્રી પાટીદાર સમાજે મળીને સિધ્ધભૂમિ ગામ હીરાપુરમાં બ્રહદ્ સંગઠ્ઠનથી ભ્રાતૃભાવ સાધીને કેળવણી વૃદ્ધિથી વ્યાપક હિત અંગમાં અને સ્વધર્મધારણાની પ્રેમ લાગણીએ, વિદ્યાર્થી ભુવન ધનસુરામાં બનાવવા માટે વિશાળ ફાળો (એક લાખ ને વીસ હજ્જારનો) ભેગો કર્યો. આપણા સમસ્ત સમાજમાં શ્રી લ. ના. આત્મપ્રિય પ્રભુજીનાં અગણિત મંદિરો બંધાયાં, બંધાઇ રહેલ છે. સ્વધર્મ પાલનના ઉત્સાહથી સર્વ સ્થાનોમાં અપૂર્વ દિવ્ય સંસ્કારોની વૃદ્ધિ થયેલી, તેમજ ઉમંગથી નિત્યપ્રતિ વધુ થતી જ રહેવાની છે.

**ભુજમાં ધર્મશાળા અને નખત્રાણામાં વિદ્યાર્થી ભુવન બનાવવું. મુંબઈમાં સમાજની વિશાળ વાડી બનાવવી એ પણ આપણા સર્વના સંપૂર્ણ સહકારથી મળનારું સંગઠ્ઠનનું જ મીઠું ફળ છે.** નાગપુરમાં આપણા વિદ્યાપ્રેમી બંધુઓએ મળીને સગવડ પ્રમાણે એ સ્થાનમાં **પાઠશાળાનાં ભુવનો** હજ્જારોનાં ખરચ કરીને બનાવેલ, તે શુભ કાર્યથી ભાઇઓનાં બાળકોનું કેળવણી દ્વારા હિત સધાઈ રહેલ છે. **કર્તવ્ય ના પંથમાં** આપણા જે જે ઉત્સાહી પ્રિય ભાઇઓએ સુધારા અંગે વ્યાપક વિચારો કાર્યમાં પરિણમાવેલ, તે તે પવિત્રમાર્ગમાં સઘળા સિધ્ધાંતોને વેગ આપવાના; વ્યાપક સમાજ સુધારાઓ થવાના અખંડ આધારમાં રહીને પૂ. ભગીરથી સમાજના ગરીબ સ્વયંસેવકે પુષ્પનું અલ્પકાર્ય કર્યું છે. સાહિત્યના પ્રચાર કરવાનો વ્યાપક પ્રશ્ન તો આપણા સમસ્ત સમાજ બંધુશ્રીઓનો જ છે. પૂ. સમાજના ગુણીજનોએ સંગઠ્ઠનથી સાહિત્યનાં પ્રચારકાર્યને સુવ્યવસ્થિત રીતિએ પૂરેપૂરું અપનાવી, આગળ જતાં વિશાળ હરિયાળાં વૃક્ષરૂપે બનવવું એ જ આપણા ગંગાસ્વરૂપ–સમાજ જનતાનું જ મુખ્ય અને પવિત્ર કર્તવ્ય રહેલું છે.

કારખાનાંઓમાં, ઓફીસોમાં. ખેતર, ખળાં, વાડીઓનાં પોડામાં અને મોલનાં નીંદણાં, વઢ આદિ કામકાજમાં તેમ વાર, તહેવારોએ ખુશાલીઓની નવરાશમાં, વાડીઓના ઓટલાઓ પર અને દુકાનો આદિ સ્થાનમાં થતી રચાણોમાં, પૂ. માતાઓ અને બહેનોને પણ ઘરોનાં દરેક કામકાજમાં સમાજ સુધારાના સંસ્કારોથી વિદ્યાવૃદ્ધિની હિત વાતો થવાનું જ સાહિત્યનાં સંકલનમાં અનુમોદન છે. **આપણા સર્વના શુભ વિચારોનું સુંદર હિતચિત્ર દોરી,** પરમ લાભદાયી રહેલ એવાં નિજ ચોથાં પુષ્પની સાહિત્ય રચના છે.

**ઉત્સાહીઓએ તો કર્તવ્યોમાં વધુ નિષ્ઠા દીપાવવી.**

આપણી પરસેવાની સુકમાઇમાંથી તારવેલ અને તારવાતી બહોળી રકમો **લોક કલ્યાણનાં પવિત્ર ઉદ્દેશોની ગુણપૂર્તિમાં તરત વાપરવા અને સંસ્કારોની વૃદ્ધિના મહામાર્ગોમાં** સંધબળ સત્વર વાળવા સારું ઉપરોકત કહ્યાંને આપણે

VS = Eng
1980 = 1924
2002 = 1946
2011 = 1955



મળીને સં. ૧૯૮૦ અને ૨૦૦૨ તેમ ૨૦૧૧ માં સુધારો સાધી; લાભ લેવાના અપાર ઉત્સાહની જેમ વર્તમાને લક્ષમાં ધારી, કર્તવ્યમાં પરિણત કરવો જ રહેશે.

ભાઇ, બહેનો, વિદ્યાર્થીઓ, સમાજની દરેક વ્યક્તિઓ તેમ મિત્રોને સામુદાયિક ઉન્નતિદર્શક બની રહે એવા, **આગામી+ સંમેલનોમાં માર્ગદર્શક ઠરાવોના વિષયો ચર્ચીને તેમ જ અનુસરી લાભ અને સુયશ મેળવવો આવશ્યક છે.** પ્રત્યેક શિક્ષિત મિત્રો ! સૃષ્ટિ હિતકારિણી દિવ્ય વિદ્યાથી જગમગતી વંદનીય દિશામાં પ્રયાણ કરી, સૌને તે ભણી આવવા સારું સદ્‌બોધ દેવાના એટલે સાહિત્ય અને સ્વધર્મ પ્રચારના સુપ્રયત્નોમાં સહયોગી જ બનશો. કેમકે જે સત્યમાર્ગમાં પીઢવૃત્તિ અને દિર્ઘ દૃષ્ટિવાળા ઉત્સાહી સુધારકો ચાલી રહ્યા છે એ જ સિધ્ધાંતમાર્ગ સૌને માટે અતિ સુગમ છે.

**મુંબઈ વિરાણી અને કરાંચીના શ્રી ક. ક. પાટીદાર જ્ઞા. સુ. યુવક મંડળોના ભગીરથ પ્રયત્નો દ્વારા પ્રગટેલ રિપોર્ટો, તથા કર્તવ્ય પંથે આદિ બહોળું સાહિત્ય તેમ વિશ્વહિતમાં સદા બોધાંમૃત વરસાવતાં રહેનાર આર્યધર્મ વૈદિક સનાતનના અદ્‌ભૂત રહસ્યભર્યાં એવા સતત બોધમય વહી રહેલ જ્ઞાન નિધિમાંથી** સુવાસી વાક્યો વીણી, ગૂંથીને પ્રથમ કહેલ નમ્ર સૂચનાએ ત્રીજાં પુષ્પનાં અનુસંધાનમાં નિજ ટૂંક સંવાદનું ચોથું પુષ્પ રચનાનો અલ્પ પ્રયાસ કરેલ છે. જેથી સુધારાનાં તન, મન, ધન અને હેતાળ વાણીથી સુકાર્ય કરી રહેલ **પ્રિયમિત્ર લેખકો, વકતાબંધુઓ તેમ શિક્ષાના અભ્યાસી તરુણ મિત્ર અને ગુણવંતી પૂ. શિક્ષિત બહેનોને પણ યત્કિંચિત અનુમોદન મળતું રહે.**

જેમકે (૧) દુઃખીયાંઓએ દુઃખડાં દૂર કરી, તેને ભૂલવાની આશ્વાસનદાયી એટલે **સ્વધર્મ પર સત્યશ્રધ્ધાનાં પ્રેમવૃદ્ધિની ઔષધિ.** (૨) સાહિત્ય સ્વાધ્યાયનાં માનસરોવરનાં ઊંડાણમાં મન પ્રિયતાનાં તત્ત્વરત્નો મેળવવા માટે પ્રવેશનાર વહાલા મિત્રો (અધિકારી લેખકો) ને **વધુ સાહિત્યરસ પ્રાપ્ત કરવાની તૈયારી.** (૩) દાનેશ્વરીઓને સમાજ, રાષ્ટ્ર અને વિશ્વમાં પરમાર્થ કરવાની પુષ્ટિમાં **અધિક ધનદાન આપવામાં** સદ્‌ભાવોની જાગૃતિ. (૫) સમાજ સાથે જ રાષ્ટ્રસેવાના વ્રતીઓને વ્યાપક રહેલ સુકાર્યો કરવામાં **અત્યંત ભાવવૃદ્ધિ.** (૫) વડીલશ્રીઓને

---

+ કચ્છમાં આપણા પૂ. સમાજ નેતાઓના ઐકય વિચાર વિનિમયથી અનુકૂળ સ્થાનમાં **સમાજનું બૃહદ્ સંમેલન યોજાવાથી,** વર્તમાનમાં સમાજ સંગઠન સાધવામાં અને વિદ્યાવૃદ્ધિનો વધુ પ્રચાર કરવામાં સૌનું બહુ જ હિત થવાનું છે. સમાજના પ્રત્યેક સુહૃદ શ્રી મહાનુભાવોના એવા જન કલ્યાણકારી પૂર્ણ વિચારો પ્રગટતા રહેલ છે. એમાં આપણે ભાઇ બહેનોએ મળીને સાથ આપવાથી રૂડું કાર્ય સત્વર દીપશે. સમાજનો સ્વયંસેવક પુંજાભાઇ.

નિવૃત્તિથી ગુણ ગરિમામાં રહીને **મેળવવાની અપૂર્વ આત્મિક શાન્તિ.** (૬) **મિત્રોને, મિત્ર સત્સંગનાં ધર્મમય ગાઢ બંધનમાં રમણ કરવાની વ્રતધારી સુવાસ.** (૭) સન્નારીએ પતિદેવ–પરમેશ્વર અને **ગૃહજનોની સેવામાં** નિત્ય ધારવાની અતિશય તલ્લીનતા. વહાલાંઓ સ્વ:રુચિ અનુસાર પુષ્પ સુગંધનાં–લક્ષ પ્રાપ્તિથી, વાનીઓની લ્હાંણી આરોગી મસ્તક આદિ જ્ઞાનતંતુઓ પરિપુષ્ઠ કરી મન, વૃત્તિઓના સંકલ્પોને સાધતાં **અખંડ આત્મતૃપ્તિ મેળવે;** એમ નિજ અંતરાત્માની નિત્ય આનંદવૃદ્ધિએ સત્ય આશા ફળવાના આધારના ઉદ્‌ગારો છે.

**॥ શ્રી સદ્‌ગુરુ પાદભ્યાં નમો નમ: ॥**

મારાં અલ્પ જીવનનાં કર્તવ્યયોગની સુદિશા દર્શાવનાર અને સનાતન સંસ્કૃતિના વ્યાપક રહેલા સંસ્કારોની ચેતનાપ્રેરક, **સુકીર્તિ પ્રાપ્ત કરેલ અમરવીરશ્રી પૂ. ગુરુવર્ય; ધર્માંગી શ્રી નારાયણજીભાઇ,** રા. **શ્રીમાન** વિદ્વવર્ય રતન-**સિંહભાઈ ખીમજીભાઇ, શ્રીમાન નારાયણભાઇ** શિવજીભાઈ નાક, શિક્ષણ-ગુરુ **શ્રી હરજીભાઇ** લધાભાઈ રામાણી (કચ્છ લુડવા), સૌમ્યમૂર્તિ શાસ્ત્રીય વિદ્યા-ગુરુજી રા. રા. શ્રીમાન **મૂળજીભાઈ,** ડો. પોકાર સ્થા. નખત્રાણા, સાહિત્ય ગુરુ-વર્ય શ્રી સોની મૌજી મહાજન, નખત્રાણા, નિત્ય આત્મવંદનીય જ્ઞાનગુરુદેવ **પૂ. સ્વામી શ્રી ૧૦૮ પરમાનંદ ચિદાકાશી** સ્થા. મજ:ફરનગર (પંજાબ) વાળાની, રંક શિશુ પર કરુણાભરી દયાદષ્ટિની અપાર પ્રેમામૃતની વૃષ્ટિએ અને સ્વ સમાજનો યશ દીપાવનાર કૈલાસવાસી સાધુશ્રી **બાલાનંદ સંન્યાસીએ,** સેવકને + "ગોરખપુર ગીતાપ્રેસની પદચ્છેદ અન્વયવાળી હિંદી ભાષાની **ભગવતી શ્રી ગીતાજી**" આપેલ. પવિત્ર ધર્મગ્રંથનો સમય અને શક્તિયોગ વાંચન અને સ્વાધ્યાયના અભ્યાસથી મારા જીવનમાં મને અનહદ લાભ જ થયો.

**સર્વશ્રેષ્ઠ મિત્રપણાના વહાલનો જ મંગળમય સાથ રહેલ.**

આપણા હિતસ્વી સત્પુરુષો અને સમાજ શુભેચ્છક સન્માનનીય **સાક્ષર શ્રી વિરેન્દ્રભાઈ શિ** સ્થા, કચ્છ વિરાણી તથા મુંબઇ. **સાક્ષર શ્રી કે. આર. વેલાણી** સ્થા, દુર્ગાપુર અને મુંબઇ. **શ્રી ખીમજીભાઈ** ક. મૈયાત સ્થા, રવાપુર અને મુંબઈ. **સાક્ષર શ્રી કરશનદાસ માણેક** મુંબઈ. કોલેજના વિદ્યાભ્યાસી **શ્રી રતિલાલભાઇ મણિભાઈ** રામાણી નખત્રાણા અને મુંબઇ. પૂ. **શ્રી અમૃતલાલ** ઓ. જોષિ મહારાજ મુંબઇ. બી. એ. એલ. એલ. બી. નો અભ્યાસ સાધતા **મિત્રશ્રી માવજીભાઈ** પી. પટેલ, પોકાર નખત્રાણા અને મુંબઇ. **શ્રી શિવદાસ-ભાઈ કા.** નાકરણી. સંગીત રસિક **શ્રી ગોવિંદજીભાઇ** રવાપુરવાળા (તેશ્રીએ નિજ સાહિત્યનાં ગીતો નિહાળી, અવલોકીને સંતોષ વ્યકત કરેલ). અને મુંબઇ.

---

+ = ગીતાપ્રેસ ગોરખપુરની પદચ્છેદ અન્વયવાળી ગુજરાતી તથા હિન્દી અર્થોવાળી ગીતાજીમાંથી શ્લોકો અને તેના અર્થો, સાહિત્યમાં ગૂંથેલ છે. આપનો પુંજાભાઈ.

**શ્રી પચાણભાઈ** શિવજીભાઇ નાકરાણી. શ્રી રતનસીભાઇ ના. શ્રી મગનલાલભાઈ શિ. શ્રી ખેતાલાલ ના. સ્થા, નાગપુર. પૂ. **શ્રી રતનસી મહારાજ** સ્થા, દેવીસર ધીણોદરવાળી.

**શ્રી રામજીભાઈ** નારાયણભાઇ, શ્રી વાલજીભાઈ જસરાજભાઇ, શ્રી નારાયણભાઇ ધનજીભાઈ, શ્રી રામજીભાઇ કાનજીભાઇ, શ્રી વિરજીભાઇ વિશ્રામભાઇ, શ્રી ડાહ્યાભાઇ ખેતસીભાઈ, શ્રી રામજીભાઇ દાનાભાઈ અને શ્રી મેઘજીભાઇ હંસરાજભાઇ સ્થા, નાગપુર. **શ્રીમાન નારાયણજીભાઈ** કાનજીભાઇ, શ્રી વાલજીભાઇ લધાભાઈ, શ્રી ધનજીભાઇ દેવસીભાઈ, શ્રી હંસરાજભાઇ દાનાભાઇ, શ્રી અબજીભાઇ હી. તથા શ્રી પ્રેમજીભાઇ હીરજીભાઇ અને શ્રી વેલજીભાઈ ગોપાલભાઇ સ્થા. કલકત્તા.. શ્રી **મનજીભાઇ,** શ્રી ભાણજીભાઈ, શ્રી મેઘજીભાઇ, શ્રી ખેતાભાઇ શ્રી રણમલભાઇ, શ્રી મણિભાઇ, શ્રી મણિલાલભાઇ, શ્રી માવજીભાઇ ધનજીભાઇ નાક. આદિ મુંબઇ. શ્રી **રમણભાઇ,** શ્રી કાન્તિલાલભાઇ, શ્રી નાનજીભાઇ આદિ ખંડવા. શ્રી **હરજીભાઈ,** શ્રી શાંમજીભાઇ, શ્રી બાબુભાઇ આદિ મધ્ય પ્રદેશ (ગ્વાલિયરવાળા) શ્રી **વાલજીભાઈ** કાનજીભાઇ રાંયણનો માળ તથા શિવગણભાઈ કાનજીભાઇ (મોતીવેણી) શ્રી **મૂળજીભાઈ** જી, શ્રી અખઈભાઈ તથા શ્રી દેવસીભાઇ ગં. આદિ ડેરોલ. શ્રી **મેઘજીભાઈ,** શ્રી મૂળજીભાઈ, શ્રી કાનજીભાઇ અને શ્રી હંસરાજભાઇ આદિ મોતીશ્રી. શ્રી **શિવજીભાઈ** પ્રેમજીભાઇ ગોગારી તથા રાજાભાઈ વાડીયા અને સદ્‌ગુણી વિદ્યાર્થી શ્રી **ધનજીભાઇ** ખીમજીભાઇ ઓરડી ટીંબા (ગુજરાત) વાળા આદિ ભાઇઓ. "શ્રી મહાલક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસ" ધનસુરાવાળા શ્રી **શાહ નટવરલાલ તથા** શ્રી **શાહ કાન્તિલાલે** સાહિત્યના કાર્યને પોતાનું ઘરનું જ સમજીને અપૂર્વ લાગણી રાખી છે. પ્રેસના કર્મચારી મંડળે પણ સાહિત્યને સુંદર થવામાં વિશેષ ફાળો આપેલ, તેવા શુભ અંગમાં હું આપણા સમસ્ત પાટીદાર સમાજ તરફથી એ પ્રેમી મિત્રોનો આભાર માનું છું. **સુહૃદ વિદ્વાન મિત્રોનાં પ્રથમથી તેમ વર્તમાનના સમાગમથી** સાહિત્યની ઠીક રચના અને પુષ્પ પ્રસિદ્ધ થવામાં બહુ જ પુષ્ટી મળી છે. સર્વહિતનાં સુકાર્યનો સૌએ લાભ લેવાના સમયમાં, સમાજના સ્વયંસેવકે તો નિમિત્તરૂપે અલ્પ કર્તવ્ય બજાવ્યું છે.

## પ્રિયવંત સ્વજનોની સાહિત્યમાં મળેલ સહાયતા.

નિત્ય નૂતન સૌંદર્યભર્યાં જગતયાત્રાના સુમાર્ગોએ ચાલવામાં સદા વાત્સલ્યનાં કૃપાળુપણે સહાયક રહ્યાં, પરમ તીર્થ સ્વરૂપ–ધર્મસ્નેહી આત્મવહાલાં **પૂજ્યશ્રી માત–પિતા. સુઆજ્ઞા માની પ્રિય લઘુ બન્ધુની વીર જોડી.** મારા ગૃહસ્થાશ્રમ ધર્મના અલ્પ પંથમાં નિત્ય સત્યપ્રેમના પાલનથી સહાયક રહેલ પ્રિયપંથીની–સ્નેહજ્યોતિ, કૈવલ્યધામ વાસી **સદ્‌ગુણીયલ શ્રી ધર્મપત્ની, સમજણાં પ્રિય સદ્‌ગુણી બાળકો અને વહાલાં કુટુંબીઓએ** ધર્મનીતિથી આત્મિય પ્રીતિના ઉલ્લાસે, મને બંધુજનો અને માનવસેવા (ભક્તિભાવ) ના સાહિત્ય યજ્ઞમાં; સુયોગ્ય-

Names of active leaders

તાથી સમય સદુપયોગ થવા સારું સમિધા સાધનની વિશેષમાં વિશેષ અનુકૂળતા આપતાં રહેવાથી જ પુષ્પનાં લેખનકાર્યો નિવૃત્તિમાં અને શાન્તિથી સધાયાં રહેલ.

એવા જ વહાલપૂર્ણ **આપ સંસ્કાર સ્નેહી–સુહૃદજનોનાં** વારે વારે પ્રેમળ દૃષ્ટિનાં–વિશુધ્ધ જળસિંચનથી મારી અલ્પબુદ્ધિનાં વૃત્તિપટમાં, જે જનહિત ચિંતવનનાં અંકુરો રોપાયાંને સાધારણ પુસ્તક વાંચનના પોષણનો આધાર દઈ, **બંધુહિતનું સુંદર વૃક્ષ વૃદ્ધિથી ફળયે જ તેનાં મીઠાં ફળો સર્વ જનોએ આરોગી અને સદાય આરોગ્યવંતાં રહેવા સારું પ્રિયવંત ધારણા કરી છે. પુષ્પ પાંખડીઓમાં વધુ ગામઠી જ રીતે સરળ ગદ્ય** અને પદ્ય વડે વિવેકપ્રેમી પાત્ર ચિત્રોના સ્વાનુભવ–સચ્ચારિત્રોથી તે પણ નિષ્પક્ષપાતે સંવાદોમાં પ્રગટતી સુબોધવાતો નમ્રપણે અને વિનંતીઓ રૂપે આલેખી છે. સાહિત્યમાં વ્યાકરણ આદિ સુમેળમાં ત્રૂટીઓ રહેવા સંભવ છે જ કેમકે અત્યારે મારો શિક્ષાપ્રાપ્તિમાં, તત્ત્વગ્રાહી–ભિક્ષાવૃત્તિનો અભ્યાસ સમય છે.

**પૂજનીય સુહૃદજનો પ્રત્યે મારી હમેશાં ક્ષમા યાચના જ છે.**

પ્રિય વાંચકવૃંદ! બાળકની તોતલી વાણી જેમ, **મારો અત્યારનો સાવ અનાધિકાર પ્રયાસ ગણી,** સેવકની ટૂંક બુદ્ધિથી અભ્યાસ વૃદ્ધિમાં સાહિત્ય-સ્વાધ્યાયનાં–રસપાનમાં અતૃપ્ત રહી સુવ્યસની વૃત્તિ પર ક્ષમાદૃષ્ટિ રાખવાની વિનંતી જ છે. સમાજ સંગઠનનાં પ્રત્યેક અંગોનો હિતદર્શી સુપ્રયત્ન પાર ઉતરાવવા માટે મારી કોમળ શિક્ષણ વૃદ્ધિ અને સુકલ્પનાનાં ભાવઅંકુરો પર આપ પ્રેમીજનોના માયાળુપણે **રસવૃત્તિના નિશદિન આશીર્વાદો જ વર્ષજો.**

મારી યથાબુદ્ધિ પુષ્પ પાંખડીઓ સ્થળ સંકોચે ટૂંક રાખી, **સુજ્ઞ મિત્ર સમુદાયને ધર્મપ્રીતિનાં અગાધ** અંજન વડે **વિશુધ્ધપ્રેમ આકર્ષણના મોહનમંત્રથી વશીકરણ થવા સારું** ભગવત્કૃપાએ જે બન્યો તે નિર્મળ પ્રયાસ છે. પુષ્પ વા પાંખડી, પાનું કે માત્ર લીટી જ **અથવા તો** એક શબ્દ ધર્મપ્રેમી જનોને રુચિકર થતાં, રસગ્રાહીઓ! મધુરસના–મકરંદને મધુકરો બનીને **ચૂસી-લાભ ગ્રહી રહેતાં;** આપ ગુણી વૃંદોના નમ્ર શિશુનો શિક્ષાભ્યાસી શ્રમ સફળ છે જ.

મને ખેતી વ્યવસાયના અનેકવિધ પ્રવૃત્તિનાં કારણે ગુજરાત અને મધ્યભારતમાં રહેતાં **ઓગણત્રીસ વરસ થવાથી,** પૂ. આપશ્રી ગુણવંત મહાજનોના વર્તમાન આદિ શુભ સમાચારો પૂરા ન મળતાં તે પણ સાહિત્યરસિક-ઉમંગી સુહૃદ મિત્રોથી કંઇક મેળવવાને મારા કુમળા વિચારોની ટૂંકી પાંખો હલાવી; પત્રોની રસવંત વિગતો દ્વારા બહુ બહુ ઉડવાની ભાવનાથી પ્રિય પૂ. ભાગીરથી–ગુણિયલ જનતાનું મંગળ દર્શન અને પ્રદક્ષિણા પૂર્ણ પુનિત યાત્રા આરંભી જ છે. **યાત્રા દ્વારા સમાજ પૂજનમાં નમ્રતાએ સાહિત્ય સંકલનાનું–નૈવેદ્ય ધર્યું** છે. "**मो सम कौन कुटील खल कामी,**" એમ નિજ રાગ દ્વેષે–મન્દ બુદ્ધિથી પૂજન સામગ્રીમાં ત્રૂટીઓ અને પુનરૂક્તિ દોષો તો રહેલ હશે જ. તે ભાવાનુવૃત્તિએ નિરી-

ક્ષણ કરનાર રસગ્રાહી પ્રેમીઓને દર્શાતાં; મને પોતાના જિજ્ઞાસુ મિત્રભાવે જ પત્રથી વા રૂબરૂ મળી, એના ઠીક સંશોધનમાં હિતસ્વી સૂચનાની કૃપા દાખવશો. તે ભૂલો હું વિવેકે સુધારી, પુનઃ ભ્રાતૃત્વ વૃદ્ધિએ સમાજ સાથે રાષ્ટ્રગણોનાં મહદ્ પૂજનના ઉત્સવોમાં સુયોગ્ય કર્તવ્ય બજાવી શકું. **મિત્રો! સાહિત્યમાંની હિતવાતો શાસ્ત્રો સાથે મેળવી, જીવનવિકાસના** સદ્‌વિચારોની પુષ્ટિમાં વધુ રસપ્રસાદ આરોગતાં રહેવો.

**અમે ગરીબ વિદ્યાર્થી–શિષ્યો પર પૂ. સાક્ષરોની કરુણા નિત્ય બની રહે.**

કાવ્ય મર્મજ્ઞ અને સાહિત્ય લેખક પૂ. વિદ્વાનો અને શબ્દાર્થના જ્ઞાતા, કવિતાઓનું રહસ્ય તારવવામાં સદા નિપુણ પ્રિય મિત્રવર્યોના સાહિત્ય અનુરાગી–ચરણકમળોમાં સાષ્ટાંગ નમનથી પ્રાર્થના છે કે અમારી જ્ઞાનગ્રાહી–**બાળચેષ્ટાને નિત્ય ક્ષમાએ પ્રોત્સાહન આપશો.**

જગતનાં કલ્યાણમાં શાશ્વતઃ શાન્તિદાયી, આર્ય સંસ્કૃતિનાં વિશ્વવ્યાપી અમૂલ્ય એવાં પવિત્ર સાહિત્ય સ્વાધ્યાયનાં મંગળ મંદિરમાં દીપેલ ઉત્તમોત્તમ ભાવનાની મૂર્તિઓને અમે અભ્યાસી મિત્રો વંદી; તેના જ સ્વાધ્યાય–પૂજનના મર્મનો યત્કિંચિત્ મહિમા સમજી તે અનુકરણીય આદર્શોનાં ગુણતત્ત્વ ધારણમાં નિજ જીવનક્ષણોને જ્ઞાનપ્રકાશથી મધુર કરવા માટે **આપશ્રીઓની રસાનુવૃત્તિના જિજ્ઞાસુ જ રહીએ. એવું સુહૃદ–સાક્ષર મહાનુભાવોના સ્નેહપૂર્ણ આશીર્વાદોનું આશા સેવન છે.**

**ત્રિભુવનસાર મંગળમયી સાહિત્યની પ્રસાદી પ્રાપ્તિ થવામાં નમ્ર કથન.**

સર્વહિતનું કાર્ય પૂરું કરવામાં ધાર્યાં કરતાં વધુ વાર લાગેલ. પણ મારી નિત્ય નિયમથી સંધ્યા પૂજા આદિ ખટકર્મ કરવા જેમ બહુ સમયનાં સત્યવિદ્યા–રત્નોનાં ચિન્તન તેમ દર્શન અને ગ્રહણથી, **મિત્ર પ્રેમામૃત પાને જ તૃપ્તિ થવા અને મનમંદિરમાં સત્ય આસને બિરાજેલ પ્રિય પ્રેમમૂર્તિ; સચરાચર વ્યાપક વિશ્વઆત્મદેવ સમ્રાટની** અનાદિ પ્રેરણાથી વિકસ્યું તેમજ હૃદયોર્મિની સરળતાથી સુવાસિત, એવાં મનભાવતાં આશાપૂર્ણ પ્રાણમંત્ર જપવારૂપી સાહિત્ય–પુષ્પોની યત્કિંચિત્ ગૂંથણીથી તે પણ અતિ ધીરે ધીરે બોધમાળાનો સંગ્રહ કરેલ. એ મેં પરબ્રહ્મ–વિરાટમિત્રનાં પૂજન આરતીએ અર્પવાને એમના જ સૌંદર્યપૂર્ણ સર્વાંગોમાં અણુંરૂપ દીપતાં, આપ વિભુભક્તિનું તિલક શોભિત પૂ. ગુણીજનો **અને સુહૃદયી મિત્ર મંડળોનાં** મંગળ કરકમળોમાં મારી જાગ્રત જીવન જ્યોતિની સવેળાએ જ પ્રેમના મણકા પરોવેલા સુંદર હારો નિહાળ્યા. **આપણે સંસ્કારોની સ્નેહવૃદ્ધિનાં અનન્યપણાંએ અને પ્રભુની મહદ્ કરુણાનો સંયુક્તે મેળવી નિત્ય પાન કરવાનો જ જ્ઞાનવાણીનો લેખન–પ્રસાદ છે.**

**હવેથી આપણું નિત્ય સતત સ્વાધ્યાયથી, મનન કરવાનું જ કર્તવ્ય રહેલ છે.**

સ્વઘરનાં ઉમંગી ભાઇ, બહેનો, વિદ્યાર્થીઓ અને પ્રિય પાડોશીઓ નિવૃત્તિ

સમયમાં અનન્ય ભાવનાએ એકડાં મગી, પુષ્પમાંના શ્લોકો, દોહરા, ચોપાઈ, ભજનો અને સંવાદ તેમજ વાર્તાલાપ પ્રેમપૂર્વક વાંચી, પોતે જ લેખક બનીને રહી ભૂલો સુધારી મધુર કંઠથી ગાશે; **સુતર્ક વિવેકના વિચારોથી લક્ષાર્થો સમજી,** સૌને ઠરેલ બુદ્ધિનાં સુધીરપણે સમજાવવાને મનન કરશે. પ્રેમભક્તિના પારગામી મહાનુભાવ **×મુનિઓ પૂજિત ઉલ્લાસ ઊર્મિઓએ, મિત્રગણો સાહિત્ય પ્રચારનાં સુ-કર્તવ્યો સાથે બ્રહ્મવિદ્યા વૃદ્ધિના મંગળ માર્ગમાં સ્વાધ્યાયથી હિતમંત્રો સાધતાં રહેતાં પરમાનંદ પ્રાપ્ત કરશે.** એ પરમ ઉજ્જવળ-સત્ય ધારણા સારું આપણે માયામાં રચ્યાં માનવીઓએ; નિમિત્ત રૂપે અલ્પ પણ દૃઢ પ્રયત્ન કર્યો જ સફળ થશે.

## આપણે માનસિક શાસ્ત્રનું અધ્યયન કરવું.

મારા સુકલ્પનાના વિચારોની સાણસીમાં જે ભાવરસનાં સત્ય વાકયો પકડમાં આવ્યાં તેની જ ગૂંથણી છે. મારી દૃષ્ટિ એ જ કે જે મેં અનુભવે વિચાર્યું **તેમાંથી આપ પ્રિયવંતો સમક્ષ** પુષ્પરૂપે ધર્યું છે. સુહૃદ મિત્રો ! આપને પુષ્પની સુગંધીમાંથી જ્યારે, જ્યારે સત્યનો સ્વાધ્યાય થતો રહે ત્યારે, ત્યારે આપણે પર-સ્પર નિર્મળાનંદે ભેટવા જેટલી આત્મતૃપ્તિ થતી જ રહેવાની, એ જ પુષ્પની દિવ્ય સુવાસ ગ્રહવી. " જેમકે સદ્‌સાહિત્ય જ સર્વોત્કૃષ્ટ સાધન છે અને તેનો જીવન વ્યા-પારમાં નિત્યનો સ્વાધ્યાયરૂપે સંબંધ છે.

## સાહિત્ય હિતેચ્છુઓનો વિશાળ પ્રેમ અને તેમના પુષ્કળ અભિપ્રાયોની જ પ્રાપ્તિ.

સં. ૧૯૮૦ થી થયાં સામાજિક હિતકાર્યો પણ **"શ્રી કચ્છી, કડવા પા. જ્ઞા. સુધારક યુવક મંડળ"** (કરાંચી) ના સુજ્ઞ સભ્યગણોના વિશાળ સહકાર આશ્રયોની-છત્રછાયામાં રહીને જ બન્યાં છે. સં. ૧૯૮૦ માં પ્રથમ પુષ્પ પ્રસિદ્ધ થયું **યુ. ઉ. અને મિત્રોની વાતો.** સં. ૧૯૮૩ આસો વદ ૦)) મંગળવાર દિવાળીના દિવસે બીજું પુષ્પ પ્રગટેલ, **યુ. ઉ. અને સંગઠ્ઠન શક્તિ.** સં. ૧૯૮૬ વૈ. શુ. ત્રીજ (અખાત્રીજ) ગુરુવારની રાત્રે લગભગ નવ વાગે પ્રચાર થયું. ત્રીજું પુષ્પ **યુ. ઉ. અને ભ્રાતૃભાવ. વર્તમાનમાં સમાજ સાથે રાષ્ટ્ર પૂજનના મહા મહોત્સવમાં** અર્પ્યું નિજ પુષ્પ ચોથું યુવકના ઉદ્‌ગાર અને મિત્રપ્રેમનું છે. **પહેલાનાં જનતા ઉપયોગી સાહિત્યનું પ્રકાશન પણ કરાંચીમાં શ્રી પા. યુ. મંડળના માન્યમંત્રી અને "પાટીદાર ઉદય" માસિકના તંત્રી, સાક્ષર શ્રી રતનસિંહભાઈ શિવજીભાઇ** નાકરાણી રવાપુરવાળા અને **સ્વ. પૂ. શ્રીમાન, વેદાંતના જ્ઞાન પારંગત વડીલ વિશ્રામભાઈ** પાં. ગાંગાણી વિરાણી-વાળા આદિ સુહૃદોના વરદ હાથ તળે ક્રમવાર સભાઓ ભરીને જ થયેલ. તેનાં

4 books printed
1) 1924 - Yuvakna Udgar ane Mitrani Vaato
2) 1924-10-25 - Yuvakna Udgar and Sangathan Shakti
3) 1930-05-01 -Yuvakna Udgar ane Bhatrubhav
4) 1957-10-23 -Yuvakna Udgar Ane Mitra Prem (This book)

×=પરમેશ્વરનાં સ્વરૂપનું નિરંતર મનન કરનારા. (ગીતાજી.)

Secret / Hidden Leader



તત્વમંથન–ગુણગ્રહણથી નીતિમાન મિત્રવૃંદોએ અપૂર્વ લાભો મેળવવા અંગમાં પૂ. સ્વ. માન્યવર નેતા શ્રી નારાયણજીભાઇ, રા. શ્રી જ્ઞાતિ હિતચિંતક શિવદાસભાઇ કા. અને જીવરાજભાઈ વા. લિંબાણી (વિરાણીવાળા) ગુપ્તનેતા શ્રી હરજીભાઇ લધાભાઇ રામાણી (કચ્છ લુડવા) શ્રી હંસરાજભાઈ દાનાભાઈ છા. બલારપુરવાળા, આદિ ભ્રાતૃ હિતચિન્તક મહાનુભાવોના પુષ્કળ લેખીત અભિપ્રાયો પ્રાપ્ત થયેલ છે. પ્રિય તરુણોત્સાહની વિવેકબુદ્ધિની વૃદ્ધિ થવા અને તેમની જ દૃઢપણે ધારેલ સુભાવનાઓ પરમાર્થકાર્યોમાં અર્પાવા અંગે એ સઘળા પત્રોનો સંક્ષેપ સાર, પ્રભુકૃપાની કરુણાથી પુનઃ પ્રગટતાં પુષ્પમાં રખાશે.

**ધર્મ રહસ્યોનાં પ્રેમ પાલનના નિત્ય ઉમંગી અને સાહિત્ય પ્રચારના રસિક રહ્યા એવા સુહૃદ મિત્રોની હંમેશાંથી મળતી રહેલ, સાચી સહાયતાથી જ સદા સાહિત્ય પ્રચાર થયો.**

સર્વનું મંગળદાયી રહેલ સાહિત્ય સાધનાનું પ્રચારકાર્ય નિજનું છે. **તેને સહકારના સંયુક્ત ઉદ્યોગોએ પૂરું કરી વહાલાંઓને લાભ આપીએ છીએ;** એવું વ્યાપક હિત જાણીને પાર ઉતારી વધાવી લેવા માટે **શ્રી દાનવીર સજ્જન મિત્રોએ** હંમેશાં પ્રફુલ્લિત ભાવનાં તન, મન, ધન અને મીઠી વાણીનાં દાન આપ્યા વડે કર્તવ્યધર્મ દીપાવ્યું જ રાખ્યું છે. ગુણી યુવાનો ! ચતુર કિશોરો! અને પરમ શુભેચ્છુઓ ! સૌએ જીવનની અમૂલ્ય પળો ધન્યવંતી કરવાને સહકારથી સામુહિકરૂપે પૂ. જનતાની સેવા સાધી, સાધતા રહ્યા **તેમજ સાધતા જ રહેશો.**

સચ્ચિદાનંદઘન પૂર્ણ પુરુષોત્તમ–પ્રિય પ્રભુજીનાં આધ્યાત્મિક તત્વ રહસ્યોનાં અને ગ્રહણનાં **ભક્તિપ્રેમી ભાવિકો** હું નિજ અંતઃકરણમાં દિવ્ય આનંદથી, સૌનો અત્યંત આભાર માનું છું. ભ્રાતૃભાવે જગીહળીત યશવંતાં સુકાર્યો, આપ નિર્મળવૃત્તિ–અનન્ય ધર્મપ્રેમીજનોથી સહાયતા દ્વારા હર સમયમાં પ્રગટતાં રહેતાં તેનો સર્વ ગુણીયલ ભ્રાતૃઓને વિશેષ લાભ આપતાં જ રહેશો. પ્રચારમાં તન, મન, ધન અને મધુવાણીથી ભાવભીનો સામુહિક સહકાર મળ્યો **તેમજ વિદ્યાદેવી–મહા સરસ્વતી માતુશ્રીનાં નિત્ય કૃપાવંત રહ્યા. સાહિત્ય સાધનાના રસજ્ઞ આત્મવહાલા પ્રેમી મિત્રોને સદા મળતો જ રહે;** એ જ આપશ્રીઓના નમ્ર અને ગરીબ, સ્વયંસેવક–શિશુની હૃદયવાસી આત્મિક અભિલાષા રહી છે.

**સાહિત્ય રસિક મિત્રનું મંગળ મિલન.**

17-Apr-1937

સં. ૧૯૯૩ ના ચૈત્ર સુદ ૭ ના **શ્રીમાન દેવસીભાઈ** રા. ગો. વિરાણીવાળા, મુંબઇથી ગ્વાલિયરમાં **ખેતી કરવાને** પધારેલ. ધર્મતત્ત્વપ્રિય આત્મિય મિત્રના નિઃસ્વાર્થ પ્રેમમિલનથી જે મારી **જનતા પૂજનના લગની ધ્યેયમાં,** રાત્રિદિવસ જાગ્રત આદિ સમયના બહુ અંશોમાં વિચારોને મંથન કરતી અને સુમંત્રોની સાધનાના અભ્યાસ–મંદિરની વૃત્તિઓમાં દૂર દૂર ટમકી રહેલ; **સંસ્કાર જ્યોતિના સાહિત્યમાર્ગમાં ધીરેથી ચાલવા માટે વિશેષ પ્રકારનું અજવાળું થયું.**

સ્વયંસેવકને સમાજમાં જેટલું કર્તવ્યસ્થાન પ્રાપ્ત થયેલ તેટલી જ સુકલ્પનાશક્તિ સ્ફુરી છે. આપણા સંગઠિત સમાજ સાથે રાષ્ટ્રનાં માનવ જીવનને પણ આવરી લેતા સબળા સિધ્ધાંતો છે.

અને, પુષ્પ સંકલનાનો પધ્ધતિસર માર્ગ દર્શાવવાને **રસગુણી શિક્ષકે** સમયનો સદુપયોગ સાધવા; વિશાળ અને પુષ્કળ સૂચનાઓથી જે સરળ ભાવે નવા સાહિત્ય–સદ્‌પાઠો શિખવ્યા તે મેં નિજ અભ્યાસવૃદ્ધિના આનંદે, અનુભવ જિજ્ઞાસાની શ્રધ્ધાએ અને **જગદિશ્વરીનાં અતુલ દયાનાં દાન** વડે પૂ. ભાગીરથી–સમાજનાં આપ પ્રિય સુપાત્રો (ગુણગ્રાહીઓ) નાં મંગળ કરકમળોમાં અને તેય તત્ત્વ–સુવાસ નિત્ય પ્રસરાવતાં, પુષ્પ પાંખડીઓની સંકલનાએ **સુંદર હારમાળામય ધર્યાં** છે. પ્રિયવંત પૂ. મહાજનો ! સાહિત્ય હારમાળા દીપવા સાથે પ્રેમી મિત્ર–વૃંદોએ તેનો અતુલ લાભ મેળવવાનો, મેળવતાં રહ્યાનો સર્વ સુયશ; **એવા સુહૃદ વિદ્વાન મિત્રશ્રીની પુણ્યભરી શિક્ષા આપવાના વિસ્તૃત ફાળે જ દીપી રહે છે.**

## કેવલ આશા.

જાગ્રત આદિ અવસ્થાઓની સૂક્ષ્મ મન–વૃત્તિઓના સંકલ્પ વિકલ્પો જાણતા, **સર્વજ્ઞાતા વિભુવર !** આપની સાક્ષાત્કારી પ્રેમભક્તિનાં દિવ્ય રસાંમૃત–ચરણકમળોમાં નમ્રતા છે. ભાવિના ગર્ભમાં અને કર્મફળનાં ક્રિયમાણમાં જ્યાં જ્યાં નિજ આતમ સંયોગી સ્થૂલ દર્શાયું રહે, ત્યાં ત્યાં સર્વદા શાન્તિદાયી વેદોક્ત મધુરસ પીનાર અને **એવા શાન્તિ ફુવારાઓએ માનવભ્રાતૃઓને ભિંજવનારા;** વિશુધ્ધ પ્રેમધર્મના પૂજારીઓની તેના પાવન સ્તોત્રોના સતત પ્રચારની નમ્રતાયુક્ત તેમ નિર્ભય આદિ આર્યત્વ ગુણોએ, વેદો, ઉપનિષદો અને શ્રી ભગવતી ગીતાજીનાં વ્યાપક તત્ત્વોની મધુર અને મોહક મોરલીની અદ્‌ભૂત તાન બજાવનારા બને. એને મોદથી શ્રવણ કરી મન ઉમંગે હૃદયની તંત્રીના થનકારે મંગળ ભાવોથી **વિશ્વને સર્વદા આનંદદાયી રહ્યું; એવાં સુકર્તવ્યોનાં કર્મયોગનું–નૃત્ય કરતા રહ્યા રસિક મિત્રમંડળોનું સંગઠનથી નિત્ય દર્શન મળ્યું જ રહે.**

**જિજ્ઞાસુ પુત્રોને દયાળુ પ્રભુની કરુણાનું જ હરક્ષણોમાં, પરમ વહાલ પ્રાપ્ત રહ્યું છે.**

પુષ્પ પાંખડીઓની સુગંધી (લક્ષ) માં મધુકરોના ગુંજારો જેમ તલ્લીન બની, કમળાકાન્ત દયાળુના અપરંપાર મહાનુગ્રહ ગુણોને પ્રેમી મિત્રો સ્મરી અને મગ્ન બની શાન્તિથી પ્રતિદિન ઘેર ઘેર ગાતાં રહે; તેનાં મીઠાં ફળની પ્રાપ્તિ વડે પરસ્પર સર્વાત્મ–મિત્રપણાંનાં અદ્વૈતથી, અમૃતદૃષ્ટિની અખૂટ વૃષ્ટિ નિત્ય વરસતી જ રહે. આ માયાનટીનાં નૃત્ય વિલાસે **સૌંદર્યભર્યું જાગ્રત જગત વિશુધ્ધ દૃષ્ટિથી વૈકુંઠરૂપે પ્રેમમય દર્શાય. દૈવી પ્રેમની પવિત્રતાએ વહાલાં વૈષ્ણવજનોની જ્ઞાનાર્જની વૃત્તિઓ, અંતઃકરણના નિર્મળ માનસ–સરોવરે સદા કમળવત્ત**

ખીલી તેમાંથી વિશ્વહિતાર્થે અને બ્રહ્માંડોના હિતસ્વી જગજીવન પ્રિય તાત ! આપના અપાર ગુણચાદીની મધુરી સુવાસ નિત્ય મહેકતી જ રહે.

અમે રસજ્ઞ ભાવનાના તરસ્યા મિત્રવૃંદને આત્મિકોન્નતિનું પિયુષ પીવરાવો ? એ મંગળમયી નિત્ય યાચનાઓ કરવાને સદા આરાધ્ય પ્રેમપૂર્ણ સૌંદર્યસિન્ધુ વિશ્વમૂર્તિ ! ઇષ્ટદેવ જગતનિયંતા ! સર્વેશ્વર-પરબ્રહ્મ-અખંડ જયોતિ ! જ્ઞાન અને વિજ્ઞાનના અપૂર્વ વિભૂતિ ભંડાર બુદ્ધિપ્રદાતા ! હે પ્રાણપ્રિય સચ્ચિદાનંદ ! ભક્તવત્સલ કૃપાળુ પરમપિતા પ્રભુ ! શિશુઓની સૂક્ષ્મ આદિ સર્વાંગો ઝુકાવીને કાયિક, વાચિક અને માનસિક ભક્તિવ્રતથી પુનઃ પુનઃ પ્રાર્થનાઓ છે ॥ ओरम् नमः ॥

આપ બ્રહ્માંડપિતાના દિવ્યગુણોનું સ્મરણ અને ધારણમાં નિત્ય રત રહેતી જનતા-જનાર્દનનો સદાઋણી. નમ્ર સ્વયંસેવક પુંજાભાઇ ખે. રૂડાણી કચ્છ નખત્રાણાવાળાના હાથ જોડીને પ્રણામ સ્વીકાર હો.

સ્થાન જનકપુર, પો. સેહરાઈ, પ. મુંગાવલી,

जी॰ गुना, (मध्य प्रदेश.)



# પુષ્પ ચોથાંની અનુક્રમણિકા.

૨૯ મી-૨૨૮ ખરાં ગ્રહણની સુવાસ.
૩૦ મી-૨૩૯ મિત્રપણાંની પ્રેમ-સુવાસ.
૩૧ મી-૨૪૬ મિત્રની યથાર્થ સૂચનાની સુગંધી.
૩૨ મી-૨૫૦ મહાજનોના આશીર્વાદોની પરિમળ.
૩૩ મી-૨૫૪ હિતેચ્છુઓની સેવાર્પણથી પ્રસરતી સુવાસ.
૩૪ મી-૨૫૫ શ્રી મંત્રીની આગામી કાર્યમાં સૂચનાની સ્નેહ સુવાસ.
૩૫ મી-૨૬૧ વિદ્યાવૃદ્ધિમાં ધનદાન દેવાની પ્રસરેલ ઉદારતા સુગંધી.
૩૬ મી-૨૭૨ " **માતૃ દેવો ભવ** " ની સેવા કરવાની સુવાસી આરતી.
૩૭ મી-૨૮૩ જ્ઞાનવિદ્યા પ્રચારની રૂપરેખાનું દર્શન.
૩૮ મી-૨૮૯ પ્રચાર સમયમાં મિત્ર લગનીનાં સ્મરણની મહેક.
૩૯ મી-૨૯૯ સુહૃદયીનાં આત્મનિષ્ઠાનાં ભાવભર્યાં-કુસુમોની મંગળ સુવાસ, સુખ-દાઇ જ રહી છે.
૪૦ મી-૩૦૪ સત્ય પ્રચારના અખંડ ભાવવૃદ્ધિની સુગંધ.
૪૧ મી-૩૧૩ મિત્ર કર્તવ્યોનાં વ્યાપકપણાંની સુગંધી.
૪૨ મી-૩૧૬ સત્સંગમાંથી જ પ્રસરતી ધર્મધારણાની શ્રધ્ધા સુવાસ.
૪૩ મી-૩૨૨ ધર્મતત્ત્વ કુસુમોનાં મધુરપણાંમાંથી પ્રસરતી સુવાસ.
૪૪ મી-૩૨૪ પ્રિય સંતની અમૃતભરી વાણીનો પ્રસાદ જિજ્ઞાસુએ આરોગ્યો.
૪૫ મી-૩૨૮ પહેલા દિવસની રાત્રિએ સત્સંગની સુવાસ.
૪૬ મી-૩૩૪ સત્સંગીઓનાં અખંડ બ્રહ્માનંદ માણતાં રહેવાની સુવાસ.
૪૭ મી-૩૪૦ શ્રી સદ્‌ગુરૂદેવે, જિજ્ઞાસુજનોને ધર્મદીક્ષા દેવાની સત્યસાર સુગંધી.



॥ ૐ ॥

## પૂજ્ય સમાજમાં સાહિત્યનો પ્રચાર કરાવનાર યુવકમંડળના સહાયક રહ્યા, શ્રીમાન સુહૃદ દાનદાતા સભ્યોની

## —: યશવંત નામાવલી. :—

શ્રી સરદાર પટેલ ટિમ્બર માર્કેટ, નાગપુર, ૨.

| નં. | રૂ. | | | |
|---|---|---|---|---|
| ૧ | ૧૦૧ | શ્રી | ડાહ્યાભાઇ ખેતાભાઈ કું., | નાગપુર. |
| ૨ | ૧૦૧ | ,, | વિરજીભાઇ વિશ્રામભાઇ પટેલ. | ,, |
| ૩ | ૧૦૧ | ,, | રામજીભાઇ એન્ડ મેઘજીભાઈ કું. | ,, |
| ૪ | ૫૧ા | ,, | બલારશા કું. નાગપુર. | ,, |
| ૫ | ૫૧ા | ,, | રામજીભાઈ દાનાભાઇ છાભઇયા. | ,, |
| ૬ | ૪૦ા | ,, | દેવસીભાઇ વિરજીભાઇ પારસીયા. | ,, |
| ૭ | ૧૫ા | ,, | દેવસીભાઈ વસ્તાભાઈ એન્ડ બ્રધર્સ. | ,, |
| ૮ | ૧૦ા | ,, | સત્ય નારાયણ સો મીલ. | ,, |
| ૯ | ૧૦ા | ,, | ન્યુ ટીંબર માર્ટ. | ,, |
| ૧૦ | ૧૦ા | ,, | ભાણજીભાઇ મેઘજીભાઈ એન્ડ કું. | ,, |
| ૧૧ | ૧૦ા | ,, | નારાયણભાઇ દાનાભાઇ એન્ડ કું. | ,, |
| ૧૨ | ૫ા | ,, | વિજય સો મીલ, કંપની. | ,, |
| ૧૩ | ૫ | ,, | જીવાજીભાઈ લાલજીભાઈ પટેલ. | ,, |
| ૧૪ | ૨ | ,, | વાલજીભાઈ ધનજીભાઈ પટેલ. | ,, |
| | | | ભંડારારોડ, બગડગંજ, નાગપુર, ૨. | |
| ૧૫ | ૧૨૫ા | ,, | રામજીભાઇ નારાયણભાઇ પટેલ એન્ડ કું. | ,, |
| ૧૬ | ૧૨૫ા | ,, | પ્રેમજીભાઇ ભીમજીભાઈ એન્ડ કું. | ,, |
| ૧૭ | ૧૨૫ા | ,, | વાલજીભાઈ જસરાજભાઈ પટેલની કું. | ,, |
| ૧૮ | ૧૦૧ | ,, | નારાયણભાઇ ધનજીભાઈ પટેલ એન્ડ બ્રધર્સ. | ,, |
| ૧૯ | ૫૧ા | ,, | નારાયણભાઇ શિવદાસભાઇ પટેલ એન્ડ કું. | ,, |
| ૨૦ | ૨૫ | ,, | સોમજીભાઇ અરજણભાઇ એન્ડ સન્સ. | ,, |
| ૨૧ | ૧૫ા | ,, | સોમજીભાઈ લધાભાઈ પટેલ, નાકરાણી. | ,, |
| ૨૨ | ૧૦ા | ,, | વિશ્રામભાઈ વેલજીભાઈ પટેલ. | ,, |
| ૨૩ | ૫ | ,, | દેવજીભાઇ હીરજીભાઇ. (ગડાંણી કચ્છ.) | ,, |
| ૨૪ | ૨૫૧ | ,, | મુંબઈ પાટીદાર સમાજ, મુંબઈ ૧૦. | |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | ૧૫૧ | ,, | રે રોડ પાટીદાર યુવક મંડળ (મુંબઈ.) |
| ૨૬ | ૧૨૫ | ,, | પાટીદાર સમાજ (મલાડ) હા. શ્રી અરજણભાઈ દાઇયાભાઈ. |
| ૨૭ | ૧૨૫ | ,, | પટેલ એન્ડ કું., રે રોડ, મુંબઈ. |
| ૨૮ | ૧૦૧ | ,, | શંકર વિજય સો મીલ. ,, |
| ૨૯ | ૧૦૧ | ,, | ન્યુ કચ્છ વિજય સો મીલ. ,, |
| ૩૦ | ૪૧ | ,, | પાટીદાર સો મીલ ,, |
| ૩૧ | ૨૫ | ,, | કે. એમ. પટેલ, રે રોડ. ,, |
| ૩૨ | ૫૧ | ,, | પટેલ ટીમ્બર માર્ટ. ,, |
| ૩૩ | ૩૫ા | ,, | ન્યુ પટેલ સો મીલ, અંધેરી. |
| ૩૪ | ૩૧ | ,, | જય ભારત સો મીલ, રે રોડ, મુંબઈ. |
| ૩૫ | ૨૫ | ,, | પચાણભાઈ પેથાભાઇ, મુ. પાલી. (કચ્છ મથલવાળા.) |
| ૩૬ | ૫૧ | ,, | દાનાભાઇ કરશનભાઇ, હા. લાલજીભાઈ દા. પાંચાણી, (ઘાટકોપર.) |
| ૩૭ | ૨૫ | ,, | રામજીભાઇ રાજાભાઈ, ઘાટકોપર. |
| ૩૮ | ૨૫ા | ,, | ખીમજીભાઈ કચરાભાઇ ,, |
| ૩૯ | ૫ા | ,, | પચાણભાઇ પ્રેમજીભાઈ ,, |
| ૪૦ | ૫ા | ,, | માવજીભાઇ ધનજીભાઈ પટેલ નાકરાણી, ઘાટકોપર. |
| ૪૧ | ૧૦૫ા | ,, | પાટીદાર સમાજ (જનકપુર, હંસનગર, દેવપુર) મધ્ય પ્રદેશ, જી. ગુના. |
| ૪૨ | ૫૧ા | ,, | મેઘજીભાઇ વિરજીભાઈ પારસીયા, જનકપુર, ,, |
| ૪૩ | ૨૫ા | ,, | ભાણજીભાઈ ડાહ્યાભાઈ રૂડાણી ,, ,, |
| ૪૪ | ૨૫ા | ,, | કાન્તિલાલ પુંજાભાઈ રૂડાણી ,, ,, |
| ૪૫ | ૨૦૧ | ,, | હરજીભાઇ ઉકેડાભાઇ લીંબાણી ,, ,, |
| ૪૬ | ૫ા | ,, | વાલજીભાઇ કરશનભાઈ ધોળુ ,, ,, |
| ૪૭ | ૨૦૧ | ,, | ખેતસિંહભાઇ લખમસીભાઇ રૂડાણી. (શરડી કંપા ગુજરાત.) |
| ૪૮ | ૫૧ા | ,, | નવાનગર ગામ સમસ્ત, હા. શ્રી મૂળજીભાઇ જીવરાજભાઈ (ગુજરાત.) |
| ૪૯ | ૨૫ા | ,, | મૂળજીભાઈ જીવરાજભાઈ ના. નવાનગર. (ગુજરાત) |
| ૫૦ | ૨૫ા | ,, | અખઈભાઈ ગંગદાસભાઈ છાભઈયા. ,, |
| ૫૧ | ૨૫ા | ,, | દેવસીભાઈ ગંગદાસભાઇ ,, ,, |
| ૫૨ | ૧૦૧ | ,, | વિસરામભાઇ શિવજીભાઈ. ,, |

| | | | |
|---|---|---|---|
| ૫૩ | ૫૧| | ,, | મોતીશ્રી ગામના ભાઈઓ સમસ્ત, (મોતીશ્રી). |
| ૫૪ | ૫૧| | મે. | ડી. એસ. પટેલ એન્ડ કંપની તરફથી, હા. રમણભાઈ (ખંડવા.) |
| ૫૫ | ૨૫| | શ્રી | એ. કે. પટેલ એન્ડ કુાં. હા. કાન્તિલાલભાઈ ,, |
| ૫૬ | ૧૧| | ,, | મેઘજીભાઈ નાનજીભાઈ રૂડાણી ગામ નખત્રાણા. ,, |
| ૫૭ | ૧૧| | ,, | લક્ષ્મી વિજય સો મીલ, હા. નાનજીભાઈ ,, |
| ૫૮ | ૫૧| | ,, | પ્રેમજીભાઈ નથુભાઈ ગોગારી, હા. શિવજીભાઈ, ઓરડી ટીંબા. |
| ૫૯ | ૧૫| | ,, | રાજાભાઈ ડાહ્યાભાઈ વાડીયા ,, |
| ૬૦ | ૫| | ,, | સાંમજીભાઈ હરજીભાઈ ઠાકરાણી ,, |
| ૬૧ | ૩૨ | ,, | ઓરડી ટીંબા (કેશરપુરા) ગામના સમસ્ત ભાઈઓ મળીને સં. ૧૯૮૮ ના ફાગણ વદી ૧ (પડવા) ના **હોળી રમશું અંતરની માંય,** એ સામુહિક ગીત ગાવાના, ગેરૈયાના રૂપે સ્વયંસેવકને પારિતોષિકના આપેલ તે સાહિત્ય પ્રચાર ફંડમાં જમા. |
| ૬૨ | ૨૦ | ,, | હંસરાજભાઈ કાનજીભાઈ ઓરડી ટીંબા. |
| ૬૩ | ૧૦| | ,, | અરજણભાઈ કરશનભાઈ ,, |
| ૬૪ | ૨૫| | ,, | નાનજીભાઈ લખમસીભાઈ ,, |
| ૬૫ | ૫ | ,, | ખીમજીભાઈ શિવગણભાઈ ,, |
| ૬૬ | ૧૦૧ | ,, | શિવજીભાઈ, હંસરાજભાઈ, રતનસીભાઈ, અરજણભાઈ ઓરડી ટીંબાવાળા તરફથી ચોપડીઓ પચાસ પ્રચાર માટે લીધેલ તેના જમે. |
| ૬૭ | ૧૫| | ,, | કરશનભાઈ કાનજીભાઈ ઓરડી ટીંબા |
| ૬૮ | ૨૦ | ,, | હીરજીભાઈ મનજીભાઈ ,, |
| ૬૯ | ૧૦ | ,, | કાનજીભાઈ રામજીભાઈ ,, |
| ૭૦ | ૧૫| | ,, | લધાભાઈ માધવજીભાઈ ,, |
| ૭૧ | ૨૫| | ,, | લક્ષ્મી વિજય સો મીલ, હા. કાનજીભાઈ મેઘજીભાઈ. (ધનસુરા. ગુજરાત.) |
| ૭૨ | ૧૦| | ,, | નાનજીભાઈ દેવજીભાઈ પોકાર (રામપુરા, ગુજરાત.) |
| ૭૩ | ૫| | ,, | છગનભાઈ ખેતસીભાઈ છાભઈયા (ધનસુરા, ગુજરાત.) |
| ૭૪ | ૬૦ | ,, | નવાનગર ગામ સમસ્ત ૩૦ ચોપડીઓ વેચવાની જવાબદારી હા. શ્રી પ્રેમજીભાઈ દેવસીભાઈ નવાનગર —પો. ડેરોલ. |



# યુવકના ઉદ્‌ગાર

અને

## મિત્રપ્રેમ-પુષ્પ વિકસેલની પાંખડી પહેલી.

### —: કુળમાતાની પ્રાર્થના સુવાસ :—

( દોહરા )

સરસ્વતી મા ! તુજને નમું, આપો ઉત્તમ બુદ્ધ;
વાસ કરો રસના વિષે, ઉપજે વાણી શુદ્ધ. ૧

હે માતા ! જગદિશ્વરી ! ! કરજે શિશુપર મહેર;
સાહિત્યનાં શુભ કાર્યમાં, ભરજે લીલા-લહેર. ૨

સત્ય વાત અવલોકવા, વિમળ બુદ્ધિ તું આપ;
તુજ કૃપાથી માત ! આ ટળશે સઘળા તાપ. ૩

ક્ષમા તહારી યાચવા, રાખી પૂરણ આશ;
કલ્યાણી ! કરુણા કરો, હું છું તારો દાસ. ૪

પુષ્પ ત્રીજાનું અનુસંધાન પાનું ૧૦૨ થી :-શ્રી મનજીએ **"સાહિત્ય સૂમન"** ની પુસ્તિકામાંથી એક બે પાનાં વાંચી, ગૃહિણીને સંભળાવ્યું કે—

"ગૃહસ્થાશ્રમની ઉન્નતિ જ સંસારમાં સુખનો સાચો પાયો છે."

**सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।**
**अस्मिन्नैव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥**

મનુસ્મૃતિ અ. ૩. શ્લો. ૬૦

ભા૦-જે કુળમાં સ્ત્રી અને પુરુષ બન્ને પરસ્પર સન્તુષ્ટ થઈ રાજી રહે છે, તે કુળમાં અચળ કલ્યાણ છે.

**यत्र नार्यस्तु पूज्यते रमन्ते तत्र देवताः ।**

મનુ. અ. ૩. શ્લો. ૫૬ નો પૂર્વાર્દ્ધ.

ભા:-જ્યાં સ્ત્રીઓનો આદર થાય છે, ત્યાં દેવતાઓ પ્રસન્નતાથી રહે છે.

**कार्येषु मंत्री करणेषु दासी ।**
**भोज्येषू माता शयनेषु रम्भा ॥**
**मनोनुकुला क्षमया धरित्री ।**
**गुणैश्च भार्या कुलमुद्धरन्ती ॥**

( મહા નાટક ).

ભા:-સંસારમાં જે પત્ની દૈવીગુણરૂપ **બની નિર્વિઘ્ને** અને સુવ્યવસ્થિત **નીતિ-રીતિની** શાન્તિથી ગૃહસ્થાશ્રમનું **રાજ્ય** ચલાવવા, તેમજ તેને **રક્ષણના** શુભ કાર્યમાં પતિને **હિતાવહ-સાચી** સલાહ આપનારી તે **ગૃહપ્રધાન** છે.

નિદ્રા સમયે રંભારૂપ બની પ્રભુરૂપ-પતિના ચરણોની અખંડપ્રેમે સેવા કરી, વિશુદ્ધ દૈવી સુખ-સંતોષથી પતિના હૃદયમંદિરમાં આત્મશીતળતા અર્પનાર, તેમજ ઘર, ઢોર અને ખેતી-વાડી વિગેરે સુકાર્યોમાં પણ એજ **ચતુર અર્ધાંગી તેની દાસીરૂપ** છે.

ઉત્તમ પ્રકારે રસોઇની વાનીઓ તૈયાર કરી, પતિદેવ-પરમેશ્વરને **મધુર વાણીના** હર્ષોલ્લાસે જમાડી: સંતોષનાર સ્ત્રી જ પ્રેમાળ **અન્નપૂર્ણા માતાજીના** મૃદુભાવની પૂર્તિ કરે છે. જે સન્નારી સાત્વિક ગુણે પતિદેવને **રીઝવી** જાણે છે, પતિને અનુકૂળ થઇને વર્તે છે, અને પૃથ્વીની જેવી ધૈર્ય ધારણે કૃપામયી છે, તે **ભાર્યા** ( સંસારનો ભાર વહન કરનારી ) **ગુણો વડે કુળને ઉદ્ધારે છે.**

**नास्ति भार्या समो बन्धुर्नास्ति भार्यासमागतिः ।**
**नास्ति भार्या समो लोकः सहायो धर्म संग्रहे ॥**

( મહાભારત )

ભા:-પત્ની સમાન બીજો **મિત્ર** નથી. પત્ની સમાન બીજી **ગતિ** નથી. પત્ની સરખો આ જગત્‌માં ધર્મકાર્યોમાં બીજો **સહાયક** નથી.

" જો સ્ત્રીએ પતિ પ્રત્યે સતીત્વ સિદ્ધ કરવું ઘટે તો પતિએ સત્વ સિદ્ધ કરવું ઘટે છે. સ્ત્રી પતિની દાસી નથી, તેની સહચારિણી છે, તેની અર્ધાંગની છે. મિત્ર છે; તેથી તેનીજ સાથે સરખા હક્ક ભોગવનારી છે, તેની સહધર્મિણી છે. તેથી બન્નેનું કર્તવ્ય પણ એક બીજા પ્રત્યે ને જગત પ્રત્યે સરખું છે. "

—ભારત ભાગ્યવિધાતા, પૂ. શ્રી મહાત્માજી.

## ( નીતિ રીતિ પાલનમાં, યુગલ અંતઃકરણની પ્રાણપ્રિય-ધર્મ- ) ધારણની મંગળમૂર્તિનું દર્શન.

મનજી:-**પ્રિય સહધર્મિણી !** આપણને અહીં આવ્યે બહુ દિવસો થયા છતાં, પૂ. સમાજ અને રાષ્ટ્રસેવક પ્રિય મિત્રોનો એક પણ પત્ર નથી; તેઓ અવશ્ય કોઇક વિટંબણામાં ગોંધાયા હોવા જોઇએ.

લક્ષ્મી:-**વહાલા જીવનઆધાર !** બીજું તો શું, પણ આપના સાથીઓને * સ્વાર્થીઓએ કંઇક અડચણ કરેલી હોય.

મ:-તેથી શું, મિત્રોને પત્ર લખવા પૂરતો સમય પણ દિવસ અને રાત્રિમાં બચતો જ નહિ હોય ? હશે; આપણે જ પત્ર લખીને ખબર મેળવીએ.

લ:-જરૂર, **પુણ્યદર્શન પ્રાણનાથ !** એ પ્રેમપત્રમાં મારી સહિયરો કંકુબહેન

* = " કર્તવ્યને પંથે " પૃ. ૬૮ થી ૭૦ સુધી અવલોકવાં.

આદિને "**ओ३म् सच्चिदानन्देश्वराय नमो नमः**" લખી કહાવજો.

મઃ—વારુ, હું મિત્રવર્યોને પત્ર લખું છું; તેનો જવાબ આવતાં આપણે સત્ય વાત જાણીશું.

**પત્ર પહેલો.**

આનંદનગર, સં. ૨૦૧૨ના કા. સુ. ૧
ને મંગળવારનો મધ્યાહ્ન.

**॥ ओ३म् ॥**

"પ્રેમ પંથ પાવકની જ્વાળા."

**दृते दृ ँह मा मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम्। मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे। मित्रस्य चक्षुषा समीक्षामहे ॥५॥**

યજુ. અ. ૩૬, મં. ૧૮.

અર્થઃ-" સર્વે મનુષ્યોએ સર્વની સાથે મિત્રભાવ રાખવો. કોઇની પણ સાથે નિષ્કારણ વૈર ન કરવું. હે સર્વ દુઃખ વિનાશક ઇશ્વર ! મારા ઉપર કૃપા કરો કે જેથી હું સત્યધર્મને યથાવત્ જાણું. સર્વ પ્રાણીમાત્ર મને સર્વદા મિત્રભાવથી જુએ અર્થાત્ મારા મિત્ર થાય. એવી સદિચ્છાયુક્ત જે હું તેને સદોદિત ઉન્નતિયુક્ત કર અને હું પણ મિત્રબુદ્ધિથી-સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણીને પ્રાણીમાત્રને જોઈશ એજ પ્રમાણે અમે સર્વ એક બીજાને મિત્રભાવથી જોઇએ. અમે સર્વ મળીને એક બીજાના સુખની વૃદ્ધિ કરીએ. આ ઇશ્વરોક્ત ઐક્યમૂલક ધર્મ જે પાળશે, તેનું જ કલ્યાણ થશે.

એવું પરમપ્રિય સત્યધર્મનું અધ્યાત્મ તત્ત્વધારક શ્રી કાન્તિલાલ ! શ્રી ગોપાલજી ! શ્રી શિવદાસજી ! અને કાવ્યપિયુષ પ્રેમી શ્રી પ્રેમજીભાઇ ! આદિ મિત્રોની **જનસેવા-ધારી પુણ્યમયી વિભૂતિને પ્રતિદિન વંદનાર,** આપ સંસ્કારી પવિત્રાત્માઓનાં દર્શનાભિલાષીના હાર્દિક નમસ્કાર.

**મિત્ર વિરહ.**

વિ. વિ. કે ગુણજ્ઞ મિત્રો ! પ્રેમપત્ર લખશો. આપના વર્તમાન કાર્ય પ્રણાલીના શુભ સમાચારો ન જાણતાં, અમને બહુ જ વિમાસણ થાય છે. **શક્તિમાને** આપનાં વિચાર મંથનો વડે જે પ્રભુતાનાં જ્ઞાન-સૂર્યથી સેવા-કિરણો પ્રસારીને બુદ્ધિનાં કમળો વિકસાવવાની અમૂલ્ય ભેટ આપેલ તેની દિવ્ય સુગંધીથી સૌએ નિર્માણપણે સર્વને સુખ (શાન્તિ) નો લાભ આપતે જ રહેવો.

પપૈયો જેમ વર્ષાઋતુમાં સ્વાતિ નક્ષત્રનાં જળનો જ તૃષાતુર રહે છે, તેમ હું મિત્રવૃંદને પુનઃ મળવારૂપ નિઃસ્વાર્થ પ્રેમજળનો જ તરસ્યો છું.

**નિજ કર્તવ્ય બજાવવું.**

" તુલસી યે સંસાર મેં, ભાંતિ ભાંતિ કે લોગ;
સબસેં હિલ મિલ ચાલિયે, નદી, નાવ સંયોગ. "

મિત્રો ! આ સૌન્દર્યભર્યાં આનંદી જગતમાં સર્વની સાથે સુવિચારોયુક્ત-વિવેકજનક સત્યાભૂષણોથી શણગારી મધુરવાણી ઉચ્ચારવી, હૃદયકમળ ખિલાવનારી સાહિત્ય ગૂંજનની બ્રહ્મપ્રાપ્તિએ એજ કાવ્યમસ્તી છે. તેથી સર્વાંગી સંસ્કાર કેળવવો જોઇએ, એ સંપૂર્ણ વિવેક છે. પૂ. પૂર્વજોએ જીવનમાં ધારેલ સત્યવિદ્યાનાં આપણે અનુશીલનથી સદાચાર સેવી **ભ્રાતૃસેવા** કરતાં, બહુ પુણ્યના સંચય વડે પ્રાપ્ત થયેલ નિજ માનવ-દેવ દેહનું સાર્થક થવાનું જ. મિત્રવૃંદની ઉજ્જવળ ભાવનાએ **સાહિત્ય અભ્યાસ** તેમ "**सततं सत्संगः**" કર્યાના દૃઢ સંકલ્પસિદ્ધિનો સુનિયમ પણ જાળવ્યો હશે ? એવા વ્યાપક ગુણો ગ્રહણ વડે સર્વહિત સાધ્યાની વિશુદ્ધ પ્રીતિથી જ સાહિત્ય અવલોકન કરતાં રહેવું.

વિદ્યાવૃદ્ધિએ લોકમત કેળવવામાં સમયનો સદુપયોગ કરતા જ હશો, તેનાં કાર્યનો સાર લખશો. મેં પ્રથમના પત્રમાં પાંચ કવિતાઓ મોકલાવેલ તેમાં આપ ભાવાદિ રસનિષ્પતિએ ગણ, તાલ, માત્રામેળ, યતિ અને પ્રાસોમાં સ્વરોસહિત અલંકારો આદિ સુધારી; પ્રસંગપર ધર્મપ્રિયોને આનંદના લાભ સારું મધુરતાથી ગાઈ શ્રવણ કરાવશો, સાથે સેવકના પ્રેમથી રસબસતા પ્રણામ કહેશો.

"**मातृदेवो भव पितृदेवो भव**"

તૈત્તિરીયો ૫ પ્ર. ૭, અ. ૧૧ નો પૂર્વાર્દ્ધ.

સદા આરાધ્ય, જગતના આધાર-પ્રાણપોષક કૃપાળુ વિશ્વેશ્વર તથા તેનું મંગળ સ્વરૂપ જ પૂ. જન્મદાતાનાં પરમ વાત્સલ્ય-નેત્રોથી **આશીર્વાદોભરી અમૃતવૃષ્ટિએ,** બન્ને પ્રિયબાળકો સહિત અમ દંપતિ અત્ર ક્ષેમ કુશળ છીએ, તેમ આપશ્રીઓ પણ આનંદિત હશો. અસ્તુ.

—: હરિગીત છંદ :—

મિત્રતાનો સ્નેહ અવિરત અંતર મહીં પ્રગટી રહ્યો;
શક્તિ નથી લેખન તણી કયમ પત્રમાં જાયે કહ્યો.
નિર્મળ હૃદયમાં ભાવ તે અવિચળ રહેજો સર્વદા;
જગન્નાથ ! ચરણમાં પ્રાર્થના મિત્રોને રાખો સુખદા.

લિ. આપશ્રીઓનાં દર્શનાતુરના આત્મિક નમન.

---

## પાંખડી બીજી.

### મિત્રોનાં સદ્દભાવની મધુરી સુવાસ.

શ્રી. કાન્તિલાલે તે પત્ર મિત્રોમાં વાંચીને કહ્યું :–" મિત્ર પત્રનો ઉત્તર પણ સત્વર લખવો જ જોઇએ. યુવક મંડળોની ઝળહળીત જાગૃતિના શુભ સમયમાં, "शुभस्य शिघ्रम" "નીતિથી મિત્રોનો ઉત્સાહ અર્પવાનું એજ મૂલ્યાંકન છે."

ગો:–શ્રી કાન્તિભાઈ! આપ કુટુંબના વિશેષ સમાચાર છે, તમે જ ઉકતપત્રનો સારયુક્ત ઉત્તર લખો. (શ્રી. ગોપાલજીએ સંસ્કાર મંદિરમાંથી શાહી, કલમ આદિ સાધન લાવી, મિત્રો સમક્ષ મૂકયું.)

## પત્ર બીજો.

પ્રેમપુર, સં. ૨૦૧૨ કા. સુ. ૫,
શનિવારની સવાર.

॥ ओ३म् ॥

## મિત્રપ્રેમ અવિચળ દીપો.

વેદતત્ત્વોનાં આદર્શ અંગીકારમાં પ્રેમી, કાવ્યકળાની વૃદ્ધિ કરવા અને કરાવવાના રસિક, દીન હિતેચ્છુ અને વિદ્વાનો તથા મિત્રવૃંદના સન્માનનીય મિત્રશ્રી મનજીભાઇ ! જોગ.

વિ. વિ. કે આપશ્રીનો પ્રેમદર્શન પત્ર અવલોકીને આજ્ઞાંકિત મિત્રોએ મિલન તુલ્ય જ અનુભવ્યું. આપણાં હૃદયોની સ્નેહ–સરિતામાં કમળ પેઠે તરવરતી સાક્ષાત્ મિલનની તીવ્ર અભિલાષાને ઉદધિ સમાન–**સર્વનો ઉદ્ધારક વિભુવર અવશ્ય સફળ કરશે જ.**

**"बिनु सत्संग बिबेक न होई। राम कृपा बिनु सुलभ न सोई ॥"**
અર્થ:–સત્સંગ કે બિના વિવેક નહીં હોતા, ઔર શ્રી રામજીકી કૃપાકે બિના યહ સત્સંગ સહજમેં મિલતા નહીં." તુ. કૃત રામાયણ, પૃ. ૬.

### "સૂત્રાત્માનું વૈદિક જ્ઞાન."

"* જ્ઞાની માનવોએ એને જોયું, જે એક સત્ શુભ રીતે સર્વત્ર વ્યાપક છે અને જેમાં સંપૂર્ણ વિશ્વ પક્ષીના એક માળા જેવું રહે છે, તેમાં આ તમામ વિશ્વ મળી જાય છે અને તેનાથી પૃથક પણ થાય છે. તે વિભુ પરમાત્મા સમસ્ત પ્રજાઓમાં ઓતપ્રોત રહેલો છે."

§ "**वेदोऽखिलो धर्ममूलं**" એ પૂનિત આદર્શે અમે સુરુચિથી પૂ. સાક્ષરો તેમજ શ્રદ્ધાળુઓનાં સંગમાં **સ્વાધ્યાય અને સત્સંગથી** જ્ઞાન સાથે સાહિત્ય ચર્ચા વડે લોકમત કેળવવાને "**तत्र स्थितौ यत्नोऽभ्यासः**" એમ "**देवघन**" વિદ્યાવૃદ્ધિનો પૂરો પ્રયત્ન કરી રહ્યા જ છીએ; કરુણાનિધાન એ આસ્થા અને નિષ્ઠાએ તેનાં ઉત્તમ ફળપ્રાપ્તિ સારું સૌને વિશેષ બુદ્ધિબળ અર્પે. આપણી સંધ્યા આદિ નિયમ પાલનના અપૂર્વ મહિમા યજ્ઞમાં એજ નિત્યની સ્વાધ્યાય–આહૂતિઓ છે. સત્યમાર્ગનું અવલંબન કરતાં, પડેલું સંકટ પણ અંતે તો દૂર જ થયું.

* = યજુર્વેદ "**વેદ સંદેશ**" માસિક, વર્ષ ૧ લું અંક ૨–૩. ફે.–માર્ચ ૧૯૪૫ થી–વડોદરા.

§ = મનુસ્મૃતિ–અ. ૨ જો શ્લો. ૬.

મિત્રો તથા નિજ કુટુંબ અહીં આવતાં જ બીજે દિવસે ગામ આગેવાનો તેમ ભાઇઓ ભેગા થઇ, ત્યાં મ્હારા પૂ. પિતાશ્રીને બોલાવેલ. તેઓએ, **અમને આપણા અહદ સમાજ સુધારકોથી** વિખુટા કરવા માટે પિતાજીને ધમકીઓ આપી. ઉપરાંત તેમણે ‡ "**વર્તુલ સમજેલ નાત**" અને અમારાં કુટુંબને સ્હાયક રહ્યા પ્રિય ભાયાતોથી બહિષ્કાર કરાવવા માટે પ્રયત્નો અજમાવ્યા. મિત્ર! ત્યારે નિજ હૃદયોનાં ધૈર્યે, આપના ઉપદેશેલ જીવનહિત માર્ગદર્શક (સત્ય આધાર) શબ્દો યાદ આવતાં; અમને બંધુમય આશ્વાસનદાયી જ થયા. કે–

† "**मा मेर्मा संविकथाः।**"

ભાઃ–" પાછા ડગ ભરીશ નહિ " યાને " બીશ નહિ અને નિજ કર્તવ્યમાંથી પાછો હઠીશ નહિ. "

તથા—

**निन्दन्तु नीति निपुणा यदि वा स्तुवन्तु**
**लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।**
**यद्यैव वा मरणमस्तु युगान्तरे वा**
**न्याय्यात्पथः प्रविचलंति पदं न धिराः॥**

—શ્રી ભર્તુહરિ મહારાજ, નીતિ શતક.

ભાઃ–શ્રેષ્ઠ પુરુષોની નીંદા થાઓ વા સ્તુતિ થાઓ, લક્ષ્મી એકઠી રહો, વા ન રહો, જતી રહો. મૃત્યુ આજે થાઓ, વા યુગને અંતે થાઓ, છતાં પણ ધીર પુરુષો નીતિનો માર્ગ છોડી, બાજુએ એક ડગલું પણ ભરતા નથી.

અને વળી—

" કદી તલવારની ધારે ભલે ગરદન કપાવા દે;
ડુબાવે દેહને દરિયે ખુશીથી તો ડૂબાવા દે. "
" પડી પર્વત પરેથી હા! શરીરને તો છુંદાવા દે;
તથાપિ ધીર ધારીને નીતિને ના લુંટાવા દે. "

— મણિકાન્ત કાવ્યમાળા.

સુહૃદ મિત્ર! સુધારકવૃંદો " **सत्यं वद धर्मंचर** " એ આપ્ત પુરુષો પ્રણીત અને આચરીત આદર્શ અંગીકરણમાં જ જીવનક્ષણોને દીપાવે છે, અમારૂં પણ તે રહસ્ય ધારણે નવજીવન વ્રત પોષાયું છે. અદીનતાનાં આત્મબળથી અમે તથા પવિત્ર ધર્મસંસ્કાર સાથી–પ્રિયભાયાતો અને હૃદયવહાલા ઉત્સાહીઓ પર તેઓની વિપરીત અસર થઇ જ નથી.

**—: સત્યનો સદાયે જય છે :—**

જે * વર્ગે ગર્જીને અમને નિરર્થક ધમકીઓ આપેલ. પરંતુ તેમનાં જ

‡=કુંડાળું અથવા તો લીંગેડીથી હદ બાંધેલ. †=યજુર્વેદ સંહિતા, મં. ૧ મંત્ર ૨૩.
* = ભ્રાતૃભાવ, પુષ્પ ત્રીજાનું પાનું ૧૦૦ માં વાંચવું.

કુટુંબોમાંથી સુધારાના ધારાઓએ નિત્ય વર્તી રહ્યા; નીતિમાન ભાઇઓ અને સુપુત્રોએ, સંગઠ્ઠન શકિતનાં બંધારણની પાલન પ્રીતિથી કરીને હિત થવાના સિધ્ધાંતો વિષે તે મોટેરાઓને વિનયયુક્ત પ્રશ્નો પૂછ્યા. પરિણામે વડીલોનાં મન અપૂર્ણ નિર્ણયોનાં મિથ્યાપણામાં ગૂંચવાયાં હતાં, તેઓ દ્વારા છેવટે લાગણીભર્યા જવાબો ન મળ્યા. ત્યારે એ સુધીર પુત્રઆદિએ જાતિ અને દેશજનો સંગઠિત રહ્યાથી, સંસારમાં અપૂર્વ સુખવૃદ્ધિનો વિકાસ કરી તેને સદા જાળવવા માટે મનુસ્મૃતિ, શ્રી ગીતા આદિ ઉચ્ચ શ્રેણીના ખુલાસાઓ શાન્તિપૂર્વક અને યોગ્ય રીતે સમજાવવા વિવિધ પ્રકારે કહ્યું કે–" લક્ષણોથી જ સુલક્ષ્મી પ્રાપ્ત થતાં તે ખરાં સુખરૂપે નિત્ય દીપી રહે છે. " તેમજ " માનવતા મળેલ તે પણ કૈવલ્ય તત્ત્વ પ્રાપ્તિ કરવા અર્થે છે. " એવી બહુ ઉપદેશની–અમૃતવર્ષિણી; રહસ્યોદય પ્રભાવની–પ્રભાતમાં એ શ્રી પૂજ્યો અને બંધુનાં હૃદયોની શ્રધ્ધામયી (ગુણગ્રાહી) ધરામાં, **સત્યધર્મ પરનાં અવિચળ સ્નેહનું પવિત્ર બીજ તત્ત્વ તરત જ વવાયું.** તેઓ યુકિતઓનાં વિશાળ પ્રમાણોની સમજણ પૂર્વક જાગૃતિના તીવ્રવેગને અનુમોદન દેવા માટે સંપૂર્ણ સહમત થયા. એમ × " **सर्व भूत हिते रताः** " રહેતા નિષ્ણાત પૂજ્યાત્માઓનો અને તેમનાં પ્રેમળ હૃદયોમાં ધારેલ ગુણગરિમાના પવિત્ર વ્રતનો વિજય થયો છે.

### સૌના સ્નેહી, સર્વના હિતમાં મૃદુ ભાવનાવાહી જ હો.

સંબંધી પક્ષના બુધ્ધિમાન પુરુષો અને તેમનો સત્યગ્રાહી વિશાળ પરિવાર પણ તરુણોને યોગ્યવયમાં બ્રહ્મચર્ય આદિ સુવ્રતનું પાલન કરાવી, અને તેઓની યુવાનીમાં તેનાં લગ્નો સાદાઇથી દીપવવાને જ તત્પર રહેલ. એમ ગુણપ્રાપ્તિએ અને સર્વદા હિતકારી દિવ્ય સંસ્કારોના અનુમોદને; આદર્શ ઉદ્દેશોની નિષ્ઠાએ પહોંચવા સારું કલ્યાણ વૃત્તિવાળા જ છે. એ રીતે અનુકૂળ સમય સચવાયાના આનંદથી, પ્રિય લઘુબંધુની વિવાહવિધિ સંપૂર્ણ દીપેલ છે.

### અમારાં મનથી કૃતજ્ઞતા તો નહીં જ વિસરાય.

શ્રી ગોપાલજીના તીર્થરૂપ **પૂજ્યશ્રી** તથા આપના **પૂજ્યશ્રીની** અમને સર્વ પ્રકારે પૂરી સ્હાનુભૂતિ જ રહેતાં, પ્રત્યેક સ્વાવલંબીઓને " **१ युद्धाय कृत निश्चयः** " થવા માટે યોગ્ય સ્વતંત્રનો સાધનામાર્ગ સરળ થયો. વીરોના અમર ધ્યેયથી ધર્મયુધ્ધ (પ્રચાર) ના શંખનાદે વિજય ડંકો વાગતાં, બ્રહ્માંડોવ્યાપી ૐ નો વિશાળ ઝંડો ગગનમાં ફરકીને તેમજ સર્વનાં મનમંદિરમાં વ્યાપ્યે દીપી રહેલ છે; એવી અમૃતમયી ભાવનાથી અમે હિતચિંતકોના પરમઋણી રહ્યા, તેમ રહીશું.

વર્તમાનના શુભ પ્રસંગોમાં અમને, આપની મીઠી સદ્‌ભાવનાની અને માયાળુ-

× = શ્રી ગીતાજી, અ. ૫, મંત્ર ૨૫, પૃ. ૧૫૨.

૧ = યુધ્ધને માટે નિશ્ચયવાળો થઇ, શ્રી ગીતાજી, અ. ૨, મંત્ર ૩૭ નું ચોથું ચરણ. પૃ. ૫૫.

ભર્યાં મિલનની યાદ અધીર બનાવી જ રહી છે! વધુ વિગત આપ શ્રીયુતના કૃપાપત્ર દર્શને.

અમે મિત્રવૃંદદ્વારા પ્રિય શિશુઓ પ્રતિ પ્યાર. આપ તેમજ સૌભાગ્યવંતી અમારી **માતૃતુલ્ય** ગુણીયલ ભાભીશ્રીનાં ચરણારવિંદોમાં સેવકોના હાર્દિક વંદન.

લિ. આપશ્રીના કૃપાકાંક્ષી, પ્રેમ પિપાશુઓ.

---

## પાંખડી ત્રીજી.

### ગૃહસ્થાશ્રમધર્મના આદર્શોની સુવાસ.

**सतीनां पादरजसा सद्यः पूता वसुन्धरा ।**
**पतिव्रत्तां नमस्कृत्यः मुच्यत्ते पातकानरः ॥**

— સતી માહાત્મયમ્.

અર્થ:- સતીના ચરણ રજથી પૃથ્વી તુરત પાવન થાય છે. પતિવ્રતાને નમસ્કાર કરી મનુષ્ય પાપથી મુક્ત થાય છે.

### ગૃહસ્થાશ્રમ, સંસ્કાર સૌંદર્યથી જ સદૈવ મનરંજન કરતું પવિત્ર ધર્મમંદિર છે.

પ્રિયમિત્ર વાંચક! જે પુણ્યશાળી યુગલ, શાસ્ત્રીય કર્તવ્યોથી દાંપત્યધર્મના સંસ્કાર સાથિયા પૂરે છે; તે રળીયામણા ગૃહસ્થાશ્રમ-મંદિરનાં તીર્થધામ (પ્રયાગ) ની પૂનિત યાત્રાએ આપણે અનુભવવૃદ્ધિની-મનોવેગી અમૃતભરી દૃષ્ટિ વડે પહોંચી, તેમની ગુણમૂર્તિનું મંગળ દર્શન કરીએ. આપણે મોંઘાં માનવનાં મીઠાં ફળમય ગૃહસ્થાશ્રમ મર્યાદાના સુસંકલ્પ વિકલ્પો સંભાળીને ધર્મપ્રિય પ્રાણ-પવિત્રતાએ જ સદા કૃતાર્થ થઈએ. એમ અખંડ ગુણસમૂહથી સૌંદર્યનાં સજાવટે, આપણો સમાજ સુધારાથી જ રાષ્ટ્રનાં જનગણનો ઉદ્ધાર છે. કેમકે- "સ્ત્રી એ તેના પતિની હજારો પ્રકારનાં સુખની અખૂટ ઝરણી છે, આ જગતમાં જેને પ્રેમી પત્ની છે તેનું જીવન ધન્ય છે."

શ્રી મનજીભાઈએ આજ એકાદશીનું, આરોગ્યનું મહત્વ જાળવવા નિર્જળ-વ્રત રાખેલ. એ સંધ્યા પહેલાં વ્યાપારીઓના સમયે ઘેર પધાર્યા. તેની ધર્મપત્નીએ વિશુદ્ધ પ્રીતિપૂર્ણ મૃદુહાસ્યથી, **પ્યારા પતિદેવ-પરમેશ્વરનાં ચરણ-કમળોમાં નીતિવંદન કર્યું.** એની પૂજારણે મધુરાં વાક્યો તથા જળ આદિથી સત્કાર્યાનાં દૈવી-સુખ સંતોષની, સન્માનનીય-આરતી ઉતારતાં ઉતારતાં પ્રેમપુરથી આવેલ પત્ર; પ્રિય પતિદેવનાં કરકમળમાં પવિત્ર ઉપહાર જેમ ધર્યો.

### પત્રમાં મિત્રનીતિ પાલનની વિશુદ્ધ ઝાંખી અને ગૃહસ્થાશ્રમમાં આદર્શ માંગળિક પ્રેમપૂજા.

(શ્રી મનજીએ પત્રને ઉમંગે ખોલતાં; ગૃહસ્થાશ્રમ ધર્મનાં સુકર્મોમાં અચળ સહાયક, ગુણરત્નોની દિવ્યજ્યોતિ-પ્રિય અર્ધાંગી દેવીજીને ગંભીર, મધુર અને પ્રીતિ-

રસ ભર્યાં વાકયોએ કહ્યું.) "મારાં હૃદય–કમળની પ્રેમસુગંધી ભરી પાંખડીઓ પર રત્નબિન્દુ જેમ સૌંદર્યથી બિરાજેલ લક્ષ્મી! ઉભય આત્માઓને આનંદ દેતાં. આપણા ગૃહસ્થાશ્રમ–બાગમાં સુવૃક્ષરાજી જેમ નિત્ય પ્રીતિપૂર્વક સંભાળ્યાં; **અપૂર્વ શાન્તિની ઉમાણ એવાં સૌંદર્યવર્ધક–લાવણ્યની પ્રેમમૂર્તિઓ વહાલાં મધુરભાષી બાળકકુસુમો ક્યાં છે?** તેઓ સારું (સામે ધરી) નારંગીઓ, કંદહારી દાડમ, સુપ, કેળાં અને લીલીદ્રાક્ષથી ભર્યો કરંડીઓ લાવ્યો છું.

લ:–(પ્રેમસુખના આનંદથી હર્ષાશ્રુઓ વહ્યાં પણ શાન્ત, ધૈર્યગુણે અને મધુરા કંઠે.) મારા મનમોહન ઇષ્ટદેવ! એતો નિત્ય જેમ અભ્યાસ પૂરો કરી, ખેલી–કુદી, ભોજન જમી અને થોડુંક હરી ફરીને બાજુના ખંડમાં ઢોલિયાઓ પર સુતાં છે.

મ:– (બાળકો પાસે પહોંચી) વાહ! આપણાં મનડાંનાં ભ્રંગોને પરમાનંદ દેતાં દેવ-દર્શનીય જેમ કુસુમસમાન ખિલ્યાં રહ્યાં આ પ્રભાવંત મનોહર મુખડાં! (અમૃતમાં બોળ્યું સુવાક્ય ઉચ્ચારી, આત્મિય પ્રેમનાંમંદિરની–પ્રતિબિમ્બધારી નિદ્રાધિન પ્રેમળ પ્રતિમાઓના સુંવાળા ગાલોપર મીઠીઓ દીધી, તેની સતી ગૃહિણીએ પણ માતૃત્વ પ્યારનો લહાવ મેળવ્યો, શ્રી મનજીએ ત્યાંજ ખુરશીમાં બેસીને ધર્મપત્ની સાંભળે તેમ ઉલ્લાસે પત્ર પુન: પુનઃ અવલોકી; પ્રફુલ્લ મનથી ધરણીપર બિરાજી તેમનાં ચરણકમળો સેવીત અર્ધાંગીજીને કહ્યું.)

મ:– પ્રિય ધર્મસંધાથી! જે ધર્મવીરો અનન્યપણે " * **सर्व भूतस्थ मात्मानाम्**" એ શ્રીગીતાજીના અદ્વૈત જ્ઞાનદર્શનથી બન્ધુહિત અને વિશ્વાત્મા–મિત્રની દિવ્ય ભક્તિના પ્રેમાનંદને અંતઃકરણોમાં સ્થાપી, તેમજ જીવન–વસંતોત્સવમાં કર્તવ્યનૃત્યથી અનુસરણ કરીને મીઠો ઉમંગ માણી રહ્યા છે, તેવા ધૈર્યવંતોને "બહિષ્કાર"ના મિથ્યા પ્રલાપો શું ડગાવનાર છે! શ્રી સત્યવાદી હરિશ્ચંદ્ર, પ્રહ્લાદ, શિબિ, અંબરીશ અને શ્રી સુધન્વાદિ ભક્તો પણ સત્યના ગ્રહણ માટે દ્વંદ્વોમાં પૂરા તવાયા. ગીતામૃતની × '**लाभा-लाभौ जयाजयौ**" એ અડગશિક્ષાનું આત્મિક પ્રણથી સેવન અને સાર્વભૌમનાં હિતવંતાં વૈદિક તત્ત્વોના સુપ્રચારનો શ્રેષ્ઠ ધ્યેય, **આદર્શ બ્રહ્મચારી પૂ. મહર્ષિ શ્રી દયાનંદ તેમજ ભારતભાગ્ય વિધાતા પૂ. બાપુજી અને પ્રગાઢ પાંડીત્યવંત શ્રી શ્યામપ્રસાદ મુકરજી આદિ** રાષ્ટ્ર અને વિશ્વહિતસ્વીઓ જેમ સુનીતિથી કર્તવ્યોને પૂર્ણ બજાવતાં બજાવતાં શિરપર પ્રાણાર્પણની પરીક્ષાના દુઃખ–ડુંગરા તૂટી પડે! તો પણ પ્રિય મહાજનોએ અનુશીલન કર્યાં જે વિશ્વમાં સૂર્યપ્રભા સમાન જગમગી રહ્યા છે, તેવા સત્યધર્મ વિભૂષિત જનતાનાજ પરોપકારના સુંદર

---

* આત્માને સર્વભૂતોમાં (બરફ જળની પેઠે) વ્યાપક જુએ છે. શ્રી ગીતા અ. ૬, મં, ૨૯ પૃ. ૧૧૭.

× લાભ, હાનિ (અને) જય પરાજયને સમાન સમજીને. શ્રી ગીતા અ. ૨, મંત્ર, ૨૮, પૃ. ૧૦૪.

આદર્શો ધારવા માટે સદા પૂર્વજોના સત્ય મનન અને ગમનના માર્ગમાં નિત્ય ચાલવા માટે ઉત્સાહથી નિશ્ચલ જ રહેવું. કેમકે–

" ૧ पुरूष प्रयत्न शीलस्य असाध्यं नास्ति "

ભાઃ– " મનુષ્ય પ્રયત્ન અને પવિત્રાચરણ વડે સર્વ સુખકાર્યો સધાય છે. "

તેથી સત્યગ્રહણુની અડગ ટેકધારી, શૂરવીર રત્નવર્યોને આપણાં નિત્ય સહસ્ર અભિનંદનો છે. ઉત્કૃષ્ટ પુરુષાર્થનાં પ્રમાણુ અંગે, ઋગવેદ મં. ૧–૩૯–૧૦ પૃ. ૨૬ માં પૂર્વાર્ધ વાકય છે–

૨ असाम्योजो बिभृथा सुदानवोऽसामि धूतयः शवः।

ભાઃ– " હે ઉત્તમ દાન આપનારા મરુતો (મૃત્યુને માટે જેઓ ઊઠી કરી ઉભા થયેલા છે.) તમે અતુલ બળ ધારણુ કરો છો. શત્રુને કંપાવનારા મરુતો! પ્રબળ સામર્થ આપની પાસે છે."

પૂ. કવિએ વિચારમંથનો વડે ગૌરવ વાકયો રસિકપણે ગાયાં છે કે–

" મર્દો કો નેક કામમેં ડરના નહીં અચ્છા;
આગે કદમ બઢા કે હઠના નહીં અચ્છા. "

## તમારી આત્મશ્રદ્ધા તો.

દિવાલો દુર્ગની ફાટે  તમારા કેદખાનાની;
તુટે જંજીર લોખંડી  તમારી આત્મશ્રદ્ધા તો. ૧
તમારા માર્ગમાં ઉભા  પહાડો યે ખસી જાશે;
બિયાબાં માર્ગ દઇ દેશે  તમારી આત્મશ્રદ્ધા તો. ૨
ઉતરવા સાત સાગરને  તમારા પથ્થરો તરશે;
વિના નૌકા સફર થાશે  તમારી આત્મશ્રદ્ધા તો. ૩
જવું આકાશમાં ધારો  ન વાયુ–યાન પાસે છે;
વિના પાંખે ઊડી જાશો  તમારી આત્મશ્રદ્ધા તો. ૪
થશે વિદ્યુત ને વાયુ  તમારા દાસ અગ્નિ એ;
વરસશે મેહ માગ્યા જો  તમારી આત્મશ્રદ્ધા તો. ૫
હજારો રોગની જ્વાળા  દવાના બૂંદના વિના;
રુઆશે શાન્તિ સિંચાશે  તમારી આત્મશ્રદ્ધા તો. ૬
દિગંબર સાધુના ચરણે  સિકંદર શિશ નામે છે;
ગળે સૌ ગર્વ ભૂપતિના  તમારી આત્મશ્રદ્ધા તો. ૭

૧ } " વેદ સંદેશ " વીર મરુતોનું કાવ્ય. અંક ત્રીજો. સને ૧૯૪૬
૨ } વડોદરા. પૃ. ૫૯.

જિગરની બાળહઠથી તો વિઠોબા દૂધ પીયે છે;
પ્રગટશે પથ્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો. ૮
પ્રભુ પ્રહ્લાદ ને માટે વસેલા લોહના થંભે;
સદા સાન્નિધ્યમાં રહેશે તમારી આત્મશ્રદ્ધા તો. ૯
મદોન્મત સિંહ, વ્યાઘ્રોતે ઋષિના ચર્ણ ચાટે છે;
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો. ૧૦
ઝરંતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરશે;
તજી દે ઝેર કાતીલો તમારી આત્મશ્રદ્ધા તો. ૧૧
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ;
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો. ૧૨

— શ્રી કલ્યાણજીભાઈ, (પાટીદાર બંધુ)

જીવન સ્નેહી! ક્રાન્તિકારીઓએ **વિદ્યાવૃદ્ધિ પ્રચારમાં "યાહોમ" કરીને જંપલાવ્યું** છે, એવા અડગવ્રતી મહાવીરોના થનગનતા ઉગ્ર ઉત્સાહની પરિશ્રમી તપશ્ચર્યાની વિભૂતિને આપણા નિત્ય વંદન છે.

પ્રિય મંગળદેવી! આત્મિય મિત્રોએ વેદવિભૂષિત પવિત્રકાર્ય હાથે ધર્યાંમાં, જગતદેવેશ્વર–સર્વાત્મા અંતર્યામી વિજય અપાવશે જ; તે આશાપૂર્તિના ઉમંગથી આપણે સ્નાન, સંધ્યા અને હવન આદિ કરી બુદ્ધિદાતા દયાળુપિતાને પુનઃ પુનઃ પ્રાર્થીએ.

( સામે પ્રભુજીના અમૃતબોધ શ્રી વેદા અને વિશ્વવિજયી મધુર ગીતગૂંજન–શ્રી ગીતા આદિ ધર્મગ્રંથો પધરાવેલ સિંહાસન અને ઘૃતની ત્રિજ્યોતિ જગમગતી તથા ધૂપ અગર આદિની સુવાસ પ્રસરતી સમક્ષ બે દર્ભાસનીયાં બિછાવી, તે પર શ્રદ્ધાળુ દંપતિની સુંદર જોડી યોગ્યપણે; તપસ્વીઓ જેમ પદ્માસને બિરાજી. કીર્તનો ગાવા પહેલાં, નિત્ય જેમ હવન આદિ સુક્રિયાના સમયમાં સદ્દગુણી પ્રિયબાળકો જાગ્યાં. તેઓ શીતળ જળથી શુદ્ધ થઈ, બાજુમાં આવી, શ્રી માત–પિતા તેમ ધર્મશાસ્ત્રોને નમસ્કાર કરીને વિવેકપૂર્વક પાથરણાં પર બેસ્યાં ગૃહસ્થાશ્રમી જનો હાથ જોડીને–)

## સૌની સદાયે જય હો.

—એ ગઝલ, મીઠા રાગથી ગાવા લાગ્યાં—

સદાયે રાષ્ટ્રની જય હો સદા કુળમાતની જય હો;
સદા વૃદ્ધો તણી જય હો સદા ભ્રાતૃ તણી જય હો. ૧
સદાયે બ્હેનની જય હો સદાયે મિત્રની જય હો;
સદાયે યુવકની જય હો સદા બાળો તણી જય હો. ૨

સદા સતીઓ તણી જય હો　　સદા જતિઓ તણી જય હો;
સદા ઋષિઓ તણી જય હો　　સદા કવિકૂળની જય હો. ૩
સદા શૂરવીરની જય હો　　સદા કર્મવીરની જય હો;
સદા પરમાર્થીની જય હો　　સદા યોગી તણી જય હો. ૪
સદાયે જ્ઞાનીની જય હો　　સદાયે દાનીની જય હો;
સદા ગુણવાનની જય હો　　સદા પુણ્યવાનની જય હો. ૫
સદા કારીગરોની જય　　સદા સુધારકોની જય હો;
સદા સાહિત્યકોની જય　　સદા પ્રણવી તણી જય હો. ૬
સદાયે શ્રુતિની જય હો　　સદા ઉપદેશીની જય હો;
સદા ગુરુમંત્રની જય હો　　સદા પૃથ્વી તણી જય હો. ૭
સદાયે આત્મની જય હો　　સદા મહાત્માની જય હો;
સદાયે ધર્મની જય હો　　સદા શુભકર્મની જય હો. ૮
સદાયે વૃષ્ટિની જય હો　　સદાયે સૃષ્ટિની જય હો;
સદાયે અરુણની જય હો　　સદાયે વરુણની જય હો. ૯
સદાયે ચંદ્રની જય હો　　સદા *શુભ મંદ્રની જય હો;
સદા પંચભૂતની જય હો　　સદા હિતભૂપની જય હો. ૧૦
સદા ઉત્સાહીની જય હો　　સદા હિતેચ્છુ તણી જય હો;
સદા ગૌમાતની જય હો　　સદા કૃષિતાંતની જય હો. ૧૧
સદા શ્રી રામની જય હો　　સદા શ્રી કૃષ્ણની જય હો;
સદા પિતુ–માતની જય હો　　સદા ૐ કારની જય હો. ૧૨

અને:–

" ભલે દુશ્મન બને દુનિયા તમે ના કોપશો બાપુ! "
" અમીમય આંખ કયારીમાં અફીણ ના રોપશો બાપુ! "
— મણિકાન્ત કાવ્યમાળા.

* સને ૧૯૪૦ના અરસામાં દિલ્હીમાં શ્રી બિરલાજીએ " શ્રી લક્ષ્મીનારાયણનું " ભવ્યમંદિર બંધાવ્યું તથા ગ્વાલિયરમાં " શ્રી સનાતન ધર્મ મંડળ " દ્વારા સને ૧૯૪૫માં યોગેન્દ્ર પ્રભુશ્રી કૃષ્ણચંદ્રજીનું ભવ્યમંદિર બંધાયેલ તથા શ્રી સોમનાથનું વિશાળ મંદિર રાષ્ટ્રદ્વારા જીર્ણોદ્ધાર થયેલ છે. ગીતામંદિર અમદાવાદ તથા નાગપુરમાં બંધાયેલ અને વેદમંદિર અમદાવાદમાં પણ સને ૧૯૫૨ ના માર્ચમાં તૈયાર થયું. તેવાં મંદિરો રાષ્ટ્રની આદર્શ પૂરતી કરતાં છે. —લેખક.

વિશ્વજયનું મધુરૂં કાવ્યગૂંજન સાંભળતાં જ બાજુમાં પણ પોતાની ચાલીમાં રહેતા, પ્રભુપ્રેમ ભક્તિરસના ભોગી શેઠશ્રી વલ્લભદાસ ઠક્કુર અને તેમનાં સ્નેહધર્મ-મૂર્તિની માંગળિક છાયાસ્વરૂપ-શેઠાણીજી શ્રી યશોદાબાઇ તથા એ ભાગ્યવંત દંપતિની ગૃહસ્થાશ્રમીય-પ્રાથમિક શાળામાં નિત કેળવણી પ્રાપ્તિનાં અભ્યાસી રહ્યાં; એવાં આજ્ઞાપાલક ત્રણે સુશીલ બાળકો ઉમંગપૂર્ણ શ્રી માત-પિતા સાથે આવ્યાં. પૂજ્યોની સુનીતિ જેમ શિશુઓ પણ બિરાજ્યાં પ્રેમીઓને નમ્રતાપૂર્વક નમસ્કાર કરીને બાજુની અલમારીમાંથી સંધ્યા-હવનની પુસ્તિકાઓ વાંચવાને લઇ, શાન્તિપૂર્ણ નિકટમાં આસનોપર બેસ્યાં. ભક્તિવંત મંડળ આત્માનંદથી હંમેશ જેમ, સામુહિક વેદમંત્રોનો ગૂંજાર કરવા લાગ્યું.

**ओ३म् विश्वानि देव सवितर्दुरितानि परा सुव। यद्भद्रंतन्नआसुव ॥१॥**

યજુ. અ. ૩૦, મંત્ર ૩, પૃ. ૧૪૩

અર્થઃ- હે સચ્ચિદાનંદ સ્વરૂપ! હે પરમ કારૂણિક! હે દિવ્યગુણયુક્ત અનન્ત વિદ્યા-વાન! હે વિજ્ઞાનપ્રદ! હે સૂર્યાદિ સર્વ જગદ્વિદ્યા પ્રકાશક! હે સર્વાનંદપ્રદ! હે સકલ જગદુત્પાદક! અમારાં સઘળાં દુઃખો તથા દુર્ગુણો, દુર્વ્યસનો, અજ્ઞાન-અંધકાર અને અનિષ્ટતત્ત્વો અમારાથી દૂર રહે. એટલે અમે તેને કદાપિ ગ્રહણ ન કરીએ. પરંતુ સહ્વિદ્યા, સદાચાર અને સન્મિત્રો જે અમારૂં કલ્યાણ કરનાર છે, તે અમને આપની કૃપાથી ચો તરફથી નિરંતર પ્રાપ્ત થાઓ. અર્થાત્ તેમનું ગ્રહણ કરવામાં અમારી સદા પ્રવૃત્તિ રહો. મં. ૩.

**ओ३म् हिरण्यगर्भः समवर्ततात्रे भूतस्य जातः पतिरेकऽ-**
**आसीत्। स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय**
**हविषा विधेम ॥ २ ॥** યજુ. અ. ૧૩, મં. ૪ પૃ. ૫૮.

ભાઃ-ઉત્પન્ન થયેલાં ચરાચર પ્રાણીઓનો તે એક જ સ્વામી છે, કે જે અનાદિ અનંત છે અને જેની અંદર સર્વ પ્રકાશ આપનારા સૌર્ય મંડળો અને ચમકનારા પદાર્થો સમાયેલા છે. આ પૃથ્વી અને દ્યુલોક અને આકાશ તેને આધારે જ રહેલાં છે. એવા સંપૂર્ણ સુખસ્વરૂપ દેવાધિદેવને અમે નમ્રતાપુર્વક અમારી ભકિત અર્પણ કરીએ છીએ. મં. ૪.

**ओ३म् य ऽ आत्मदा बलदा यस्य विश्वऽउपासते**
**प्रशिषं यस्य देवाः। यस्य च्छायामृतं यस्य मृत्युः**
**कस्मै देवाय हविषा विधेम ॥ ३ ॥**

યજુ. અ. ૨૫, મં. ૧૩, પૃ. ૧૨૬.

ભાઃ-જે આત્મજ્ઞાન અને આત્મશકિતને આપનાર છે, જે મન, બુધ્ધિ અને શારી-રિક બળને પુષ્ટ કરનાર છે અને સંસારના સમસ્ત પવિત્ર પુરુષો જેની વિશેષ પ્રકારે ઉપાસના કરે છે અને જેનો આશ્રય અર્થાત્ વેદપ્રતિપાદિત આજ્ઞાઓનું પાલન કર-વાથી જન્મમરણનો ફેરો ટળી જાય છે અને મોક્ષ થાય છે અને જે પરમાત્માની

આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી મનુષ્ય વારંવાર જન્મમરણને પામે છે, તે સુખસ્વરૂપ દિવ્યગુણ પરમાત્માની અમે અંતઃકરણપૂર્વક ભકિત કરીએ છીએ, અર્થાત્ તેની જ આજ્ઞાના પાલનમાં તત્પર રહીએ. મં. ૩.

**ओ३म् यः प्राणतो निमिषतो महित्वैकऽइद्राजा जगतो बभुव । यऽईशेऽअस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥ ४ ॥** યજુ. અ. ૨૩. મં. ૩, પૃ. ૧૧૬.

ભા:-જે પરમાત્મા પ્રાણવાળા અને પ્રાણ વિનાના પદાર્થોનો અર્થાત્ જડ અને ચેતન ગુણયુક્ત તમામ જગતના પદાર્થોનો પોતાના અનંત મહિમાથી જ રાજા છે તેણે જ બે પગવાળા મનુષ્યાદિ તથા ચોપગાં ગાય આદિ પ્રાણીઓના શરીરની રચના કરી છે, એવા સુખસ્વરૂપ અને સમગ્ર ઐશ્વર્યને દેવાવાળા છે માટે સમસ્ત ઉત્તમ સાધનો દ્વારા અમે તેની વિશેષ ભકિત કરીએ. ( અમારાં સાધનો પરમાર્થ કાર્યમાં વાપરીએ. ) મં. ૩.

**ओ३म् येन द्योरुग्रा पृथिवी च दृढा येन स्वः स्तभितं येन नाकः। योऽअन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥ ५ ॥** યજુ. અ. ૩૨, મં. ૬, ૧૪૭.

ભા:-જેની શકિતથી દ્યુલોક અને આકાશમાં રહેતા લોકલોકાન્તરો સ્થિત પામ્યાં છે અને પૃથ્વી દૃઢતાને પામેલ છે અને આકાશસ્થ પદાર્થોને પ્રકાશ આપે છે અને જેના વડે મોક્ષ અવસ્થા પ્રાપ્ત થાય છે તથા અનંત બ્રહ્માંડને જેણે માપ્યું છે, તેવા સુખસ્વરૂપ આનંદઘન પ્રભુને અમારી ભકિત અર્પણ કરીએ છીએ. મં. ૬.

**ओ३म् प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव। यत् कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥ ६ ॥** ઋ. અ. ૮, સૂ. ૧૨૧. મં. ૧૦, પૃ. ૭૩૫.

ભા:-હે સર્વ પ્રજાના સ્વામી ! આ સર્વ ઉત્પન્ન થયેલા પદાર્થોનો રચનાર અને પ્રલય કરનાર તારા સિવાય અન્ય બીજો નથી; અર્થાત્ આપ સર્વોપરિ છો. જે જે પદાર્થોની કામનાથી અમે આપનો આશ્રય લઇએ તે અને વાંચ્છના કરીએ તે તે શુભકામના આપની કૃપાથી સિદ્ધ થાઓ કે જેથી અમે ધનૈશ્વર્યના સ્વામી થઇએ. મં. ૧૦.

**ओ३म् स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा । यत्र देवाऽअमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ॥ ७ ॥** યજુ. અ. ૩૨. મં. ૧૦, પૃ. ૧૪૮.

ભા:-હે મનુષ્યો ! તે પરમાત્મા આપણને ભ્રાતા સમાન સુખદાયક, સકલ જગતના ઉત્પાદક, સર્વ કામોને પૂર્ણ કરનાર, સંપૂર્ણ લોકમાત્ર અને નામ, સ્થાન તથા જન્મોને જાણે છે અને જે સાંસારિક સુખદુઃખથી રહિત નિત્યાનંદયુક્ત મોક્ષ સ્વરૂપ પરમાત્મામાં મોક્ષને પ્રાપ્ત કરીને વિદ્વાન લોકો સ્વેચ્છાથી વિચરે છે, તેજ પરમાત્મા

આપણો ગુરુ, આચાર્ય, રાજા તથા ન્યાયાધીશ છે. આપણે સર્વ મળીને, તેની સર્વદા ભક્તિ કર્યા કરીએ. મં. ૧૦.

**ओ३म् अग्ने नय सुपथा रायेऽअस्मान्विश्वानि देव**
**वयुनानि विद्वान्। युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां**
**ते नमऽ उक्तिं विधेम् ॥ ८ ॥** યજુ. અ. ૪૦, મં. ૧૬, પૃ. ૧૭૦.

ભા:—સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપ સર્વ જગતના પ્રકાશક, સકલ સુખદાતા પરમેશ્વર! આપ સંપૂર્ણ વિદ્યાયુક્ત છો. કૃપા કરીને અમને વિજ્ઞાન વા રાજ્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે ધર્મયુક્ત આપ્તલોકોના માર્ગે સંપૂર્ણ પ્રજ્ઞાન અને ઉત્તમ કર્મ પ્રાપ્ત કરાવો, અને અમારાથી કુટિલતાયુક્ત પાપરૂપ કર્મને દૂર કરો. એટલા જ માટે અમે આપની અનેક પ્રકારે સ્તુતિરૂપ નમ્રતાપૂર્વક પ્રશંસા સદા કર્યા કરીએ અને અખંડાનંદમાં રહીએ. મં. ૧૬.

**ओ३म् पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।**
**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥**
**—ईशोपनिषद्.**

ભા:—તે પૂર્ણ છે, એ પૂર્ણ છે, આ સર્વ તે પૂર્ણમાંથી પ્રગટેલ છે. તથા આ અનન્ત પૂર્ણ પદાર્થો તે એકજ પૂર્ણમાંથી પ્રગટવા છતાં, તે એકજ પૂર્ણ જ બની રહે છે.

**ओ३म् द्यौः शान्तिरन्तरिक्ष ँ शान्तिः पृथिवी**
**शान्तिरापः शान्तिरोषधयः शान्तिर्वनस्पतयः ।**
**शान्तिर्विश्वेदेवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्व ँ**
**शान्तिः शान्तिरेव शान्तिः सामा शान्तिरेधि ॥**
**अ. अ. ३६, मं. १७.**

**ओ३म् शान्तिः ! शान्तिः !! शान्तिः !!!**

ભા:—હે સર્વ શક્તિમાન પરમેશ્વર! તારી ભક્તિ અને કૃપાથી જ અમને દ્યુલોક (જ્યાં સૂર્યનાં કિરણો પહોંચે છે તે સર્વ લોક.) પૃથ્વી તથા સૂર્યની વચ્ચેનું સ્થાન. પૃથ્વી અને સર્વ પ્રાણી, પદાર્થમાત્ર, જળ, ઔષધીમાત્ર, સર્વ જાતની વનસ્પતિ, સર્વે વિદ્વાનો, વેદ, જગતમાત્ર અમને સર્વદા નિરૂપદ્રવકારી થાઓ અર્થાત્ સર્વદા અનુકૂળ રહો. આ પદાર્થોની શાન્તિથી, વિદ્યાવિજ્ઞાન, આરોગ્ય અને આપની સર્વોત્તમ સહાયથી અમારા તથા સર્વ જગતના આનંદ અને સુખની વૃધ્ધિ કરો.

એવા સર્વોત્તમ પ્યારા રબ્બા, ઇષ્ટદેવેશ્વરની આરાધનાએ માનવ મંડળોનાં શાન્તવૃત્તિ-ક્ષીરસાગરમાં હુલવતી લહેરોએ નિત્ય મીઠા રાગે ગવાતું રહ્યું પદ.

રે........ પ્રેમે ભજવા લક્ષ્મી, દીનાનાથ;
સદા સહુ રહીશું, પ્રભુની સંગાથ.....ટેક.

સત્યનારાયણ સૃષ્ટા જગતનો; (૨)
પુત્રોનો ઝાલ્યો હાથ રે....૧
[1] માયા સંકલ્પો દૂર કરીને; „
ભીડવી સદા હૈયે [2] બાથ રે....૨
અંતર-નેત્રો ઉઘડતાં આજે; „
પ્રગટયો પ્રેમ-પ્રભાત રે....૩
નાથ જગતનો છે મનડાં-મંદિરમાં; „
ગાઇએ ગુણો મળી સાથ રે....૪
મોહિની મૂરતિમાં, ધારી ચીત્તડું; „
[3] ગીતડું ગાવું, દિનરાત રે....૫
પૂરો ઉમંગ ભરી રૂદીયાં માંહી; „
નિહાળી દયાળુ નાથ રે....૬
અમૃત ઝરણાં વહી રહ્યાં મનમાં; „
કરી દર્શન, ભેટી તાત રે....૭
કહે બાળો, પ્રેમ-ભક્તિ ઉમંગથી; „
રહ્યું અંતર સદા શાન્ત રે....૮

ભજન, સંધ્યા, હવન, પ્રભુઆરતી અને શાન્તિપાઠનાં ગાન પછી પદ ગાઇ, ગૃહસ્થાશ્રમ હિતના સંસ્કારો અંગીકારથી; અતૂલ લાભ મેળવી સ્નેહના મંગળ ચર્ચાનો પાવનકારી પ્રસાદ આરોગ્યો. પ્રેમીજનો પરસ્પર નમસ્કારો કરીને પ્રીતિરસ ભર્યાં મનથી સ્વસ્થાનમાં પધાર્યાં.

મિત્ર ! નિત્ય સત્સંગ ઉપદેશના મહાપ્રસાદ વડે સુવિચારોની વૃત્તિઓ પુષ્ટ બનાવીને નિર્મળ અને પવિત્રગુણોએ હરક્ષણમાં બ્રહ્માનંદ માણતા, ધર્મપ્રેમીઓની સદાય જય હો.

---

## પાંખડી ચોથી.

### સત્સંગની વિશ્વવ્યાપી સુવાસ.

**संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम् ।**
**देवाभागं यथा पूर्वे संजानाना उपासते ॥**

ઋગ્વેદ, કાં, ૮, વ, ૪૯ સૂ. ૧૯૧. મં, ૧૦. પૃ. ૭૬૬.

---

૧ = દેહનું અભિમાન, આદિ. ૨ = અખંડ ધ્યાનયુક્ત સત્યભક્તિ. ૩ = પ્રણવ જાપ વા વ્યાહૃતિઓ યુક્ત ગુરુમંત્ર-ગાયત્રીની ધ્વનિ.

ભા :- એક સ્થળે મળો, સંવાદ કરો, તમારા મન એક કરો અને જે પ્રમાણે પૂર્વેના વિદ્વાનો પોતાના નીયત કર્તવ્યાર્થે એકત્ર થતા હતા, તે પ્રમાણે તમે પણ એકત્ર થાઓ.

**સત્સંગપ્રેમી મિત્રોની મંગળમયી ગોષ્ઠિ.**

"એક ઘડી, આધી ઘડી, આધી મેં પુનિ ×આધ;"
"તુલસી સંગત સાધકી, કટે કોટિ અપરાધ."

પ્રિય વાંચક! **પ્રેમપુરમાં** પૂ. ન્યાયપ્રિય શ્રીમાન વડીલો, ગુણગ્રાહી ભાઈ, બહેનો, ઉત્સાહી મિત્રો, શ્રીયુત સાક્ષરો અને તેમનાં સંસ્કારી કુટુંબીઓ તથા બાજુનાં ગામોમાંથી સત્સંગ પ્રેમી કોસીયા આદિ મિત્રો ભેગા થતાં. **સામાજિક, આર્થિક, નૈતિક અને આધ્યાત્મિકના વિકાસ સાથે "[1]નગરસભા, [2]રાષ્ટ્રસભા અને [3]રાજસભા"** આદિ વિષયોનો શાસ્ત્રીય સિદ્ધાંતોથી સ્વાધ્યાયનો જળધોધ વહેવરાવી, પવિત્રમનની-કુમળી અને રસભરી કયારીઓમાં ધૈર્યપણે તત્વ-બીજ રોપી, મનનવૃદ્ધિની સુંદર વેલડીઓમાં સુરંગી પ્રેમપુષ્પો ખીલાવી તેની સુગંધ સર્વત્ર પ્રસરાવવા અંગે; શ્રી વાલજીભાઇ (ગોપાલજીના પિતાશ્રી)નાં વિશાળ આંગણાંમાં **પુનમ** તથા અમાસની રાત્રે એકત્ર મળતાં હતાં. એ નિમિત્તે આજ **કારતકી પુનમ** અને મંગળવારની રાત્રિ હતી. શ્રી કાન્તિભાઇ તથા શ્રી પ્રેમજી પહેલાં જ આવ્યા. શ્રી કાન્તિએ, શ્રી ગોપાલજી આદિ મિત્રોને કહ્યું. "હું ગીત ગાવું છું તેને તમે સ્વરપૂર્તિએ ઝીલજો,"

**વીરોની સ્વતંત્ર ટેક ટકાવી રહ્યાની વિશ્વવ્યાપી ગર્જના ધૂન.**

કરી જશું પ્રિતે કરી જશું, સ્વતંત્ર જાતિય કરી જશું. ટેક....૧
ધરી રહીશું અમે ધરી રહીશું, સત્ય શીલવ્રત ધરી રહીશું. કરી. ૨
ભરી જશું તો ભરી જશું, કર્તવ્ય-ભંડારો ભરી જશું. કરી. ૩
મટી જશું તો મટી જશું, સુકાર્યો કરતાં મટી જશું. કરી. ૪
તરી જશું તો તરી જશું, સંસાર સમુદર તરી જશું. કરી. ૫
વરી જશું મિત્રો! વરી જશું, અમર કીર્તિ વરી જશું. કરી. ૬

માટે—

**लोके स धन्यः स शुचिः स विद्वान् मखैस्तोभिः स गुणैर्वरिष्ठः।**
**ज्ञाता स दाता स तु सत्यवक्ता यस्यास्ति भक्तिः पुरुषोत्तमाख्ये॥**

ભા:- જનતામાં તે ધન્ય છે, જે પવિત્ર અને વિદ્વાન છે. મુખ્ય તપની સાધના અને ગુણોમાં અધિકતાથી પીઢપણું, જ્ઞાની તથા દાતા અને સત્ય કહેનાર આસ્થાએ ભક્તિવંત અને પ્રભુનું ગુણગાન કરનાર.

× ૭ મીનિટ માત્ર. સમય થાય.
૧ ૨, ૩. અથર્વવેદ. ભાષ્ય કા ૭ સૂ. ૧૨, પૃ. ૪૮.

પૂ. મહાત્મા **શ્રી રામચંદ્રજી** આદિ અક્ષય યશવંતા બંધુઓની ધર્મ અને રાજ્યની અપૂર્વ નીતિ પાળવા જેમ, આપણે નીઃસ્વાર્થ ભાવનાના પ્રેમથી મળી; આ અમૃત ચોઘડિયાંથી જ **પ્રિય દેવસ્વરૂપ બાળરત્નોનાં અખંડ હિતમાં રચનાત્મક સુકાર્યો કરવાં. એવા શુભધ્યેયની વૃદ્ધિમાં આપ સુજ્ઞો! સહમત થશો જ. મને પૂર્ણ વિશ્વાસ છે. પરિણામે સૌને કરુણાનિધાન યશ અપાવશે જ.**

ગો:– (બહુ હર્ષવંત, જિજ્ઞાસાથી) ઉત્સાહી યુવકમિત્રો અને તરુણોની ઉન્નતિ પ્રશ્નના પ્રોત્સાહન ફાળાના ઠીક ઉત્તરમાં, **પ્રથમ પગલાંના અભ્યાસથી ચાલવા માટે શું રૂડું કર્તવ્ય હોઈ શકે! દક્ષમિત્ર! અમને તેનો કાર્યક્રમ વિવરણથી કહી સમજાવો.**

**મિત્રોનો સર્વહિતનાં ઉદ્દેશનો મંગળમાર્ગ અને ગૃહસ્થાશ્રમનાં ખરચમાંથી "ટૂંક બચત યોજના."**

કા:– પ્રિય સખાઓ! આપણે જાગ્યા અને પાડોશી મિત્રોના સત્સંગથી સત્ય સમજ્યા તથા ચેત્યા ત્યાંથી જ હવે સવાર ગણી; **પ્રત્યેક મહિને ઘર ખરચમાંથી થોડાં થોડાં નાણા બચાવીએ.** આપણાં તન, મન, બુદ્ધિ, સંસ્કાર અને ધનની હાનિ કરનાર નવી ઢબનાં આદિ દુર્વ્યસનો સેવ્યાના મિથ્યામોહનો ફાલતુ તેમ નિરર્થક ખરચો તદ્દન બંધ જ કરવો. ઉપજમાંથી જે પુણ્યભાગ તારવીએ છીએ, **એવું સુધન એકત્ર કરવું.**

**"कार्यं साध्यामि वा देहं पात्यामि" એમ પૂ. મહાનુભાવોના સુકાર્યની સંકલ્પ પૂર્તિએ, આપણે બંધુ આંગણે ફરીને વિશાળ ધન ભેગું કરી તે વડે જનસમુદાયની સર્વાનુમત ઐકયે અને પરમ પ્રિયતાપૂર્ણ સંમતિની રસાળપણાંથી દીપીત એવી સામુહિક વ્યાપકનીતિની બુ્ા ની કુશળતાથી અનુકૂળ રહ્યાં સ્થાનમાં પ્રથમ તેમ સત્વર મહાવિદ્યાલય તથા વિદ્યાભુવન સ્થાપવું. એમાં દરેક વિષયનાં ઉચ્ચ શિક્ષણનો આપણાં ખેડુતોનાં બાળકો અને સમાજનાં આશ્રયી તેમજ પાડોશીઓનાં પ્રિયસંતાનો વિશેષ લાભ મેળવી, જીવન સુખરૂપ બનાવે.**

પ્રે:– જગતનિયંતા સૌનું કલ્યાણ જ કરે છે. પાવનગ્રંથ શ્રી ગીતામાં યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રજી કહે છે, કે "**संभवामि युगे युगे**" એ સુત્રાનુસાર માનવો સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ દુષ્કર્મના ફળભોગથી જ્યારે દુઃખોની પરાકાષ્ટાએ પહોંચે છે; તેનો ત્યારે પરમ વાત્સલ્યી દયાળુ અને ન્યાયી પ્રભુજી ઉદ્ધાર કરે જ છે. એટલે કે પ્રત્યેક પળોમાં પરમાર્થ લગનીના રંગો વડે રંગાયા જ રહ્યા, સુહૃદો (હિત ઈચ્છિતા પવિત્રાત્માઓ) નાં કોમળ હૃદય–મંદિરોમાં દિવ્યસ્વરથી અમૃતપુંજ–પ્રેમમૂર્તિની ઝાંખી

દે છે; ત્રિતાપોથી પીડાતાં જીવોનાં સંકટ–બંધનો તે સમર્થ ૧ **વીરમૂર્તિઓ દ્વારા સત્વર તોડાવીને માનવમાત્ર (આત્મબંધુઓ) ની જીવનમુકિતનો ચૈતન્યવંતો "આધ્યાત્મિક" માર્ગ સરળ અને સીધો દર્શાવે છે.**

— ઈશ્વરી સંદેશ. —

" કરે જા કાર્ય ત્હારૂં તું જરૂર તે તો સફળ થાશે;
ફળે જો નાં હયાતીમાં ફળો તુજ છોકરાં ખાશે.
મળે જયમાલ નહિ તોયે ધપ્યો જા ભાઈ! ઉલ્લાસે;
કર્યાનું દામ મેળવશે કર્યું તે વ્યર્થ નહિ જાશે."

આજ આપણી સમક્ષ નૂતન પ્રશ્ન ઉપસ્થિત થયેલ છે. પરમકૃપાળુ બુદ્ધિના-ભંડારી જ્ઞાનદાતાએ, પ્રસંગોપાત્ એ અમૂલ્ય પ્રશ્નને ચૂંટવાનું અનોખું માનદાન પ્રિય મિત્રને દિર્ઘબુદ્ધિના સુતર્કોથી સમર્પ્યું, **અભિનંદન હો ધર્માનુકૂળે સમાજ સાથે રાષ્ટ્રહિતમાં કરેલ યુકિતપ્રવીણ સેવાગ્રાહી વીરને!**

મિત્રો! હું, એ સત્યવ્રતની–લોક કલ્યાણમાં પરમ લાભદાયક અનુપમ ધારણાને તન, મન, ધન અને વાણીથી **અનુમોદનની–આરતી કરીને વધાવું છું. જ્ઞાનેશ્વરની સ્હાયથી, પ્રિય બાળકોનાં મહદ્સુખો પ્રાપ્તિનાં ભવનોની ઉજ્જવળ રૂપ-રેખા દોરવાનું ઉત્તમ સુકાર્ય અવશ્ય પાર ઉતરશે જ. અને પૂરી શ્રદ્ધા છે,** તેમ ભાવિક પણ ગાય છે—

**" કંઈ હજારો નિરાશામાં અમર આશા છુપાઈ છે."**

કા:– સત્સંગ પહેલાં કે પછી, ભક્તિરંગથી હૃદયકુંજે રંગાયાં રહ્યાં; માનવ સેવા-ભાવિક મિત્રો અને આપણા શિરછત્ર છાયારૂપ પૂ. શ્રી વડીલ–મહાજનો આદિને તે વસ્તુસ્થિતિનું વર્ણન મૃદુપણે ખુલાસે અને શાન્તિનાં ધૈર્યથી સમજાવીને **વિદ્યાવૃદ્ધિની રચનાનો સૌંદર્યપાયો સુદૃઢ કરવો.** પુણ્યમયી વાત વિદ્યાપ્રિયવંતોને વિવેચનથી સમજાવવા અંગે, મેં ગઈ કાલે જ શ્રી શિવદાસભાઈને સૂચવ્યું પણ છે.

ગો:– અતિ **ધન્ય.** આપે તો પ્રથમથી વિચારી, સાથે જ સદ્કાર્ય આરંભ કરવાની પાકાપાયાથી સુદૃઢ પાળ પણ બાંધેલ. સૌનાં હિત માટે **સુહૃદોદ્વારા સારું કાર્ય કરાવતો રહેનાર, એજ કરુણાળુ–કૃપાનિધિ કિરતાર જ છે.**

---

## પાંખડી પાંચમી.

### ધર્મસંગાતી પાડોશીઓનાં મિલનની સુગંધી.

સુજ્ઞ મિત્રવાંચક! પ્રિય વડીલો, પૂ. માતાઓ, ભાવવાહી બ્હેનો, રસિકમિત્રો

---

૧. ભારત ભાગ્ય વિધાતા **પૂ. બાપુજી**, સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ, શ્રી રાજેન્દ્રપ્રસાદ અને પંતપ્રધાન શ્રી જવાહરલાલ તેમજ શ્રી સંત વિનોબા ભાવે આદિ સુહૃદ, રાષ્ટ્ર દીવાકરો જ તેનું જાગ્રત સત્ય પ્રમાણ છે.

અને સર્વ માનનિય પૂ. વડીલ શ્રી સુંદરજી, શ્રી વાશણબાપા, શ્રી કરુણાશંકર શાસ્ત્રીજી મહારાજ દર્શનાચાર્ય, દેશોધ્ધારના સેવારંગથી હરક્ષણમાં રંગાયા રહ્યા, ક્ષત્રિય કુળભૂષણ શ્રી પ્રતાપસિંહજી બી, એ., ભક્ત શ્રી વીશનજી ઠક્કુર, નગરશેઠ શ્રી મોતીશા, તથા એ શ્રીયુતનો * **સુપુત્રરત્ન શ્રી માણેકલાલ એમ. એ., શ્રી પ્રાણદેવ વૈદ્યાચાર્ય, રાષ્ટ્રસેવક શ્રીમાન ડૉ. નૌતમલાલ એમ. બી. બી. એસ.** અને પ્રાગજીભાઇ, શ્રી રણછોડભાઇ સોની મહાજન તથા કોર્ટકલાર્ક શ્રી ધીરજલાલભાઇ, શ્રી સુરેશચંદ્ર મીસ્ત્રી (ઇજનેર) તથા શ્રી ભાનુશંકર અને પ્રવીણચંદ્ર માસ્તર સા. તેમજ શ્રી પ્રાણજીવનભાઇ સલાટ અને શ્રી રતિલાલભાઈ લુહાર તથા શ્રી મહુભાઇ દરજી આદિ સદ્‌ગૃહસ્થો તેમજ તેઓશ્રીનાં ધર્મગુણી કુટુંબીજનો એકત્ર થતાં, શ્રી કાન્તિલાલે જ પુનઃ ભજન ગાયું.

**વિશુદ્ધાત્મા જનોની બ્રહદ્‌રાષ્ટ્ર વિજયી, પ્રભુ પ્રાર્થના.**

— પદ —

હે પ્રભુ! પ્યારા!! રાષ્ટ્રનો કરજે ઉધ્ધાર;
ઇચ્છીએ સદા ત્હારો ઉપકાર —ટેક—૧

ખેતી—વાડીમાં પ્રીતિ કરાવી; (૨)
દ્વાર, મુક્તિનાં ઉઘાડ. હે—૨

હુન્નર ઉદ્યોગની પ્રાપ્તિ વધારી ”
ઉતરે દુગ્ધા તણો ભાર. હે—૩

ધર્મામૃતનું પાન કરી, કરી; ”
સુકૃત થાયે અવતાર. હે—૪

તત્ત્વ વિવેકે મોતી, ગોતીને; ”
દીપે ગળે જયમાળ હે—૫

પૂર્વજનોના યશના આદર્શે; ”
થાયે વિશ્વનો સુધાર હે—૬

અવિચળ ચરણે એજ વિનંતિ; ”
નાવ—અક્ષય કર પાર હે—૭

શિશુ, વહાલા ચરણો ચૂમે છે; ”
મિત્ર હૈયાંનો મોંઘો હાર. હે—૮

*=એ શ્રી પુનાની કોલેજમાંથી છુટ્ટીના સમયમાં ઘેર પધારેલ, ત્યાં ગણિત, ઇતિહાસ આદિ વિષયોના પ્રોફેસર નિમાયેલ.

સભાજનમંડળ પ્રેમરસનાં અમૃતભર્યાં સરોવરમાં ડૂબકીઓ લઇ, અંજલિઓ ભરી ભરી પીતાં શીતળ થયાં. એમ પદાર્થના **લક્ષાર્થ પ્રાપ્તિથી** આનંદીત થતાં શ્રીમાન વાલજીભાઇએ ઉલ્લાસથી કહ્યું:-" ધર્મસ્નેહી શ્રી શિવદાસજી પધારે ત્યાં સુધી, શ્રી કાન્તિલાલભાઇ ! એવું એક બીજું **રાષ્ટ્રસેવામાં તત્પર થવાના અર્થોના ગૂઢ ગુણોભર્યું ભજન ગાઓ.** "

" સત્યે જ આપની મધુર અને પ્રેમળવાણી, સત્સંગીવૃંદને પ્રથમ **સદ્દવિદ્યા-વૃદ્ધિમાં** અને સાથે આત્મિક ઉન્નતિએ યોગસાધનાના વિશાળ સંગ્રામથી; નિવૃત્તિમાં શાન્તિનાં ફળો પ્રાપ્ત કરી આરોગવા માટે વર્તમાનના શુભ સમયની ચેતના આપે જ **ઉત્સાહવૃદ્ધિમાં** અનુપમ વાજિંત્રમય બની રહી છે. "

કાઃ-હું ગાવું છું તેને ઝીલવા, મિત્રો તમે પણ ગાજો.

**માતૃ-શક્તિનું પૂજન.**

—: કાનરાની ચાલ :—

બનીને સૌએ નવયુવાન ! જપીશું રાષ્ટ્ર રક્ષણનું ગાન;
વહાલાં ભારતનાં સંતાન ! જપીશું યશ રક્ષણનું ગાન-ટેક-૧
યશવંતું ભારત દીપવા માટે રાખી અહોનિશ ધ્યાન;
માતૃભક્ત—સુપુત્ર બનીને, અમર રક્ષાવી નામ.-જ. ૨
નથી રહ્યું કંઇ દીનજન પાસે એક દિવસનું ધાન્ય;
કૃષિ કાર્યની ખીલવણીએ ટળ્યે બેકારી તમામ.-જ. ૩
શ્રુતિ, સ્મૃતિ સ્વાધ્યાયેથી દીપે સર્વમાં જ્ઞાન;
ઋષિ ઋણથી છૂટવા મિત્રો ! દઈ વિદ્યામાં દાન.-જ. ૪

(ભજન પૂરું થતાં જ ભક્તશ્રી આવ્યા. તેમણે ઉભા રહી, હાથ જોડી, માથું નમાવી, પ્રભુસ્વરૂપ-જનમંડળને નમસ્કાર કરી અને નમ્રવાણીથી મધુરસ્વરેઃ-) " સત્સંગપ્રેમી પૂજ્યાત્માઓ ! મને આજે જ મોડું થયું તે મારા વ્યવહારિક કારણે, એ પ્રમાદની મને આપ ગુણીજનો ! ક્ષમા આપશો. " (નિજ સ્થાને બેસી પુનઃ કહ્યું.) " આપણે નિયમયુક્ત સામુદાયિકથી, **પ્રભુજીનું સ્તવન કરીએ.**"

રાગ ભૈરવી-ત્રણ તાલ.

મંગલ મંદિર ખોલો;
દયામય ! મંગલ મંદિર ખોલો.—ટેક
જીવન વન અતિ વેગે વટાવ્યું;
દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો;
શિશુ ને ઉરમાં લ્યો લ્યો.—દયા. ૧

નામ મધુર તમ રટચો નિરંતર;
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક;
પ્રેમ અમીરસ ઢોળો.—દયા. ૨

—આશ્રમ ભજનાવળી.

**શ્રી ચૈતન્ય દેવેશ્વરનાં નિત્ય દિવ્યજ્ઞાન દર્શનથી, સર્વના પ્રિયતમ વહાલેશ્વરની નિજ મન-મંદિરીએ પધરામણી.**

—: પદ :—

રે....મારે મંદિરીએ આવ્યો દેવ;
કરી બહુ ઉમંગેથી સેવ.—ટેક.
ગુણો દયાળુના, હૃદયે ધારી; (૨)
દુર્ગુણ તજી તતખેવ. રે....૧
જગ મગ જ્યોતિ જાગી જુગતથી; (૨)
દિસતાં બ્રહ્માંડનો દેવ. રે....૨
રાસ રમી રહ્યો સરવે ઘટમાં; (૨)
પરબ્રહ્મ—પુરુષોત્તમ છેય. રે....૩
સર્વ સામગરી ઉત્પન્ન કરવા; (૨)
દઈ રહ્યો મૂલ્ય વિણ મેવ. રે....૪
શરણાગત છીએ, નટવર ! તારી; (૨)
કીરતનથી સુખ હેય. રે....૫
મંગળ મૂર્તિ મંદિરીએ ભાળી; (૨)
વિશ્વ પૂજન, મનમાં રેય. રે....૬
નિજ બ્રહ્માનંદે, શાશ્વત મુક્તિ; (૨)
તુંહિ! તુંહિ!! કેવળ છેય. રે....૭
ભાવ વિશ્વ બંધુ!!! પૂરણ કરતાં; (૨)
જ્ઞાન અખંડ એ રહેય. રે....૮

**—: સદ્ગુરુ સ્તુતિ :—**

**ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम्**
**द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।**
**एकं नित्यं विमलमचलं सर्वदासाक्षी भूतम्**
**भावातीतं त्रिगुणरहितं सद्गुरु तं नमामि ॥**

અર્થ:–જેમનું કેવળ જ્ઞાનમૂર્તિરૂપ પરમસુખદ સ્વરૂપ બ્રહ્માનંદમય છે, આકાશ જેવા હોવાથી જેમને દ્વંદ્વો (સુખદુઃખ વગેરે) સ્પર્શી શકતા નથી, જેમનું આદિ લક્ષ્ય "તત્ત્વમસિ" છે, જે અદ્વૈત છે, સનાતન છે, પવિત્ર છે, નિશ્ચલ છે અને સર્વસાક્ષી છે; જેઓ સત્ત્વ, રજસ, તમસ એ ત્રિગુણથી રહિત હોઇ ભાવોથી પર છે. એવા સદ્‌ગુરુને નમસ્કાર કરૂં છું.

— સર્વેશ્વરનું ધ્યાન :—

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥ १ ॥
लक्ष्मीकान्तम् कमलनयनं योगिभिर्ध्यानगम्यम्
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ २ ॥

અર્થ:–જેમની આકૃતિ અતિશય શાન્ત છે, જે શેષનાગની શય્યાપર શયન કરી રહ્યા છે, જેમની નાભિમાં કમળ છે, જે દેવતાઓના પણ ઇશ્વર અને જગતના આધાર છે, જે આકાશની પેઠે સર્વત્ર વ્યાપ્ત છે, નીલ મેઘ જેવો જેમનો વર્ણ છે, જેમના સર્વ અંગો અત્યંત સુંદર છે, જે યોગીઓ વડે ધ્યાન કરીને પ્રાપ્ત કરાય છે, જે સંપૂર્ણ લોકોના સ્વામી છે, જેઓ જન્મ મરણરૂપ ભયનો નાશ કરનારા છે, એવા શ્રી લક્ષ્મીપતિ, કમળનેત્ર શ્રી વિષ્ણુ ભગવાનને હું (મસ્તક વડે) પ્રણામ કરૂં છું. (૧–૨)

यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

અર્થ:–બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રૂદ્ર અને મરુદ્‌ગણો દિવ્ય સ્તોત્રો વડે જેમની સ્તુતિ કરે છે, સામવેદને ગાયન કરનારા અંગો, પદો, ક્રમો અને ઉપનિષદો સહિત વેદો વડે જેમનું (ગુણ) ગાન કરે છે, યોગીજનો ધ્યાનમાં સ્થિત થઇ તદ્‌ગત થયેલા મન વડે જેમનું દર્શન કરે છે અને દેવતા તથા અસુરો (કોઈ પણ) જેમનો અન્ત પામતા નથી તે (પરમ પુરુષ) નારાયણદેવ પ્રત્યે મારા નમસ્કાર છે.

कर्पुर गौरं करुणावतारं संसारसारं भूजगेन्द्रहारं ।
सदा वसन्तं हृदयारविन्दे भवंभवानि सहितं नमामि ॥

* :–

ओ३म् असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय ॥ શતપથ, બ્રા. ૧૪–૩–૧–૩૦.

અર્થ:–(હે પ્રભો !) મને અસતમાંથી સતમાં લઈ જા; અંધકારમાંથી પ્રકાશમાં લઇ જા; મૃત્યુમાંથી અમૃતમાં લઇ જા.

---

* :–પુષ્પ પાંખડી બીજીના મંત્ર ૮ નો પાઠ કરવો. પૃ. ૧૩ થી ૧૫ સુધી.

**ओ३म् सहनाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै।**
**तेजस्वि नावधीतमस्तु। मा विद्विषावहै॥**

ॐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

અઃ-આપણા બન્નેનો તે સાથે વિકાસ કરો. આપણા બન્નેનું તે સાથે પાલન કરો. આપણે સાથે પુરુષાર્થ કરીએ. આપણું અધ્યયન તેજસ્વી થાઓ. આપણે એક બીજાનો દ્વેષ ન કરીએ.

શિઃ-સત્સંગપ્રિય જનો! પરમપાવન ધર્મગ્રંથ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ચોથા અધ્યાયે મંત્ર ૩૩ માં પૂજ્ય યોગેન્દ્ર શ્રીકૃષ્ણચંદ્ર ઉપદેશે છે કે:-

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतपः।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते॥ ३३॥**

અઃ-અને હે અર્જુન! સાંસારિક વસ્તુઓ વડે સિદ્ધ થનાર યજ્ઞથી **જ્ઞાનયજ્ઞ** (સૌ પ્રકારે) શ્રેષ્ઠ છે, (કેમકે) હે પાર્થ! સર્વ અખિલ કર્મ જ્ઞાનમાં સમાપ્ત થાય છે, એટલે જ્ઞાન તેમની પરાકાષ્ટા છે. (૩૩) પૃ. ૧૨૯.

તેમજ મંત્ર ૩૭ માં કહ્યું છે:-

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा॥ ३७॥**

અઃ-કેમકે-હે અર્જુન! જેમ પ્રજ્વલિત અગ્નિ ઇંધણાને ભસ્મમય કરી નાંખે છે, તેમજ **જ્ઞાનરૂપ** અગ્નિ સર્વ કર્મોને ભસ્મમય કરી નાખે છે. (૩૭)

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति॥ ३८॥**

અઃ-માટે-આ સંસારમાં જ્ઞાનનાં જેવું પવિત્ર કરનારૂં નિઃસંદેહ (બીજું કશું પણ) નથી, તે જ્ઞાનને કાળે કરીને (યોગ્ય સમય જતાં) પોતેજ સમત્વ બુદ્ધિરૂપ યોગ વડે સારી રીતે શુદ્ધાન્તઃકરણ થયેલો પુરુષ આત્મામાં અનુભવ કરે છે. (૩૮) પૃ. ૧૩૩.

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति॥ ३९॥**

અઃ-અને હે અર્જુન! જીતેન્દ્રિય તત્પર (અને) શ્રદ્ધાવાન્ પુરુષ **જ્ઞાનને** પામે છે, **જ્ઞાનને** પામીને (તે) તરતજ (ભગવત્ પ્રાપ્તિરૂપ) પરમ શાન્તિને પામે છે. (૩૯) પૃ. ૧૩૩.

તેમજ વળી એજ કલ્પવૃક્ષ-**જ્ઞાન** માટે ગીતા, અ. ૧૮, મંત્ર. ૨૦ માં જગદ્‌ગુરુ **શ્રી કૃષ્ણચંદ્ર** કહે છે:-

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्॥ २०॥**

અઃ=હે, અર્જુન! જે **જ્ઞાનથી** (મનુષ્ય) જુદા જુદા સર્વ ભૂતોમાં એક અવિનાશી પરમાત્મભાવને વિભાગરહિત (સમભાવથી સ્થિત) જુવે છે, તે **જ્ઞાનને** (તો તું)

સાત્વિક જાણ. (૨૦) પૃ. ૪૬૫. વળી ગીતા અ. ૭, મંત્ર ૧૭ તથા ૧૮ માં ભગવાન, જ્ઞાનીભક્ત માટે કહે છે:—

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥**

અ = તેઓમાં (પણ) નિત્ય મારામાં ઐકયભાવથી સ્થિત થયેલો અનન્ય પ્રેમભક્તિવાળો **જ્ઞાનીભક્ત** અતિ ઉત્તમ છે, કેમકે (મને તત્ત્વથી જાણનાર આવા) **જ્ઞાનીને** હું અત્યંત પ્રિય છું અને (એવો) તે **જ્ઞાની** મને (અત્યંત) પ્રિય છે. (૧૭) પૃ. ૨૦૩.

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥**

અ = આ સર્વે ભકતો જ ઉદાર એટલે શ્રધ્ધા સહિત મારા ભજનમાં સમય આપનારા હોવાથી સારા છે પણ **જ્ઞાની** (તો) **સાક્ષાત્ મારૂં સ્વરૂપ જ છે.** (એવો) મારો મત છે, કેમકે તે સ્થિરબુદ્ધિ (જ્ઞાનીભકત) અતિ ઉત્તમ ગતિસ્વરૂપ મારામાં જ સારી પેઠે સ્થિત છે. (૧૮) પૃ. ૨૦૩.

વિવેકીઓ! દયાળુની વિશ્વ બોધસ્વી જ્ઞાનનિધિને આત્મનિષ્ઠાના અભ્યાસ માટે શ્રવણ, મનન, અને નિદિધ્યાસનથી આપણું વ્યકિતગત, ગૃહસ્થાશ્રમ, સામાજિક તથા રાષ્ટ્રજીવન પણ હરક્ષણમાં આનંદમય રહે છે. **એવીજ પ્રિયબાળકોમાં શિષ્ટાચારે પ્રૌઢ યોગ્યતા કેળવવાથી,** સદા જ્ઞાનહીરલા મેળવાવવા માટે તેમના હૃદય-દર્પણોમાં પ્રથમ સુવર્ણમય— લૌકિકવિદ્યાની આદર્શ કેળવણીનાં તુલનાત્મક જ્ઞાનનું પૂરૂં પ્રતિબિંબ દર્શાવીને પુનઃ દૈવીવિદ્યાના—સાત્વિકગુણનો વાસ કરાવવોજ જોઇશે. એ રહસ્ય પ્રાપ્તિના પ્રશ્નનો ઉત્તર શ્રી યોગેશ્વર જ ધનુર્ધારી પ્રિય સખાને શ્રી ગીતા, અ, ૪, મંત્ર, ૩૪ અને ૩૫ માં સમજાવે છે—

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥**

અર્થ:— માટે તત્વને જાણનારા **જ્ઞાની પુરુષો** પાસે જઇ—સારી રીતે દંડવત્ પ્રણામ કરીને સેવા વડે (અને) નિષ્કપટ ભાવથી પૂછેલા પ્રશ્નો વડે તે **જ્ઞાનને** જાણ, તે મર્મને જાણનારા **જ્ઞાનીઓ** (તને) તે **જ્ઞાનનો** ઉપદેશ કરશે. (૩૪) પૃ. ૧૩૦

**यज्ज्ञात्वा न पुनर्मोहमेव यास्यसि पाण्डव।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥**

અર્થ:- કે, જેને જાણીને તું ફરી એ પ્રમાણે મોહને પામીશ નહિ. (અને) હે અર્જુન! જે **જ્ઞાન** વડે તૂં (સર્વ વ્યાપી અનન્ત ચેતનરૂપ થઈ) પોતામાં સમષ્ટિબુદ્ધિના આધારે સંપૂર્ણ પ્રાણીઓને જોઇશ. (અને પછી મારામાં એટલે) **સચ્ચિદાનંદ સ્વરૂપમાં** ઐકયભાવ થઇ સચ્ચિદાનંદમય જ જોઇશ. (૩૫) પૃ. ૧૩૧.

વિદ્યારસિકો! પવિત્રજ્ઞાન **ભણવા** અને વિશ્વકલ્યાણનાં કર્તવ્યોમાં પૂરૂં **ગણવા**

માટે પ્રથમ નિર્મળભાવે *"**શમ, દમ, ઉપરતી અને તિતીક્ષા**" આદિ સાધન **સંપન્નયુકત બની,** પૂ. સદ્‌ગુરુદેવનો નિત્ય સમાગમ જ કરવો, એ પૂરાં રહસ્ય–ભર્યાં ઉજ્જવળ માર્ગના અવલંબને જ આત્માનંદ મેળવાય. એવાં અખંડ હિત માટે શ્રી કૃષ્ણચંદ્રજી સખા શ્રી અર્જુનને ગૂઢ રહસ્યનું પૂ. ગીતાજીમાં આદર્શ સંબોધે છે. આપણે એ સર્વોત્તમગુણી ઉદારજ્ઞાનનો વધુ અભ્યાસ કેળવી, તેનો જીવનમાં અપાર લાભ મેળવવા માટે નિદિધ્યાસ કરવો રહ્યો. તેથી–

**વિશ્વનાં માનવભ્રાતૃઓનો સદા જ્ઞાનવિદ્યા વૃદ્ધિએ જ પ્રેમ દીપી રહ્યો છે.**

**सर्वेषामेव दानानां ब्रह्मदान विशिष्य ते।**
**वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम्॥**

મનુ, અ. ૪, મં. ૨૩૩

અ:– સંસારમાં જેટલાં દાન છે અથવા જળ, અન્ન, પૃથ્વી, વસ્ત્ર, તલ, સુવર્ણ અને ઘૃતાદિ એ સર્વ દાનોથી, વેદ વિદ્યાનું દાન અતિ શ્રેષ્ઠ છે

તરુણઅવસ્થાએ **શ્રી રામચંદ્ર** આદિ બંધુઓએ, બ્રહ્મર્ષિ પૂ. ગુરુદેવ શ્રી વશિષ્ઠ મહારાજનાં અતૂલ ભાવવાહી ચરણ–કમળો સેવીને વિદ્યાધ્યયન કર્યું. પ્રાતઃ-સ્મરણીય બાલયોગી શ્રી શુકદેવજીએ દંડો સહીને મહારાજા શ્રી જનકવિદેહીથી પ્રાણપ્રિયપણે ધર્મ અભ્યાસ કર્યો શ્રી સાંદીપનિના ગુરુકુળમાં શ્રી કૃષ્ણચંદ્રજી અને શ્રી સુદામાએ કષ્ટો વેઠીને વેદવિદ્યા આદિની અપૂર્વ ગુણી શિક્ષા જીવનમાં ઉતારી; સુદામાજી જેવા ગરીબ સ્હાધ્યાયીને પોતે દ્વારકામાં સત્કારી તેનું દારિદ્ર નિવાર્યું અને અતૂટ પ્રીતિથી અમૃતનાં સુખ ભર્યો **મિત્રધર્મ બજાવ્યો.** યુધિષ્ઠિર આદિ બંધુઓએ, ધનુર્વિદ્યા પારંગત શ્રી ગુરુદ્રોણ દ્વારા શસ્ત્રોની, ધાર્મિક અને રાજ્યતંત્રની અપૂર્વ વિદ્યા પ્રાપ્ત કરી. એથી—

**ભારતીય સંતાનોનાં સર્વદા ઉદ્ધારક, ગુરુકુળો જ પવિત્ર તીર્થરાજો છે.**

**"ब्रह्मचर्यं परंतीर्थं" ( કાશી ખંડ )**

વિશ્વ કલ્યાણમાં મૃદુ અને વિશાળ લક્ષસાધી ભાવનાએ, શિક્ષા દીક્ષાથી જ્ઞાન–ગંગોત્રિનો સર્વત્ર અમૃતબોધ વહેવરાવનાર; શાર્દૂલો સમાન **સૌમ્યગુણી બ્રહ્મચારી સ્નાતકો કેળવતા રહેનાર પરમતીર્થ ગુરુકુળ કાંગડી,** હરદ્વાર, ઋષિકેશ, કાશી, વૃંદાવન, શુપા, અને *પોરબંદર આદિ રાષ્ટ્રવિદ્યાલયોમાં બ્રહ્મચારી (તપસ્વી)ઓ નિયમપૂર્વક વિદ્યાધ્યયનથી રાષ્ટ્રદીવાકરો દિવ્ય સંસ્કારનાં ચારિત્રોયુક્ત ગૃહસ્થાશ્રમધર્મમાં પ્રવેશીને જીવનયાત્રા સુખમય ગાળતાં, જીવનની ગુણફોરમ પ્રસરાવે છે. જેથી પ્રથમ–

* શાસ્ત્રોનાં રહસ્ય પ્રાપ્તિ માટે તરુણોએ **પંચીકરણનો** ગુરુદ્વારા અભ્યાસ કરવો અતિ જરૂરી છે.

* કન્યા ગુરુકુળ છે. રાષ્ટ્રવૃંદે મળીને **નાલંદા અને તક્ષશીલા** જેવી વિદ્યા-પીઠોનું નિર્માણ કરવું છે.

"ધર્મની શુદ્ધ વ્યાખ્યા, સત્સંગમાંથી જ પ્રાપ્ત થાય છે."

આપણે જ્ઞાન પર્વણી યજ્ઞમાં તન, મન, ધન અને વાણીનાં શાકલ્યોની આહુતીઓ આપી, ગૃહસ્થાશ્રમનાં પરમ ઐશ્વર્યમય–પ્રિયસંતાનોને વિદ્યાવિકાસના ધોરીમાર્ગે ચલાવીને ધર્મલાભ મેળવાવવો. પરમપાવન જ્ઞાનની પ્રાપ્તિ માટે વિશ્વ-વંદનીય જગદ્‌ગુરુ શ્રી કૃષ્ણચંદ્રજી તત્ત્વતારક અને ગુણગ્રાહક ભક્ત શ્રી અર્જુનને ગીતાજીમાં અ. ૧૮, મં. ૬૩ માં સ્પષ્ટ સદ્‌બોધે છે કે—

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥**

અર્થ :– આ પ્રકારે (આ) ગૂઢમાં (પણ) અતિ ગૂઢજ્ઞાન મ્હેં તારા માટે કહેલું છે, આ રહસ્યપૂર્ણ જ્ઞાનને સંપૂર્ણ પણે સારી રીતે વિચારીને (પછી તું) જે પ્રમાણે ચાહે તે પ્રમાણે કર. અર્થાત્ જેવી તારી ઇચ્છા હોય તે પ્રમાણે કર. (૬૩) પૃ. ૪૯૫.

---

## પાખંડી છઠ્ઠી.

### યુવક રત્નોનાં ઓજસ પ્રાપ્તિની પરિમળ.

**વિદ્યાવૃદ્ધિના સાધકે તેનાં સાધન પ્રયોગોના મોહનમંત્રથી બંધુજનોનાં ચિત્તનું કરેલ આકર્ષણ અને સૌના અભ્યુદય અંગે સભામાં સેવાની ભાવના.**

સત્યેશ્વરનાં પ્રેમી મહાજનો! આપણે ગીતા તથા વેદોનું અમૃત પીધું તેમ નિત્ય બહુ પીવાનું જ છે. જેમ જેમ આપણે " **सं वो मनांसि जानताम्** " ઉપદેશથી, શ્રુતિનાં જ્ઞાનમહિમાએ **સત્સંગમાં મળીને સ્વાધ્યાયથી જ્ઞાનચર્ચાઓ વડે ધર્મગુણનાં રહસ્યો ધારીએ છીએ,** તેમ તેમ સૌનાં મન પરસ્પર પ્રેમનાં તંતુએ બંધાતાં; અંતઃકરણોમાં અખિલેશ્વરની અલૌકિક ભક્તિની રસવૃદ્ધિથી બ્રહ્માનંદ પ્રગટ્યો છે. એવા પ્રિયાનંદનું નિત્ય આવાહન કરવા માટે શાન્તિપૂર્વક–ચૌતાલની ચલતીએ બહુ ગાવો.

સજ્જન સંગ, લાગ્યો રંગ; થાયે ન ભંગ છે....અભંગ.–ટેક
નિત્ય ઉમંગ, [1]સ્નેહી સંગ, શીતળ અંગ, એ....અભંગ. ૧
અડગ મન; પ્રીતિનો–[2]જંગ; [3]શત્રુ [4]દંગ, છે....અભંગ. ૨
પવન [5]મંદ, ઉગ્યો [6]ચંદ; સાત્વિક [7]રંગ, તે...અભંગ. ૩

---

૧. સર્વેશ્વર, દયાળુ અને ન્યાયી તેમજ સચરાચર હોતાં તે સર્વનો સુહૃદય–બંધુ છે. ૨. મનના સંકલ્પોની ચંચલતા સાથે તત્ત્વવિચારોનું મનન અને નિદિધ્યાસને –યુદ્ધ. ૩. ઇન્દ્રિયોના વિકારો નિર્મૂળ થવા, ૪. ચમકી–જાગીને બુદ્ધિની ખિલવણીથી હોશ ઠેકાણે આવવી. ૫. મનની તેલધારાવત, એકાગ્રવૃત્તિ કેળવવી. ૬. આત્મજ્ઞાન પ્રગટતાં, મનોમય કોષમાં ઇષ્ટનું નામ સ્મરવું. ૭. લીનતામાં પરોવાયું જ રહેવું.

ન્હાવું [૮]ગંગ, પૂર્ણ ઉમંગ; [૯]મિત્ર સંગ, બની....અભંગ. ૪

**દોહરો.**

" વાર વાર વર માઁગઉં, હર્ષ દેહુ શ્રીરંગ ।
પદસરોજ અનપાયની, ભકિત સદા સત્સંગ ॥ "

—**શ્રી સીયાવર રામચંદ્રની જય.**

સત્યધર્મનાં તત્ત્વાદર્શધારણની શૌર્યવૃદ્ધિએ, કેશરી જેમ નિત્ય સ્વમાનનાં સભ્યતાથી પ્રભાવિત થઇ અને જીવનજ્યોતિમાં દીપીને ગર્જતી રહેલ; શ્રી પાટીદાર બ્રહદ્ સમાજનાં એક અંગનાં પડતીનું મૂખ્ય કારણ શું રહ્યું છે તે પણ આપણે તપાસીએ.

આપ તેમ અહીં ઉપસ્થિત પૂ. વિદ્વાન દેવશ્વરોનાં તીર્થરૂપી–ચરણકમળોમાં હું સેવકપ્રેમથી વંદી, તરુણોનાં અને અમારાં જીવનમાં અતિ આવશ્યકતાની તેમ અત્યારે આપ ×**પૂ. પિતૃઓ અને સુહૃદોનાં ચિત્ત અને હૃદયોમાં જે વસી રહી છે;** એજ નીતિથી ઉન્નતિવૃક્ષનાં ઊંડાં મૂળ પ્રસરાવવા માટે યાદ આપીશ. તે કક્ષામાં કંઇ ખામી જણાતાં, મને સર્વહિત ચિન્તવનના નૂતન અભ્યાસક્રમનો નમ્ર વિદ્યાર્થી સમજી એને આપ સર્વતોમુખી ગુણપ્રચારક–દયાળુ શિક્ષકોએ પૂરી કરી, અમને જીવન ઉપયોગી વિકાસમાં શિક્ષા દીક્ષાનો વધુ પાઠ–લાભ આપવો. ( એ સુવાકયો ઉભા થઇ કહ્યાં. )

**પાત્રાપાત્રે દાન દેવાનું અદ્ભુત પ્રમાણ.**

**वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् ।**
**वृथा दानं धनाढ्येषु वृथा दीपो दिवापि च ॥**

—વૃદ્ધ ચાણાકય નીતિ.

અર્થઃ– સમુદ્રમાં થયેલી વૃષ્ટિ, તૃપ્ત થયેલા ને ભોજન, ધનવાનને આપેલું દાનનું ધન અને દિવસે દીપક કરવો, એ સર્વ વૃથા જાણવાં. તેમ—

**नश्यंति हव्यकव्यानि नराणामविजानताम् ।**
**भस्मी भूतेषु विप्रेषु मोहादूतानि दातृभिः ॥**

—મનુસ્મૃતિ. અ ૩, શ્લો. ૯૭.

ભાઃ– અજ્ઞાનથી કરી પાત્રને ન ઓળખવાથી, દેવતા અને પિતૃઓને નિમિત્ત વેદોને ભણીને અને તેના અર્થને જાણવારૂપ દૈવત ન હોવાથી, (એવા) **ભસ્મના–રાખ સમાન પાત્રોમાં;** દાતાઓનું દીધેલું દાન નિષ્ફળ થાય છે.

---

૮ = ભ્રૂકુટિમાં ધ્યાનયોગ. ૯ = વિશ્વપિતા વિરાટેશ્વર, સ્વયંજ્યોતિનાં કિરણાંશે તે પ્રત્યેક પ્રાણીઓનાં અંતરાત્મા–મંદિરોમાં અપરોક્ષે બિરાજવાથી નિત્ય સહાયક રહેતાં મિત્ર જ છે.

× = " ઉત્પાદક વા રક્ષક " અથર્વવેદ ભા. કાંડ, ૧૩.

"× દાન તેને કહે છે, જે વિદ્યાની વૃદ્ધિનાં કાર્યોમાં લગાડાય, કળા કૌશલ્યમાં ખર્ચાય, અપંગ, રોગી, કોઢી અને અનાથોને જેના વડે સહાયતા મળે."

—મહર્ષિ દયાનંદ.

**દાન દેવાનું ઉત્કૃષ્ટ મહત્ત્વ સમજીને અપાત્રોના નીકૃષ્ટ કુસંગોથી ભોળી વ્યક્તિઓએ તો સાવ દૂર જ રહેવું.**

+ સત્યસિદ્ધાંતો ભૂલેલ, ઉટાંગ પટાંગ મિથ્યાવાદે દંભાચારી! રાષ્ટ્રદ્રોહી!! અને તસ્કરવૃત્તિ નરપીશાચોએ!!! બહુ દાવપેચોએ કપોલ- કલ્પિત જાળ ગૂંથેલ. મૃત્યુ પછીની-ઉધારી આશા તો વાંઝણીનો પુત્ર પરણાવવા જેવી સાવ આકાશ કુસુમવત્ છે, એ સડી, લોલુપી જાળમાં શુદ્ધ મનવાળાં-નિર્દોષોને જ બાંધેલાં. તેમના પુરુષાર્થના સાચા પરસેવાનાં અગણિત નાણાં કુટીલોએ ( ...) અધમમાર્ગે ઉડાવીને તાગડધિન્નાથી આસુરી મોજો માણી, આર્યવૃત્તની ભૂષણ-મહાજન (સુવર્ણ) ની નિરક્ષર વ્યક્તિઓનો મહામૂલો સુયશ ભૂંસાવરાવવા તેમણે ખોદી ગટરના ગંધાતા કીચડમાં ભોળાંને રગદોળી મેલાં જ કર્યાં.

**( એવાં ગરીબ પ્રિયોનો ઉદ્ધાર કરવા, સુજાણ તરુણો અને) યુવકવીરો તો ખંતથી વિચારશે જ.**

ભાગીરથી-જાતિનાં મોંઘેરાં રત્નો! ઘરનેખુણેથી સવેળાએ તત્કાળ નીકળીને, "**રણ ચડયો રજપૂત છૂપે નહીં**" એમ અત્યારે નવયુગ રચનાની વિશાળ હરિફાઇ સાથે ચાલવા અર્થે, જીવનનાં મહત્ત્વનું મહામૂલ્ય અંકાવા માટે જાગી, જ્ઞાનનેત્ર ઉઘાડી, સત્યનું દિવ્યશસ્ત્ર ગ્રહી, કમરકસી અને વીરયોદ્ધા બની; સુધારાથી હિત કરવાનાં વ્યાપક રહ્યાં રણમેદાનમાં બહાર આવો!! દેવેશ્વરોનું મંગળદાન મળ્યું છે. **એવાં યુવક ઓજસનો-ચૈતન્ય ચળકાટ અવિરત પ્રસરાવો !!!**

પ્રિયવીરાઓ! ખેતી-વાડીનાં સમગ્ર રાષ્ટ્રહિતસ્વી પુણ્ય ભર્યાં **પવિત્ર વ્યવસાયનાં** સ્વાશ્રયથી મેળવ્યાં સુધન વડે પુણ્ય કરવા જતાં પણ રૌ રૌ નર્કકુંડની-ચોરાસીમાં પડવા માટે કર્મબંધનનો પાપાચાર!! પાષાણવૃત્તિ લૂંટેરાઓએ પ્રપંચો વડે પવિત્ર વર્ણની અભણ વ્યકિતઓમાં ÷ **ધોળે દિવસે** જ અધર્મી ધાડ પાડી છે!!! જ્ઞાનઅગ્નિ-અરુણદેવની જ્યોતિના પૂજક વહાલા બંધુરક્ષક યુવકો! સૌ પર તે પાખંડીઓએ ગજબ ભર્યો અમાનુષી અન્યાય કર્યો છે!! **સૌનું હિત વિચારી,**

---

× "આર્યપ્રકાશ" વર્ષ ૪૨, અંક ૧૩ તા. ૧-૭-૪૫ના મુખપૃષ્ઠનો લેખ, "ધર્મઝરણું" હરોળ ત્રીજી.

+ યુ. ઉ. અને સંગઠ્ઠન શક્તિ, પુષ્પ બીજું પૃ. ૨૨ થી ૩૮ તેમ "પોલ" વાંચવી.

÷ પૂ. બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્ય આદિ સુવર્ણોનો ચોતરફ અભેદ્ય દૂર્ગ છે. તેમજ કોંગ્રેસ, આર્યસમાજ, સનાતન મંડળ અને મહાસભાનાં અપૂર્વ રહસ્ય ભર્યાં સિદ્ધાંતોનો સર્વત્ર પ્રકાશ પથરાયલો છે, એજ ધોળા દિવસે.

**કેશરિયાં પહેરી,** કર્તવ્યપંથમાં ઝૂઝીને અંધશ્રદ્ધાની ખીણની ભયંકરતામાં ગબડયાં, પ્રિયજનોની રક્ષા કરી તેમને સત્વર ઉગારો.

ઉત્સાહનાં દૈવતધારણથી તત્પર રહેલા વીરો! ગરીબ ભાંડુઓથી ધન ખોવાતાંને અત્યારે જ ભગીરથ પ્રચારનો પ્રયત્ન કરીને સત્વર સચવાવો!! વહાલાંને સત્યનું હિત સમજાવી, વિદ્યાવૃદ્ધિથી સુવિચારોવાળાં પ્રવીણ કરવાં જ છે. સમાજ અને ભારતવર્ષમાં જન્મ દીપાવા માટે સુકાર્યો કરીને નિજ કર્તવ્યઋણ ચુકાવી દ્યો!

**હવે સઘળી કુપ્રથા નિકંદનની પૂરી તૈયારી, વેદાભ્યાસનાં નિદિધ્યાસન વડે તત્ત્વનાં શસ્ત્ર, અસ્ત્રગ્રાહી નીતિમાન કુશળ યોદ્ધાઓએ જ કરવી છે.**

સદ્‌શિક્ષણથી જ્ઞાનનાં **અધિકારીનું** પદ વરેલ, ગુણીવીરાઓ! એ સર્વત્ર ચર્ચાતા પ્રશ્નને જ્ઞાનનેત્ર-બુદ્ધિ વડે નિરીક્ષણની કસોટીએ તપાસી જોતાં, આપશ્રીનાં ધીરજવાળાં હૃદયો પણ શૌર્યવ્રતથી જાગ્રત થયા વિના રહેવાનાં જ નથી!! બંધુરત્નોમાં "**વેદામૃત સુપાને**" વિદ્યાવૃદ્ધિનો દિવ્ય ઓપ ચડાવ્યા વિના કદિ પણ જંપવાના જ નથી!!!

પ્રથમ વર્ણવેલ ગ્લાનિ ભરી **ભૂંડી તૃષ્ણાના અપરાધોને લીધે, તેમજ પ્રેતદેહો પાછળ નિરર્થક નિંદિત ખરચા કર્યાનાં દુષ્પરિણામે અને વિદ્યા વિના શૂન્યથી અરે!** હજી પણ કેંક વ્યક્તિઓ તો ભોળાં મનનો તાદશ ચિતાર ખડો કરતી બીજી અનેક † રાક્ષસી-કુરૂઢિઓમાં જકડાઇ જ છે!! તેવાં કર્મહીનનાં ભયંકર કારણથી પ્રિય ભાંડુઓ એટલાં બધાં પ્રમાદ-નિદ્રામાં ઘેરી રહ્યાં છે કે તેને આપણે પૂ. ભદ્રજનોના ભ્રાતૃસંગઠનથી સાધ્યા અને પવિત્ર **ધાર્મિકજીવન શોભાવવા જેવી વાસ્તવિકતામાં દીપાવતાં;** કુશળવંત કર્મવીરોને સદ્‌વિદ્યા પ્રચારનો વધુ સમય જોઇશે. કેમકે-

"નિજ જ્ઞાતિ ભાંડુ ભટકતાં ભાળી હૃદય કંપે ખરાં!
પણ અસરકારક તેહને ઉપદેશ કો' ને છેજ ક્યાં?"

× × × ×

† = સં. ૧૯૭૦ થી મુંબઈ, કરાંચી અને વિરાણી કચ્છમાં ભરાએલી પરિષદોના રીપોર્ટોથી અને સં. ૧૯૯૩ ના વૈ. સુ. ૪ શુક્રવારે નખત્રાણા કચ્છમાં પૂર્વનિવાસમાં શ્રી ઇષ્ટદેવનાં પ્રાર્થના મંદિરમાં પ્રતિષ્ઠાના અહેવાલમાં. સં. ૧૯૯૪ માસ કારતક સુ. ૬ મંગળવારે પ્રસિદ્ધ થયા "ભાગ્યોદય સભાના" અહેવાલમાં. સં. ૨૦૦૦ ના માગશરમાં બોરડી ટીંબા (ગુજરાત) માં "જ્ઞાતિ બંધારણ" ના અહેવાલના દરેક પાનામાં સુધારકવીરોનાં હૃદયદ્રવિત ભાષણો અને નિયમ આદિ ઠરાવોને પુનઃ પુનઃ અવલોકીને સુમાર્ગમાં ચાલવું. સં. ૨૦૧૦ ના ચૈત્ર સુ. ૧૩ ના હીરાપરના સંમેલનનો અહેવાલ અવલોકીને અતિ લાભ મેળવવો અને સાથે ભાઇઓને આપવો.

" જ્ઞાતિ ઉદય મંત્રો ભણી જ્ઞાતિ ઉદય ચ્હાયે ખરા !
પણ જ્ઞાત્યુદયનું મૂળ યંત્ર જ સંપ કહોને છેજ કયાં ?"

—મિત્ર શ્રી દાનાભાઇ.

**પરોપકારી પૂ. પુરુષોનાં ગુણવંદનની–આરતીથી ઉન્નતિ કિરણોની ઝાંખી કરતાં, નિર્ભયતાથી સચ્ચિદાનંદ જ મેળવ્યો.**

સંયોગવશ આપમાંથી અમુક પૂ. વડીલો શહેરોમાં ગયા. ત્યાં ધર્મસ્નેહી– સૌનું પરમ હિતચિન્તક પૂ. **વિદ્વાનદેવોના અને શ્રેષ્ઠ મહાજનોના સહવાસથી** કુપ્રથા (દૈત્ય) નું બંધન તોડી, મુક્ત બની, નિર્ભય થઇ અને આર્થિક આદિ સ્થિતિએ સુખી બન્યા; એ સૌનાં સૌભાગ્યની જ વાત છે.

ઘરોમાં પત્ર લખવા કે વાંચવા પૂરતી પ્રાથમિક સ્વભાષાના પ્રકાશનનો પણ સાવ અભાવ જ હતો. એવા સંજોગોમાં પોતાની જુજ આવકમાંથી જીવનનિર્વાહનું નાવડું ચલાવતાં, સંબંધીઓના પરસ્પર વહેવારો જાળવતાં, તેમજ આગળના વ્યાપારીઓની આશ્રયમયી લેણદેણ નિભાવીને **ઉગતી પ્રજાનાં વિદ્યાનાં અધ્યયનથી** કલ્યાણ કરવા માટે જે આર્થિક ઉપયોગની અપાર લાગણી વધારી; તેનાં શુભ પરિણામથી અમે વધુ અભ્યાસક્રમના બડભાગી બન્યા. સત્સંગ અને સ્વાધ્યાયની દિવ્ય જ્યોતિનાં અજવાળાં વડે જીવનયાત્રા સાદાઇથી નિભાવીને આગળ ચાલતા થયા. આપ પૂ. ગુરુદેવ (તારણહાર) પિતૃ–તીર્થની સંસ્કારનાં સ્નેહ–ચરણકમળોની પવિત્રરજને અમે બાળકો સુરુચિથી વારંવાર ચૂમી, માથા પર ધારી તેને આરોગી (પ્રચાર કરી) ને જો આ ઉન્નતિ વિષય પૂરેપૂરો સર્વ સમયમાં ચર્ચતા જ રહીએ તો પણ આપ પૂજ્ય દેવાત્માઓનાં પુત્રવાત્સલ્યનાં અપાર ગુણરત્નોભર્યા–વિભૂતિ-ભંડારો આપવાનાં ઋણથી; અમે રંકપુત્રો ક્યારેય પણ મુક્ત ન જ થઇ શકીએ. જેમકે–

—: વસંત તિલકા વૃત :—

" જ્ઞાતિ તણું હિત ચહો મન મોદ આણી;
જ્ઞાતિ સુધારક બનો અહો ભાગ્ય જાણી.
જ્ઞાતિ વિષે ઉચરશો નવ દ્વેષ વાણી;
જ્ઞાતિ ભગીરથી સમાન લહો પ્રમાણી."

—મિત્ર મૌજી, સોની મહાજન (પાટીદાર ઉદય)

અમને ઉપદેશનાં અમૃતપાન વડે વર્તમાને સેવા અને સંગઠ્ઠનમાં મળતાં, બંધુ તથા રાષ્ટ્રહિતનો શુભ અવસર પ્રાપ્ત થયો છે.

**પિતૃઋણને પૂરું કર્યાની અર્ચના માટે** તન, મન અને વાણીપર સચ્ચારિત્રનું કવચ તથા સદ્બુદ્ધિનાં ઉપહારનું દિવ્યશસ્ત્ર ધારીશું. ભ્રાતૃપરનું અપયશ લાંચ્છન (દૈત્ય) દૂર હઠાવવાને સુધારાના ધર્મ સમરાંગણમાં અમારાં નવજીવન નમ્ર

સ્વયંસેવકોની પ્રીતે અર્પશું. એવાં અખંડ શુભ થવામાં; શ્રી કૃષ્ણચંદ્રજી તથા આર્યભૂષણ કવિવર શ્રી તુલસીદાસજી પ્રબોધે છે, કે—

૧ **धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥**

અઃ–ધર્મયુક્ત યુદ્ધથી વધારે બીજું (કોઇ) કલ્યાણકારક કર્તવ્ય ક્ષત્રિયને માટે નથી.

૨ નયનન્હિ સંત દરસ નહિ દેખા। લોચન મોરપંખ કર લેખા ॥
તે સિર કટુ તુંબરિ સમતૂલા। જે ન નમત હરિ ગુરુપદમૂલા ॥

અઃ–જેણે પોતાના નેત્રોથી **સંતોનું દર્શન** નથી કર્યું તેનાં તે નેત્રો મોરપીંછી પરની નકલી આંખોની ગણતરીમાં છે. તે શિર કડવી તૂંબડીના સમાન છે, જે **શ્રી હરિ અને ગુરુના** ચરણોમાં નથી નમતું.

૩ જિન્હ હરિ ભગતી હૃદયઁ નહિ આની। જીવત સબ સમાન તેઇ પ્રાની ॥
જો નહિં કરઇ રામ ગુણ ગાના। જીહ સો દાદુર જીહ સમાના ॥

અઃ–જેણે ભગવાનની **ભક્તિને** પોતાના હૃદયમાં સ્થાન નથી દીધું, તે પ્રાણી જીવતાં છતાં મરેલા સમાન છે. જે જીભ શ્રી **રામચંદ્રજીના ગુણોનું** ગાન (કીર્તન) નથી કરતી, તે દેડકાંની જીભના સમાન છે.

**એ દિવ્ય આદર્શ જીવનવ્રતમાં ધારવા માટે કર્મયોગી યોધ્ધાઓનો પ્રથમ ઇન્દ્રિયો આદિ વાજિંત્રો સફળ કર્યાનો સાત્વિક ઉદ્‌ગાર.**

ચર્મ ચક્ષુથી જો વિશ્વનું હિત સાધવાનું થાય જો;
શ્રોત્રથી શબ્દો સુણી સંસાર સુખ સધાય જો.
જિહ્વાએ મૃદુ વાણી કથી ભ્રાતૃનું હિત થાય જો;
મન, બુદ્ધિનાં ચિન્તન થકી પાડોશી સુખિયાં થાય જો;
પૂર્ણ બાહુબળ ધારણ વડે ગરીબો કષ્ટથી નિર્ભય થતાં;
શૂરવીર મિત્રો, રાષ્ટ્ર પ્રેમે, જીવન કૃતાર્થ જ લેખતા.
(ધર્મનો જયનાદ.)

સૌ પૂજ્યોએ મેળવેલ વિદ્યાજ્ઞાન, ગુણનાં અતિ મનન અનુભવ વડે આપશ્રીઓ ધર્મતત્ત્વનાં સંસ્કારોની સુંદર છાપ, અમારાં શુદ્ધ હૃદયોમાં છાપનાં જ રહ્યાં છો. તો એથીયે આગળ વધી, આજનાં ઉગતાં શિશુઓને વિદ્યાભ્યાસ પછી સમયોચિત **હુન્નર-ઉદ્યોગ સાથે રાષ્ટ્રરક્ષવાની સુરાજ્ય સેવાએ "સર્વતંત્ર, સ્વતંત્ર, ગણરાજ્યતંત્રની તથા વીરવિદ્યા અને** * **અધ્યાત્મ તત્ત્વના અભ્યાસની વિશેષ આવશ્યકતા રહી છે.** આપણે એ ઉજ્જવલ પ્રગતિની દિશામાં પૂર્ણપણે ચાલીને સુયોગ્ય કાર્યો ચીવટથી કરીશું.

---

૧ = શ્રી ગીતા, અ ૨ મંત્ર, ૩૧ નો ઉત્તરાર્ધ. પૃ. ૫૦.
૨ = } ૩ = } ગીતાપ્રેસ ગોર. ની માનસ રામાયણ, બાલકાંડ ચોપાઇ, ૩-૪ થી પૃ. ૧૪૬.
*=સ્વશાસને મુંબઇમાં સં. ૧૯૫૬ માં વેદાંત શિક્ષણની સાર્વજનિક કોલેજ સ્થાપી છે.

## શિશુ કેળવણીની પૂરી પ્રગતિનું દિશા સૂચન.

આપણે પ્રીતિપૂર્વક સંઘબળથી ધાર્મિક મહાન ફંડ એકત્ર કરી, તેના વડે **પ્રથમ મહાવિદ્યાલયો તથા વિદ્યાર્થી ભુવનો બનાવી તેમાં પ્રિય બાળ અને બાળાઓ કેળવીએ.** સુજ્ઞ બાળકો પ્રભુતા પ્રાપ્તિ માટે * ઉત્સુક જ રહ્યાં છે. વિદ્યાગુણની વીરતા મેળવતાં અને પવિત્ર મન વડે બ્રહ્મચર્ય આદિ સુવ્રતથી પરમ લાભ મેળવી રહ્યાં, માતા સરસ્વતીજીના પૂજારીઓને ઉચિત ‡ સહાયથી સાહિત્યગુણવૃદ્ધિ કરવાનાં સાધનમાં પૂરી યોજનાઓ ઘડવી. જાતિ સાથે રાષ્ટ્રઉદયનું યશવંતું નામ રક્ષવાની; સદૈવ વિજયી આરતી ઉતારી રહ્યાની ભાવવૃદ્ધિમાં સુયોગ્ય બનાવવાં, એ જ આપણ જનસમૂહનું મુખ્ય અને પવિત્ર કર્તવ્ય રહ્યું છે.

**એવાં વ્યાપક હિત અંગે સર્વની શક્તિ અને પ્રિયભાવના-ભક્તિની અનન્યપણાની મંગળ ભેટથી વિશાળ ધનરાશિ એકત્ર કરી,** બાળકોને સામાજિક, આર્થિક અને બ્રહ્માંડના સમ્રાટ-પ્રાણપિતાએ; અમૃતપુત્ર માનવોને નૈતિક જ્ઞાનનો આપેલ પાવનપ્રસાદ-વેદો, શ્રી ગીતાનાં આદિ તત્ત્વોનું અખંડ શિક્ષણ આપવું જરૂરી છે. એમાં જ આપણું આર્યતાએ સાર્વભૌમ ગણતંત્રની ઉન્નતિનું ઝળહળતું રાષ્ટ્રગૌરવ સમાયું છે, તેમ નિત્ય રક્ષાયું જ રહેશે.

વર્ષો સુધી વહાલાંઓના હૃદયો પર અજ્ઞાન-વાદળથી જ્ઞાનસૂર્ય ઢંકાયલો રહ્યો; પણ તેવી × **રચનાત્મક** સુકાર્યની શિક્ષણ-જ્યોતિથી જ્ઞાનસૂર્ય પુનઃ પ્રિય સંતાનોના સ્વચ્છ અંતઃકરણના-વ્યોમમાં પ્રકાશશે. સર્વોત્તમ વિદ્યાવૃદ્ધિનો દિવ્યપ્રકાશ બાળકોનાં હૃદયોમાં પથરાવા અંગે આપ સમક્ષ, મિત્રોદ્વારા નમ્ર નિવેદન છે. સુજ્ઞવૃંદ! વિદ્યાવૃદ્ધિના અપાર ઉત્સાહપ્રેમની ઉદારતાથી **ધન દાનનાં ઝરણાં વહેવરાવી,** પ્રિય શિશુઓને વિદ્યાઅમૃતનાં સુખભર્યાં માનસરોવરમાં નિત્ય નવરાવી, હરક્ષણમાં સત્યતત્ત્વની અંજલિઓ પીવરાવીને આભારી કરશો. અમે આજ્ઞાધારી સંતાનો, **આપશ્રીઓના પરમ ઉપકારો કર્યાનો ઉજ્જવલ સુયશ સર્વદા માનતા રહીશું.** (ધર્મનો જયનાદ, તેણે સર્વને વંદી નિજ સ્થાન મેળવ્યું.)

---

‡ = "**કચ્છી પાટીદાર વિદ્યાર્થીઓને મદદ**" જય કચ્છ, વર્ષ ૧૩, અંક ૩૭, તા. ૨૧-૬-૪૭ શનિવાર, અસાડ સુ. ૩, ૨૦૦૩ નો અંક પૃ. ૧૧ માં હરોળ ત્રીજીમાં જાહેરાત પ્રગટ થયેલ.

* ત્રીજું પુષ્પ, પૃષ્ઠ, છઠ્ઠાની "**જ્ઞાતિ બાગ**" એ કવિતા વાંચવી.

× = નખત્રાણામાં પૂર્વ નિવાસમાં, પ્રભુશ્રીની પ્રતિષ્ઠાએ સં. ૧૯૯૩ વૈ. સુ. ૧૦ ની રાત્રે; સભામાં શ્રીમાન રાજાભાઇ સાં. નું ભાષણ. તેના અહેવાલ પૃ. ૩૭, ૩૮ માં અવલોકવું. સં. ૨૦૧૧ ગુજરાતમાં ધનસુરા ખાતે પા. સ. સમાજે **વિદ્યાર્થી ભુવનનું નિર્માણ કર્યું છે.** વિદ્યાર્થીઓ લાભ લે છે. વિદ્યાવૃદ્ધિના પ્રેમી ઇચ્છુકોને બનાવાયા છે. એવાં શુભકાર્યોની વૃદ્ધિ કરતાં જ રહેવી.

# પાંખડી સાતમી.

## વિદ્યાવૃધ્ધિમાં આશા ફળ્યાની સુવાસ.

શિઃ–(મિત્રોની અનુમતિથી શ્રી શિવદાસજીએ સભાકાર્ય દીપાવવા માટે મંત્રી-પદે ઉભા થઈ વાક્યો કહ્યાં.) રચનાત્મક કાર્યોનાં અંગે, બહુશ્રુત મહાનુભાવની આવશ્યકતા રહે છે માટે સૌના માનનીય, ઇષ્ટપ્રભુ ભક્તિની નિષ્ઠાએ તીવ્ર અભિ-લાષી, ધર્મશાસ્ત્રો, વૈદકશાસ્ત્રો અને શિલ્પશાસ્ત્ર આદિ **સાહિત્ય પ્રચારની પ્રીતિ-વાળા,** વ્યાપારની પ્રગતિમાં બંધુ તેમ પ્રિય પાડોશીઓને સુદિશા દર્શાવનાર, ખેતી-વાડી અને ગ્રામ સુધારણાની સ્વચ્છતા આદિ રાષ્ટ્ર જનગણનાં સ્વાશ્રયી **"શ્રમ-યજ્ઞ"** માં વૃધ્ધજીવન સાદાઈથી દીપાવનાર; એવા વિકાસના પરમાર્થ સદ્‌ગુણોથી અલંકૃત પૂ. શ્રીમાન માધવજીભાઇને વિદ્યાવૃદ્ધિનું મંગળ કાર્ય પાર ઉતારવા માટે સભાપતિ સ્થાને બિરાજવાનું હું નમ્ર નિવેદન પ્રસ્તુત કરૂં છું. તેને જનમંડળ! **પ્રેમથી જ્ઞાનવૃધ્ધિની ઉત્સાહ મર્યાદાએ વધાવવાને અનુમોદન આપશો.**

ગોઃ–(શ્રી ગોપાલજીભાઇએ ઉભા થઈ કહ્યું.) પ્રિય શ્રીમાન હિતસ્વીઓ! સાક્ષર મિત્રશ્રી **માણેકલાલ!** પૂ. માતાઓ! બહેનો! અને જાગૃતિના મહામંત્રને સદૈવ સાધતા રહ્યા મિત્રો! વહાલાંઓને સુવિદ્યાનો દૈવીપ્રસાદ પ્રાપ્ત કરાવી; આરો-ગવા માટે પુણ્યદિશાના ઝળહળતા મંગળમાર્ગમાં મીઠા ભાઇચારાથી ચાલી, **સૌને શાન્તિ આપનાર–લોકહિતના પ્રશ્નને** તેમજ શ્રીમાનના પદધારક નિવેદનને હું ભાવપૂર્વક અનુમોદન આપું છું. (હાથ જોડી) વડીલશ્રી અગ્રપદ દીપાવે. મિત્રોએ ઇચ્છયાં સુકાર્યથી સૌનાં કલ્યાણમાં કૃપાળુ વિશ્વેશ્વર સહાય આપે; એ જ પ્રાણુ-પ્રિય નમ્રતા, અસ્તુ. (ધર્મનો જયનાદ.)

(શ્રીમાને તે પદસ્થાન સ્વીકાર્યાં પહેલાં, ગંભીર શૈલીથી વાક્યો કહ્યાં.) "પ્રિય-જનો! **ઉન્નતિમંત્ર સાધકોએ** જે ભાવના શબ્દોએ મારા વડે કાર્ય સધાવવાનો વિશ્વાસ રાખેલ તે ગુણોયોગ્ય હું બનું; એવી મારી જગન્નિયંતાને પ્રાર્થના છે.

"આપ કદાચ તે ભાવ મારામાં જોતા હો, તો તે આપણી સમક્ષ બિરાજ્યા સુહૃદ જ્ઞાનીજનોની નિજ સેવક પ્રત્યે અત્યંત વહાલની કૃપા અને ઉત્સાહવીરોએ સાધેલ **પરમાર્થની તપશ્ચર્યાથી પુણ્ય થયાનાં પરિણામનું જ મીઠું ફળ છે.** પૂ. વિદ્વાન આત્માઓ અત્રે પધારીને સભા શોભાવી રહ્યા છે, આપ એવા વિદ્યા-વૃદ્ધિ કરાવવામાં પરમ નિષ્ણાત–સાક્ષર સુહૃદરત્નો મહાનુભાવોમાંથી સભાપતિની નિમ-ણુંક કરતાં તો આપણને સર્વની ભલાઈભર્યું સુકાર્ય સાધવામાં વધુ અનુકૂળતા મળત. નિત્ય પ્રાણજ્યોતિથી સૌની **સાથે** રહી, **શુભકાર્યોમાં સહાયતા દેનાર જ્ઞાનેશ્વર જ છે."** (તે પદ સ્વીકારતાં હાથ જોડી, સૌને વંદન કર્યું.)

(મંત્રીએ વિષય સંબંધે બોલતા અભ્યાસીઓનાં નામ નોંધેલ કાગળ શ્રીમાન સમક્ષ ધર્યાં, તેમાં તેમણે ઉભા થઇને વાંચી કહ્યું.) "શ્રી ગોપાલજીભાઈ સર્વોન્નતિ

ઉપર કહેશે તે આપણે સભા નિયમે શાન્તિથી શ્રવણ કરી, નીરક્ષીરની હંસવૃત્તિ ન્યાયે સદ્‌વસ્તુનો લાભ મેળવવો."

(શ્રી ગોપાલજીભાઇએ પરમ શિષ્ટાચાર જાળવી, વક્તાસ્થાનથીઃ–) ૐ સર્વેશ્વરાય વિશ્વવ્યાપક દિવ્ય જ્યોતિને નમઃ ॥ પૂ. સભાપતિ ! તથા પૂ. મહાનુભાવો ! પૂ. માતાઓ ! પૂ. બહેનો ! અને વિદ્યાપ્રિય મિત્રો !

**वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।**
**एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥**

—મનુ. અ. ૨ શ્લો. ૧૨

ભાઃ–વેદાનુકૂળ મનુસ્મૃતિ આદિ શાસ્ત્ર, સત્પુરુષોનો આચાર જે સનાતન અર્થાત્ વેદદ્વારા પરમેશ્વરપાદિત કર્મ અને પોતાના આત્મામાં પ્રિય અર્થાત્ જેને આત્મા ચાહે છે તેવું જ સત્યભાષણ, એ ચાર ધર્મનાં લક્ષણ છે.

**તેવા ઉપદેશના અંગમાં શાસ્ત્ર પણ કહે છે કે—**

**यस्यचित्तं निर्विषयं हृदयं यस्य शीतलम् ।**
**तस्य मित्र जगत्सर्वं तस्य मुक्तिः करस्थिता ॥**

ગોર. કલ્યાણ, વેદાંક પૃ. ૪૪

ભાઃ–જેનું ચિત્ત વિષય રહિત છે અને હૃદય શાન્ત છે, તેનો સર્વ સંસાર મિત્ર છે તથા મુક્તિ પણ તેની મુઠ્ઠીમાં છે.

## —: પ્રભુની પ્રાર્થના :—

—: રાગ રસિકભાવે, ચૌતાલની ચલતી :—

કરી આશ એવી ભારી.... પ્રભુ ! લે, તું બાળ ઉગારી. ટેક.
મીઠો ભાવ અંતરમાં ધારી, વૃત્તિ ખેલે [1]નવરંગ ભારી;
શિવ શાન્તિ પદ, લેનારી.... સુખ કર ઓ ઉર્મીયાં–માડી ! કરી. ૧
બને ગુણિયલ ધર્માચારી, એ આશા સરસ્વતી ! અમારી;
ઘટે ઘનઘોર ભયંકર ઝાડી.... એવું શસ્ત્ર દિયો હિતકારી. કરી. ૨
ઉષ્ણ રક્તે તડપતી નાડી, ભર્યું શૌર્ય હૃદયમાં ભારી;
મંત્રો જપતા કર્તવ્યશાળી.... કરી, સ્વાહા જિંદગી અમારી. કરી. ૩
[2]હરિયાળી રહે આ વાડી, પ્રાર્થના....છે, એ દાડી; દાડી,
નિત નવાંકુર પ્રગટે ભારી.... કાવ્ય–કુસુમે, પરિમળ સારી. કરી. ૪
ઓ....ભૂધર ! સુણો વનમાળી !! તેં બહુ દાસ–દાસી ઉગારી,
ધરૂં ધીર હૃદયમાં ધારી.... મિત્ર ! બુદ્ધિ દેજે અજવાળી. કરી. ૫

જગતઆધાર દયાળુની અસીમ કૃપા અને શ્રી પૂજ્યપાળકોએ અમને સુવિ-

૧ = નવધા ભક્તિનાં વિવિધ અંગ. ૨ = લીલી છમ.

ઘાનું દાન દેવાથી તેમ **પારસમણિ–સુહૃદ વિદ્વાનદેવોના ભાવભર્યા નિત્ય સત્સંગ કરવાના બહુ લાભ વડે** અમે ગરીબપુત્રો પણ "નવજીવન" દીપવવાને સત્યતત્ત્વ સમજવા સારું ભાગ્યવંત થયા. (ધન્યવાદ ધ્વનિ.)

આજનો જાગૃત–કર્મયુગ તીવ્ર હરીફાઈનો છે. યોગ્ય સ્વતંત્ર થવાના પ્રકાશ-ભણી ચાલવા અર્થે સવેળા ચેતી, જે પોતાને, જાતિ અને રાષ્ટ્રનાં દીનજનોનાં સુખીજીવન બનવા સારું; શાન્તિની સુધાર યોજનાઓ કર્મયોગમાં પરિણમવા માટે પહેલ કરે **તેજ ઉત્સાહી, સુમાર્ગ દર્શકનો પૂરો પરીક્ષક, સમાજ અને રાષ્ટ્ર ઉન્નતિ દેવીશ્રીનું પૂજન કરનાર વીરવર યોદ્ધો છે.** જે સમય તેમ કર્મને દોષ દઈ, અનર્થકારી આળસથી ઘેરાઈ; નિદ્રામાં જ પડી રહે તે કાયર છે! જાતિ, રાષ્ટ્ર, ધર્મ અને જગતદ્રોહી છે!! જેથી–

સમય સરતો જાય છે! વાતો કર્યાથી શું વળે;
યુવક! હિતનાં કાર્ય કરી લે, હોય કરવાં આ પળે.

કર્તવ્ય રસિકોએ ગાયું છે કે–

"કીસ કામકી નદી વહ જીસમેં નહીં રવાની;
જો જોશ હી ન હો તો કીસ કામકી 'જવાની."

તેથી મિત્રો!

"કાલ કર સો આજ કર, આજ કર સો અબ;
અવસર બિત્યો જાત હૈ ફીર કરેંગે કબ."

માટે-"**ઉત્સાહ વિના સર્વ અપૂર્ણ**" મનુષ્ય ઉત્સાહ વિણ જગતમાં કંઈ પણ કાર્ય સંપૂર્ણ કરવા શકિતવાન નથી. કારણ કે **ઉત્સાહ** જ દોરનાર અને અંધકાર-માંથી પ્રકાશના પ્રદેશમાં લઈ જનાર **પ્રભુતાનું સાચું દૈવત છે.** પ્રત્યેક જનોએ ઉન્નતિનો વિકાસ સાધવા અંગે પૂરા **ઉત્સાહની** આવશ્યકતા છે. **ઉત્સાહથી** જ આગળ વધાય, જીવન સારી સ્થિતિમાં ગાળી શકાય. પરંતુ માનવ **ઉત્સાહ** વિના જેવી સ્થિતિમાં હશે તેવી સ્થિતિમાં ત્યાં જ અટકી જશે. કારણ કે જ્યાં સુધી હૃદયમાં અતૂટ **ઉત્સાહના** એવા દોરનાર **પ્રિયનેતાનું** સ્થાન નહિ હોય, ત્યાં સુધી કોઈપણ વ્યકિત કાર્ય સંપૂર્ણ પાર ઉતારવાને અશકિતમાન છે. જો કે શકિત હોય પણ તે એકલી શું કરી શકે? નેત્રહીણ ચાલવાને શકિતશાળી છે, પરંતુ દોરનાર નહિ હોય ત્યાં સુધી તેનાથી ચાલી શકાશે નહિ, ચાલશે તો અથડાશે અને અથ-ડાતાં વાગશે. **ઉત્સાહ** વિના દરેક વ્યકિત આદર્શજીવન ગાળવા માટે કાર્ય સંપૂર્ણ કરવા અશકિતમાન છે. કેમકે શકિત હોય પણ તે શા કામની? **ઉત્સાહ** વિના શકિત શરમાશે! શરમાતાં, કાર્ય પૂરું કરી શકાશે જ નહીં!!

ભલેને કાર્ય અઘરું હોય: તેમાં રજ પણ બુદ્ધિ આગળ ચાલતી ન હોય, તથાપિ **ઉત્સાહની** ધગશથી ધીમે ધીમે તેમાં બુદ્ધિ ચાલીને [illegible]

કરાશે. ગહનકાર્ય કરવાને શક્તિશાળી જ થવાશે. **ઉત્સાહી** મનુષ્ય શું ન કરી શકે? સંપૂર્ણતા પ્રાપ્તિએ સર્વ સુભાવનાઓ સિધ્ધ કરી શકે છે. દ્વેષી સબળ હોય, સ્વપ્નમાં પણ જયની આશા દેખાતી ન હોય; છતાં જો અંતરમાં **ઉત્સાહ** હોય તો પૂરા મનોબળ વડે યુક્તિથી કર્તવ્યો સાધી, શત્રુનો પરાજ્ય કરી **વિજયધ્વજ ફરકાવાય,** દુઃખભરી સ્થિતિ સુખમય થાય અને બિપણ અંધકાર હોય ત્યાં પ્રકાશ પથરાય. એ સર્વ પૂરા **ઉત્સાહથી જ,** તેથી પરમ નીતિથી સુખોની પ્રાપ્તિ સારૂં **ઉત્સાહ જ** કેળવવો જોઇએ. એવા વીરવ્રતધારીનો જીવનસાર પણ એજ કે-

**सानदं सदनं सुताश्च सुधियः   कान्ता मधुर भाषिणी ।**
**सन्मित्रं सुधनं स्वयोषितिरतिः   स्वाज्ञापरा   सेवकाः ॥**
**आतिथ्यं प्रभुकीर्त्तनं प्रतिदिनं   मिष्टान   पानं   गृहे ।**
**साधोः संगमुपासते हि सततं   धन्यो   गृहस्थाश्रमः ॥**

—શ્રી ચાણાકય નીતિ.

ભા:-જો આ લોકમાં મનુષ્યને આનંદયુક્ત ઘર મળે, બુદ્ધિવાળા પુત્રો હોય, મધુર બોલનાર સ્ત્રી હોય, સ્વપરિશ્રમથી મેળવેલ સુધન હોય, પોતાની ધર્મપત્નીમાં જ પ્રીતિ રહે. સેવકો આજ્ઞા પ્રમાણે વર્તે, નિત્ય અતિથિ સેવા અને પ્રભુકીર્ત્તન થયા કરે. ઘરમાં રુચિ અનુસાર અન્ન મળતું રહે અને નિરંતર સત્પુરુષોનો સમાગમ રહેતાં, એ ગૃહસ્થાશ્રમ ધન્યમય છે. તેથી—

**સૌએ નિશ્ચય કરેલાં, કર્તવ્યો સાધવાં જ છે.**

એ આદર્શે આપણું ગૃહસ્થાશ્રમ જીવન કેળવીને દીપાવવા માટે સમાજ—વૃક્ષ-વૃદ્ધિનાં વિકાસઅંકુરો એવાં **પ્રતિમારૂપ પવિત્ર સંતાનોને** શિક્ષણ આપવું એ જ સૌનું પ્રથમ કર્તવ્ય છે. આપ શ્રેષ્ઠાત્માઓએ જે અથાગ પરિશ્રમ અને પવિત્ર જિજ્ઞાસાથી શુભ સંસ્કારનાં મંડાણ કર્યાં તેનાં જ પરિણામ સ્વરૂપે અમે આજ, **પૂ. સાક્ષરો દર્શનીય ધર્મસભામાં એકત્ર રહી;** ઉદયમાર્ગ વધારે સરળ અને સફળ થયેલ નિહાળી શકયા છીએ.

સુધારાને વધુ વિકસાવી, ગૃહસ્થાશ્રમ ઉજાળવા માટે જો કોઇ પણ પૂરતું સાધન હોય તો તે માત્ર **વેદઆજ્ઞાએ પુત્ર અને પુત્રીઓની "બ્રહ્મચર્યાવસ્થાએ વિદ્યાવૃદ્ધિ" જ છે.** એ સાચું હિત સાધવા માટે ઇશ્વરમૂર્તિરૂપ–નિર્મળ મનનાં પ્રિયોને વિદ્યાજ્ઞાન ખંતથી આપવું જ. આપણને પરમપાવન સંયુક્ત સમાજ મહીં એટલે મહાજની–ગૃહસ્થાશ્રમ મંદિરમાં નિર્મળભાવે નિત્ય રમણ કરવાનો આવો રૂડો પ્રસંગ ફરી મળવો દુર્લભ જ રહેશે. કેમકે પુણ્યવિભૂતિ–માનવદેહ અંતે ક્ષણભંગુર હોઈ; એ શૂન્યભૂમિમાં ભસ્મસાત્ થતાં તેનાં રજકણો પણ વિશાળ વાયુમંડળમાં વિખરાઈ જવાનાં. એવા દિર્ઘ વિચારોથી, પ્રાપ્ત થતા સમૃદ્ધિના વર્યા ભંડારોથી **સંતાન રત્નો પૂર્ણપણે કેળવીને સદ્‌ગુણો મેળવાવવાની અતિ આવશ્યકતા છે; એથી જ આપણી તેમ સંતાનોની જીવનપળો** સાર્થક થશે.

### —: અમરપણાંની પ્રાપ્તિ :—

ઉદાર દાનેશ્વરીઓની પરમાર્થપ્રિય પ્રવૃત્તિ જ શિશુઓનાં નિર્મળ અંતઃકરણરૂપી-ઇશ્વરીય પુસ્તકોનાં પ્રત્યેક ઉજળાં પાનાંઓમાં અમર લેખિનીથી અંકાયલી જ રહેશે. અલૌકિક કીર્તિ "યાવચ્ચંદ્રદિવાકરૌ" ઝળહળતી જ રહેશે. એવાં પૂરાં હિત અંગે સાહિત્ય રસજ્ઞોએ બહુ ગાયું છે—

"જીન પરમારથ કાર્યો કીયા તનસેં, મનસેં, ધનસેં કરકે;
તીન કીરત જગમેં છાઇ રહી, દિન ચાર વિશેષ જિયા ન જિયા."

વળી પણ—

"નામ રહંતાં ઠાકરાં! નાણાં નહીં રે રહંત;
કીર્તિ કેરાં કોટડાં પાડયાં નહીં રે પડંત."

વિદ્યાવિકાસ માટે ભાઇ, બહેનોનું અને અમારું સર્વદા હિતચિન્તક શ્રીમંતોનું કર્તવ્ય હોતાં, **વિદ્યાયજ્ઞમાં આહુતિઓ દેવા માટે મોખરે આવી; નહી વહેણે સમિધા-સાધનનાં-ધનની સહાયતા આપવી.** આવા ઐતિહાસિક પ્રસંગો પણ પુણ્યવંતા-મહાભાગ્યશાળીઓને જ સાંપડે છે. (હાથ જોડીને)

આપ પૂ. શ્રીમાન મહાનુભાવો સમક્ષ કોઇ અસંગત વાકય ઉચ્ચારાયું હોય, તો જિજ્ઞાસુ-પુત્રને **ક્ષમા આપી દિશા સૂચવશો.** અમે મિત્રોની સુરુચિ સુંદર નીતિરીતિની દૃઢ ધારણામાં વૃદ્ધિ થતી રહે. ૐ નમઃ (સભાજનોએ ધર્મનાદ ગજાવ્યો. ઉત્સાહીએ વિદ્યાની અપૂર્વ ગુણપ્રાપ્તિ માટે સારાંશ વાકયો કહી,સ્વસ્થાન લીધું.)

---

## પાંખડી આઠમી.

### સદ્‌શિક્ષણની પ્રસરેલી સુવાસ.

સભાપતિઃ- (ઉભા થઇ) શ્રી મનજીભાઇનો લગનીધારી મિત્ર, શ્રી સરસ્વતીજીનો રસગુણી ઉપાસક, સમાજ તથા રાષ્ટ્રસેવામાં નમ્રપ્રેમી અને બિરાજ્યા દેવાત્મવર્યોનો શિષ્ય **શ્રી પ્રેમજીભાઈ** કાવ્યકળાની સાધના રહસ્યથી કહેશે, તેને પ્રિયજનો! શાન્તિીથી શ્રવણ કરશો.

**શ્રી પ્રેમજીએ હાથ જોડી, વિદ્યાદેવીનું મંગળદાયી સ્તવન કર્યું,**

**विद्याः समस्तास्तव देवी भेदाः**
**स्त्रियः समस्ताः सकला जगत्सु।**
**तवैकया पूरितमम्बयेतत्**
**का ते स्तुतिः स्तव्यपरापरोक्ति ॥**

—દુર્ગા સપ્તસતી અ. ૧૧. શ્લો, ૬.

ભાઃ- હે દેવી! સમસ્ત સંસારની સર્વ વિદ્યાઓ તમારાથી પ્રગટ થયેલી છે. તથા

સર્વસ્ત્રીઓ તમારૂં જ સ્વરૂપ છે. સમસ્ત વિશ્વ એકજ તમારા વડે પરિપૂર્ણ છે. છતાંય (હે માતા!) તમારી સ્તુતિ કયા પ્રકારે કરી જાય.

**ગુણસાધકોની ભક્તિરસથી, ત્રિતાલ.**

સરસ્વતી! ....... ભગવતી!!........જગદિશ્વરી !!!........(૨)
તું ........ દયાળી માતા!........ ટેક–૧
વીણા........ કરે ધારીણી ........ સેવક હિત કારિણી........ ,,
કર વિભૂતિ જ્ઞાતા........ તું, ૨
છું ........ ત્હારો બા....ળ, લે.... દીનની–સંભાળ; ,,
દેજે ........ પૂર્ણ સહાતા........ તું, ૩
કરૂં ........ સ્નેહ પા....ન, થાયે.... દૈવત્ય ભાન; ,,
મા! ........ ત્રિલોકય [1]ખ્યાતા........ તું, ૪
રસવતી .... સેવા ભક્તિ.... ભાવ હૃદયે....પ્રગટાવ; ,,
હે ........ વરદાયી ........ દાતા........ તું, ૫
અખંડ, પ્રણવ સ્તોત્રની........ શિખાવ સાધના ,,
મિત્ર પ્રેમે ........ રહું [2]રાતા........ તું, ૬

**विद्या ददाति विनयं विनयं ददाति पात्रत्वम् ।**
**पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मस्तो सुखम् ॥**

—નીતિ.

ભાઃ– વિદ્યાથી વિનય આવે છે અને વિનયથી યોગ્યતા મળે છે, યોગ્યતાથી ધન મળે છે, તેમ ધન વડે ધર્મ થાય છે અને સુખ મળે છે.

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ।।**

મનુ. અ. ૧૫.

ભાઃ– ધીરજ, ક્ષમા અને મનનો નિગ્રહ, અસત્યનો ત્યાગ, પવિત્રતા, ઇન્દ્રિયોનો નિગ્રહ અને વિદ્વાનોના સંગથી બુદ્ધિને વધારી યોગાભ્યાસ કરવો. વિદ્યાપ્રાપ્ત કરવી. જે પદાર્થ જેવો છે તેને તેવો સમજવો. ક્રોધ ન કરવો. એ નિત્ય આચરવાનો ધર્મ છે.

**વેદોએ પણ પોતાની બુદ્ધિથી ગાયું છે.**

**ॐ नमोऽस्त्वनन्ताय सहस्त्र मूर्तये सहस्त्र पादाक्षिशिरोरुबाहवे ।**
**सहस्त्र नाम्ने पुरुषाय शाश्वते सहस्त्र कोटियुग धारिणे नमः ॥**

૧. ખ્યાતિ=પ્રસિદ્ધપણે. ૨. રાતું=તલ્લીન.

÷ બિનુ પદ ચલઇ સુનઇ બિનુ કાના । કર બિનુ કરમ કરઈ બિધિ નાના ॥
આનન રહિત સકલ રસ ભોગી । બિનુ બાની બકતા બડ જોગી ॥૩॥

અર્થ:– તે (બ્રહ્મ) વિના ચરણે ચાલે છે, વિના કાનથી સાંભળે છે, વિના હાથથી નાના પ્રકારનાં કામ કરે છે, વિના મુખ (જિહ્‌વા) થી પણ સર્વે (ખટ) રસોનો આનંદ લે છે અને વિના વાણીથી બહુ યોગ્ય વકતા છે. (૩)

તન બિનુ પરસ નયન બિનુ દેખા। ગ્રહઈ ઘ્રાન બિનુ વાસ અસેષા ॥
અસિ સબ ભાઁતિ અલૌકિક કરની। મહિમા જાસુ જાઇ નહિં બરની ॥૪॥

અ:– તે વિના શરીર (ત્વચા) થી સ્પર્શ કરે છે, વિના આંખોથી દેખે છે અને વિના નાકથી સર્વે ગન્ધોને ગ્રહણ કરે (સૂંઘે) છે. એવા બ્રહ્મનું કાર્ય સર્વ રીતે એવું અલૌકિક છે, કે જેનો મહિમા કહી શકાતો નથી. (૪)

## ધર્માત્માઓનાં જીવનકાર્યોનાં યશ દર્શને જ ગુણગ્રાહીઓની વૃત્તિઓમાં ઉદારતા પ્રગટી છે.

શ્રીમાન પૂ. સભાપતિજી! દેવતાસ્વરૂપ મુરબ્બીઓ! વિદ્રત્ન ગૃહસ્થો! સાક્ષર બંધુશ્રી માણેકલાલ! પૂ. માતુશ્રીઓ! બહેનો! અને આદર્શ સંગઠ્ઠનમાં ભ્રાતૃત્વ વ્રતધારી મિત્રો! તથા સર્વનાં આત્મપ્રિય કુટુંબીજનો! આ વીરજનની વસુંધરાની સૌંદર્યવંતી વિશાળ ગોદમાં તેમજ સંસ્કારી આત્માઓના–ઉમંગી હૃદયોમાં સુકીર્તિનાં અમરપણે નિત્ય રમી રહ્યા છે એવા પ્રાતઃસ્મરણીય **શ્રી મનુભગવાન**, ત્રિકાળદર્શી શ્રી કપીલ, શ્રી અગસ્ત્ય, વૈદિક તત્ત્વતારક વિશાળબુદ્ધિ **શ્રી કૃષ્ણદ્વૈપાયન વ્યાસજી.** શ્રી વશિષ્ઠ આદિ બ્રહ્મર્ષિઓ અને આર્યશિરોમણિ મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રજીની ધર્મમય પ્રજાપાળવાની ભાવના, શ્રેષ્ઠાત્માઓના હૃદયોમાં પ્રતિદિન વૃદ્ધિ પામીને કર્તવ્યોમાં ઉતરી રહી છે. **દૈવીવ્રતધારી, આદિત્ય બ્રહ્મચારી ક્ષત્રિય શિરોમણિ શ્રી ભીષ્મપિતામહ** મહાભારતમાં બાણશય્યા પર જ રહ્યા. ઉમંગથી સત્યજયનું ધર્મયુધ્ધ નિહાળવા માટે પ્રિયાત્માને અષ્ટાંગ યોગબળની અપૂર્વ ઇચ્છાશકિત વડે ઉત્તરાયણ સુધી સ્થંભાવ્યો. પૂજ્યે શ્રી કૃષ્ણચંદ્રજી, શ્રી વ્યાસ આદિ ઋષિવૃંદ અને શ્રી યુધિષ્ઠિર આદિ રાજ્યકુટુંબી–પુત્રો સાથે અનુપમ મહત્ત્વભર્યા તત્ત્વગૂઢાર્થોથી સત્સંગ કરી; **વિશ્વહિતે અમૂલ્ય સદુપદેશ આપ્યો.** યોગેન્દ્ર શ્રી કૃષ્ણચંદ્રજીની શ્રુતિઓ અને ઉપનિષદ સ્વરૂપ **ગીતોક્ત–બંસીની** મધુરતામાં; ભાવિકોને અદ્વૈતની ચૈતન્ય–પ્રેમમાધુરીમાં મુગ્ધ કરતો અનન્યપણામાં મગ્ન થવાના અમૃતનો બ્રહ્મનાદ તેમજ શ્રી બુધ્ધ ભગવાનની ત્યાગવૃત્તિની ઉત્કૃષ્ટ તપોનિષ્ઠા.

## શૂરધન સમૃધ્ધિનાં સુકાર્યોની–કીર્તિને સર્વદા સંભાળવી.

ક્ષાત્રગૌરવ રક્ષક, સ્વાભિમાન જાળવવાનું મહારાણા શ્રી પ્રતાપનું આત્મિક પણ. છત્રપતિ શ્રી શિવાજી મહારાજની દૈવી વરદાયી **શૌર્યવંત શક્તિ** અને

÷ માનસ રામાયણ. બાલકાંડ ત્રીજી અને ચોથી ચોપાઇ.

પૂજ્યના અડગ હૈયામાં આર્યત્વ રક્ષાવવાની ભરપૂર **ભક્તિ.** વીર દુર્ગાદાસ રાઠોડની **સ્વામીભકિતની પ્રભુતા.** તેમ શ્રી ગુરુ ગોવિંદસિંગનું **ધર્મનિષ્ઠાએ શૌર્યપણ.**

સત્યેશ્વરનું સનાતનતત્ત્વ નિર્ણયી મહાન ભાષ્યકાર, **જગદ્‌ગુરુ શ્રી આદ્ય શંકરાચાર્યજી મહારાજ. સત્યનિષ્ઠ પરમ પદારૂઢ મહર્ષિ શ્રી દયાનંદ સરસ્વતીનાં પ્રાણપ્યારાં વૈદિક તત્ત્વનાં ગુણગ્રહણે, વિશ્વજન જાગૃતિની પૂર્ણાંગી પરોપકાર પ્રિયતા.** લોકમાન્ય શ્રી બાલગંગાધર **તિલકના** હૃદયમાં ભારતીમાતુશ્રીનાં ઉધ્ધારની તીવ્ર અભિલાષાએ " **स्वराज्य ए अमारो जन्मसिद्ध अधिकार छे** તે મુકિતમંત્રની રસીલી સાધના. વિદ્વવર્ય શ્રી ગોખલે, પંજાબકેસરી શ્રી લાલા લાજપતરાય, મુક્તાત્મા **શ્રી શ્રધ્ધાનંદ** સ્વામીજી અને " આર્ય મુસાફિર " શ્રી લેખરામની પતિત પાવન કર્યાની તપશ્ચર્યા. સરદાર બંધુશ્રી **વિઠ્ઠલભાઈ** પટેલની ભારતમાતા પ્રત્યે હાર્દિક દાઝ. **પંડિત શ્રી મોતીલાલ નહેરૂ અને સી. આર.** દાસે ઐશ્વર્યો પરહરી તે સર્વસ્વને રાષ્ટ્રજનગણની સેવામાં આપવાની સાધુતા. ગરવી ગૂર્જરદેવીના સુપુત્રરત્ન સાક્ષર શ્રી ગોવર્ધનરામ. મહાકવિ શ્રી નાનાલાલ તથા વિશ્વ કવિવર **શ્રી રવિન્દ્રનાથ ટાગોર** આદિ જનતા-જનાર્દનના શુભેચ્છુઓની અગાધ વિદ્યાધનનાં દૈવીદાન દેવાની શક્તિની પ્રભુતા. ભારતભૂષણ મહામના પૂ. પંડિત શ્રી મદનમોહન માલવીયાજી, દેશ ગૌરવ શ્રી નેતાજી સુભાષચંદ્ર બોઝ અને શ્રી ભગતસિંગની રાષ્ટ્રહિતસ્વી વિશાળ દાઝ.

સંસાર વંદનીય **શ્રી બાપુજીએ " पूर्णमेवावशिष्यते "** (તે એકજ પૂર્ણ બની રહે છે) એ સનાતન સત્યધારણે નમ્રતામાં ઓતપ્રોત રહી, ઇશ્વરીય-સત્યની વિવેકાગ્નિએ આત્મતપોબળના પુંજ વડે નિકૃષ્ટ સ્વાર્થવૃત્તિઓને સદા કંપાવનારૂં; **શાન્તિશસ્ત્રનું દિવ્ય-અહિંસાવ્રત.** અપૂર્વ મુત્સદ્દી લોહપુરુષ, મહાપ્રતાપી નરવીર **શ્રી વલ્લભભાઈ પટેલનું** આત્મ શ્રદ્ધાનું દિવ્યમય અપાર શૌર્યતેજ. યોગારૂઢ શ્રી અરવિન્દઘોષ, શ્રી સરોજની નાયડુ આદિના આર્યઅલંકૃત; **વિશ્વમાં સ્મારક રહ્યાં ગુણોનાં-કુસુમોની મીઠી પરાગ,** આપણા વિદ્યાવ્યસની મન-ભૃંગોને નિત્ય ગુંજારવ કરીને રસગ્રાહી થવા સારૂં મુગ્ધ કર્યાં જ છે.

રાષ્ટ્રપતિજી શ્રીયુત રાજેન્દ્રપ્રસાદ. પૂ. શ્રી બાપુજીના ઉત્તરાધિકારી મહામાનનીય પંતપ્રધાન સાક્ષર **શ્રી જવાહરલાલ નહેરૂ,** શ્રી વિનોબાભાવે, શ્રી કૃષ્ણમેનન અને શ્રી વિજ્યાલક્ષ્મી પંડિત આદિ રાષ્ટ્રના પરમભક્તો (ભારત ભૂષણ) ની રાષ્ટ્ર સ્વતંત્રતાની વ્યવસ્થા અને સામાજિક, ધાર્મિક તથા જગતસમૃદ્ધિ ગૌધનઆદિની ઠીક રક્ષા માટે તેવા પૂજ્યોનાં યુવક ભાવનાનાં સુહૃદયોમાં ઉત્સાહે તરવરતી ફળદાયી અભિલાષાઓ ભરી છે. આપણે એ સર્વાંગ શોભીતી રાષ્ટ્ર અને વિશ્વકલ્યાણી સુભાવનાઓની-પૂનિત મૂર્તિઓના ચરણારવિંદોમાં મિત્રપણાનાં જિજ્ઞાસુએ વંદતાં, " **वंदे मातरम्** " મુક્તિમંત્રનો મધુરસ્વરે નિત્યપાઠ ભણવાથી પ્રિય જન્મભૂમિના હિતાર્થે એટલે વિશાળ સંગઠ્ઠનશક્તિમાં સ્વાશ્રયી-શૌર્ય અર્પીને; પાલનેશ્વરીની સર્વાંગી

સૌંદર્યમયી સમૃદ્ધિ વૃદ્ધિને ચીરકાળ સંભાળવાનું રાષ્ટ્રઋણ ચુકવવા કાજે બહુ આગળ વધવાનો યશ-લાભ મળે છે.

સૌએ યોગ્યતાથી પ્રેરણાદાયી પૂ. પાલનેશ્વરી-દેવીજીના ભવ્ય અને તેજપૂર્ણ પવિત્ર સેવા- મંદિરદ્વારે પહોંચી, શ્રી માતાજીનાં પૂજન અર્ચનાદિ સ્તોત્રોના મંગળ ઉચ્ચારોથી આત્માસ્મર્પણની સેવા-સીડીએ ચઢવાની જ શરૂઆત કરવી. વિશ્વમંદિરનાં પહેલાં પગથિયે ચઢવાના અભ્યાસયોગે એટલે ભારતીસંતાનોનાં જ અંગરૂપે જે અણુંમય- સ્વસમાજ પ્રાપ્ત છે; તેમનાં કલ્યાણયજ્ઞમાં જ આપણે પ્રથમ આત્મભોગ દેવો આવશ્યક છે, **એ રાષ્ટ્રસેવા કરવાની સાધનાનું જ મુખ્ય પ્રિયતાભર્યું રૂડું અંગ છે.** આપણે ભ્રાતૃહિતની પ્રબળ પરીક્ષાથી વિદ્યુતવેગે આગળ વધી, સ્વદેશ અને સમષ્ટિ બંધુત્વના બૃહદ્ રાષ્ટ્રહિત યજ્ઞમાં જીવન-હવિષોની આહુતિઓ હોવાને સમર્થવંત થઇશું. એનાં હિત અંગે વૈદિક સભ્યતાની નીતિરીતિ જીવનક્રમમાં ધારવી.

**( હાથ જોડી, ઈશ્વર પ્રાર્થનાનાં સુવાકયો ઉચ્ચાર્યાં. )**

**— પ્રભુ સ્તવન —**

**जिह्वाया अग्रे मधु मे जिह्वामूले मधुलकम् ।**
**ममेदह क्रतावसो मम चित्तमुपायसि ॥**

ભાઃ-*"જિહ્‌વા કે આગે મિઠાશ હો, જિહ્‌વાકી જડમેં મધુસ્રોત;
મેરે કર્મ-વિચાર-બુદ્ધિ મેં ચિત્તમેં મધુ હો ઓત-પ્રોત."
—કવિ.

**मधुमन्मे निक्रमणं मधुमन्मे परायणं ।**
**वाचा वदामि मधुमद् भूयासं मधुसन्दृसः ॥**
—અથર્વવેદ. ૧/૩૪/૧,૨ પૃ. ૩૭૧

ભાઃ-" મેરા નિકટ ગમન મધુમય હો, મેરા મધુમય દૂર ગમન;
વાણી સેં મેં મધુમય બોલૂં, બન જાઉં માધુર્ય-સદન."
— કવિ.

**( સેવાધારીઓની આત્મિક નિષ્ઠાની દિગ્વિજયી ધ્વનિ. )**

અમે બાલુડાંઓએ સામાજિક, આર્થિક, ધાર્મિક અને નૈતિક ઉન્નતિ અર્થે પ્રેમોદ્‌ગારોએ અંતઃકરણ પીગળાવી, તેમાંથી આહ્‌લાદનું-રુધિરરૂપી તેલ નીચોવીને ભાવનાનાં સુંદર કોડિયાંમાં ભર્યું છે. તેમાં અમારાં જીવનવિલાસનાં ત્યાગની-દિવેટ મૂકી. [illegible] પ્રજ્વલિત અગ્નિવતી એ જાગૃતિ વિદ્યાદીપક પ્રગટાવેલ; તે અમારાં [illegible] સુખની વિશાળ જ્યોત વડે પ્રકાશતો રહે. હે વિશ્વ-જ્યોતિ [illegible]! ત્હારી દિવ્યદ્રષ્ટિમાં અમારું અસ્તિત્વ સર્વદા બન્યું રહે.

* "[illegible]" [illegible] ના અંક.

અમે મિત્રો એ પ્રેમાવેશે ઊંડી પ્રાર્થનાઓથી થનકાર નૃત્યો કરી, કરી નયનોમાંથી હર્ષાશ્રુઓનાં અમૂલ્ય સ્નેહ–બિન્દુઓ ટપકાવી; તેની રેલ વહે એ પવિત્રજળ ઉન્નતિનાં યોગ્ય સ્વતંત્રરૂપી સુહાગીવૃક્ષનાં વિશાળ થાણામાં નિત્ય સિંચાયું રહ્યું છે. પરંતુ પરાધિન–ગ્રીષ્મના મધ્યાને **આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિકના** પ્રચંડ ત્રિતાપથી તપેલ વહાલાંઓ. એ સ્વાધિનતાથી પલ્લવપૂર્ણ હરિયાળાં અમરવૃક્ષના શીતળછાયામાં વિશ્રાંતિ મેળવે. હે સમસ્ત બ્રહ્માંડોને અપાર દયા–કરોએ મંગળ છાંયો કરી, વિશ્રાંતિ દેનાર હૃદયેશ્વર! આનંદદાતા!! સચરાચરમાં વ્યાપક રહ્યા પ્રિયતમ જગન્નાથ!!! **શિશુભાવના પૂર્ણ કરજે.**

હે દીનદયાળુ, ન્યાયકારી પરમ પિતા! અમને તારું નિત્ય ગુણગાન કરવાને "**नेति नेति**"ની વિશાળ ઘોષણામયી અમરવાણીના પૂર્ણજ્ઞાનનો માર્ગદર્શક વિદ્યાભ્યાસયોગ પ્રાપ્તિ માટે આત્મિય સુખાશ્રયે શિશુ હૃદયમાં જે ઊર્મિઓ ભરી છે; તે ફળવંતી થવાને અમારા શ્રોત્રોમાં ગગનભેદી દિવ્યસ્વર સંભળાય છે. તું શ્રુતિના–આત્મનાદ દ્વારા મધુરપણે કહી રહેલ છે કે "એ બધું સારું જ થશે." તો અમારા હિતમાં ઉદારશાળી, દુખિયોનાં સંકટો ફેડીને સામાજિક નાવને સુરક્ષિત ચલવવાના ઇચ્છુક સુહૃદ સુકાનીઓની અંતરગુહામાં; હે દયાનિધિ! બ્રહ્માંડનું હર–ક્ષણમાં કલ્યાણકર્તા પરમપિતા દેવ!! **તું પ્રથમ વિદ્યાવૃદ્ધિનો જ અખંડ પ્રેમ ભરજે.**

અમારાં કુમળાં, ફણગીઓરૂપી સુંદર અને નિર્મળ જીવન, જે અવિદ્યાનાં ભયંકર વાવાઝોડાંના તમવેગોથી કરમાય છે; તે વિનાશ થતા રોપાઓનાં **જીવન–થાણાઓમાં,** અમૃતજ્ઞાનનાં તૃષાતુર અને ક્ષુધાતુર થયેલાં અમારાં અંતરનાં ઉજ્જવળ **ભાણાઓમાં;** મૂળપાયાની એટલે જાગ્રત કેળવણીની–ગુણપ્રાપ્તિનું સાત્વિક ભોજન અને તેના સાથે તારી પ્રેમભક્તિનું–શીતળ જળસિંચન કરાવવા માટે અમારા, શિશુરક્ષક–સુજ્ઞ શ્રીમાનો દ્વારા **વિદ્યા અને હુન્નર–ઉદ્યોગોની વિવિધ વાનીઓ હરસમયમાં પીરસાવજે.**

આપ કરુણાનિધિના અતુલ દયા–ભંડારોએ મેળવ્યું ઐશ્વર્ય–વિદ્યાવૃદ્ધિ–સુધન, રાષ્ટ્રજનતાના જ પરમાર્થમાં સદુપયોગ કરવા માટે ચીરસમય રહેનારી રચનાત્મક કર્તવ્ય પરાયણની લગની પ્રગટાવજે. હે હૈયાંના સુંદર હાર સચ્ચિદાનંદ! વિશ્વંભર બુદ્ધિપ્રદાતા!! વાત્સલ્યપૂર્ણ જ્ઞાનેશ્વર પ્રેમમૂર્તિમાન્ પ્રભુ!!! તારી સકળ બ્રહ્માંડ વ્યાપક જ્ઞાનઓઘ–દિવ્યજ્યોતિની સાન્નિધ્યે ફરી, ફરી **અંતરમાં ઊંડી અને બુલંદસ્વરે પ્રાર્થનાઓ છે.** (પુનઃ હાથ જોડી)

**वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः**
**प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**

**नमो नमस्तेऽस्तु सहस्त्रकृत्वः**
**पुनश्च भुयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**

શ્રી ગીતાજી, અ. ૧૧, મંત્ર, ૩૯, પૃ. ૩૬૭.

અર્થ:–હે હરે! –આપ વાયુ, યમરાજ, અગ્નિ, વરુણ, ચંદ્રમા (તથા) પ્રજાના સ્વામી બ્રહ્માના પણ પિતા છો, આપને માટે હજારોવાર નમસ્કાર છે, નમસ્કાર છે. આપને માટે ફરીથી પણ વારંવાર નમસ્કાર નમસ્કાર (હો) ૩૯.

પ્રેમીજનો ! પૂ. વિદ્વાનદેવો વિદ્યા–જ્ઞાનનો અપાર મહિમા, આપણે વિદ્યાર્થીઓને સમજાવે છે.

શાર્દૂલ વીક્રીડિત છંદ

**विद्या नाम नरस्य रुपमधिकं प्रच्छन्नगुप्तं धनं**
**विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरुणां गुरुः ।**
**विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं**
**विद्या राजसु पूजितो न तु धनं विद्याविहीनः पशुः ॥**

ભર્તૃહરિ નીતિશતક, ૨૦.

ભા:–વિદ્યા જ મનુષ્યનું અધિકાધિક રૂપ છે. વિદ્યાનો ભાગ ન થાય એવું છુપાયે–સંગ્રહાયું ધન છે. વિદ્યાથી જ ઐશ્વર્યમય ઉત્તમભોગો અને પરમ સુખ મળે છે. વિદ્યા ગુરુનો પણ ગુરુ છે. વિદ્યા સગાભાઈ જેટલી જ પરદેશમાં સહાયતા કરે છે. વિદ્યા સાચું દૈવત છે. રાજાને ત્યાં વિદ્યા પૂજાય છે, નહિ કે ધન. માટે વિદ્યાહીણ મનુષ્ય પશુ સમાન છે.

— છપ્પો. —

વિદ્યા આગળ લાછ, રહે છે નિત કરજોડી;
વિદ્યા આગળ લાછ, હીંડે છે આધું ઓઢી.
વિદ્યા આગળ લાછ, પાય નમે છે પાસી;
વિદ્યા આગળ લાછ, હીનપણે છે દાસી
સદ્‌વિદ્યા છે શિરોમણિ, સદ્‌વિદ્યા ત્યાં ધન કશું;
**શામળ** કહે સદ્‌વિદ્યા વિના, પામર જન પ્રૌઢા પશુ.

— સાહિત્ય રત્ન

એવા વિદ્યાગુણના મંગળ અનુભવે, અનુભવાર્થી તરુણો અને અમે મિત્રોમાં શાસ્ત્રોક્ત ચૌદકળામાંનું એકાદઅંગનું શુભ કર્તવ્ય લક્ષણ તો અવશ્ય પ્રગટવું જ જોઇએ; જેથી જીવનનિર્વાહનું ગૃહસ્થાશ્રમી–નાવડું સુખમય ચાલતું રહીને દિવ્ય-સિદ્ધિના કેન્દ્રે પહોંચે.

—: શાર્દૂલ વીક્રીડિત છંદ : —

બ્રહ્મજ્ઞાન રસાયને સ્વરધરં વેદસ્થા જ્યોતિષમ્ ।

બ્રહ્મવં વ્યાકરણં ધનુર્જલતરંગા વૈદ્યકં સા કૃષિઃ ॥
કોકં વાહન વાજિનૃત્યનટનં ચેત્યેવમેતા કલા ।
વિદ્યાનામ ચતુર્દશ પ્રતિદિનં કુર્વન્તુનો મંગલમ્ ॥

ભાઃ- **બ્રહ્મને** અપરોક્ષાનુભવે-વિશ્વમાં દર્શન કર્યાનું જ્ઞાન, **રસાયણ** વિદ્યા, **ગાવાની** કળા, **વેદાદિ** ધર્મગ્રંથોનો અભ્યાસ, **જ્યોતિષ જ્ઞાન** અને **વ્યાકરણ** રીતિ. **ધનુર્વિદ્યા** પારંગત, **જલતરંગ**-(વાટકાઓમાં પાણી થડકાવીને રાગ (શૂર) નીકળવાની વિદ્યા) **વૈદ્યાભ્યાસ** જાણી, ચિકિત્સા કર્યાની પૂર્ણ આવડત, **ખેતી-વાડીમાં** સમયસર બીજ વાવવાં આદિ વિજ્ઞાન જાણી તેને કાર્યમાં ઉતારવું. **કોકશાસ્ત્ર ભણીને આરોગ્યનો સુધાર સાચવવો. ઘોડેસ્વારીની ચપળતા, નૃત્યકળા અને** વિદ્યા જ તે ચૌદકળાઓ હમેશાં મંગળ કરનારી છે.

આપણા ભારત ભાગ્યવિધાતા **પૂ. બાપુજીએ** × સં. ૧૯૯૭માં કહેલું કે- "**વિદ્યાભ્યાસ વિના એકેય ભારતીસંતાન રહેવું ન જોઇએ.**" તત્કાળ શાસનદ્વારા રાષ્ટ્રિય **પ્રૌઢ શિક્ષણની** બ્રહત્ યોજના શરૂ થતાં, સર્વજનોએ સ્વઃ તેમ સર્વદા સૌંદર્યમયી **રાષ્ટ્રભાષા-દેવનાગરીનો** લાભ મેળવ્યો, મેળવી રહ્યાં છે. એમ રાષ્ટ્રધનના સદ્દઉપયોગથી શિક્ષાકાર્ય અતિ આગળ વધતાં સંપૂર્ણપણે દીપીને ગુણફળના **ભોગોમાં પરિણમ્યું છે.** એનાં અનુમોદને આપણે પણ—

**બનવવી જ્ઞાનની શાળા.**

— ગઝલ —

મળીને હોંસથી મિત્રો! બનવવી જ્ઞાનની શાળા;
પહેરી પ્રેમની કફની કરે અહીં મુક્તિની માળા. ૧.
વિવેકે જ્ઞાન-જળ પીતાં મૂકી આ જગતના ચાળા;
રહી આનંદમાં નિત્યે ન સેવ્યે કુતર્કના છાળા. ૨.
ગુરુ શોધી સદા જ્ઞાની શુદ્ધ પીય જ્ઞાનના પ્યાલા;
મૂકે તારી મૃત્યુ ભયથી બતાવે એ, પ્રભુ દયાળા. ૩.
વદે છે મિત્ર પ્રિયજન! એ મહારાં પ્રાણથી વ્હાલાં!
સુખિયાં સૌ જનો થાવા બનવવી જ્ઞાનની શાળા. ૪.

સાહિત્યના રસિકે વિદ્યાવૃદ્ધિનું પ્રમાણ અને તેને પુષ્ટિનું આદર્શ સંબોધન દર્શાવી, સર્વોત્તમ વંદન કરીને નિજ સ્થાન લીધું. (સરસ્વતી માતાનો જયનાદ ગૂંજ્યો.)

---

## પાંખડી નવમી.

**વિદ્યાવૃદ્ધિ યજ્ઞમાં સમિધા પૂર્તિએ, દાનેશ્વરીઓનું પુરુષાર્થ વ્રત.**

× "મુંબઇ સમાચાર અંક, સં. ૧૯૯૭"

શ્રીમાન સભાપતિએ:– (ઉભા થઇને હોંસથી) શ્રી શિવદાસજીએ જ્ઞાનની ગૂઢતાથી, શ્રી ગોપાલજીએ વીરવૃત્તિનાં ઓજસે અને **કવિશ્રી**એ શાસ્ત્રાનુભવે જે માર્ગદર્શક મંગળ નિવેદનો સૂચવ્યાં; **તેને આપણે કર્તવ્યમાં પરિણત કરવા સારું ઉમંગથી વધાવીએ છીએ.**

સમાજ તથા પાડોશીનાં ઐશ્વર્યમય–વહાલાંઓનું વર્તમાન આદિ જીવન ઘડવા માટે આપણી સમક્ષ સુન્નત્રિપુટીનું અમૂલ્ય નિવેદન છે. પ્રિયોએ મન્થનથી યોજેલ સિદ્ધાંત સર્વરીતે વેગવંત થવા સારું પ્રથમ ગરીબ અને નિરાશ્રિત બાળકો કેળવવાં. ભવિષ્યમાં સર્વનાં કલ્યાણની સાધનામાં પ્રભાવશાળી-નિતિજ્ઞ સરજાય તેવાં, આપણને ઉગતાં જ સચ્ચરિત્ર વૃદ્ધિની સદ્‌ગુણ–કાન્તિએ પરખાય એવાં; **નિર્માની રત્નોને ધનની સહાયનાં બળથી બી. એ. અથવા એમ. એ. (સ્નાતક) સુધી કે તેથી પણ અભ્યાસની દક્ષતામાં આગળ વધારીને સૌએ દિવ્યદયાનું–ધનદાન દીપાવવા માટે ખંતથી ધ્યાન આપવું.**

**–સદ્‌વિચારની વિવેકી સ્ફુરણા જ જીવનમાર્ગ નિહાળવાની મહાજ્યોતિ છે.–**

મને પશ્ચાતાપ થાય છે (કરુણપણે) કે હિતેચ્છુઓએ પરિષદોમાં સત્યવાતો કહેલના રીપોર્ટોની નોંધોના પ્રબળ પુરાવાએ, અમે પ્રથમ અંધવિશ્વાસે **કરોડોથી વધુ ધર્માદાનાં પંચાઉનાણાં દંભી પાળવાના! અને નિજના ચટપાઓમાં ફોકટ ગુમાવ્યાં!! તેનું—**

**મારાં હૃદયમાં ખૂંચતું ભારે શૂળ.**

તે વખતે × "**ચાંદીનાં કમાડ**" નાં પોકળ કપડમાં, ચડસા ચડસીથી અઢળક ધન ગુમાવરાવ્યું! આંખોના તારલા, વહાલા ગુણીપુત્રોને તો દૂરનાં ખારાં પાણી જંગાવી; કાળા ઉનાળામાં બાવળના એલા કાપી તેને વેરવા આદિ આકરી મજુરીમાં પગરનો પોયરો કરતાં અને વરસો સુધી મરચાંના ગરમ આહારમાં કપરો વખત નિભાવતાં!! સમાજ અને રાષ્ટ્રસત્વ–પુત્રોનાં ગોઠણો ને છાતીઓમાં ચાંદીઓ પડી!!!

અહો! એ નબળાઇએ શરદી, મૅલેરીયા, ટાઇફોઇડ, ન્યુમોનીયા અને ક્ષય આદિની ભયંકરતાએ પ્રિયોનાં આશાઓ ભર્યાં અમૂલ્ય જીવનરત્નો ગુમાવરાવ્યાં !! પાછળ પતિવ્રતાનું સુવ્રતધારી ગરીબડી વિધવાઓ, દૂધમલ બાળકો અને અપંગ થયેલાં અશક્તવૃદ્ધોને અસહાયના–વનવગડે રજળાવ્યાં!!! એવાં દુઃખીયાંની અમારા કઠોર મનમાં! અરે!! કાળજામાં દયા ન પ્રગટી!!! **ધર્માદા ધનના ઢગલાઓમાંથી લગરીક÷સહાયતાઓ ન અપાઇ.**

---

× સંવત ૧૯૬૯ અને ૭૦ માં મોટેરાંઓએ કરેલ ભૂલની કરાંચી અને કચ્છની યાદ.

÷ સં. ૧૯૯૬ અને સં. ૧૯૦૨ અને ત્રણના કપરા સમયમાં નાગપુર, કલકત્તા તથા મુંબઈ આદિ સમાજના પુણ્યવંતોએ કચ્છ વિરાણી, કોટડા અને નખત્રાણા આદિ સ્થાનમાં ગરીબ ગામેટીઓ, પાડોશીઓને મફત અને ચાલુ ભાવોમાં વધુ ખોટ ખાઇ સમયપર અન્નદાનનું મહત્વ સંભાળ્યું; તેવાં ગરીબોપર ઉદાર રહ્યા શ્રીદાની વીરાત્માઓ ધન્યવાદને સદ્‌પાત્ર રહ્યા જ છે.

**એવાં આદિ મહાપુણ્ય થતાંથી તો હંમેશાં મુખ મોડયું જ રાખેલ.**

અમારાં પ્રભુરૂપ-કૃપાળુ માત-પિતાનાં રિદ્ધિ, સિદ્ધિદાતાં ચરણકમળોનું નિત્ય સેવન અને પૂજ્યોની પવિત્ર સુઆજ્ઞાઓ લક્ષમાં ધારવાનું-**ચરણામૃત પીવાની પિતૃભક્તિએ તો દુર્લક્ષ્ય જ કરેલ.** ઉલટાં ચારિત્રહીનોનાં પાપી પગલાં ઘરોમાં દેવરાવી, કાન ફુંકાવરાવી નાણાં ગુમાવ્યાં! એમ અનેક પ્રકારે ધન કલરમાં ખોયું!! આજ મારું હૈયું, બાળકોની પ્રીતિથી બહુ જ રોયું!!!

**વળી, નિયાંણાં પ્રત્યે તો શાવ નિર્દયતા જ રાખેલ.**

નિજ ઘેર મહેમાની માટે આવ્યાં પૂ. બહેન, બનેવી તથા ગભરુ ભાણેજાઓ આફ્રી અને મોળી **રાબ પી, સંતોષાઈ વળતા શીતળ આશીર્વાદો દઈ;** પ્રખર તાપ કે કડકડતી ઠંડી અને વરસાદમાં પગપાળાં ચાલી નિજ ગામ પહોંચે. ગઠિયાઓને તો "ઘરનાં છોરૂ ગંટી ચાટે, દંભીઓ ખાયે સેવું" એમ દૂધ, મલિદાથી પાળ્યા! ગાડાં પર ગાદલાં અને શિરખું પાથરી; **દંભી-સર્પોને સહેલો કરાવી!!** સ્વાશ્રયી (શ્રમજીવી)નાં શુદ્ધ મનનાં ગભરુઓની કુમળી છાતીઓ **પર, પાપીઓના ક્રુર પગોએ દાબ અપાવી; વધુમાં વહાલાંને અભણ, બુદ્ધિહીન, ગરીબડાં અને કંગાળ બનાવરાવ્યાં!** પાખંડીઓનું "**તકલાદી તુત**" ટકાવવા અમે મૂઢો ડોળાભર્યાં થાંભલા જેમ આડતીયા રહી, તે શ્વાનોની "**ચટપી ચાટો**"ને ચાટવા ઇચ્છતા; ભયંકર તૃષ્ણાએ ભેદુ જ રહેલ! ધિક્કાર હો અમારી પદભ્રષ્ટ રોચકવૃત્તિ!! અને મનનાગર્વથી માતેલા આ પાષાણી પાપીયા પીંડને!!!

મને * "તેનો આજ પશ્ચાતાપ થાય છે કે આપણાં ધર્માદાનાં નાણાંમાંથી આપણા ભાંડુના ઉદ્ધાર માટે કંઇ પણ વાપરી શકયા નહિ, કોઇ પણ ગરીબ બંધુઓને સહાયતારૂપ થઇ શકયા નહિ, તેમજ આપણાં સંતાનો સારું **નિશાળો, દવાખાનાઓ તેમજ ધર્મશાળાઓ** પણ કરી શકયા નહિ. એટલું નહિ પણ નાનામાં નાની બાબત કે સખ્ત ગરમીમાં **પાણીની પરબો** બેસાડવા જેટલું પુણ્ય પણ કરી શકયા નહિ. એ વિચારતાં રોમાંચ ખડાં થાય છે. અંતર અફસોસથી અકળાય છે. પણ થાય શું?"

**"પ્રથમ તો સ્વજનોનું હિત વિદ્યા ગ્રહણમાં જ સમાયું છે," એ સૌનાં ભલાઈનું કાર્ય અમને પણ પાછું વળીને નીરખવું જ પડયું.**

અહીં "ભાઇઓમાં મજિયારી ચીજોનો સ્વતંત્ર કબજો લેવા માટે પરસ્પર દાવો જીતવાના" **કુઇચ્છાધારી ઉચ્છૃંખલોને એક સામટી પચીસ હજાર કોરીઓ;** મેંજ મારા હાથથી પંચોની ધાર્મિક સીલકમાંથી ગણી આપેલ!

* = સં. ૧૯૯૩ વૈ. સુ. ૬ રવિવારની કાર્યવાહીમાં, નખત્રાણા (કચ્છ) ગામે પૂર્વ નિવાસમાં પ્રભુ પ્રતિષ્ઠાના અહેવાલ પૃ. ૧૫ માં પહેલી હરોળમાં; શ્રી રતનસિંહભાઇ ભીમજીભાઈનાં ભાષણની નોંધ.

અહો ! ! ઇર્ષાના દંભથી, પોતામાં દ્વેષાગ્નિ વધારી મિથ્યા કલેશોએ જગતજનો **હસાવી, નિજ પરસેવાની સ્વકમાઇ (આર્થિક) ની ઉચ્ચ મહેલાતને અંધતા (દુર્ગુણ) થી ઘસાવવાના દાખલા સૌ સામે જ છે ! ! !** પ્રભુ ! ઉન્નમત્ત–ગર્વિષ્ટોને ધર્મતત્ત્વ ધારણનું કર્તવ્ય સમજાવી. ભ્રાતૃ સંગઠ્ઠનથી ભક્તિવૃદ્ધિના ઉત્સવ મંડપોમાં **એકત્ર થવાની શીતળ સુબુદ્ધિ આપજો.**

પ્રેમીજનો ! એ વિતેલ વાતો મારાં કાળજામાં ઝેરીલાં **તીરો** જેમ ખૂંચે છે !! જો મને પ્રથમથી જ આપ હિતસ્વીઓ સાથે **સત્સંગ કરતાં,** આવો શુભ પ્રસંગ તે વખતમાં આવત અને ધર્મનાં ગૂઢ્ય રહસ્યગુણનો પૂરો ભાવ જ **વિદ્યાવૃદ્ધિ છે,** એવા પવિત્ર અનુભવની જાગૃતિ વડે મારાં જ્ઞાન–નેત્રોથી સર્વહિત સાધવાનું દેખાયું હોત તો મારા અધિકારપણાંથી જ આવા પૂર્વજો સેવી, રાષ્ટ્ર દર્પણીય પુણ્ય–પર્વ-યજ્ઞમાં હર્ષથી હોમવાને **તેથી પણ વધુ રકમ અપાવત.** અરે ! હાય ! !... (નેત્રોમાંથી જળ ધારાઓ વહેતી ને ખભા પરના ખાદીના ખેસ વડે ફરી ફરી લૂછતાં.) કર્તવ્ય પ્યારાંઓ ! ગઈ સુપળો પુનઃ મળતી જ નથી ! ! મહાનુભાવોએ ગૂઢ સમસ્યાઓ ઉકેલી, ફરીથી સદ્કાર્યો સાધવા કહ્યું જ છે કે **" પાછળ પસ્તાયે વળતું શું ? "** અત્યારે પેટ બાળી, વાણી પ્રજાળીને સમય ગુમાવવા; અફસોસ કરવો જ વૃથા છે ?

**હવે અમારી ઉત્તરાવસ્થામાં કલ્પાંતે ઉચ્ચારી, કરુણાભરી ગીતભાવના**

**—: જ જીવંત રહો :—**

હે માતા ! પાર્વતી ! ! તું રૂડું કરજે;
નિજ સંતતિ હૃદયમાં, સત ભાવના ભરજે. ૧.
દુઃખીયાંને શિર પરે પ્રિય કર-કમળ ધરજે;
" ઉતિષ્ઠઃ " મુક્તિ જાપ, મા ! નિત્યે ભણવજે. ૨.
રાષ્ટ્ર ભલાઇનું લેખું પળે, પળ ગણવજે;
તિમિરથી મુક્ત કર્યે, ઝળહળ માર્ગ મા ! જણવજે. ૩.
સંગઠ્ઠન દીપાયે નિશદીન, નિયમી માળા વણવજે;
શિખવી પવિત્ર જ્ઞાન ને મહામંત્ર પ્રણવ જે. ૪.

**—: સ્વદેશનાં રાષ્ટ્ર સમૃદ્ધિ અમૂલ્ય રત્નો :—**

(વિરમીને) આપણે ચોતરફ દૃષ્ટિ ફેરવીને જોતાં, દુનિયાનું પર્યટન કરેલ અને ત્યાં વિશાળ અનુભવ વૃદ્ધિએ વસેલ તેમ અંહીં લિમિટેડ અને શેર હોલ્ડર **મીલો, જીનપ્રેસો અને બેંકોના વ્યવસ્થાપક ડાયરેકટરો,** વ્યાપાર કુશળ સાહસિક મહાજનો, રાષ્ટ્ર ઉત્થાનમાં કર્તવ્ય બજાવતા વર્તમાન પત્રોના **અધિપતિઓ,** ન્યાયાસને શોભીત પ્રજાવત્સલ મુત્સદ્દી વડા **અધિકારીઓ,** ધુરંધર ધારાશાસ્ત્રી વકીલો, નિપુણ એડવોકેટ–બાર. એટ. લૉ., **બેરિસ્ટરો,** અને એમ. ડી. લીટ.

**ડિગ્રીધારી.** ખગોળ–ભૂગોળ, ભૂગર્ભને સમજનાર એવા ગણિત અને અર્થશાસ્ત્રાદિ નિપુણ **પ્રોફેસરો તેમ પુરાતત્ત્વવેત્તાઓ.** દેશોપયોગી સોંઘાં અને જનતાને અચુક ફાયદાકારક ઔષધાલયોની ફાર્મસીઓ સ્થાપી, પૂરી ચિકિત્સાએ પરમાર્થ સાધતા **આયુર્વેદશાસ્ત્ર પારંગત વૈદ્યરત્ન, વૈદ્યાચાર્યો.** રસાયણીક તેમ ખનિજના ભૌતિક **વિજ્ઞાનવેત્તાઓ.** આધુનિક શિક્ષા મેળવેલ **એલોપેથીક, હોમીયોપેથીક આદિ પ્રવીણ ડૉકટરો.** સરવેયર, એન્જીનીયરો અને **કર્મવીર–કારીગરોએ** કપડાં, કાગળ, માટી, પથ્થર, લાકડાં, હાથીદાંત, લોઢુ, સોનુ, ચાંદી, તાંબા–પિત્તળ અને કાચ, હીરા, મોતી, માણેક, તથા મુંગા, પરવાળ આદિની મીનાકારીએ કલાપૂર્ણ **શિલ્પવિદ્યા.** રંગોની ચિત્રકળાના આબેહૂબ હુન્નર–ઉદ્યોગે ઉત્તમોત્તમ **દર્શનીય ચિત્રકારી અને ખેતી–વાડીનાં વિજ્ઞાનની** કુશળપણે પરીક્ષાઓ ઉત્તીર્ણ, રાષ્ટ્ર-સમૃદ્ધિ વૃદ્ધિના માનવ ઉત્થાનમાં પ્રિન્ટીંગ પ્રેસો આદિ દરેક પ્રકારની મશીનરીથી પ્રાચીન અને અર્વાચીન લાઇનોમાં **પૂરો યશ** મેળવેલ તેમ મેળવી રહ્યા છે. એ રીતે સુધન પ્રાપ્તિથી ધર્મતત્ત્વનાં પ્રેમપાલન વડે સ્વજાતિનો ઉદય કરી, **રાષ્ટ્રગૌરવ દીપાવીને રક્ષી રહ્યા છે.**

**— પરગજુ ગુણી રત્નોની વિશ્વવ્યાપક પરમાર્થની દિવ્યતા —**

આદર્શ કવિત્વ શક્તિવૃદ્ધિની પ્રભુતા પ્રાપ્તિએ જગતમાં અપૂર્વ પ્રીતિ મેળવનાર **રસિક કવિશ્વરો.** ગાંધર્વ વિદ્યાએ–**સંગીત વિશારદો.** અર્થ, નીતિશાસ્ત્ર અને નિષ્પક્ષ ચૈતન્યમાર્ગ દર્શાવનાર ધર્મસૂચકનાં રસજ્ઞની વૃદ્ધિ કરતા **સાહિત્ય લેખકો.** રાજ (બ્રહ્મ) વિદ્યાએ પૂર્ણ પ્રગતિમાન પરમાર્થપ્રિય વિદ્યાલંકાર, શબ્દાલંકાર. ધર્માલંકાર, તર્ક તથા ન્યાયભૂષણ અને **દર્શનાચાર્ય** આદિ પ્રગાઢ પાંડિત્યે યશનામના વર્યા **વેદ વિશારદ પ્રવીણ–સાક્ષર બ્રહ્મદેવો, દેવવાસી–પુણ્યધામ આર્યાવર્તની પવિત્ર જન્મભૂમિનો નિર્મળ યશ સર્વત્ર તપપુંજ** દ્વારા વૃદ્ધિ **કરી દીપાવી રહ્યા છે.** આપણે પણ—

**" × ત્રણ બાબત જાણો "**

**अग्निं घृतेन वावृधुः स्तोमेभिर्विश्वचर्षणिम्**
**स्वाधीभिर्वचस्युभिः** । ઋ. અ. ૪. મં. ૫, ૧૪. પૃ. ૨૮૮.

" ભાઃ–મનુષ્યોએ પ્રકાશ ગુણયુક્ત ભૌતિક અગ્નિના ગુણો જાણવા જોઇએ, તેની શક્તિનો પરિચય કરવો જોઇએ, તેના વેગનો અભ્યાસ કરવો જોઇએ. કારણ કે એ બધાના જ્ઞાનથી માણસ પોતાના અભ્યુદયની વૃદ્ધિ કરી શકે છે. "

" કેવળ **ભૌતિક જ્ઞાનથી** મનુષ્યમાં જડતા આવે છે, તેથી મંત્ર આગળ જણાવે છે કે **ઇશ્વરના ગુણોને જાણવા જોઇએ. કારણ કે વિશ્વના દ્રષ્ટા**

× = 'આર્ય પ્રકાશ' વર્ષ ૪૧, અંક ૩૯–૪૦, તા ૩૧–૧૨–૪૪ ના મુખપૃષ્ઠથી અર્થ છે.

એજ છે. જે લોકો ઇશ્વરને નથી જાણતા અને તેના આદેશને નથી પાળતા, તેઓ જગતને ભયંકર દુ:ખનું કારણ બનાવે છે."

"ઇશ્વરનું પોતાની બુધ્ધિથી **મનન** કરવું જોઇએ અને એ મનનને ટેકો મળે તેને માટે **વિદ્યાનો અભ્યાસ કરવો જોઇએ.** ઇશ્વરનું મનન કરનારને સૃષ્ટિના સર્વ નિયમોમાં ઇશ્વરીય પ્રકાશ જણાય છે અને તે કેવળ ભૌતિકવાદમાંથી જન્મ પામતા **અહંકાર, લોભ અને મોહના ઘેનથી બચી જાય છે. અગ્નિ આદિ ભૌતિક પદાર્થોનું વિજ્ઞાન મેળવવું, ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો અને સરસ્વતીની સેવા કરવી.** એ ત્રણે બાબત પ્રકાશ આપનાર છે."

**સમાજ રત્નોએ વિકાસની પ્રીતિથી જ્ઞાનલાભ મેળવી, સુકાર્યોનાં સાધનોની તૈયારી જ કરવી છે.**

સૌએ વિદ્યાવૃદ્ધિથી ઐશ્વર્ય પ્રાપ્તિની પ્રગતિએ તન, મન, ધન અને વાણીનાં-બુદ્ધિબળ વડે પૂરતું કર્તવ્ય કરવું. "**પુરુષાર્થ વિના પ્રારબ્ધ ફળતું નથી.**" "**પુરુષાર્થ જ પ્રાધાન્ય કર્મ છે.**" પાછળ વિસ્મ્યા *વિદ્યાર્થીઓ ઉન્નતિ વરવા અર્થે શાસ્ત્રાધ્યયન અને કળાકૌશલ્ય આદિ દૈવત મેળવવા સારું મંગળમાર્ગમાં આગળ ધપશે. ઝૂંપડાં બહાર આવી, પરમાર્થ–મિત્રતાએ કોશિશ કરશે! ÷ આપણાં

* યુવકના ઉદ્દગાર અને ભ્રાતૃભાવ, પુષ્પ ત્રીજું વાંચવું.

÷ સં. ૨૦૦૦ પહેલાં **શ્રી પ્રેમજીભાઈ રા. વેલાણી** નવાવાશવાળાએ, એમ. બી. બી. એસ. એલ. સી. પી. એસ. (ડૉકટર) ની પરીક્ષા પાસ કરી. સં. ૨૦૦૧ માં મુંબઇમાં **શ્રી વિરેન્દ્રભાઈ શિ.** વિરાણીવાળા તથા **શ્રી કે. આર. વેલાણી** નવાવાશવાળા, તેઓશ્રીઓએ એમ એ. એલ. એલ. બી. (વકીલાત) ની પ્રથમ પરીક્ષા પાસ કરેલ. **શ્રી કે. આર. વેલાણીએ** બીજી પરીક્ષા પાસ કરીને મુંબઇ હાઇકોર્ટના એડવોકેટની સનદ પ્રાપ્ત કરેલ. "જય કચ્છ" તા. ૧૪-૧૨-૪૬ શનિવાર, માગશર વદિ ૬, સં. ૨૦૦૩ વર્ષ ૧૩, અંક ૧૧ માં જાહેરાત. **શ્રી વિરેન્દ્રભાઇ શિ. પટેલે બાર. ઍટ. લૉ. (ઇંગ્લાંડ) પાસ કરેલ. શ્રી નારાયણજીભાઈ પે. પટેલ નખત્રાણાના પોકારે, બી. ઈ. ઈલેકટ્રીકલ મીકેનીકલ પાસ કરેલ. તેવા કુશળવંત કર્મવીરોએ ઉચ્ચ લાઈને સર્વ પ્રથમ સુયશ મેળવ્યો** છે. વિદ્યાવૃદ્ધિ સુપુત્રરત્નો પૂ. વાલીઓનાં યશ ઉજ્જવલપણે સમાજ સાથે રાષ્ટ્રનાં હિતકાર્યોમાં ઉપયોગી સાથ આપતા જ રહ્યા છે **એવા તથા વધુ અભ્યાસ કરતા રસવંતા સુમિત્રોને, અમે મિત્રોનાં પ્રેમભાવભર્યાં અગણિત અભિનંદન.** ગામ રવાપુર (કચ્છ)ના શ્રીમાન કરમસીભાઇ શિવદાસભાઈ, રતવાણીની સુપુત્રી શ્રી **લક્ષ્મીબહેન,** સં. ૨૦૧૧ માં મદ્રાસમાં; આપણી વિદ્યાભ્યાસી પૂ. બહેનોમાં એ **પ્રથમ મેટ્રીક થયેલ સુશીલ પુત્રીરત્ન છે. તે પ્રિયબહેનના સંસ્કાર ચરણોમાં અમે વિદ્યારસિક ભ્રાતૃઓના નમસ્કાર છે.**

યશની ઉમાણુ-વ્હાલાં યુવકરત્નો સત્યવ્રતનું અવલંબન કરશે!! અને આંદોલન જગવી, અનર્થ-ગરણમાં ધસતી વ્યક્તિઓને સત્વર ઉગારશે!!!

જેમ માળાના મણકા જુદા હોવાં તે દોરાની સમાનતાએ જ એકત્ર રહે છે, તેમ આપણે પરસ્પર સુહૃદ-મિત્ર બની **" મનુષ્ય યત્ન અને ઇશ્વિર કૃપા " તથા " મારા જમણા હાથમાં કર્તવ્ય છે તો તેનું ફળ મારા ડાબા હાથમાં તૈયાર મળેલું જ છે. "** એમ વેદસૂત્રોની રસીલીસાધનાથી ભ્રાતૃજીવન ઉજાળવું. જગતમાં કયું માનવીય કર્તવ્ય અઘરૂં છે કે તેને આપણે પાર ઉતારવાને શક્તિમાન નથી? માનવોની ભલાઇનો ઉત્તમલાભ દર્શાવી **તેને મેળવી અપાવનાર, સ્વપરિશ્રમી આર્યોનાં સંતાનો જ છીએ.**

## યશ-પ્રસાદિની પ્રાપ્તિ.

કર્મયોગી વિદ્વાન ભ્રાતૃઓનો બડ સમુદાય **" संगच्छध्वं "** નાં મહત્વ ધારણથી ઉન્નતિનાં ૧ **" કૈલાસ શિખરે "** પહોંચ્યો છે. તો તેમના જ નાના ભાઇઓ (પાડોશી) ને અત્યારે અહો! અધોગતિની ભયંકર ખાઇમાંથી બહાર નીકળી; **વિશ્વની માતૃદેવભાષા-સસ્કૃતનાં શુદ્ધગીતોનું** ગુંજન અને ધર્મબાગમાં તત્વ-કુસુમોની સુવાસ પ્રસરેલ વિશાળપણાંની ખુલ્લી તથા શીતળ હવામાં નિત્ય ફરી. માનસિક આરોગ્યની સ્વતંત્રતાએ **બ્રહ્મબળ** મેળવવાનું જરી પણ મન થતું નથી!! સત્ય ગ્રહણની તૈયારીમાં પણ અહો! પ્રમાદથી ઘેરાયલાં એ પ્રિયપુત્રો, પુત્રીઓ અને બંધુજનો માટે આજે ખરેખરી વિચારણીય વાત છે!!

સમજુ યુવકવર્ગ! તીવ્રતાથી જીવન દીપાવવા માટે અત્યારે જ મુક્તિ મળસકે જાગૃત થશો! સાચવેલ અને ભેગી કરાતી **પુણ્યમયી લક્ષ્મી, બાળકેળવણીની સમષ્ટિ સહાયમાં તરત ખરચીને** નિત્ય મહદ્‌લાભ લેવાનું કર્તવ્ય સાધશો. **" પ્રવીણ રત્નોએ સવેળા ધર્મવ્રત સાચવ્યું "** એમ સાક્ષરોમાં વખણાશે. બાળકોની કેળવણી તેમ જાગૃતિથી જાતિ ગૌરવ સાથે રાષ્ટ્રસેવા અને સંગઠનની વૃદ્ધિએ કુશળપણાથી સંપૂર્ણ હિત સાધતાં **સુયશ પ્રાપ્તિનો જય જયકાર મેળવશો.**

## સત્યમાર્ગમાં ચાલવાનો, એકજ નિર્ણય રહે.

આપ તત્વગ્રાહીઓ પ્રત્યે મારી વિનંતી છે કે આપણા પ્રિયપાત્ર સુજ્ઞોએ ચિન્ત-વેલ અને હાથમાં લીધેલ વિદ્યાવૃદ્ધિના સુવિચારને સૌએ બંધુહિત ભકિતની અપાર શ્રદ્ધાનાં હોંસથી ઉત્તેજન દેવા માટે **ઇશ્વિરકૃપાની નિધિથી મેળવ્યાં ઐશ્વર્યને પ્રથમ સાર્થક કરવું.**

(શ્રી મંત્રીએ ઉભા થઇને કહ્યું કે-) **"માનવોએ સુધન મેળવી તેને વિદ્યામાં જ ઉપયોગનું સાચું કર્તવ્ય રહ્યું છે."** એ પરમ નીતિએ શ્રીમાન સભાપતિજી, ફૂલ

૧. હિમાલયના શિખર પર પ્રથમ પહોંચનાર **ભારતી યુવક તેનસીંગ સેરપા નેપાળી છે.** ગુજરાત સમાચાર-પ્રજાબંધુ, રવિવાર તા. ૭ મી જુન ૧૯૫૩.

નહિ પણ ફૂલની પાંખડીએ રૂ. બે હજારને એક **મહા વિદ્યાલયનાં તથા વિદ્યાર્થી ભુવન નિર્માણનાં અખંડ ધ્યેયની સિદ્ધિ થવામાં આપે છે.** તેને આપ વિદ્યારસિક ગુણી જનો! સ્વીકારશો." રચનાત્મક કાર્યોમાં આર્થિકની વધુ આવશ્યકતાએ વડીલ-સેવક ઉત્કંઠિત રહેશે. (ધન્યવાદ ધ્વનિ.)

**અગત્યની સૂચનામાં લક્ષ પરોવવું.**

શ્રીમાનઃ- સાક્ષરો તથા અનુભવીઓની રચનાત્મક સુકાર્યમાં વિશાળ વાટાઘાટ થતી રહેતાં, આપણાથી અહીં વધુ રોકાવાય તો પણ કંટાળવું નહિ. **"જેની ભાવના ઉત્તમ છે તે ઉત્તમ ફળને પામે છે." "જેમકે દીપક સ્વયં બળીને બીજાને પ્રકાશ આપે છે." એમ લક્ષધારી-ચાતકવીરોને** ભ્રાતૃ સંગઠનથી સત્યધારણાનાં અભ્યુદય-ચાંદનીની ચંદ્રિકાના શીતલકેન્દ્રમાં પહોંચવા માટે જે સરળમાર્ગ સૂચવાય, તે રીતે સૌએ હંસવૃત્તિ ન્યાયે અનુસરવું. (વડીલશ્રી સંક્ષેપે નીતિ-રીતિના ગૂઢાર્થો સમજાવી, સ્વઆસને બિરાજ્યા.)

---

## પાંખડી દસમી.

**— શુભ કાર્યમાં નડતું વિઘ્ન, નિર્માનના ગુણગરિમાથી હઠાવવું. —**

શ્રીમાને,×**નાનજીભાઈ** (શ્રી માધવજીનો પિતરાઇ નાનો ભાઇ) ને બંધુપ્રિતે હિત સમજાવતાં રહેતાં, તે ક્યારેક સત્સંગમાં આવતા હતા. રસજ્ઞ વાંચક! જેમ **કડવી તૂંબડી** ત્રિવેણીનાં જળમાં અનેક વાર બોળવા છતાં પણ તેની અંદરથી ચોખ્ખાઈ કર્યાં વિના; તેનો કડવાશ જતો નથી. શાન્તિસ્વરૂપ કલ્યાણકારીએ માનસરોવરરૂપ **માનવોનાં મસ્તકમાં સત્સંગ કરવામય વેદ-ગંગોત્રીનું અગાધ અને અમૃતમય જળ ભર્યું છે,** એને સાંભળવા વા સ્પર્શ કરવા છતાં મનન, નિદિધ્યાસની-અંજલિઓ પીધા વિના એ ભાઇજીની વૃત્તિની-**તામસી તૂંબડીમાંથી; હઠાગ્રહનો કડવાશ ધોવાયો જ નહોતો.** તેમણે મંત્રીની આજ્ઞા મેળવ્યા વિના જ પોતાના સ્થાનથી, ઉતાવળે કહ્યું—

નાઃ-માધાભાઈ! તમે આ કેવી માથાકૂટ કરો છો? તે મૂકી **હજી** પણ **જૂની લેનમાં રહો.** તમારા અને મારા બાપ, દાદા ભણેલ નોતા **તોય જીવન-વેવાર ચલાવી ગયા!** આપુંને પણ વેલું કે મોડું તો જવાનું જ છે!! યુવાનોને વધુ ભણાવીને સુધારવાનાં પાપળાં મૂકી દ્યો. એવા યુવકો તેનાં **મા, બાપોનાં કહ્યા તેમ સેવામાં કામ નહિ આવે! જોયાં તમારાં વિદ્યાર્થીભુવન તથા વેધાલય!!** (તેમણે ઇર્ષાથી યદ્વા તદ્વા બોલી, મોઢું બગાડી હાથનો છણકો કર્યો અને આગળ બોલવું બંધ રાખી, ત્યાં જ ઉભા રહી હોઠોમાં હસ્યા.)

(એ ભાઇ કંઈક નિજહિત સમજી સ્વપુત્ર ભણાવે છે, તે **કેશવલાલ** પહેલાં

× = વાંચો, યુ. ઉ. અને ભ્રાતૃભાવ, પુષ્પ ત્રીજું, પૃ. ૬૧.

જેમ આજે અહીં અનુભવવૃદ્ધિ માટે સંસ્કારનો લાભ મેળવવા આવેલ. એ ગુણીના જ પિતાએ અન્ય વિચારહીણુ–અંગોની ઉશ્કેરણીથી, સર્વહિતનાં સુકાર્ય થવાના વચમાં; અર્ધદગ્ધનાં–લુચ્ચપણાંએ નિરર્થક વાતોની–પાંખો ફફડાવી ગડબડાટ ફેલાવ્યો. "**અતોભ્રષ્ટસ્તતો ભ્રષ્ટ**" રૂપે રાહુ–કેતુનો જ વેષ ભજવ્યો. ત્યારે સભાપતિની આજ્ઞાથી શ્રી ગોપાલજીભાઈએ ઉભા થઈ, **સભામાં શાન્તિ પ્રસરાવવા કહ્યું–)** ગો:–વ્હાલા ભાઈ! તેમજ અનિષ્ટનાં વલણુથી દૂર થવાનાં સત્ય ઇચ્છુઓ! સમગ્ર સૃષ્ટિની સૌંદર્યવૃદ્ધિ સારું અને * **વિશ્વમાનવોમાં શાન્તિ સ્થાપવાનું સર્વ શિરોમણિ (રત્નરાશિ) વેદોવિદીત વિદ્યાવૃદ્ધિ સુકાર્ય છે.** મિત્રોએ જે પ્રશ્ન વિશાળપણે ફળીત થવા માટે પ્રથમ વેળાસર અને યોગ્ય રીતે કહેલ તે સામુદાયિક હિત સારું જ છે. કેશવ જેમ, **આપણાં નેત્રદર્શન અને યશના ભંડારોની ઉણાંણુ** (રત્નમય) પ્યારાં બાળકો જ શિક્ષાનો બહુ અમૃત–લાભ મેળવતાં રહેશે. જેથી-

—: કરુણાએ હરિગીત :—

પાઠશાળા મિત્ર પ્રેમે અતિ હોંસથી ખોલી અમે; ....
જ્ઞાનગોષ્ઠિ આનંદ એ તે શું, તમોને ના ગમે ?....૧
પ્રાણ પ્યારા–બંધુઓ ! અંતર સદા રડતું રહ્યું ! !....
સાચાં ઉદયના મંત્રને બહુ સાધવા માનો કહ્યું ! ! !....૨

તેથી જીવન ઉજાળવા સાથે—

જો હોય ઇચ્છા સુખની નિજ ભ્રાતૃના કલ્યાણની;
તો સ્વાર્થને અળગો કરી, સંભાળ લો સાહિત્યની. ૧
ઘર, ઘર મહિં ગુંજાર થાશે સાહિત્યના વાંચન તણો;
ત્યારે ઘરે બનશે ખરે સાચો ઉદય મિત્રો ! ગણો. ૨

અને—

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।**
**न शोभते सभा मध्ये हंसमध्ये बको यथा ॥**

—શ્રી વૃધ્ધ ચાણાક્ય નીતિ, અ. ૨, શ્લો. ૧૧.

ભા:–જે માત-પિતા પોતાનાં સંતાનોને વિદ્યા ભણાવતાં નથી તે તેમનાં વેરી અને શત્રુ છે, કારણ કે હંસોની સભામાં જેમ બગલો શોભતો નથી; તેમ વિદ્વાનોની સભામાં તેઓ શોભતાં નથી. " તેથી માત–પિતાનું કર્તવ્ય છે, કે પોતાનાં સંતા-

* = જેવા કે, જગતમાન્ય વિદ્વજનો શ્રી વિશ્વકવિશ્વર રવિન્દ્રનાથ ટાગોર, શ્રી ગોવર્ધનરામ, શ્રી ઇચ્છારામ સૂર્યરામ, શ્રી સુંદરજી પઢિયાર, શ્રી મહાકવિ નાનાલાલ દ., શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી કાકા કાલેલકર, શ્રી દાદા માવલંકર અને શ્રી વિનોબા.

નોને તન, મન, ધનથી **વિદ્યા, ધર્મ, અને ઉત્તમ શિક્ષાયુક્ત કરવાં.**" પરંતુ તેને બદલે આજ તો—

**યેષાં ન વિદ્યા ન તપો ન દાનં ज्ञानं न शीलं न गुणो न धर्मः ।**
**ते मृत्युलोके भूविभारभूता मनुष्यरुपेण मृगाश्चरंति ॥**

—શ્રી ભર્તુહરિ મહારાજ.

ભા:-જેમની પાસે નથી વિદ્યા કે તપ, નથી દાન કે શીલ, નથી કોઇ ગુણ અથવા ધર્મનું પાલન, તેઓ ખરેખર આ પૃથ્વીને ભારરૂપ થઇ; જાણે મનુષ્યરૂપ ધારણ કરેલાં પશુઓ જ હોય તેમ આ મર્ત્યલોકમાં વિચરે છે.

તેથી—

ભાઈ! બંધુઓનાં અતિ આળસને લઇ સંસ્કારો રહિત બની, ક્ષુદ્ર-મતિમંદથી કુપ્રથાની બેડીઓમાં જકડાઈ સંકિર્ણ સ્થિતિ નીરખી; વિચારો તો આજ સભ્ય માનવોનાં ઉજ્જવળ જીવન-સંસારમાં **તે વહાલાંનાં ગ્રુહસ્થાશ્રમનું નિર્વાહ-નાવડું કઈ પાયરીએ ઝોલાં ખાય છે?**

— લાવણીની ઢબ —

ખોઇ લક્ષ્મી થયાં રઝળતાં! છતાંય જાગી નવ જોયું!!
સમજ આપી અતિ હિતેચ્છુઓએ, તોય પરાણે ધન ખોયું. ૧
ગરીબ આપણાં — ગૃહજનોનાં બહુ દુઃખડાં મનમાં ધરવા;
ઊઠો! હોંસથી નવયુવાનો!!! સુખિયાં સૌ પ્રિયને કરવા. ૨

× × × ×

સંગઠ્ઠને સદ્‌કાર્યો કરતાં બંધુ તણો યશ અતિ વધશે;
ભૂત—પિશાચ અમંગળ પાણા તજી, લક્ષ્મીવરને ભજશે. ૩
સાહિત્ય શિક્ષણની પ્રાપ્તિએથી જીવનમાં સૂત્રો ભણશે;
વેદાભ્યાસમાં લગન વધારી, તરુણો ગુણને બહુ ગણશે. ૪

ભ્રાતાઓ! આજ તો—

( ગઝલ )

" અભિમાન મિથ્યાની અમે સૌ ખેંચીએ લારી;
સમજીએ છીએ મનમાં અમે બસ વિશ્વમાં ભારી." ૧
" અધુરાં જ્ઞાનવાળા તો છીએ સૌ આપણે ભાઇ!
નથી ચઢતા અને દેતા ન, તો, તો કોઇને કાંઇ!!" ૨

અહા! એ ભયંકર પિશાચપણાંથી—

" ગળું ઝાલી ગરીબાઇ રહી છે ભ્રાતૃને પકડી!
કર્યા છે જ્ઞાન હિણ સૌને રહી છે સ્વાર્થમાં જકડી!!" ૩

તેનું સબળ કારણ કે પચાશ વર્ષોંથી સૌનાં હિત સારું સત્ય સમજાવીને તે લાભ લેવા માટે ધર્મભૂષણ **મહારથીઓ** રક્તનાં પાણી કરી, વિલાસો ત્યાગીને આત્મભોગો આપ્યા, આપી રહ્યા છે અને આપતા જ રહેશે; એમાં સૌએ પૂરી સહાયતા આપવી. બંધુઓએ જાગૃતિ થવાના અંગમાં પ્રમાદ સેવ્યાનો, હિતસ્વી-ઓને અતિ ખેદ જ થાય છે! માનવોનાં પૂર્ણહિતમાં જીવનની બાજી લગાવેલ આત્મિક પ્રણધારી ઊર્મિપ્રધાન **મરુત વીરોને** સામાજિક, રાષ્ટ્ર અને વિશ્વભ્રાતૃ-ઓની સાત્વિક મનોવૃત્તિના હીરલાઓમાં, દૈવી ઐશ્વર્યસંપન્ને એકસૂત્રમાં પરોવાયો એટલે સુંદર હારમાળાથી કેળવાવીને શોભાવ્યો જીવનસમય ધન્યમય કરાવી; **નિજ જ્ઞાનાનુભવનાં અમીમય-લોચનોથી જોવા મળતો જ નથી!** એ શા કારણે? તેના શીઘ્ર સત્ય ઉત્તર મળવા માટે કે ભોળાઇની-મહાનિદ્રામાં ફુંફાડાઓ કરતી, દ્વેષી-ઝૂડપાશનાં ઝેરી બંધનમાં ઝકડાતાં; પૂર્વજોની સભ્યતા વિસારેલ. તેમ શાન્ત-સ્વરૂપ-વાત્સલ્યમૂર્તિ ધરણીને વૃથા ભાર કરતી અને વિચારોનાં સાવ શૂન્યપણે અંધ-શ્રધ્ધાનાં રોચક-મોદકની વાતોથી મિથ્યામોજ માણવાના મહા લોભમાં સમય વિતા-વતી, **અઘોર ઘેરણવાળી અરે! ધુવડસમાન પ્રકાશની વૈરી વ્યક્તિઓને જ કહેવાતાં ઉગ્રસૂકતો લાગુ પડે છે!!** એ શ્યામતાની કલંકરેખા ભાલપરથી ભૂંસાવવા, ધર્મતત્ત્વની સરિતામાં નહાઇને શ્રધ્ધા-ઉપહારે; પ્રિય માન્યવરોની સર્વની ભલાઇમાં જ જીવન ન્યોચ્છાવર કરેલ સિધ્ધાંતપૂર્ણ-સૌંદર્યમૂર્તિ-સ્મારકોનાં પૂજન કાજે—

**હૃદયોદ્ગાર સાંભળી, દૃઢ વિચારોથી નિજ કર્તવ્ય-ધર્મ સત્વર સંભાળવું.**

**—: મારો હંસલો નાનો ને— એ રાગ :—**

જાગી ન જોયું કોઇએ, નિંદ ત્યાગી ન જોયું!
ભાઇઓ...કહેતા રહ્યા રે.... તહોયે **જાગી** ન જોયું!!
શૂરવીરના............ પ્રાણો, ઉડવા રે લાગ્યા! ....(૨)
સૂતા સોડ તાણી, છેવટ **પ્રયાણ કર્યું**.... ભા. ૧,
અનુભવી ગયા.... પાછળ, બાળો રહ્યાં સહુ!....,,
ઊઠો? નિંદ ત્યાગી!! હવે **વહાણું** વાયું!!.... ભા. ૨,
વીરો બની.......**પ્રતાપી,** કરવાં **શુભ** કાર્યો....,,
પૂર્વજનોનું દેવું **ઋણ** રહ્યું!.... ભા. ૩,
**મિત્રો,** કહે છે વ્હાલાં! **સાથી** બની સૌ આજે....,,
અમૃત ચોઘડિયું હજી **પાસે** રહ્યું!.... ભા. ૪,

બંધુઓ! આજથી સમાજ, રાષ્ટ્ર અને વિશ્વશાન્તિની સેવા તેમ સંગઠ્ઠનના અનુરક્ત રહ્યા કર્મયોગી ધર્મધુરંધરોનાં પૂનિત કર્તવ્યોનાં પગલે ચાલવા માટે **હૃદયમાં**

**ભ્રાતૃભાવ ભરી**, નિજ અંતર, મન, તપાવી અને તનને ભસ્મીભૂત કરતા દ્વેષી-રાક્ષસને દૂર નસાડી દો. કારણ કે—

— છપ્પો —

"ઈર્ષા થકી નિજ લક્ષ્મીને ગુમાવી કરી દુઃખીયાં થયાં;
ઈર્ષા થકી કૈં કુટુંબો વનવાસી થઈ સંકટો સહ્યાં.
ઈર્ષા થકી આ અવનિમાં રાજા ગણા રંક થઈ ગયા;
ઈર્ષા થકી આ અવનિમાં વિચરી વિદેશે જઇ રહ્યા.
ઈર્ષા થકી અસ્ત થાય છે ગાઢું તિમિર વ્યાપી રહે;
ઈર્ષા થકી અંગ આગ લાગે દાહ દિલમાંહિ સહે.
ઈર્ષા નસાડે સુખને કષ્ટો રહે અંગ વેઠવા;
ઈર્ષા નસાડે "ધીર" પછી રાજા હોયે કે શેઠવા."

— ખેતી-વાડી વિજ્ઞાન.

**મંત્રીની સૂચનાથી શ્રી ગોપાલજીના સુપુત્ર શ્રી વિશ્રામે કવિતા ગાઈ.**

—: રાગ માઢ :—

" તાત અમારા, કાઢો **કુધારા**, કરો **સુધારા**, વંદીએ વારંવાર.—ટેક ૧
વિદ્યા **ભણવા** આળસ કરતાં, *નિજ જ્ઞાતિનાં બાળ;
**સુખ, સંપત્તિ** ખોઇ બેઠાં, બુરા બન્યા બેહાલ રે. તાત. ૨
**બ્રહ્મચર્યનો** ભંગ કરાવી, ગાળ્યાં અમારાં ગાત્ર;
**બાળલગ્ન** બહુ બહુ કીધાથી ક્યાંથી બનીએ **સુપાત્ર** રે. તાત. ૩
કેળવણીનું **ફંડ** જ કરવા, ધરજો રૂડું ધ્યાન;
પ્રિય જ્ઞાતિના બાળોને સ્નેહે, દ્યો વિદ્યાનું **દાન** રે. તાત. ૪

(બાળલગ્ન બળાપો)

---

## પાંખડી અગિયારમી.

### ક્ષમાગુણોનાં કુસુમોની ત્રિલોકચમાં વ્યાપક સુગંધ.

મા:-(સભાપતિ સ્થાનેથી ઉભા થઈ.) "**क्षमा वीरस्य भूषणम्**" જેમની પ્રકૃતિમાં સંસ્કારી બુદ્ધિની સાધનાથી જેવું વિચારબળ હોય તેવું તે જાણે, સમજે અને સુવાક્યો ઉચ્ચારે છે. માટે "**मूंडे मूंडे मतिर्भिन्ना**" તેમ વળી "**જગત કાચના** જેવું છે. જે ભાવ આપણે લઇને એની પાસે જઈશું, એવું જ પ્રતિબિંબ

* આવા વિદ્યાવૃદ્ધિના સમયમાં પણ વધુ વિદ્યાભ્યાસ માટે કોક યુવાનો પ્રમાદ સેવેછે ! સમાજરત્નો! વિદ્યાગ્રહણથી જીવન જરૂર ઉજાળજો. —લેખક.

**એમાં દેખાશે.**" તેનું પ્રબળ પ્રમાણ ગુરુ વશિષ્ઠ તેમ મહાભારતમાં શિશુપાળ અને ત્રિભુવન પૂ. વીરયોદ્ધા **શ્રી કૃષ્ણચંદ્રજીનું તેમજ સૌના પૂ. શ્રી બાપુજી, શ્રી જવાહરલાલ નહેરૂ આદિ માનનીય નેતાઓનું જ છે.** સુજ્ઞો! મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રજી, બંધુશ્રી લક્ષ્મણજીને સદૂપદેશે છે કે—

**पराक्षेपादि सहनं सर्वत्रावक्रता तथा ।**
**मनोवाक्कायसद्भक्त्या सद्गुरोः परिसेवनम् ॥३२॥**

—શ્રી અધ્યાત્મ રામાયણ, અરણ્યકાંડ,
સર્ગ ૪, શ્લો, ૩૨, પૃ. ૧૩૪

ભા:– અન્યના કરેલા આક્ષેપાદિને સહન કરવા, હંમેશાં સરળ ભાવ રાખવો. મન, વચન અને શરીરદ્વારા સત્યભક્તિથી સદ્દગુરુદેવની સેવા કરવી. (૩૨)

પ્રિયભાઇ, જેમ કોઇ વધુ પડતું બોલે તો પણ તેને આપણે **ઈશ્વરગુણ ગરિમાના વ્યાપક વિચારની** શાન્તિથી શ્રવણ કરી, વિશાળ હૃદય રાખી, તેમને ક્ષમા કરી અને તેવાં વાકયો ગળીને ભૂલી જવાં. કેમકે "**જ્યાં સંપ ત્યાંજ જંપ છે.**"

**— ધર્મ દીક્ષા —**

"સ્વજન પરનો ચઢેલો રોષ રોકવામાં જ વિજય છે. પારકાંપર આવતો રોષ તો આપણે લાચારીએ રોકીએ છીએ, તેમાં જય શાનો!"

—સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસની ઉપદેશ પ્રસાદી.

કર્મયોગીઓને ક્ષમાધાર્યાના રહસ્ય વડે સમાજ, રાષ્ટ્ર અને વિશ્વસેવામાં ઘણો લાભ જ છે. કેમકે "**બીજાંઓ પાસેથી વિનયની અપેક્ષા રાખવા પહેલાં, પ્રથમ પોતે જ વિનયી બનો.**" પ્રભુની ભક્તિના ચરણાનુરાગી નીતિવંતો સંસાર હિતે દૈવીસંપદાનાં સાધન દૃષ્ટાંતો સમજાવે છે, કે—

**क्षारं जलं वारी मुचः पिबंति ।**
**तदेव कृत्वा मधुरं वमन्ति ॥**
**संतस्तथा दुर्जन दुर्वचांसि ।**
**पित्वा च सूक्तानि मधुरंगिरंति ॥**

ભા:–વાદળાંઓ જેમ ખારૂં જળ પીને પણ મીઠું જળ વરસાવે છે, તેમ દુર્જન માણસોનાં કટુ વચનો સાંભળવા છતાં સંતજનો (અનુભવીઓ) તો સ્વમુખથી સદાય મધુરૂં ભાષણ ઉચ્ચારે છે.

મનુસ્મૃતિ અ. ૪, શ્લો. ૩૮, માં શ્રી મનુભગવાન કહે છે કે—

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम् ।**
**प्रियंच नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥**

ભા:–અન્યનું હિતકારક સદા પ્રિય અને સત્યવાણી બોલવી. બીજાંઓને પ્રસન્ન કરવા માટે અસત્ય ન બોલવું. એજ **સનાતન ધર્મ છે.**

" મીઠા સબસેં બોલીયે, સુખ ઉપજે ચહું ઓર;
વશીકરન યહ મંત્ર હૈ, તજીએ બચન કઠોર. "

—સંત કબીર.

" કાગા કાકો ધન હરે, કોયલ કાકો દેય;
મીઠા બચન સુનાઈ કેં, જગ અપનો કરી લેય. ,,

—નારાયણ.

" બોલી તો અનમોલ હૈ, જો કોઇ જાને બોલ;
હીયે–તરાજુ તોલ કર, જબ મુખ બાહર ખોલ. "

—અનુભવી.

**વિવેકી વાણી ઉચ્ચારવાને અગત્યની સૂચના.**

શંકા, સમાધાન સભા સમાપ્તિ પહેલાં રહેશે. જેઓને **વિષય સંબંધમાં** વિવેકની મર્યાદા અને **શુદ્ધઉચ્ચારથી** ભાવનાઓ પ્રગટ કરી, સુવિચારો આપ લે.કરવા હોય; તેવા ગુણીઓને **ન્યાયોચિત છૂટ અપાશે.**

જ્ઞાનપ્રકાશનાં પ્રેમીઓ! વિદ્યાવૃદ્ધિમાં સહાયક થયાની અમૂલ્ય તક ચૂકાય નહિ. વારે ઘડીએ આવો ઉત્તમ અવસર આપણા હાથમાં નહિ જ આવે. (ઉભા થઇને) **હવે શ્રી માનણ પટેલ** (શિવદાસજીના પિતાશ્રી) નિજ અનુભવ કહેશે, તેને સાંભળી શ્રોતાવૃંદ! લાભ મેળવશો. (શ્રી પટેલે વક્તાસ્થાનેથી ગાયું–)

" રામ નગરીયા રામકી વસે ગંગકે તીર;
અચલ રાજ્ય મહારાજકો ચોકી હનુમંત વીર. સીયા–૧
રામ ઝરૂખે બેઠકે સબકા સુજરા લેત;
જયસી જિનકી ચાકરી વયસા ઉનકો દેત. ,, ૨
રામ ભજન મેં આલસી ભોજન મેં હુશિયાર;
**'તુલસી'** એસે નરન કો વારંવાર ધિક્કાર. ,, ૩
દયા ધર્મકો મૂલ હૈ પાપ મૂલ અભિમાન;
**'તુલસી'** દયા ન છોડીએ જબલગ ઘટમેં પ્રાન. ,, ૪

(ૐ નમઃ)

પ્રિય સભાપતિજી! તથા ઉન્નતિ–દેવીની નિત્ય આરતી ઉતારનાર પૂજારીઓ! પૂ. બહેનો! દીકરીઓ! અને શ્રીમંતો! તથા ગુણીપુત્ર શ્રી માણેકલાલ! વિધાતાનો અકળ નિયમ છે કે જડ, જંગમનું પળે પળે પરિવર્તનથી ક્ષય અને રચના થયાજ કરે છે. જ્યાં મેદાન અને ગીચ જંગલ હતાં ત્યાં સુંદર ઝરૂખાવાળાં મેડી, મહેલો તથા હરિયાળાં મોલથી લચ્યાં વિશાળ વાડી અને ખેતરો થયાં. જ્યાં રાજાલો હતી, ત્યાં આજ આપણે ભયાનક ખંડિયેરો જોયાં અને સાંભળ્યાં છે.

ઇતિહાસ અને શુભેચ્છુઓ કહે છે કે— આપણી ગુજરાતમાં તેમ અહીંયાં પ્રથમ **ઐક્યનીગાંઠ વડે બહુ જ ચડતી હતી.** પણ × નીકૃષ્ટોના અનિચ્છનિય કુસંગથી અને અમારાં પૂરાં અઘોરીપણાંએ ધીરે, ધીરે વર્ણાશ્રમ સદાચારો ભૂલાતાં, ભૂતકાળમાં અધોગતિ થઈ!

**धर्मएव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥**

મનુ. અ. ૮, મં. ૧૫.

ભાઃ—ન પાળેલો ધર્મ હિતને પણ હણી નાખે છે. અને પાળેલો ધર્મ રક્ષા કરે છે. તેથી ધર્મનું ઉલ્લંઘન ન કરવું. ઉલ્લંઘન ન કરેલો ધર્મ જ રક્ષા કરે છે, માટે ધર્મનું જ સદા અવલંબન કરવું જોઇએ.

પરંતુ—

**कश्यैकान्तं सुखमुपगतो दुखमे कान्ततोवा ।**
**नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥**

—કવિકૂળ ભૂપણ શ્રી કાલિદાસ.

ભાઃ—કોઇ પ્રાણી સદૈવ સુખી અથવા તો દુઃખી નથી રહેતું. ફરતા રહેનાર ચક્ર જેમ, તેની દશામાં પરિવર્તન થયા કરે છે.

જેમકે—

**" रामश्चभर्ता जनकः पिता च**
**गुरुर्वसिष्ठः सकलार्थ सिद्धिः ।**
**सुखं न लेभे क्षणमेव सीता**
**बलीयसी केवलमीश्वरेच्छा ॥ "**

વર્તમાનમાં શૂરા સૈનિકોના રણજંગી–પ્રચારના પ્રયાસથી અને વૈદિકસૂત્રોનાં અર્થોની સુંદર ધારણાઓએ પુનઃ ઉન્નતિ થઈ રહી, એવું ચડતી પડતીનું સુદર્શન છે! દુઃખ પછી સુખ અવશ્ય આવે છે. કેમકે—" સૂર્યના પ્રચંડ તાપથી સુકાઈ ગયેલી નદીઓ, વરસાદ આવતાં જ પાછી જળથી ભરાઇને ખળખળ વહેવા લાગે છે" તેથી—

**મનુષ્ય જન્મ દીપાવવા માટે સત્યેશ્વરને જ નમન હો અને સૌનું પૂર્વજોના યશમાર્ગે સત્વર સદાય ગમન હો.**

અમે પણ નટખટની સ્વાર્થવૃત્તિથી જડબુદ્ધિ હતા. પ્રચારની ઉજળી વાતોમાં દુર્લક્ષ્ય કરી, મોં મરડીને ન ધરાતાં વધુમાં **સુધારાની કુમળી વેલ પાંગરવાના**

---

× = " કર્તવ્યને પંથે " પૃ. ૧૪ ની હરોળ ત્રીજીમાં, સં. ૧૮૩૨ ના પોષ વદી ૧૩ ના દિવસે નખત્રાણામાં થયેલ કુઠરાવ ચીવટથી વાંચી, પ્રમાદ હઠાવીને નિજ **સ્વધર્મ સનાતનના માર્ગપર ચાલવું.**

**માર્ગ વચ્ચમાં અનેક રીતે અધિક અડચણો નાખતા;** તેમાં પણ વળી ગરીબડાંને તો બહુ રીતે કનડતા જ. અમારામાં એવી મૂઢ-પશુવૃત્તિઓ હતી.

પરંતુ વડવાંઓની પુણ્યગંગાજીના પ્રકાશઓઘનાં યશ વહેણમાં નિત્ય સ્નાન, પાન કરીને સુપાત્ર પુત્ર, પુત્રીઓ અને **શ્રી લક્ષ્મીજી** સમાન નિત્ય મંગળમય (ઘરનાં અજવાળાં) સૌભાગ્યવંતી વધૂશ્રીઓનાં નિર્મળ નીતિવર્તનોથી, અને અનુભવવૃદ્ધિ ગુણીપુત્રો ઘરોમાં રાત્રે **શ્રી ગીતા** આદિ ગ્રંથનાં વાંચન સાથે વ્યાખ્યાઓએ **કર્મકાંડની** પધ્ધતિ સમજાવતાં રહેતાં, અમોએ મતિમંદની ભ્રમજાળ પરહરી. વૃધ્ધપણમાં નિવૃત્તિનું સાચું સુખ માણવા માટે વિશ્વેશ્વરની ભક્તિનું–અમૃત પીવાના સ્નેહ વડે જ અમારાં ગર્વભર્યાં માથા નમ્યાં! (શિર નમાવ્યું)

અમે અનુભવનેત્રે નવયુગ રચનાનો ઉદય સમય નિહાળીને બુદ્ધિપર તીવ્ર-કસોટીથી પારખ્યો. **ધર્મતત્ત્વધારણની ભીષ્મ પ્રતિજ્ઞાએ** વિશ્વાસપૂર્વક વિદ્યા-પ્રચારક વીરોને કર્તવ્યયુધ્ધમાં પૂરાં સાધનોની સહાયતા દેવા માટે સાથીદાર બન્યા! તે યશવૃદ્ધિ આપ મહાનુભાવોના સત્સંગને જ આભારી છે. આપણે હવે સુજ્ઞોના નિર્ધારમાં; પ્રત્યેકે **જીવનની બાજી લગાવીને** વિશુધ્ધપ્રેમની સંઘશક્તિથી વિદ્યા-કાર્ય શોભાવી જ દેવું. કેમકે-"**शुभस्य शिघ्रम्**" થવામાં સર્વે ભાંડુઓની સહાયની આજ ખપતી છે.

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

શ્રી ગીતા, અ, ૩, મં. ૨૧.

અર્થઃ-કેમકે-શ્રેષ્ઠ પુરુષ જે જે આચરણો કરે છે, બીજા પુરુષ (પણ) તે તેજ અનુસાર વર્તે છે. તે (શ્રેષ્ઠ પુરુષ) જે કાંઇ પ્રમાણ કરે છે, લોક (પણ) તેને જ અનુસરે છે.*

**એ નીતિથી પૂ. વાસણબાપાનો અગાધ પ્રેમ તો નિહાળો?**

તે પ્રિયે ધર્મનાં તત્ત્વ નિરીક્ષણથી તેને કર્તવ્યોમાં ધારવા વડે આપણા સમગ્ર સમાજમાંથી કુપ્રથાઓનો ભયંકર સડો દૂર કરાવી; ઐક્યપણાંની સમયઅનુકૂળ પ્રેમ-ઔષધિ પીવરાવવા માટે **આપણા ધર્મસ્નેહી સત્સંગી બંધુઓમાંથી** પહેલ કરીને વ્યાપક સુધારાના સાથમાં ઝંપલાવ્યું છે.

"**आचारः प्रथमो धर्म**" એ આદિ દિવ્ય સંસ્કારો વિશ્વમાનવોનાં જીવનમાં વ્યાપી રહ્યા છે, તે પાછળ વિરમ્યાં ભાંડુને સમજાવીને જીવનમાં તરત ધારવાનું તન, મન, ધન અને વાણીથી નિત્ય કર્તવ્ય બજાવે છે. ધન્ય છે સત્ય ધર્મ, કર્મ અને જ્ઞાનના ઐક્યથી સુદૃઢ સંપ વડે સંગઠ્ન સાધનાર પ્રેમી અને હોંસીલા માર્ગદર્શીય પૂ. **મહાજન વૃદ્ધશ્રીઓને.**

* = શ્રી ગીતા અ. ૩, મંત્ર ૨૨ થી ૩૨ સુધીનો અભ્યાસ કરવો.

**‡ धर्मस्य तत्त्वं निहितं गुहायां**
**महाजनो येन गतः स पंथाः ॥**

ભાઃ—" ધર્મની ગતિ અત્યંત ગહન છે. તેથી (મારી સમજણમાં) જે માર્ગથી મહા-પુરુષો ગયા હોય તે જ (સત્ય) માર્ગ છે. અર્થાત્ એવા મહાપુરુષોનું જ અનુશરણ કરવું તે જ ધર્મ છે. તેઓનાં સદાચરણને પોતાનું આદર્શ બનાવવું જોઇએ અને તેના અનુસાર ચાલવાની કોશિશ કરવી જોઇએ."

હું આત્મઇચ્છીત કહું છું કે **આપણાં દેવદુર્લભ માનવજીવનના વસંત ઉત્સવે ખેલાઈ રહ્યાં કર્તવ્ય-નૃત્યમાં** પરસ્પર સહેયોગ લેવા અને દેવા માટે હવે ભાંડુને વેગળાં જાણવાનો પ્રશ્ન રહ્યો જ નથી. મારી તો પ્રેમદષ્ટિ-ફુવારાનાં અમી છંટકાવાથી " × **युयं वयं, वयं युयं** " એટલે " તમે તે અમે અને અમે તે તમે " એવું સ્નેહનું-અમૃત ભર્યું સરોવર અને તેમાં નિત અભિન્ન લહેરોએ હિલોળા લેતું અદ્વૈતપણું જ નિહાળાય છે, જ્યાં સચ્ચરિત્ર સંસ્કારોના ગજ્યા ભાવથી મિત્રતા-વણાટની ગાંઠ બાંધી છે; **ત્યાં જ અનેલી રિધ્ધિ સિધ્ધિ રક્ષી તેને અખંડ દીપાવવાનું શ્રી રામરાજ્ય છે.**

**રાષ્ટ્ર સેવકાઈનાં ધર્મની પરમ દિવ્યતા.**

**આદિત્ય બાળબ્રહ્મચારી** અને વેદ આદિ જ્ઞાન પારંગત, ધર્મનીતિજ્ઞ એવા સુલક્ષણીય મહાન જિજ્ઞાસુ હનુમાનવીરે, શ્રી સીતારામની ભાવમયી પ્રેમમૂર્તિ હૈયાં-મંદિરમાં ધારી; વિઘ્નો વિદારીને મહાન પરિશ્રમથી અશોકવાડીમાં શ્રી જગતજનની પ્રિય માતાજીની શોધ કરી. પૂ. મર્યાદા પુરુષના **કુશળ સેવકોએ** યુક્તિ-પુષાર્થનાં બળ વડે સમુદ્ર ઓળંગવાને પોતાનાથી બનતું ભક્તિપૂર્વક કાર્ય કર્યું. પ્રભુકૃપાએ સમુદ્રમાં વિશાળ પાજ બાંધીને સૈન્ય લંકામાં પહોંચ્યું. સમર્થ આર્યવીરે; આસુરી સમૃદ્ધિના મદાન્ધનો ગર્વ ચૂર્ણ કરી **સાર્વભૌમ સત્ય, સુખદાયી રામરાજ્ય પ્રવર્તાવ્યું.**

**તેવાં ધર્મરાજ્યનું પુણ્યમય પૂર્ણ સિધ્ધાંત.**

ત્રિકાલજ્ઞ દેવર્ષિ શ્રી નારદમુનિ, તમસા નદીના કિનારે મહર્ષિ શ્રી વાલ્મીકને કહે છે—

**प्रहृष्टमुदितो लोकस्तुष्टः पुष्टः सुधार्मिकः ।**
**निरामयो ह्यरोगश्च दुर्भिक्षभयवर्जितः ॥ ९० ॥**

ભાઃ—હવે, રામના રાજ્યમાં લોકો પ્રસન્ન, સુખી, સંતુષ્ટ, પુષ્ટ, ધાર્મિક તથા રોગ-વ્યાધિથી મુક્ત રહેશે. તેને દુર્ભિક્ષનો ભય નહિ રહે. ૯૦.

**न पुत्रमरणं केचिद् द्रक्ष्यन्ति पुरुषाः क्वचित् ।**
**नार्यश्चाविधवा नित्यं भविष्यन्ति पतिव्रताः ॥ ९१ ॥**

---

‡ = શ્રી મહાભારત વનપર્વ ૩૧૩-૩૧૭ ના શ્લોકોનો ઉત્તરાર્ધ.
× = શ્રી ભર્તૃહરિ, વૈરાગ્ય શતકમાં વધુ અવલોકવું.

ભા:–કોઇ કયાંય પણ પોતાના પુત્રનું મૃત્યુ નહિ દેખે, સ્ત્રીઓ વિધવા નહિ બને, સદાયે પતિવ્રત્તા હશે. ૯૧.

× न चाग्निजं भयं किञ्चिन्नाप्सु मज्जन्ति जन्तवः ।
न वातजं भयं किञ्चिन्नापि ज्वरकृतं तथा ॥ ९२ ॥

ભા:–અગ્નિ લાગવાનો કંઈ પણ ભય નહિ રહે. કોઇ પ્રાણી જળમાં ડૂબશે નહિ; વાત અને જ્વરનો ભય કંઇ પણ નહિ રહે. ૯૨.

न चापि क्षुद्भयं तत्र न तस्करभयं तथा ।
नगराणि च राष्ट्राणि धनधान्ययुतानि च ॥ ९३ ॥
नित्यं प्रमुदिताः सर्वे यथा कृतयुगे तथा ॥ ९४ ॥

ભા:–ક્ષુધા (ભૂખ) તથા ચોરીનો ભય પણ જતો રહેશે, સર્વ નગરો અને રાષ્ટ્ર ધનધાન્ય સંપન્ન થશે. ૯૩. સત્યુગ જેમ સર્વ માનવો હંમેશાં પ્રસન્ન રહેશે. ૯૪.

---

એ પૂર્વજનું ગુણગૌરવ મર્યાદાનું ઐશ્વર્ય સંભાળ્યાની **પ્રતિજ્ઞા પાલન નીતિએ,** આપણે થોડું થોડું ધનબળ ભેગું કરીને તેની પૂરી વ્યવસ્થાથી નિજ સંતાનો વિદ્યા વડે હુન્નર–ઉદ્યોગ આદિ સુખનાં સાધનો પ્રાપ્ત કરતાં જ રહેશે. નૂતન-પ્રજા દઢતાથી કુપ્રથા (રાક્ષસ) નાં મહાન ધૂર્તબાજ વિકાળદળને છિન્નભિન્ન કરશે. **સર્વત્ર વંદનિય, જગધાત્રી ત્રિલોકય સુંદરી–વિદ્યાદેવી સરસ્વતીને હૃદયમંદિરમાં શુધ્ધ અંતઃકરણનાં સિંહાસન પર પધરાવી, માતુશ્રીની નિત પૂજા–અર્ચન કરી વહાલેશ્વરીના પરમ આશીર્વાદોથી;** રામરાજ્યમય શાન્તિના સત્યે ઝળકતા–જનતંત્ર સુરાજ્યના સમયમાં અમૂલ્ય જીવન દીપાવશે. તેથી—

**હૃદયમાં કેવલ ઉચ્ચ ધ્યેયથી જીવનનાં સાર્થકે દઢ ધારણા ધારવી.**

† "મનન–શીલ, વિચારવાન પ્રાણીનું નામ મનુષ્ય છે. જગતમાં જેટલાં દેહ-ધારી પ્રાણી છે, તેમાં મનુષ્ય જ સર્વોત્તમ છે. આ કારણે મનુષ્ય જ ઉપકાર અને અનુપકારને જાણી શકે છે." તો—

નિર્મળવૃત્તિ (દેવસ્વરૂપ) પ્યારાંઓની વિદ્યાવૃદ્ધિના અવિચળ ધર્મસેતુ–સ્મારકમાં, (હાથ જોડીને) સરસ્વતીજીની જ્ઞાન–વિભૂતિનો પ્રસાદ વહેંચવા સારું તેના સૌએ **સજાવેલા પવિત્ર અને સ્થાયી રહ્યા સૌંદર્યપૂર્ણ થાળમાં;** રૂ. સવાપાંચસો ફૂલની પાંખડીએ ધરૂં છું. એને વિદ્યાપ્રેમીઓ! સ્વીકારીને સર્વજયનું સુકાર્ય કરતાં રહેવું. (ધન્યવાદ ગુંજ્યો.)

આજે ચાલુ કર્યાં શુભ કાર્યથી, હું **મહાવિદ્યાલય તથા વિદ્યાર્થીભુવનમાં**

---

× = "મૂલ રામાયણ, પૃ. ૨૨, શ્લો. ૯૦ થી ૯૩ અને ૯૪ નો પૂર્વાર્દ્ધ
† = 'આર્ય પ્રકાશ' વર્ષ ૪૨ અંક ૧૨ મો, તા. ૨૪–૬–૪૫ ના "**ધર્મ ઝરણું**" એ લેખની હરોળ નવમાં, મહર્ષિ શ્રી દયાનંદનું સુવાકય.

પ્રિયવંતોને વિદ્યાનો લાભ લેતાં નિહાળીશ ત્યારે જ ગળ્યા આદિ સ્વાદવાળું ભોજન જમીશ; ત્યાં સુધી ધરણી માતાની ગોદમાં જ સુઈશ. હું સૌ પ્રેમધર્મીઓની કૃપા-બળથી વ્રત ધારું છું. દયાળુ પિતા વિદ્યાવૃદ્ધિની સુદૃઢ નાવ પાર ઉતારીને વિજય અપાવશે. **ओरम् सच्चिदानन्देश्वराय नमो नमः** (ગૂઢ જ્ઞાનાનુભવીએ સંયમ-સારનાં સુવાક્યો કહીને સ્વસ્થાન લીધું. ધર્મની જય ગર્જના.)

શ્રી સભાપતિની અનુમતિથી શ્રી ગોપાલજીએ, સંભાવિત રાષ્ટ્રવીરોનું બુલંદ ગર્જના ગીત ગાયું.

## હિમ્મતનું હથિયાર બાંધી.

—: પંજાબી તાલ :—

હિમ્મતનું હથિયાર બાંધી;
હિમ્મતનું હથિયાર. ટેક....૧
ભ્રાતૃભાવથી કાર્યો કરવા; (૨)
બની સૈનિક, સરદાર. બાંધી. ૨
સુરધનોની કીર્તિ દીપવવા; ”
શૌર્યે કરવાં કાર્ય. બાંધી. ૩
રાષ્ટ્ર-માત હિત, ધર્મ બજાવા; ”
ડૂબ્યાં કરવા પાર. બાંધી. ૪
લૂંટી ખાય દંભી, અંધુને; ”
કરી તેથી હુશિયાર. બાંધી. ૫
[1]શસ્ત્ર, [2]અસ્ત્ર, [3]ભુજબળ રાખીને; ”
બની વિજય કરનાર. બાંધીઃ ૬
જીવન-પુષ્પ ને અર્પી દેવા; ”
હઠવું નહિ તલભાર. બાંધી. ૭
સદા સૃષ્ટિના મિત્ર બનીને; ”
રહી ભક્તિ કરનાર. બાંધી. ૮

શ્રી સભાપતિઃ-(ઉભા થઇ) શ્રી વાલજીભાઈ હવે બાળહિતમાં મનનશીલ વિચારો જણાવશે. તેને સૌ એકાગ્ર વૃત્તિએ શ્રવણ કરશો.

## સરસ્વતીની પ્રાર્થના.

શ્રી વાલજીભાઇએ, વક્તા સ્થાનેથીઃ—

“ **वाणी, गायत्री-सावित्री सन्नुताये नमोनमः** ”

૧ = આદર્શ. ૨ = શુદ્ધાચાર. ૩ = યાદશક્તિની પ્રજ્ઞાવૃદ્ધિ.

× હે દયામયી જનની! આનંદમયી, સ્નેહમયી અને અમૃતમયી મા!! **તમારી જય હો.** મા! જેવી રીતે પાંખ વિનાનું પંખેરું માળામાં પડી રહી, બહુ બહુ ટળવળીને પોતાની મા આવ્યાની વાટ જુએ છે. જેવી રીતે ભૂખથી પીડાતું વાછડું પોતાની માની સાંજે વાટ જોઇ; મધુર બોલીએ આમ તેમ ફ્ર્યા કરે છે; તેવી રીતે હું મારી જિહ્વારૂપ સિંહાસને બિરાજવાની **મા! તમારી જ વાટ જોયા કરૂં છું,** તમે સત્વર મારા હૃદયમંદિરમાં પધારી શિશુને શાશ્વતઃ કલ્યાણકારી દર્શન દ્યો. તમે મારા મનમાં, શરીરમાં, અહાહા! રોમેરોમમાં વ્યાપી રહો. હું તમારું વિશ્વવ્યાપક સત્યસ્વરૂપ સમજી નિત્ય મંગળદાયી દર્શન કરવાને ભાગ્યવંત બનું, **એવી વિશુદ્ધ બુદ્ધિ-શક્તિ** હે વાત્સલ્યપૂર્ણ પૂજ્ય માતા! બાળકને અર્પણ કર.

હે મા! તમારું શાન્ત ચિત્તે સ્મરણ કરતાં, સર્વ જીવોના અજ્ઞાન-ભયનો નાશ થાય છે અને તમે અત્યંત જ્ઞાનબુદ્ધિએ વિવેકની વૃદ્ધિ કરો છો. દારિદ્રતા, દુઃખાદિનો નાશ કરનાર તમે જ છો. સર્વ પ્રાણીઓના ઉપકાર માટે તમારું ચિત્ત કમળ દયાથી સદાય સુકોમળ રહ્યું છે. મા! ઓ મા! તારું દિવ્યદર્શન કરી, **ચિરસમય પર્યંત તારૂં જ વીણાગાન ઉલ્લાસે સાંભળ્યા જ કરૂં. ओइम् ऐं सरस्वते नमो नमः**

(ત્રણ ચાર પળો પછી.) ન્યાયાસને બિરાજમાન શ્રી માનનીય મહોદય! હિતસ્વી મહાનુભાવો! ઉત્સાહી મિત્રો! શ્રી લક્ષ્મીજી, શ્રી પાર્વતીજી અને શ્રી સીતામાતા સ્વરૂપ શીલધર્મથી, અમારા સ્વર્ગિય સંસારનો વિશાળ યાત્રામાર્ગ સંપૂર્ણપણે કેળવાવીને રળિયામણો કરનાર, **મહાન ઉપકારી કૃપાળુ માતાઓ! તેમજ પતિવ્રતા ધર્મગુણી બહેનો!** પવિત્રવૃત્તિ પ્રિયોને વિદ્યા અને ધર્મ રહસ્યનાં અમૃતનું પાન કરાવવાનો ઉત્તમ ઉપાય હાથે ધર્યો નિહાળીને મારા હૃદયમાં આનંદ વૃદ્ધિ પામ્યો છે. તત્ત્વવેત્તાઓ આપણને ધર્મસ્વરૂપની ગૂઢતા જોવા; સમજવા મનન અને નિદિધ્યાસન કરવા માટે સદ્બોધે છે કે—

**अक्रोध वैराग्य जितेन्द्रियत्वं**
**क्षमा दया सर्वजनप्रियत्वम्**
**निर्लोभदानं भयशोकहानं**
**ज्ञानस्य चिन्हं दसलक्षणं च ॥**

—ગોરખપુર, વેદાંક, પૃ. ૩૪.

ભાઃ-ક્રોધ ન કરવો તે. વૈરાગ્ય, ઇન્દ્રિયો પર કાબુ, ક્ષમા, દયા, સર્વ જનો પ્રત્યે પ્રિયતા કેળવવી તે. લોભ ન કરવો ને દાન કરવું, ભય અને શોકને તજવો, એમ આ દશ જ્ઞાનીનાં લક્ષણો છે.

---

× =ગોરખપુર, સં. ૧૯૯૧ કલ્યાણ "શક્તિ અંક" પૃ. ૨૩૪, હિન્દી પ્રાર્થનાનો, થોડા ફેરફારથી ગુજરાતીમાં અનુવાદ.—લેખક.

**સૌ ભ્રાતનાં હૃદયમાં સંસ્કાર-જ્યોતિની જાગૃતિથી, સંસ્કૃતિનાં જ્ઞાનનો પ્રકાશ પ્રસર્યે જ પૂરી પ્રગતિ છે.**

સૌ ભાઇઓની સાથે આપશ્રીનો નમ્ર સેવક પણ વરસોથી વિચારે છે, કે **મહાવિદ્યાલયો તથા વિદ્યાર્થી ભુવનો થતાં,** તેમાં બાળકોની પૂરી કેળવણીથી સમાજ ને રાષ્ટ્રભરમાં ઉત્તમ પરિણામ આવશે. જેમકે **પ્રાતઃસ્મરણી**ઓએ સમગ્ર જીવન તપદ્વારા પરમાર્થયજ્ઞમાં (વેદોના સ્વાધ્યાય) અને તેનાં અનુશીલનમાં અર્પેલ, એવા ત્રિકાળજ્ઞાની **શ્રી અગસ્ત્ય,** શ્રી કપીલ, શ્રી કૃષ્ણદ્વૈપાયન વિશાળ બુદ્ધિ વેદવ્યાસજી અને શ્રી **વસિષ્ઠ** ગુરુ આદિ બ્રહ્મર્ષિઓનું ઋણ ચૂકવવા માટે પૂજ્યપાદ ૧૦૦૮ જગદ્‌ગુરુ શ્રી આદ્ય **શંકરાચાર્ય**જી મહારાજ, સત્ય પ્રચારક સમર્થ શ્રી **રામદાસ** સ્વામી, શ્રી **રામકૃષ્ણ** પરમહંસ, સ્વામી શ્રી **વિવેકાનંદ**, પૂ. મહર્ષિ **શ્રી દયાનંદ,** સ્વામી શ્રી **રામતીર્થ** આદિ મહાનવિભૂતિઓએ અને * વર્તમાને **શ્રી હનુમાનદાસ પોદ્દાર**નો કલ્યાણથી, ધર્મનો પ્રચાર, (ગોરખપુર) ભિક્ષુ **અખંડાનંદ**નું સસ્તું સાહિત્ય, પં. શ્રી **સાતવળેકર**જીનો વેદ પ્રચાર, પૂ. સ્વામી શ્રી ૧૦૮ મહામંડળેશ્વર **વિદ્યાનંદજી મહારાજ**નો ગીતા પ્રચાર, અને "**આર્યપ્રકાશ કાર્યાલય**"ના વ્યવસ્થાપકો આદિ "**सुवेद गान गुञ्जितां**" એ દિવ્ય સાહિત્યજ્યોતિના દૂરદર્શીય જ્ઞાનના પ્રચારોમાં વેદવિદ્ પૂ. [1] "**ब्राह्मणोस्य मुखमासीत्**" બ્રહ્મદેવાત્માઓએ દિવ્ય તપ સાધી; આર્યત્વની સંસ્કૃતિનાં ગુણગૌરવનો અપૂર્વ રત્નોભર્યો વિશાળ ભંડાર અખંડપણે જાળવી કરી, એમ જનતા-જનાર્દનને આત્મપ્રિય બોધામૃત (તત્ત્વવિભૂતિ) નો અતૂલ લાભ આપતાં અતિ પ્રભાવિત કરી રહ્યા છે—

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥ ९ ॥**

—શ્રી ગીતા, અ. ૩, મંત્ર, ૯.

અને હે અર્જુન! બન્ધનનાં ભયથી પણ કર્મોનું ત્યાગ કરવું યોગ્ય નથી, કેમકે—ભાઃ-યજ્ઞ અર્થાત્ વિષ્ણુનિમિત્ત કરેલાં કર્મો સિવાય બીજાં કર્મમાં (જોડાયલો) આ મનુષ્ય કર્મો વડે બંધન પામે છે, (માટે) હે અર્જુન! આસક્તિરહિત થઇ, તે પરમેશ્વરનાં નિમિત્ત કર્મનું સારી રીતે આચરણ કર. (૯)

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥**

—શ્રી ગીતા, અ. ૩, મંત્ર ૧૦.

* = ગીતા પ્રેસ (કલ્યાણ) નું સાહિત્ય. સસ્તું સાહિત્ય અમદાવાદ અને મુંબઈ. ઔંધ સાથે પારડીનું સાહિત્ય વેદાદિ ગ્રંથો. કાશીનું સાહિત્ય ગીતા આદિને પ્રાપ્ત કરી, વાંચીને મનન નિદિધ્યાસનથી જીવનમાં પરમાનંદ મેળવવો.

૧ = યજુર્વેદ, અ. ૩૧, મંત્ર ૧૧.

તથા કર્મ ન કરવાથી તું પાપને પણ પ્રાપ્ત થઇશ. કેમકે—
ભાઃ—પ્રજાપતિ (બ્રહ્મા) એ કલ્પનાં આદિમાં યજ્ઞસહિત પ્રજા સર્જીને કહ્યું કે આ (યજ્ઞ) વડે (તમે લોકો) વૃદ્ધિને પામો (અને) આ યજ્ઞ તમને ઇચ્છિત કામના આપનારો થાઓ. (૧૦)

**देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।**
**परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥**

ગીતા, અ. ૩, મં. ૧૧.

અને તમે લોકો—
ભાઃ—આ યજ્ઞ વડે દેવતાઓની ઉન્નતિ કરો (અને) તે દેવતાઓ તમારી ઉન્નતિ કરે. આ પ્રમાણે પરસ્પરનાં (કર્તવ્ય સમજીને) (એકબીજાને) ઉન્નત કરતાં પરમ કલ્યાણને પામશો. (૧૧)

**इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥ १२ ॥**

ગીતા, અ. ૩, મંત્ર ૧૨.

ભાઃ—તથા, યજ્ઞ વડે ઉન્નત થયેલા દેવતાઓ તમારા માટે (વગર માગ્યે જ) ઇચ્છિત ભોગો આપશે. તે (દેવો) વડે આપેલા ભોગોને જે પુરુષ એમના માટે નહીં આપીને જ ભોગવે છે તે નિશ્ચય ચોર છે. (૧૨)

**યજ્ઞનાં અંગોનો જીવનકર્મમાં સંપૂર્ણપણે અંગીકાર.**

પ્રભુએ યજ્ઞ કરતાં રહ્યાંની નીતિફળે આપ્યાં ઐશ્વર્યને પરમાર્થમાં ન્યોચ્છાવર કરતાં શ્રી મહાનુભાવ **બીરલાજી** કુટુંબે, શ્રી સદ્‌ગૃહસ્થ **ભાટીયાવીરો,** શ્રી લુહાણા **ઠક્કુરો,** શ્રી **જૈન** બંધુઓ, ધનાઢ્ય **મારવાડી** શ્રી મહાજનો અને કાનમ, ચરોતરમાં રહેતા **શ્રી પાટીદાર** સ્વબંધુઓ આદિએ × બોર્ડીંગો બનાવી, વિદ્યાલયોમાં પુત્ર અને પુત્રીઓ યોગ્યપણે કેળવે છે.

શ્રીમાન રાવબહાદુર **જગમલરાજાની** છત્રછાયા તળે મિસ્ત્રી જ્ઞાતિ, શ્રીયુત **નાનજીભાઈ** કા. ની પુણ્યદાયી—ગંગાજીનાં વહેણથી પાંગર્યું પોરબંદર **કન્યાગુરુકુળ.** આપણા સહાયકબન્ધુ **ગુર્જર સુતાર** અને વિદ્યાનું વીરત્વધારી **બંગાલી, મહારાષ્ટ્રી, પંજાબી અને પારસી** આદિ ભાઇઓએ પૂરી પ્રગતિ સાધી છે. વિદ્યા અને ધર્મતત્ત્વોગ્રહણના રસજ્ઞપ્રિય મહાજનોએ **લાખો તેમજ અબજો** રૂપિયાના ફંડો એકત્ર કર્યાં, પુનઃ વધુ ભેગા કરી તે વિભૂતિનું રાષ્ટ્રનાં નવનિર્માણમાં

---

× = અતિ ખુશાલીની વાત કે સં. ૨૦૧૦ ના ચૈત્ર સુદ ૧૩—૧૪ ના શુભ દિવસે ગુજરાતનાં ગ્રામ હીરાપરમાં શ્રી પાટીદાર સ. સમાજ એકત્ર થઇ, ધનસુરામાં **વિદ્યાર્થી ભુવન** બનાવવા સવાલાખ રૂ. નું ફંડ એકત્ર કરી; તે ધનથી ભુવન બનાવીને ઉદ્‌ઘાટન કર્યું છે.

નૈવેદ્ય થયું અને ધરી જ રહ્યા છે. જેમાંથી સ્કૂલો, વિદ્યાભવનો, * વિદ્યાપીઠો, વિદ્યામંદિરો, સંસ્કૃતકોલેજો, યુનીવર્સિટીઓ, વિશ્વવિદ્યાલયો, હુન્નર-ઉદ્યોગો તેમજ "**ઇંડીયા યજ્ઞે અંબર ચર્ખાથી**" આદીની વિપૂલ તૈયારી કરી તથા † **આયુર્વેદ** અને વ્યાપારની શિક્ષણ **કોલેજો,** સાર્વજનિક મફત ‡ **ઔષધાલયો,** નિઃશુલ્ક કરાતા **નેત્ર અને દંતયજ્ઞો,** સુઘડતામય અર્વાચીન ઢબનાં **સુવાવડખાતાં, મેડીકલ હોસ્પીટલો, ક્ષયનાં સેનેટેરીયમો,** વાવ, કુવા, હવાડા અને તળાવો, પાણીની પરબો, નળની પુષ્કળ લાઇનો બનાવવી આદિ સદ્દકાર્યો. નિરાશ્રિત **વિધવાઓ, + અનાથ બાળકોની રક્ષા માટે** ઉદરપૂર્ણ આજીવિકા ચલાવવાના પૂરા પ્રબંધથી સુકાર્યો થાય છે; તે પણ **રાષ્ટ્રહિતકારી પંચવર્ષિય યોજનાઓ સાથે** સંકળાયેલાં વિશેષ લાભોનાં જ પ્રથમ અંગરૂપે રહ્યાં છે.

ગામડાં અને બંદરોનાં શહેરોમાં તથા હરદ્વાર, ઋષિકેશ, શ્રી બદ્રીકાશ્રમ, શ્રી કેદારનાથ અને ગંગોત્રી, આદિ સૃષ્ટિસૌંદર્યનાં પ્રાકૃતિક એવાં નેત્ર દર્શનીય–**પવિત્ર-તીર્થોમાં** યાત્રાળુઓની સગવડ સચવાતી અગણિત **ધર્મશાળાઓ, પાંજરાપોળો, ગૌશાળાઓ અને "શ્રમયજ્ઞથી" નાના મોટા રસ્તા સુધારવા આદિ** લાખો ધર્માદા ખાતાઓમાં હોંસપૂર્વક–ઉદાર હૈયાંથી સુધન સફળ કરી રહેલ છે. તેથી સમાજ, આર્યજાતિ સૃષ્ટિ અને વિશ્વવ્યાપી અંતરિક્ષ–દેવોનો, શાસ્ત્રસિદ્ધાંતે વિધિવત્ત મહત્ત્વભર્યા **પંચયજ્ઞોનાં** ભીન્ન ભીન્ન અંગોથી પરોપકાર કરી રહ્યા છે.

---

* પુના તેમજ નાગપુરમાં મેડીકલ કોલેજો, શ્રી વલ્લભ વિદ્યાનગર આદિ સૌરાષ્ટ્ર યુનીવર્સિટી, કચ્છભુજ કોલેજ, નખત્રાણા (કચ્છ) હાઇસ્કૂલ.

† = જામનગર આયુર્વેદ કોલેજ.

‡ = નોંધ. સં. ૧૯૮૪ ના વૈ. સુ. પાંચમે "સાર્વજનિક દવાખાનું" કચ્છ ગઢ-શીશાથી ડૉ. **મિત્રશ્રી લુહાર** તથા કંપાઉન્ડર બંધુ શ્રી **ગંગદાસભાઈ** દે. દ્વારા ત્રણ દિવસનું ચૂરણ મળતાં, તેના ઉપયોગથી અને આઠ મહીનાનું થયેલ અસાધ્યરૂપ સંગ્રહણીનું દર્દ મટયું. ધર્માત્માઓની કૃષ્ણાર્પણ દાન–પુણ્યે અને **ડૉ. શ્રી** તથા કંપાઉન્ડર મિત્રશ્રીની કાળજીપૂર્વક ચિકિત્સાથી તેમ મારી સાચવેલ ખંતીલી અને દઢ પરેજે કરી, આપશ્રીઓના સેવકનું નવું જીવન પ્રાપ્તિએ; સં. ૧૯૮૬ ના વૈ. સુ. અક્ષયતૃતીયાએ કરાંચીથી "**મિત્ર સંઘ**" દ્વારા યુ. ઉ. નું ત્રીજું પુષ્પ પ્રગટ થયું. પુનઃ પ્રભુકૃપાએ અને સમાજનાં સર્વશ્રેષ્ઠ ગુણીજનોનાં પૂરા સહકારથી સં. ૨૦૧૪ ના કારતક મહીનામાં નિજ **પુષ્પ ચોથાના** પ્રચાર થયાની યત્કિંચિત્ ભ્રાતૃસેવા સાથે રાષ્ટ્રસેવા બની છે. લેખકની અંતરવૃત્તિના ઉદ્દગાર.

+ = **શ્રી "અનાથાશ્રમ નડીયાદ"** મહાન દષ્ટાંતરૂપ રહ્યું છે, સુધન **સફળ** કરવાનું એજ યોગ્ય પુણ્યધામ છે. લેખક.

**अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञश्च तर्पणम् ।**
**होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥**

મનુ. અ. ૩, શ્લો. ૭૦, પૃ. ૧૪૦.

અઃ-(ભણવું) ભણાવવું એ **બ્રહ્મયજ્ઞ** છે, પિતૃઓનું તર્પણ (નિત્યશ્રાધ્ધ) તે **પિતૃયજ્ઞ** છે, હોમ કરવો તે **દેવયજ્ઞ** છે, બલિ (વિશ્વદેવ) કરવો તે **ભૂતયજ્ઞ** છે અને અતિથિનું પૂજન તે **મનુષ્યયજ્ઞ** છે.

એમ ધર્મઅનુષ્ઠાનની પ્રીતે સુધન **બ્રહ્માર્પણ** કરનાર ભારતભૂષણ–નિસ્પૃહી, જીવોનાં જીવનને ઉપકારવંત રહ્યા મહાજનાત્માઓને સૌના સહસ્ત્રાદિ અભિનંદન. નીતિ કહે છે, કે—

**"परोपकाराय सतां विभूतयः"**

ભાઃ—સંતજનોની વિભૂતિ–જ્ઞાનગ્રહણ ગુણો પરમાર્થ માટે જ છે.

"મેં જે **સંગ્રહ્યું** તે તો મેં **ગુમાવ્યું !** અને જે મેં **ખરચ્યું તેજ મેં મેળવ્યું.**" એ હૃદય–તકતીમાં કોતરાતાં સુવર્ણ વાકયો, "**સંસારમાં સાચું સ્વર્ગ આદિ**" ગ્રંથોના કર્તા ચોરવાડના સ્વ. શ્રી અમૃતલાલ સું. પઢીયાર ઉચ્ચારે છે. જેથી —

"**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी**" ભારતવર્ષની સુકર્મ ભૂમિમાં સાર્વભૌમ વેદિક ધર્મના સદુપદેશની કલ્યાણી "**દિવ્યનૌકા**" ને સંસાર-સમુદ્રમાં અનેક આવરણોરૂપી વંટોળિયાઓના ક્રૂર ઝપાટાઓએ, ભયંકર આઘાતોના ખડકો પ્રત્યેક યુગોમાં બહુ અથડાયા, અથડાઇ રહેલ છે. છતાં પ્રભુપ્યારાં જિજ્ઞાસુઓને શ્રુતિસૂત્ર–સત્ય મહિમાના પ્રબળ આધારથી; પૂર્ણ જ્યોતિના માર્ગદર્શી ધ્રુવના લક્ષસ્થાનમાં પહોંચી, વિશ્વને શાન્તિવ્રતની અમરદીક્ષા દેવા માટે એ વિજ્યવંતી "**ધર્મનૌકા**" સર્વ સમયમાં સીધી ચાલી રહી; તેમજ કૃપાળુના અનુકૂળ આશ્રય (વાયુબળ) ના વેગ વડે ચિરસમય પર્યંત માનવકુળ અને ચૈતન્ય આદિ સૃષ્ટિનાં પરમહિતમાં સુખપૂર્વક ચાલતી જ રહેશે. એ કેવળ તપ અને કર્મનિષ્ઠ-ઉદારાત્માઓની સાત્વિક વૃત્તિથી વિદ્યાજ્ઞાન યજ્ઞમાં અને અન્નયજ્ઞમાં સુધન બ્રહ્માર્પણ કરેલ અને કરી રહ્યા, તેવા મહત્યજ્ઞોના પરીક્ષણ પ્રભાવથી જ. તેથી—

× જે માન્યું મારું આ જગે;
તે તો અહીં જ રહી જશે;
સુત, ભ્રાત ને પરિવાર અંતે;
ત્યાગવાનું તો થશે !
તેથી ધર્મ પિતાનું શર્ણું ગ્રહી. મિત્ર.

અપૂર્ણ.

× = પુષ્પ ત્રીજું, પૃ. ૧૮ માં કવિતા પૂરી વાંચીને લાભ મેળવવો.

## સમયનો વાયરો પારખીને શુભ વર્તન કરવું જ હંમેશાં, સર્વત્ર આવશ્યક મનાતું રહ્યું છે.

જ્ઞાનઆભૂષણ દીપીત, પરમાર્થ પ્રિય ! હિતસ્વીઓ ! ! તે સામેની ધરતીમાં અમારો આ વર્ષમાં **ઘર** બનાવવાનો દૃઢ વિચાર છે. પરંતુ પદ્ધતિસર **મહાવિદ્યાલયનું** ઘડતર થતાં નવું કામ આદરવાનું હવે બંધ જ રાખશું. અમે આ જુના ઝૂંપડામાં જેમ રહ્યાં છીએ તેમ હજી પણ એ, પાંચ વરસ નવું ઘર બનાવ્યા વિના ચાલશે, એમાં જ રહી જીવનપળો વિતાવીશું. હજાર, એ હજારની **મોટી રકમ** પથ્થરાઓ અડાવવામાં રોકવી; તે હાલમાં **રાષ્ટ્રઉત્થાને**—પંચવર્ષિય યોજનાઓના અનુપમ સમયમાં યોગ્ય તો નથી જ. વિદ્વાન કહે છે કે—

" દ્રવ્ય ખરચી વધારે માન, (પણ) સૌથી ઉત્તમ **વિદ્યાદાન**. "

" ચુન ચુન લકડી મહલ બનાવે, બન્દા કહે ઘર મેરા;<br>
ના ઘર તેરા, ના ઘર મેરા, ચિડિયા રૈન બસેરા. "

પૂ. ગુરુદેવ શ્રી નાનક.

દૃષ્ટાંત, કે કોઇ પરમાર્થપ્રેમી એક નાનું બીજ યોગ્ય ધરતીમાં વાવીને, અંકુર ફૂટતાં તેને પૂરતું **પાણી, ખાતર** અને તેની આજુબાજુ **વાડ** કરી તેને સંભાળવાનો ઠીક અવકાશ આપતાં રહીં; તેથી ઘટાદાર–વિશાળ વૃક્ષ બને છે. તે શીતળ છાયામાં માનવો વિશ્રાંતિ મેળવી; પરોપકારીને આશીર્વાદો જ આપે છે.

એનાં અર્થદાયી સિદ્ધાંતે કે આપણે નાનાં **તરુણને** ચીવટથી કેળવતાં, તેની યુવાનીમાં તેથી જ જાગૃત વીરપુરુષરૂપી મોટું અને **અમૂલ્ય ભવન બનશે; એ વિદ્યાપૂર્ણ–સંસ્કારીવીરના આશ્રયમાં વહાલાં બાળકો કેળવાઇને સાક્ષર બની જ રહેશે.** હું પણ સૌના સાથમાં શ્રી ભાગીરથી સમાજ અને પ્રિય રાષ્ટ્રનું નિત્ય ચળકતું સદ્‌ભાગ્ય નિહાળવાને ઉત્સુક જ છું. **વિદ્યા ભવનના નિર્માણમાં** ફૂલની પાંખડીએ રૂ. એક હજારને એક બાળ કેળવણીની સાધનાએ, **આનંદદાયી સરસ્વતીનાં પૂજનની અક્ષય મંગળદાયની ઝોળીમાં ધરૂં છું.** આવશ્યકતામાં અમે અમુક રકમ પાંચ વરસ સુધી મહાવિદ્યાલયનાં પવિત્ર કાર્યમાં સહર્ષથી આપશું. સેવકની અલ્પ ભાવના, કર્તવ્યાનુરાગીઓ ! સ્વીકારશો. **શ્રીમંતો !** વિદ્યાવૃદ્ધિનાં પુણ્યકાર્યને વધુ વેગ આપી દીપવશો. મારી એ વિશાળ આશા છે. અસ્તુ.

(ધન્યવાદનો હર્ષ ધ્વનિ.) વિદ્યાપ્રિયે, વિવેકીઓને સદ્‌ઊર્મિઓ ઉત્તેજીત કરતું ભાષણ પૂરું કરી, સર્વાત્માઓને વંદી નિજ સ્થાન લીધું. અને મંત્રીજીએ દૃષ્ટાંત કાવ્યો ગાયાં—

" પિબન્તિ નદ્યઃ સ્વયમેવ નામ્ભઃ<br>
સ્વયં ન ખાદન્તિ ફલાનિ વૃક્ષાઃ ।

નાદન્તિ સસ્યં ખલુ વારિવાહાઃ
પરોપકારાય સતાં વિભૂતયઃ ॥ ”

ભા:—“ જેમ નદીઓ પોતેજ **પાણી** પીતી નથી; વૃક્ષો પોતે ફળ ખાતાં નથી; તેમ વાદળાંઓ પણ **અનાજ** ખાવા કદીએ આવતાં નથી. તેજ રીતે **સંતજનોની સમૃદ્ધિ પણ સર્વનું પરમાર્થ (હિત) સાધવા માટે જ છે.** ”

આર્યભૂષણ કવિકુલ શિરોમણિ, પૂ. ગોંસાઇ શ્રી તુલસીદાસજી સર્વમાન્ય ધર્મગ્રંથ માનસ **રામાયણમાં** ગાય છે કે—

—: ચોપાઇ :—

સંત, બિટપ, સરિતા, ગીરિ, ધરની, પર હિત હેતુ સબન્હ કૈ કરની. ૩
સંત હૃદય નવનીત સમાના, કહા કબિન્હ પરિ કહૈ ન જાના.
નિજ પરિતાપ દ્રવઇ નવનીતા, પરદુઃખ દ્રવહિં સંત સુપુનીતા. ૪

તુ. રા. ઉત્તરકાંડ, પૃ. ૮૮૧-૮૮૨.

અ:—“ સંત, વૃક્ષ, નદી, પર્વત અને પૃથ્વી એ સર્વની ક્રિયા અન્યના ઉપકારો માટે જ થાય છે. ૩. ”

“ સંતોનું હૃદય માખણના જેવું હોય છે, એવું કવિઓએ કહ્યું છે; પરંતુ તેઓએ (મુખ્ય વાત) કહેવું જાણ્યું નથી. કેમકે માખણ તો પોતાને તાપ મળતાં પિગળે છે, પણ પરમ પવિત્ર સંત બીજાંના દુઃખથી પિગળી જાય છે. ૪. ”

**તેથી, આપણે પરમાર્થીઓના ગુણોને જીવનમાં ધારવા માટે તેનું (પૂજન કરીએ.)**

— હવે ભારતવાસી જા...ગો. એ રાહ —

પ્રિય સંતનો મહિમા ભારી;....
તેને લઇએ હૃદયમાં ધારી. (૨)—ટેક—
નદીઓ પોતે જળ નથી પીતી;....
વહીને કરતી જગત આભારી.... „
મળ, મેલને રાખી પોતામાં; „
ગીત મૃદુ ઘુઘવે ગાનારી.... પ્રિય. ૧
વૃક્ષ પરે સુંદીર ફળ પાકે;....
ખાયે ન વૃક્ષ, ઉતારે માળી.... „
ખટરસનો અતિ સ્વાદ રસિલો; „
આરોગે પ્રાણી તૃપ્તિ વાળી.... „ પ્રિય. ૨

વૃક્ષ તપારો સહેતાં ભારી;....
શાન્તિ લોંયે જીવ છાંયે સારી.... ,,
સરોવર, પહાડો પરમારથ થી; ,,
કરી રહ્યાં જગને આભારી.... પ્રિય. ૩

હળ વાદળ જળ બહુ વરસાવી;....
તૃણ ઉગતાં પૃથ્વી હરિયાળી.... ,,
ઉત્પન્ન અન્નના ગંજ થતા ને; ,,
ખાવા જુએ નહિ દૃષ્ટિ વાળી.... પ્રિય. ૪

પ્રિય જનની અતિ ધીર ધારિણી;....
વસુંધરા એ, હિત કરનારી.... ,,
શુભાશુભનો ભાર ઉપાડી; ,,
સ્નેહ યુક્ત ચુંબન કરનારી.... પ્રિય. ૫

પર ઉપકારી સંત હોંસીલો;....
પ્રેમ અંતરમાં વૃત્તિ દયાળી.... ,,
તન, ધન, માયા, સ્વાર્થ તજીને; ,,
**જગહિત** કરતો દાડી, દાડી. ....પ્રિય. ૬

સૌ બોલો પ્રેમભરી વાણીથી, પરમાર્થીઓની જય.

---

## પાંખડી બારમી.

**માતૃકર્તવ્યોનાં સ્નેહે ખિલ્યાં રહ્યાં, કુસુમોની અદ્‌ભૂત સુગંધી.**

“ **સ્ત્રીઓ** એ સાક્ષાત્ ક્ષમા, દયા અને સ્નેહની **દૈવી મૂર્તિઓ છે.** ”

—સાહિત્ય સમ્રાટ **શ્રી બંકીમચંદ્ર બાબુ.**

“ **સુશીલ** સ્ત્રી ઇશ્વરનો ઉત્તમ પ્રકાશ છે અને તેના થકી જ તે સંસારની શોભા વધારી રહે છે. ”

—કવિવર શ્રી **રવિન્દ્રનાથ ટાગોર.**

“ **સ્ત્રી** બાળકનું પોષણ કરનારી છે, તેની **વિધાત્રી** છે; તેની ઉપર બાળકના ચારિત્રનો આધાર છે; તે બાળશિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે. ”

**—શ્રી મહાત્માજી.**

“ જગતમાં ઇશ્વરનું સર્વશ્રેષ્ઠ દાન હોય તો તે **માતૃસ્નેહ છે.** ”

**—શ્રી શરદ્‌બાબુ.**

"**ભારતવર્ષનો** ધર્મ ભારતવર્ષના પુત્રોથી નહિ પણ પુત્રીઓથી સ્થિર છે. ભારતીય સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડયો હોત તો ભારતવર્ષ ક્યારનોએ નષ્ટપ્રાય થયો હોત."

**—મહર્ષિ દયાનંદ સરસ્વતી.**

"**જગતમાં** સૌથી ઊંચું અને શ્રેષ્ઠ સ્થાન જો કોઈનું હોય તો એ **માતાનું** છે. સારાએ જગતને નીઃસ્વાર્થપણાના અને ત્યાગના પાઠ જો કોઈ ભણાવતું હોય તો તે **માતા** છે. સૌથી ચડિયાતો અને શુધ્ધ પ્રેમ જો કોઈનો હોય તો એ **માતાનો** છે. માતાના પ્રેમથી ચડે એવો જગતમાં એક જ પ્રેમ છે, અને તે **ઈશ્વરનો.** બાકી બીજા બધાના પ્રેમ, **માતાના** પ્રેમથી ઉતરતા છે."

"**જે પુરુષ** જગતની સ્ત્રી માત્રમાં ઈશ્વરની **માતૃશક્તિનાં** દર્શન કરે છે એ બડભાગી છે. જે સ્ત્રી જગતના પુરુષમાત્રમાં ઈશ્વરની **પિતૃશક્તિનાં** દર્શન કરે છે એ બડભાગી છે; અને જે બાળકો માતપિતાનાં પૃથ્વી ઉપર ઉતરેલી દિવ્યતાનાં દર્શન કરે છે એ સાચાં બડભાગી છે."

**—સ્વામી શ્રી વિવેકાનંદજી.**

**વિશ્વ ઉધ્ધારનારી વંદનીય પતિવ્રત્તાઓનો શિરોમણિ,**
**પવિત્ર મંત્રના સદુપદેશનો ગુંજારવ.**

**रामादन्यं यथाहं वै मनसापि न चिन्तये ।**
**तथा मे धरणी देवी विवरं दातुमर्हति ॥ ४० ॥**

અધ્યાત્મ રામા. સર્ગ ૭, મં. ૪૦, પૃ. ૩૮૪.

અઃ—અથવા હું ભગવાન્ રામના સિવાય અન્ય પુરુષનું પણ ચિન્તન નથી કરતી, તો પૃથ્વીદેવી! **મને આશ્રય દે.**

**શિશુઓની શિક્ષામાં સહાય દેવાનું પ્રથમ પૂજ્ય જગદિશ્વરીઓનું જ કર્તવ્ય રહ્યું છે.**

" જનની જણ તો ભકત જન કાં, દાતા કાં, શૂર;
નહીંતર રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર. "

શ્રી કાન્તિલાલની માતુશ્રી સ્ત્રીવર્ગમાં બિરાજ્યાં હતાં, ત્યાંથી તેમણે પુત્ર ગોપાલજી દ્વારા સમજાવીને કહાવ્યું કે, "પ્રિયબાળકો વિદ્યાભૂષણના સૌંદર્યથી ઝુળી-યલ રહેતાં; અમે માતાઓને **ઘરોમાં પુત્ર, પુત્રીઓ અને સૌભાગ્યવંતી વધૂશ્રી-ઓની ધર્મનીતિનાં સુવર્તનોથી નિત્ય સુખ મળ્યું છે."**

**માતૃઓની મીઠી મંગળમયી ભાવના.**

**સભાજનોએ સર્વનું કલ્યાણ કરવા માટે વિદ્યાવૃક્ષ પોપવાનું શુભ-કાર્ય હાથમાં લીધું છે તે ફૂલે અને ફળે. વહાલી બહેનો, બાળકો, તરુણો અને યુવકપુત્રો વિદ્યાવૃદ્ધિનાં મીઠાંફળો નિત આરોગીને સુખિયાં થાય, એ અમે માતૃઓના આશીર્વાદો છે.**

સંતાનોનું પરમ હિત ચાહતી પ્રિય બહેનોને વિનંતીથી કહું છું, કે આપણી જનનીઓની સંસ્કાર ઉજ્જવળ **કૂખ-મંદિરની પ્રેમળમૂર્તિઓને** શિક્ષણથી વધુ શોભાવવા માટે અત્યારે હાથ આવેલ મોંઘો અવસર ચૂકશો જ નહીં.

પ્રથમ આપણે માતાઓએ જ પવિત્ર સચ્ચરિત્ર-ચિત્રોનાં સંસ્કાર સુરંગોની છાપ, પ્રિયવંતોનાં કુમળાં તેમ સ્વચ્છ મન પર ચોખ્ખી પડે **તેવું શુભવર્તન ચીવટની ચતુરાઇથી જ જાળવવું.**

સાક્ષાત્ પ્રભુરૂપ-પતિદેવેશ્વર સંગાથે-આપણાં જ ઘર મંદિરમાં નિર્મળવૃત્તિથી મનોહર પતિમૂર્તિની (સાત્વિક વૃત્તિની ઇચ્છાપૂર્તિની) પૂજારણ બની; મર્યાદા સાચવનાર આચાર, વિચાર અને શુદ્ધ સંકલ્પોની નીતિ ધારવી. પતિસેવાના-પવિત્ર મંદિરપર ઉજ્જવળ યશના- કળશરૂપ પોતાનાં પૂ. **સાસુજી, સસરાજી,** જેઠ, જેઠાણી, દિયર, દેરાણી અને પાડોશીજનો તેમજ સ્નેહી આદિમાં સંપને વધારી દીપાવવો. **વિદ્યાજ્ઞાનથી અનુભવેલ કલ્પવૃક્ષ-ધર્મનો શીતલ છાંયો જ શ્રદ્ધાળુઓનું પ્રત્યેક ક્ષણમાં મંગળ કરે છે.**

દીનદયાળુની વિશાળ જ્યોતિને સ્થાવર, જંગમમાં વ્યાપક નિહાળવી. ભક્ત-વત્સલ વહાલેશ્વરનાં **નિર્ગુણ અને સગુણ** દિવ્ય અવતારો (વિગ્રહો) નાં ગુણગાન પૂ. મહાત્માઓએ જે પ્રેમીજનોની મંડળીઓમાં **અનન્યભાવે** ગીત, ભજન અને મંગળ પ્રભાતિયાં પુષ્કળ ગાયાં તેમજ ગવાય છે; એમાંથી સૌએ કંઠે કરી સમયપર મીઠા-રાગથી ગાતાં રહેવાં. પ્રિય પુત્રો, પુત્રીઓ અને સૌ. પુત્રવધૂશ્રીઓનાં શ્રદ્ધામય (રસાળ) અંતઃકરણોમાં, **સદા વિશ્વપૂર્ણ શાન્તિ મળવાની જ મર્યાદાસાચવનારું જગત જનનીઓનું સંસ્કાર-બીજ વાવવું.** " દેવદુર્લભ માતૃત્વે " સંતાનો ઉછેરીને સાથે અમૂલ્ય સુલક્ષણોનો અમરવારસો નિત્ય સંભાળી; સાચવવા માટે નિજ અંતરની પ્રેમળમૂર્તિઓને પ્રાણપૂરક સંસ્કારો શિખવવાની, **આપણાં ઘરોમાં જ પહેલી નિશાળ છે.** પુરુષવર્ગને સમાજ, રાષ્ટ્ર અને બ્રહદ્રાષ્ટ્ર સર્વનાં કલ્યાણની સૌંદર્ય પૂરવણીમાં નિત રહસ્યપૂર્વક સહાયક રહેવાનો, આપણો પવિત્ર અને અક્ષય નારી ધર્મ સર્વકાળ સાચવવો.

## આદર્શ પૂજા કર્યાનો સનાતન માર્ગ.

આપણાં જ ગૃહસ્થાશ્રમનાં ઉજ્જવળ મંદિરની નિત્ય પ્રતિષ્ઠા દીપાવવાને તેમાં મહાભાગ્યનાં-પુરુષાર્થ સિંહાસન પર લઘુ કે વિશાળ પવિત્રાત્માઓની મંગળમૂર્તિઓ બિરાજી છે. આપણે તે મૂર્તિઓને ગુણવૃદ્ધિના શણગારો અને નિત નૂતન ભાવનાના રસથી રળિયામણિઓ કરી તેને સ્નેહનાં પ્રિયદાને પરસ્પર કલ્લોલ કરી રહેતી બનાવવી. સૌએ કુટુંબસેવાના અપૂર્વ વિનયના સંપથી, નિજ પ્રભુરૂપ પતિદેવેશ્વરને પતિવ્રત્યના સત્યપુંજે કરી એ વશીકરણ મંત્રોની આરાધનાની સામગ્રીથી દિવ્યસુખો આપ્યાંની; **આપણાં ગૃહમંદિરમાં જ નિત કરતાં રહેવાની સંધ્યા- પૂજનની આરતી છે.**

## " संस्कारो द्विज उच्यते "

* ગર્ભાધાન, શ્રીમંતોન્નયન અને જાતકર્મ આદિ પૂર્ણ મહત્ત્વભર્યા " **સોળ સંસ્કારો** "નો જે પરંપરાથી થતો રહ્યો કુળ અને ગોત્રનો વારસો છે, તે સંસ્કારોનાં બાળહૃદય-મંદિરોમાં, અને તે પણ ગળથૂથીમાં જ વિદ્યાદાન આદિ આદર્શો છાપવાનું **પ્રથમ આપણું જનેતાઓનું જ પવિત્ર કર્તવ્ય રહ્યું છે.** વહાલાંઓને માનસિક આદિ પુષ્ટિ વડે દેવાત્માઓ નિર્માવવાને વિદ્યાસુધારસનાં-પયપાન માટે સૌએ સ્થાપેલ શિક્ષાના-સુવર્ણકળશમાં; હું પણ ગરીબમાતાની રૂડી ભાવનાથી રૂા. પાંચસો ને એક ધરવાનું, પ્રિયપુત્ર કાન્તિને સૂચવું છું. ( સરસ્વતી માતાનો મંગળ જયનાદ. )

**આપણી પ્રાતઃસ્મરણીય કુળ દેવીશ્રીઓની આરાધનાએ નિષ્ઠા.**

શ્રી રામચંદ્રજીની માતા **કૌશલ્યા**, વીર અભિમન્યુની માતા **સુભદ્રા**, છત્રપતિ શ્રી શિવાજી મહારાજની માતાજી **શ્રી જીજીબાઈ** અને વિમાર્ગે જતાં જગતજનોનાં સુહૃદયોમાં **વૈદિકના સંપૂર્ણ જ્ઞાનવૃદ્ધિએ જાગૃતિનાં પ્રાણપોષણનું ચૈતન્ય-અમૃત રેડનાર મહાનવિભૂતિ મહર્ષિ શ્રી દયાનંદની પ્રિયમાતાજી આદિ જગદંબા સ્વરૂપ આપણી પૂ. માતુશ્વરીઓ જ છે.**

વેદોનાં પૂર્ણત્વ તત્ત્વે એટલે સતીત્વના સદા સત્ય ઓજસના મહિમાએ ગૌરવવંતી અને મર્યાદાસંપન્ન આર્યજાતિની સોહામણિ " **ગુણતેજ** " કૂખમાં નિર્માણ થયેલ, એ પુણ્યવંત-ભાગ્યશાળી તપસ્વિનીઓની જ આપણે સૌભાગ્યશાળી દીકરીઓ છીએ. **લક્ષ્મીઓએ આદિત્યસમાન પતિવ્રત્ય-સનાતન મહામાર્ગમાં પૂર્ણ નિયમોએ અનુસરતાં, આદર્શજીવન જ્યોતિઓ દીપાવીને પોતે અને જગને સત્યનાં અમરનાવથી જ તાર્યું રાખ્યું છે.**

**અમે પુત્રીઓની સુવૃત્તિઓમાં, પૂ. માતુશ્વરીઓનું સદા સ્વમાન ભરપૂર રહેલું જ છે.**

પૂ. જનનીઓની અમરકીર્તિ, કૈલાસના મુક્તિધામરૂપ અપાર બ્રહ્માંડમાં ઝળહળીત જ છે. આદિત્યની કિરણો સમાન-તેજોમય સતીત્વના પરમ ધર્મધામનું અને તેનાં વિશાળ સદ્‌કર્તવ્યોનું નિજ પુત્રીઓને દિવ્યદ્વાર દર્શાવનાર; " **ઇશ્વરી રંગનાં શાળુની પહેરામણી કરનાર અને પતિવ્રત્ય પુણ્યપદ કુસુમની ખીલતી માળાઓ પહેરાવનાર**" વિશ્વઉપકારી પ્રિય દેવીઓ ! આપ માતુશ્વરીઓને અમારી આત્મપ્રીતિની-સત્યનીતિ ધાર્યાનાં, ગુણ-પુષ્પો અર્પણથી નમસ્કારો છે.

**— પ્રિય માતુશ્વરીઓના મીઠા આશીર્વાદોની પ્રાપ્તિ. —**

હે કૃપાળુ માતાઓ ! અમે ગરીબ પુત્રીઓને નિત્ય શીલતાએ, પતિવ્રત્યધર્મ પાલન તેમ જાતિ અને રાષ્ટ્રનું ઝળહળતું ગૌરવ રક્ષાવવા માટે આત્મજ્યોતિઓ

* મોટી " સંસ્કાર વિધિ " ના સ્વાધ્યાયથી લાભ મેળવવો.

જાગૃતિને પૂર્ણ સમજતાં તેને સંસ્કારોથી સદા પ્રકાશવંતી રાખવાની વિશાળ બુદ્ધિ-સમૃદ્ધિની વૃદ્ધિ કરાવો. અમે પણ આપ રણચંડીકા-જનનીશ્રીઓનાં પ્રભાવશાળી જગતપૂજકો વીરબાળક અને બાળકીઓ સમાન કવિ, **લેખકો તેમજ ÷ સત્યધર્મ સાહિત્યનાં તત્ત્વ પ્રચારમાં નિર્ભયે તપપુંજ સાધી સુકર્તવ્યો બજાવનારાં, રાષ્ટ્ર સેવાયજ્ઞની મહત્ વેદીમાં અર્પાનારાં અને બ્રહ્મતેજ તેમ ક્ષત્રિયત્ત્વે પૂર્ણ દીપતાં ઓજસ્વી પુત્ર, પુત્રીઓ ઉછેરીએ.** સંસારમાં આર્યમર્યાદા સંપન્ને પ્રાણજીવન પતિવ્રત્યનો અપાર મંગળગુણી સત્યધર્મ મનસા, વાચા અને કર્મણાએ પાળી, રક્ષા કરીને પુણ્યવંતાં શૌર્યવંત વારસા દ્વારા રક્ષાવીએ. સંતતિને વીર અને વીરાંગના વ્રતથી પરમાર્થનાં નિર્દેશે જીવનપુષ્પ અર્પણની મહા કેળવણીનું પૂરતું પયામૃત પાન કરાવીએ. માતૃત્વપદને સતી ધર્મનાં પવિત્ર આદર્શોથી ઉજ્જવળ કરી, મીઠું ગૃહસ્થાશ્રમજીવન જીવીને માણવાનો અમૃત લાભ મેળવીએ. (ધર્મની બુલંદ જય ગર્જના.)

**— અમારી નિત્ય માતુશ્રીઓને નમ્રતામય વંદનાઓ જ છે. —**

અંતરિક્ષમાં અમરપદનાં શોભિતાં મહામંદિરમાં દીપ્યમાન સિંહાસનો પર બિરાજમાન સતી શિરોમણિ **શ્રીમાતુ પાર્વતીજી! અનસૂયાજી સીતાજી, અરૂંધતિ, સાવિત્રી તથા વેદોની ઋચ્ચાઓનું અનુપમ મહત્ત્વ દર્શાવનાર વિદુષી લોપામુદ્રા, શ્રદ્ધા અને ઘોષા** આદિ તેમજ બ્રહ્મતત્ત્વ પૂર્ણજ્ઞાની **ગાર્ગી** આદિ વિદ્યાવ્રતાનુશીલને તપસ્વિનીઓ! તથા શ્રી દેવકી, જશોદાજી, દ્રૌપદી, જીજીબાઇ અને **રાષ્ટ્રમાતા** પૂ. શ્રી **કસ્તુરબા! આદિ શીલધર્મમાં તપોનિષ્ઠ વરદાયી લક્ષ્મીઓ!** તમારા કરુણા કર-કમળોમાંના શીતળ છાંયાના સત્ય શરણમાં પ્રાર્થના-પાલવોના છેડાઓ પાથરી, ઉમંગ-ઉપહારનાં આંસુઓ વહેવરાવી અને આત્મભાવનાં ખીલ્યાં પુષ્પોની માળાઓ ધરાવતી; અમે બાળકીઓની માંગણીઓને કલ્યાણીઓ! પૂર્ણ કરાવજો.

પવિત્ર સતીત્વવ્રતનો અમરકોપ આત્માની-ચિંતામણિ સમાન સાચવી, તે સત્ય-તલવારની ધારપર ચાલી (પરીક્ષા થયે) ને જીવનસુવ્રતની મંગળ વેદીપર પાલન કર્યાંનો અને તેવાં **અવિચળ સ્વધર્મમાં કલ્પવૃક્ષની શીતળ છાયાથી વિશ્વનાં પ્રાણીઓને સુખ** શાન્તિથી નિર્ભય થયાનો અમૃતપ્રસાદ આપજો. ૐ નમઃ

**( ધન દાન આપીને જ્ઞાનનું વિતરણ કરવું. )**

ભાઇઓ તથા બહેનોએ અપૂર્વ હોંસથી, આર્થિક સ્થિતિ અનુસાર **દાનની રકમ ભરવા માટે** ક્રમથી બોલી નિજ નામ નોંધાવ્યાં. સભાપતિએ ઉભા થઇને કહ્યું— ) " જે ભાઈઓ અથવા તરુણો અને યુવક વીરશ્રીઓને વિદ્યા સંબંધમાં ઉદ્ગારો કહેવા હોય; તેવા ગુણીઓ અહીં **પંચવેદીમાં** પધારીને કહેશે. જે શ્રોતા-

÷ = પૂ. વિદ્વત્વર્ય શ્રી રામચંદ્ર **દહેલવી** તથા પૂ. સદ્ગુરુ શ્રી વિદ્યાનંદજી મહારાજ સર્વને મહાન દૃષ્ટાંતરૂપ જ છે.

જન શાન્તિપૂર્ણ, શાસ્ત્રોક્ત, સુવ્યવહારો અને સુભાવનાયુક્ત પ્રશ્નોથી ખુલાસા પૂછશે તો **તેવા રસિકોનું** પણ શાસ્ત્રીય ઉત્તરદ્વારા નિરાકરણ કરાશે. "

શ્રી પ્રેમજીએ મંત્રીની આજ્ઞાથી પૂ. શ્રી પા. સમાજ ( ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડ. ) ના પ્રખર સુધારક સ્વ. બંધુશ્રી **અમરસીંહ** વકીલ વીરમગામવાળાએ રચેલ " **બાળલગ્ન બળાપો** " તેના બીજા ભાગની કવિતા વક્તાસ્થાનથી ગાય.

-: તોટક છંદની છાયા :-

" તજી વ્હેમ સુધારો બાળકને;
દ્યો કેળવણી કુળ તારકને. ૧
નિરખો દુનિયાં રજ દ્રષ્ટ કરી;
દિગ્મૂઢ" કરે વિદ્યાને જ વરી. ૨
જ્યાં વ્હેમી વિચારે, કુચાલ હશે;
નહિ થાય ઉદય કો, કાળ વિષે. ૩
નહિ સાથ સમયની વિચરશો;
નિજ હાથ અહિત નકી કરશો. ૪

મંત્રી :-(ઉભા થઇ) અત્યારે સમય બહુ થવાથી, આજનું સુકાર્ય; આવતી રાત્રિએ પૂરું કરીશું. સભામાં આપ તથા ગુણીજન પ્રિય પાડોશીઓને સાથે લઇ, વખતસર પધારી લાભ મેળવશો. મંગળગીત ગાવા પછી સભા વિસર્જન થશે. (સનાતન ધર્મની જય ગર્જના.)

## શુભકાર્યમાં વિદાયનું ગીત ગુંજન.

— પદ —

રે.... ઘેર જાઓ સુખેથી આજ ભરી બાળક હિતની દાઝ;-ટેક ૧
મંગળ કાર્યો જગમાં કરતાં (૨) બાંધી ધરમની પાજ. રે. ૨
સંપ, સંગઠ્ઠને નીતિ ધરતાં ,, દીપવી **સ્વતંત્રય રાજ.** રે. ૩
વિદ્યાજ્ઞાને શિશુઓ કેળવતાં ,, ધર્મે પળે પ્રીતિ સાથ; રે. ૪
ઉજ્જવળ જીવન જીવવું જગમાં ,, એજ છે પુણ્ય પ્રતાપ. રે. ૫
**મિત્રો** ઇચ્છી રહ્યા સૌ સંગાથે ,, સુખડાં દિયે **જગન્નાથ** રે. ૬

ૐ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!!

# પાંખડી તેરમી.

કારતક વદ ૧ બુધવારની રાત્રિ.

**— યુવક ઉત્સાહનાં અમૂલ્ય ઓજસની દિવ્ય પરિમળ. —**

સર્વજનો સભામાં બિરાજ્યાં. સ્તુતિ પછી (મંત્રીજીનાં સૂચન કેડે) જેમ **વનરાજ કેસરી** પિંજરામાંથી છૂટતાં મદોન્મત્ ગર્જનાઓએ વનમાં યથેચ્છ વિચરવાના ભાવો વિકસે. એમ શ્રી માત-પિતાની સેવા આદિ ગૃહસ્થાશ્રમધર્મની મર્યાદા જાળવનાર. **સર્વસેવાનો ઇચ્છુક પ્રેમી શ્રી કાન્તિલાલે પણ યોગ્ય સ્વતંત્રમાં ધર્મનાં વિવેકયુક્ત કર્તવ્ય બજાવવાને** બંધન રહિત થવાના અભ્યાસ સારૂં; વકતાસ્થાનથી ગંભીરપણે અને મધુર વાક્યોએ કહ્યું.

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥**

**— સરસ્વતી માતુશ્રીનું અધ્યાત્મ ધ્યાન —**

**હે પૂજ્ય સરસ્વતી માતા ! મારાં શિશુ હૃદયમાં વિદ્યાભ્યાસ, જ્ઞાનાભ્યાસ અને યોગાભ્યાસનો** નિત્ય નૂતન સ્નેહ પ્રગટાવવા માટે દર્શન દે. તારી વિશ્વવીણાના વિવિધ તારોની ઝંકાર લહરીઓના મધુર સ્વરો સાંભળતાં જ ધર્મ-તત્વના અગાધ અનુભવનું જ્ઞાનામૃતપાન, મારી માનસિક તેમ મસ્તક આદિ સૂક્ષ્મ જ્ઞાનતંતુઓને પુષ્ટ કરે છે.

**પ્રિય માતા !** હું ત્હારાં દર્શનની યાચના જ શા માટે કરૂં ? હું તો તારી કૃપાળી અને હુંફાળી અપરોક્ષ ગોદમાં નિત્ય આળોટી રહ્યો બાળક છું. **ઓ દયાળુ મા !** તારી સમગ્ર દિવ્યવિભૂતિ પણ કેવળ મારા અખંડાનંદ માટે જ છે. ત્રિભુવનમાં તારી વિશ્વવીણાનો ઝંકાર પણ મારા મન ઉલ્લાસ સારું જ છે. તેં કરુણાળુ કર-કમળ પણ મને આશીર્વાદ દેવા જ પસાર્યો છે. તારું અલૌકિક માધુર્યભર્યું મંદ મંદ હસવું પણ મને પળેપળમાં આનંદી રાખવાને જ છે અને તારાં દીપ્તિમાન અર્ધ ઉઘડયાં નેત્રો પણ મારી ભલાઇ નિહાળવા સારું જ છે. તેં અખંડ શુભાસન વાળેલ તે પણ મને દર્શનથી શાન્તિ આપી, મારા નિત્યના બાલુડા-નિર્દોષ ખેલો નિહાળવાને જ છે. **હે કૃપાળુ માતા !** ત્હારાં વાહન હંસ જેવું ધવલ મારું મનડું બનતાં, તે પર સૌમ્યભાવ દીપી રહે. **વંદનીય મા !** મારાં વિશુદ્ધ મન-મંદિરનાં દિવ્ય આસનથી કયારે પણ દૂર ન થઈશ. સદા મંગળ કરતી સામવેદની **-બ્રહ્મવાણીનો અમૃતનાદ** મારી વૃત્તિઓની પ્રેમવીણામાં ઝંકૃત કરાવી, શિશુને અખંડ નિવૃત્તિનું કર્તવ્ય-સુખ આપ્યા જ કરજે.

પરમ હિતસ્ત્રી **ગુણવંતી મા !** તારા શાશ્વતઃ ખોળામાં બેસી, મને હવે બીજું કંઇ માગવું જ રહ્યું નથી કે રાગદ્વેષાદિની ક્ષણીક લાલસાઓ પાછળ દોરાઉં. **મા ! ઓ મા ! !** મને તો ત્હારૂં એજ વિશ્વને મોહન કરતું, મધુરૂં સંગીત પુનઃ પુનઃ સંભળાવ. તે નિધિભર્યાં **પ્રણવગીતનું** હું સુધારસપાન કરી, હર્ષઘેલો થઇ, સુધીરપણે

કર્તવ્યથી દોડી અને ત્હારાં સૌંદર્યભર્યાં પ્રેમ–પારણામાં પોઢી; **નિત ઝૂલીને** પૂર્ણ **વિશ્રાંતિ મેળવું.**

**આ પ્રેમાળ માતા !** તારાં નિત્ય–ચરણસરોજનાં દિવ્યરજ–વિભૂતિની પરાગને હરશ્વાસે ચૂમી, તેમાંથી મિષ્ટ સુવાસ ગ્રહી તેને હૃદય આદિના સહસ્રદળ કમળના કોષોમાં સાચવી અને **બ્રહ્માંડ પ્રાણીઓના ઐશ્વર્યપતિ, મનમોહન ઇષ્ટમિત્ર –સચ્ચિદાનંદમાં જ અખંડ તૃપ્તિ પામું.** વાત્સલ્યપૂર્ણ પ્રિય માતા ! નિજ વત્સની એ સમુચ્ચય સેવાગુણોની પુષ્પાંજલિ સ્વીકારજે, સ્વીકારજે; સ્વીકારજે. ૐ શાન્તિઃ ! શાન્તિઃ ! ! શાન્તિઃ ! ! !

**(સેવાધારીઓની હૃદયદ્રવીત દૈવતનાં રસાદ્રભર્યાં, પ્રભુતાનાં સુવાકયોથી) જ જનતાના મનમાં સદૈવ જાગૃતિ રહી છે.**

પ્રભુતુલ્ય પ્રાતઃસ્મરણીય શ્રીમાન **સભાપતિજી !** વંદનીય વિદ્‌જન મહોદયો ! અનાથોની હૃદયમાં દયાની દાઝ ધરનારા છાયાછત્ર શ્રીયુતો ! કર્તવ્યના પાલનમાં સતત્ ઉત્સાહી રહ્યા પ્રાણપ્રિય મિત્રો ! જગદંબા સ્વરૂપ પૂ. માતુશ્રીઓ ! અને સૌભાગ્ય-વંતી, શીલગુણો પરાયણ સતી શ્રી સાવિત્રીરૂપ વંદનીય ભગિનીઓ ! શિશુ–રત્નોનાં હિત માટે વિદ્યાવૃદ્ધિના પાયાને **રચનાત્મક કાર્યોનાં** ચણતરોથી સુદૃઢ કરવા સારું આપે જે ઉદાર હૈયાંથી ભેટો આપી; તે નિહાળીને મારું અંતઃકરણ પ્રફુલ્લિત બન્યું છે !

અમે યુવકો વિદ્યાવૃદ્ધિનાં અંગમાં બહુ વિચારો ઘડતા હતા, તેની આપ સુજ્ઞોએ સત્વર શરૂઆત કરી ને તેનાં પૂરતાં પરિણામ મેળવવા અર્થે હામ ભીડી રહ્યાં છો. **ધન્ય હો** પ્રથમ બુદ્ધિદાતા સર્વવ્યાપી જગદ્‌ગુરુ દેવેશ્વરને તથા મહા-વિદ્યાલયમાંથી સદ્‌ગુણ–ગોદુગ્ધનું–વિદ્યાપયપાન કરીને સાત્વિક બ્રહ્મચર્ય તપશ્ચર્યાથી માનસિક આદિ **શીલતા–આરોગ્યે અને શિસ્તબળ ધાર્યે; સિંહશાવક સમાન જીવનપુષ્ટિની પ્રભુતા પ્રાપ્તિ કરનાર માતૃ અને પિતૃભક્ત ધ્યારાં-ઓને.** એમ અપાર આનંદની તૃપ્તિએ, આપ મહાનુભાવોને મિત્રોદ્વારા **અગણિત અભિનંદન**-(જેમ પ્રભુપ્રેમનો પ્રણયી અષ્ટાંગયોગમાં **કુંડળીની જાગૃતિ કરી,** અસંપ્રજ્ઞાત સમાધિએ ધ્યાનયોગમાં પુલકિત થતાં જ વિહ્‌વલ બની દિવ્યસ્તોત્ર ઉચ્ચારોથી દેહાભાસ ભૂલીને સ્થંભે, તેમ **કાન્તિજીનું** મગ્નમનડું સર્વહિતની કરુણાથી શાન્તિરસ ભર્યાં પ્રેમળ–માનસરોવરમાં ઝબોળાતાં; આગળ વાકય ઉચરાયું જ નહિ. થોડી પળો પછી તલપીત હૃદયથી કહ્યું )

“ ચાલો સખીઓ ! વહાં જાઇએ, જહાં બસે વ્રજરાજ;
ગોરસ ચેચંતાં હર મિલે, એક પંથ દો કાજ. ”

આપ સૌ, વિદ્યાધ્યેયની મહાન સિદ્ધિ થવાને અનુપમ કર્તવ્ય બજાવો છો; એમજ મારો જીવનધર્મ પણ મને વ્યવહારિક આવરણોની તંદ્રાથી જગવવા માટે દૈવી પ્રશ્નોના બુલંદ સ્વરે પડકારે છે. કે—

**" उत्तिष्ठः ! जाग्रत !! प्राप्य वरान्निबोधत !!!**

ભા:—ઊઠ ! જાગ ! અને તેં સત્ય જાણ્યું તે જગતને આપ !

(વીર મન નિર્મળપણે પરમ વિવેકી રહ્યા છતાં પણ જનતાનાં વિદ્યાવિભૂતિ વૃદ્ધિની ભાવનાનાં-ચરણકમળોની પરાગને ચુંબન કર્યાની; શ્રદ્ધાનાં શૌર્ય વડે તેણે સાત્વિક ધૈર્યથી કાવ્યોદ્દગાર ઉચ્ચાર્યાં.)

**મહામંત્ર સિદ્ધ થવાની, અખંડ સાધના.**

" એ સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો! આપ સાક્ષીરૂપ છો;
દશ દિશાએ ડોલતા દિક્પાલ! સાક્ષીરૂપ છો;
ખીલતી ઉષાનાં સર્વ કિરણો! આપ સાક્ષીરૂપ છો;
સંધ્યા! અને મધ્યાન! પણ આપ સાક્ષીરૂપ છો.
મુજ રક્તનું પ્રત્યેક બિન્દુ, મુજ જીવનની **પ્રત્યેક પળ;**
**વ્યય** કરીશ હું આજથી; વિદારવાને તિમિર દળ.
જ્યાં સુધી નિજ દેહ રહેશે;
તેમાં રહેશે **પ્રિય પ્રાણ!**
ત્યાં સુધી માનવ સેવા;
એ **પ્રતિજ્ઞા** મ્હારી જાણ!! "

મિત્રશ્રી **મોહનલાલ** તુ. ( સોપાન)

શ્રી મહારાણા પ્રતાપના સંવાદથી—

દાતા દયાળુ નિત કૃપાળુ ની કૃપા જ અપાર છે;
**ભગવાન્ વહાલો** ભકતનું ભવદુઃખ ભંજનહાર છે.

**દિવ્ય સેવાવ્રતની ધારણા.**

સૌનું યોજ્યું મહા સરસ્વતીજીનું પૂજન કરવા માટે અમે મિત્રો પણ બંધુઓનાં આંગણે ફરીને **ધનધાન એકઠું કરાવીશું. મહાવિદ્યાલયો તથા વિદ્યાર્થી ભુવનો** આદિનાં સઘળાં સુકાર્યો ક્રમવાર કરી તેને વ્યવસ્થિત રાખવામાં, **સુહૃદ મિત્રશ્રી માણેકલાલ** જેવા વિદ્વાન અધ્યાપકો, શાસ્ત્રીઓ અને સંચાલક સાક્ષરોના સંઘમાં રહીને આપશ્રીઓનો ગરીબસેવક પણ આત્મસ્વરૂપ નિઃસ્વાર્થી સુજ્ઞમિત્રો સાથે પ્રેમથી મળીને બનતો સેવા પ્રયત્ન આપશે. જે **પૂનિત સમાજમાં અને રાષ્ટ્રમાં મારો જન્મ થયો છે તેનું મારા પર બહોળું ઋણ છે. તેમની જ ઉન્નતિમાં પહેલું મારું જીવનધન ખર્ચીશ.** (ધર્મનો જયઘોષ)

**વીરોએ વ્રત લીધાનું અખંડ ધ્યેય.**

હવે તો— — ગઝલ —

અમારી મન તણી આશા હવે **ફળીભૂત** કરવી છે;

સ્વજાતિ **સેવ** કરવાને ભિક્ષાની **ઝોળી** ગ્રહવી છે. ૧,
અમે સદ્‌કાર્ય આરંભ્યું દુઃખો વિદારવા માટે;
અમે લીધી **પ્રતિજ્ઞા** તો વહાલાં **બાળકો** માટે. ૨,

(હાથ જોડીને–)

જગતના **નાથ!** દયાળુ તું અમોને સહાયતા દેજે;
ઉપયોગી **દાન** લક્ષ્મીથી વિદ્યાનું–**જ્ઞાન** શિખવજે ૩,
તહારી વેદ **વિભૂતિ** સહુનું **હિત** તે કરશે;
અમૃત એ ભાવનાએથી **મિત્રોની આશ** સૌ ફળશે. ૪,

નિરીક્ષક ગુણગ્રાહી પ્રિયવંતો! આજ સમાજની અંદર અને રાષ્ટ્રમાં ચોતરફ દૃષ્ટિ ફેરવતાં, ભાંડુ તો દુઃખી સ્થિતિએ પરાધિન રહેલાં જ દેખાય છે; તે આત્મ-પ્યારાંનાં ગૃહસ્થાશ્રમ જીવનની બચી, ખૂચી અને તે પણ અવ્યવસ્થિત સામગ્રી નિહાળી, આપણે મનમાં જરીક વિચાર તો કરીએ?

હરિગીત, કરુણાથી—

પ્રિય ગરીબ નિજ ભાંડુઓ અતિ ભૂખથી **સબડી** રહ્યાં;
દીન, દુઃખ ઊંડી ખાઈમાં પરાધિન થઈ **ગબડી** રહ્યાં. ૧.
આર્ત નાદો બહુ, સુખથી દિન, રાત્રિએ **બબડી** રહ્યાં;
શુષ્ક અંગો થઈ ગયે, સૌ દેખતાં **લબડી** રહ્યાં. ૨,
માનવ, **દેવદૂર્લભ** દેહમાં મિથ્યા વ્હેમને **પકડી** રહ્યાં;
**સત્યસારને** ભૂલી ગયે! જડ–ઢૂંઠને **જકડી** રહ્યાં. ૩,
સત્ય કમાઈની લક્ષ્મીને પ્રમાદથી ખોતાં રહ્યાં;
સાંભળી, સમજી, વિચારવું જે સુહૃદોએ વચનો કહ્યાં. ૪,

હે પરમપ્યારા! આત્મચૈતન્ય-જ્ઞાન અગ્નિના પ્રકાશક બુદ્ધિદાતા!! પ્રત્યેક ટેકીલા મિત્રોનાં મુખ–કમળમાંથી દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ ચૂકવવાને સિદ્ધિ સાધનાની પરીક્ષા ઉતિર્ણે મહામંત્ર જપવાનો અખંડ ભાવોદ્‌ગાર પ્રગટાવજો: કે—

હર્ષે પરમાર્થીય કાર્યો કરતે, ત્રિઋણ ચૂકવીને **મરીશ!**
વિદારી દુઃખો દીનનાં સહાયે કીર્તિમયી–મુક્તિ **વરીશ!!**

જેથી—

હિતેચ્છુઓ! **વિદ્યામૃત તરસ્યાંઓની** કરુણ ઊર્મિઓની ઉત્કૃષ્ટ વાણી શ્રવણ કરી તેની મોંઘી આશા તૃપ્તાવવાની સુભાવના હૃદયમંદિરોમાં ધારી, કેળવણીના અરુણોદયથી વિવિધ વિષયોની–સપ્તરંગે ઝગમગતી કિરણો પ્રસારીને બંધુપરથી **વર્ષોનું છવાયું તિમિરાચ્છન નિવારશો.** માટે—

**સાહિત્ય રસિકોનું સ્વઃ તેમ મિત્રોને કેળવવા અર્થે દાનેશ્વરીઓ પ્રત્યે નિવેદન.**

વહાલા! ગોકુળ બોલાવ મને. એ રાહ.

પૂજ્યો! **વિદ્યાનું**-વારી, પીવરાવી હવે;
જેથી શાન્તિ સુવસ્તુ, મળે આ ભવે. ટેક-૧
એ **મીઠું** જળ પીવા સદા;
અતિ હોંસે મનડાં તલપતાં.......
ચોમેર મૃગજળ દીસતાં!
અંતર અતિશય કલપતાં!!
તેથી **દાન**-સરિતા, વહેવરાવી બહુએ. પૂ. ૨
**ગંગા** અને **યમુનાં** સમી;
**પાઠશાળા** સ્થાપવી.......
ધૈર્ય દેતાં હૃદયને;
અમ અજ્ઞતાને કાપવી;
એવું કેળવણી-**દ્વાર** ખોલી હવે. પૂ. ૩
સાહિત્ય **રસના** પ્રેમીઓ;
**તરુણો** બને સ્વજાતિમાં........
અગણિત રકમો **દાનની;**
દેવા રહેવું, એ પાંતિમાં;
ગુણી વિદ્યાનું સુવૃક્ષ, રોપી હવે. પૂ. ૪
પ્રભાત **સુવર્ણ** દેખવાને;
**દિર્ઘ** દૃષ્ટિ ધારી છે........
વિદ્યા મહિં મન **મ્હાલવાને;**
હૃદય ખુલ્લી **ક્યારી** છે;
તેથી વિદ્યાનું-**કલ્પવૃક્ષ,** પોષી સહુએ. પૂ. ૫
**દાની!** પુણ્યવંત હોંસીલા;
હૃદયે ગ્રહી, કહી વાતને........
પ્રાણ પ્યારા બંધુઓ!
સુકૃત **કરી** **સ્વરાષ્ટ્રને;**
જેથી વૃક્ષ—વિદ્યાનું, અતિશય **ફળે.** પૂ. ૬

આશા અમારી છે **અમર;**
સદ્ **ભાવના** પૂરણ કરી........
કાર્યો કરવા **પ્રેમથી;**
પગલાં અતિ **વેગે** ભરી;
એથી ફળો **ગુણદાયી,** ખાવા મળે. પૂ. ૭
**ઋષિણી,** સુપુતો કહી રહ્યા છે;
સ્નેહ હૃદયે રાખીને........
ગુહ્ય તત્ત્વો **વેદનાં;**
**ગુરુજ્ઞાન** ગ્રહવું + ચાખીને;
મિત્રો ! શીતળ છાંયે, વિશ્રામ મળે. પૂ. ૮

**તરુણોએ જ્ઞાનનિધિ મેળવવા માટે સદા ઈશ્વરી સત્યબોધક સાહિત્યનું જ પ્રેમી બનવું.**

—: હરિગીત છંદ :—

નિશદિન હો પ્રિય ભાવના સાહિત્ય અવલોકન તણી;
સદ્‌બુદ્ધિ પણ સાહિત્યમાં **સ્થિર** હો સદા એનાં ભણી;
સાહિત્યનાં મંદિરમાં અમ પ્રેમ પણ વિરમી રહો;
સાહિત્ય પ્રેમી બંધુઓ ! સાહિત્ય રસ ગુણી લહો. ૧
સાહિત્ય **ભૂષણથી** સકળ જગમાં જનો શોભાય છે;
જીવન તણી અણમૂલ કિંમત હા ! ખરે અંકાય છે;
શુભ માર્ગ એ સાહિત્યનો સદ્‌ભાગ્ય સૂચક છે અહો;
સાહિત્ય પ્રેમી બંધુઓ ! સાહિત્ય રસ ગુણી લહો. ૨
સાહિત્ય **સાક્ષર** સંગમાં **આદર્શ** ઉત્તમ થાય છે;
સાહિત્ય **ભાણુ** પ્રકાશતાં તન, તિમિર નાશી જાય છે;
સદ્ ધર્મમય **ભારત** તણું સાહિત્ય શુભ ઝળકી રહો;
સાહિત્ય પ્રેમી બંધુઓ ! સાહિત્ય રસ ગુણી લહો. ૩
દિવ્ય **શ્રુતિઓ, વેદો, પુરાણો,** ગીત જેનું ગાય છે;
કૌશલ્ય કળા એ કુદરતી સાહિત્યમાં **સમજાય** છે;
વળી ગગન ભેદી ગર્જના સાહિત્યની **શોભા** કહો;
સાહિત્ય પંકજ પુંજ એ સાહિત્ય રસ ગુણી લહો. ૪

+ = આત્મસ્વરૂપને નિદિધ્યાસનથી પૂર્ણપણે અનુભવીને.

**સર્વહિત કર્તવ્યોમાં સઘાઇ રહી દિર્ઘદૃષ્ટિ અને ઉદારજનોએ તેમાં પૂરા સમયે જ વરસાવી, દાનની ધન-વૃષ્ટિ.**

ઉન્નતિના પૂજારીઓ! આપણી અહીં જનસંખ્યા લગભગ સવાલાખથી પણ અધિક છે. ધારો કે * **આપણે પ્રત્યેક મોટાં માણસો દીઠ પ્રતિવર્ષ એક, એક રૂપિયો વિદ્યાવૃદ્ધિના ફાળામાં આપતાં રહેતાં,** એમ લાખોની રકમમાંથી ગામોગામ ક્રમવાર નિશાળો, મહાજનવાડીઓ તથા વિશાળ વાંચનાલયો સ્થપાય. સામુહિક હુન્નર-ઉદ્યોગો ચાલુ થાય. પુષ્કળ જમીનો, **ખેતરો** અને અઘાટ **વાડીઓનો** મેળ કરીને સચવાય. એ રચનાત્મક કાર્યો કરતાં રહે, પ્રિય રાષ્ટ્રનાં સભ્ય-જનોની સામુહિક હરોળમાં આવી; બહોળો સુખલાભ મેળવાવી તે વિભૂતિ રાષ્ટ્રનાં જનગણોને વિતરણે પણ અપાય.

નિરાધાર બાળકો તથા સતીત્વનું દિવ્યવ્રત પાળતી અસહાયી પૂ. વિધવા માતાઓ, બહેનો તથા ગરીબોને સમાજ આંગણે આજીવિકાનું સાધન મળે, તેનો યોગ્ય પ્રબંધ કરવો જરૂરી છે. એને દૃઢ કરતા કેન્દ્રરૂપે, **પ્રથમ મહાવિદ્યાલય તથા વિદ્યાર્થી ભુવનની વ્યવસ્થાને જ પૂરી પદ્ધતિથી સાંગોપાંગ પાર ઉતારીશું.**

**— ખેડૂતનાં જીવનમાં, વિધાતાની કૃપા વડે થતાં રહ્યાં પરમાર્થો —**

આપણાં કૃષિનાં કર્તવ્યોમાં ખેતર, વાડી આદિ સ્થળોમાં જીવોનો હિંસાદોષ પણ અનાયાસે થાય છે. તેનાથી મુક્ત કરવા માટે પરમકૃપાળુએ આપણી જ મહેનતનાં ફળરૂપે ઉત્પન્ન થયાં **ધાન્ય** આદિમાંથી પ્રાણીઓને ભૂખ્યાં ન સૂવાડવાના નિયમ અનુસારે; અનાયાસરૂપે સૃષ્ટિવિહારી હરણાં, સસલાં, સુવર, સાહુડી, ઉંદરો, નિર્દોષ પક્ષીઓ, કૂતરાં, બિલાડાં અને પામર કીડી-મંકોડી વગેરે સૂક્ષ્મજીવોને પોષણ અપાવે છે. ગુરુદેવોએ આપણને " **જીવદયા યજ્ઞ** " કરતાં રહેવા અંગે વિશાળ જ્ઞાન સમજાવીને શિખવ્યું છે.

---

* = ૧. કરાંચીમાં શ્રી ક. ક. પા. યુવક મંડળની જાહેર સભાનો રીપોર્ટ પૃ. ૧૫ ઉદ્દેશ કલમ ૬ ઠ્ઠીમાં, તા. ૨૨-૫-૧૯૩૨ ના દિવસે, **જ્ઞાન પ્રચારનું જણાવ્યું છે.**

૨. કચ્છ નખત્રાણાના પૂર્વ નિવાસમાં, ભગવાન શ્રી લ. ના. નો પ્રતિષ્ઠા મહોત્સવનો અહેવાલ સં. ૧૯૯૩ ના માસ વૈ. સુદિ ૧૧ ગુરુવારે દિવસની કાર્યવાહી, પૃ. ૬૦ પરના ઠરાવ ૫, માં **ધર્માદા રકમ એકત્ર કર્યાનું જણાવ્યું છે.**

૩. બોરડી ટીંબા (ગુજરાત) માં " શ્રી વિજય મંડળે " સં. ૨૦૦૦ ના માગશર વદિ ૫ ગુરુવારે " જ્ઞાતિ સંમેલન અને બંધારણમાં " પૃ. ૧૨-૧૩ ના ઠરાવ ૮-૯ માં ઘડતર કર્યું છે. તે ત્રણે **રચનાત્મક** ઠરાવોનાં બંધારણો સ્તુત્ય હોતાં, તે કાર્યોમાં સત્વર પરિણત થવાં જરૂરી છે.—લેખક.

૪. હીરાપરમાં સભાના અહેવાલમાં પણ વિસ્તૃત સુધારો કર્યો છે, સં. ૧૯૧૦ ના ચૈત્ર સુદી ૧૩-૧૪.

" જીવ, જીવકે આસરે, જીવ કરત હૈ રાજ;
તુલસી ભરૂંસે રામ કે, કિઉં બીગડેગો કાજ. " ૧
" દયા ધર્મ કો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાન. " ૨
" તુલસી તબ મૈં જાનિયો, બડો ગરીબ નવાજ;
મોતી કણ મોંઘા કિયા, સોંઘો કિયો અનાજ. " ૩
" રામ ઝરૂખે બેઠકે, સબકા મૂજરા લેત;
જયસી જિનકી ચાકરી, વયસા ઉનકો દેત. " ૪

પૂ. શ્રી **નાનકદેવ** ગુરુજીનાં કોમળ હૃદયમાં (કિશોર અવસ્થાએ) દયા-દાનનું અપાર ઝરણું વહેતાં, ચૈતન્ય પ્રીતિની અનન્યે થનકાર નૃત્યથી ગાયું કે—

" રામદી ચીડીયા રામદા ખેત;
ખાઓ ચીડીયા ! ભર ભર પેટ. "

માટે—વિધાતાની ખેડૂતોપર પૂરી કૃપા વડે જ્યારે ખેડૂત, સૃષ્ટિ ઋણમાંથી મુકત થાય છે; ત્યારે તેના પૂરતા પ્રમાણ અંગે વિદ્વાનોનું નીતિવાકય છે કે—

**कृषिर्धन्या कृषिर्मेध्या जंतुनां जीवनं कृषिः ।**
**हिंसादि दोष मुक्तापि पूज्यतेऽतिथि पूजनात् ॥**

—ખેતી-વાડી વિજ્ઞાન.

ભા:-ખેતી અને તેના વ્યવસાય કરનારને ધન્ય છે. તેમાં અનેક પ્રાણીઓનો નિર્વાહ થતો રહેવાથી તેમજ અતિથિઓના સત્કાર વડે હિંસાદોષથી સદા રહીત થવાય છે.

આપણા ગૃહસ્થાશ્રમમાં અનાયાસે થતા દોષોના નિવારણ માટે મહાન આત્મા-ઓએ × " **પંચયજ્ઞ** " દ્વારા માનવોને દોષમુકત કર્યાની વિશાળ યોજનાઓથી અનાદિ સૃષ્ટિક્રમ ઘડયો છે; એવી અટળ ધર્મનીતિને નિજ વર્તનથી વિચારશું.

**દાતાઓએ ઉમંગે આપતાં રહ્યાં, દાન-ઝરણાં વહેતાં રહેલના**
**સદ્ઉપયોગથી સુખ-સમૃદ્ધિનું સરોવર ભરાય.**

આપણી સુકમાઈમાંથી સાત્વિકભાવે **નિત્ય નિયમે અર્ધી પાઈના તદ્દન જીણા હિસાબથી વર્ષની રકમ ભેગી કરવી. નિજ ઘરોમાં આવતા** દરેક **શુભ પ્રસંગોના તથા કમાણીમાંથી વીસમો ભાગ અળગો રાખી.** એમ **રકમ ભેગી કરી, તેને વિદ્યાવૃદ્ધિના વિશાળ ફાળામાં આપવી.** એ હળવું પણ ઉચ્ચ ગતિનું સુકાર્ય આપણાથી જરૂર બની શકે જ છે. **સૌએ** વ્યાપક ગુણ-વૃદ્ધિ વિચારોના અભ્યાસ વડે **રાષ્ટ્રભૂષણ પૂ. હિતાત્મા અને સર્વનાં સુખ સાધના કરવામાં હુતાત્મા-દાનેશ્વરીઓના સેવાપગલે ચાલવા માટે ધન-**

× = આગળ પૃ. ૬૬ થી ૬૮ સુધીમાં અવલોકવું.

**ઉપયોગની પ્રાણપ્રતિજ્ઞા લઇ, તેવા પ્રેમથી નિત્ય સુકાર્યો જ કરવાં.**

પ્રિયશિશુ હિતસ્ત્રીઓ ! આપણે દિર્ઘદૃષ્ટિ વડે પ્રતિવર્ષના ભેગાકર્યા ધનકોષથી, સમાજમાં નાનાં મોટાં દરેક ગામોનાં જરૂરી સ્થાનમાં ક્રમવાર **શાળાઓ અને વાંચનાલયો તથા વિદ્યાર્થી ભુવનો સ્થાપીને** નિષ્ણાતોદ્વારા નિયમયુકત સુકાર્યો સધાયાં જ રહેશે.

જાતિ તેમ પૂ. રાષ્ટ્રનાં ગૌરવવૃદ્ધિના વારસારૂપ વહાલાં બાળકરત્નો **"યાવચંદ્રદિવાકરૌ"** વિદ્યાજ્ઞાન, વિજ્ઞાન અને હુન્નર આદિથી પરમ ઐશ્વર્ય લ્હાણીનો વિશેષ લાભ મેળવતાં જ રહેશે. પૂ. દેવોની સુકરણીના અતુલ સાત્વિક સુખો સમાન ભાવભીના કીલ્લકારથી, આપણું અને સૌના વંશનું હરદિન કલ્લોલ કરતું; પુણ્યના પુંજમય ગૃહસ્થાશ્રમ અને વિસ્તૃત સેવામાં વ્રતધારી સુંદર રાષ્ટ્રજીવન દીપશે. વિદ્યાપ્રિય આત્માઓ ! પ્રથમ ÷ પ્રચારની કવિતાનો મધુગુણરસ સભાવૃંદને પાઇ, મારૂં કથન પૂરૂં કરીશ. જ્ઞાનગુણ વિતરણ વ્રતી પરમાર્થી મિત્રોને સ્વાનુભવ સુવિચારોની વાનીઓ; સૌને પીરસવાનો સમય પ્રાપ્ત રહે.

## અલંકારોથી કેળવણીની પ્રશંસા.

સવૈયા એકત્રીશા.

કેળવણી છે જીવન સુખનું અમૃતરૂપી ઝરણું સાર;
કેળવણી મધુરી વાણીનાં મુક્તાફળનું મુખ્ય જ દ્વાર;
કેળવણી નિજ મગજતંતુ ને વસંત સમ પ્રફુલ્લિત કરનાર;
કેળવણી કુળ ઉધ્ધારક છે નૌકાયંત્ર અબ્ધિ તરનાર. ૧

કેળવણી છે વિનય ક્ષમાનું શાન્તિ ભુવન અતિ સુખકાર;
કેળવણી કીર્તિ યશ માટે વિદ્યુત વિનાનો સીધો તાર;
કેળવણી ને આર્ય ઉન્નતિ કેરૂં **"કલ્પતરુ"** તું ધાર;
કેળવણી અદ્‌ભૂત શક્તિની ત્વારીખ લખવા લેખન સાર. ૨

કેળવણીમાં વિવેક પધ્ધતિ મારગ જેનો સ્હેલ ગણાય;
કેળવણી છે દુઃખ ટાળવાનો શસ્ત્રીરૂપ સારો ઉપાય;
કેળવણી છે ગૌરવ જનનું **કૌસ્તુભ** જેવું રત્ન મનાય;
કેળવણી ગંભીર ગુણથી જન રત્નાકર સમ તે સરસાય. ૩

કેળવણી છે શાન્તિ સંયમનો શિતલ ચંદ્ર ખરે કહેવાય;
કેળવણી મદ તિમિર પરજ્યમ અર્કરૂપ અગ્નિેા સમુદાય;
કેળવણી મન સ્થિરતા માટે વિન્ધ્યાચળ સમ ટેક ગણાય;
કેળવણી નિર્મળ નભ જેવી પ્રકાશ પૂર્ણપણે ચળકાય. ૪

÷ = શ્રી પાટીદાર ઉદય, માસિક. (તંત્રી શ્રી રતનસિંહભાઇ શિ. ના. ર.)

સભા વિષે શોભા દેનારૂં કેળવણી ભૂષણ કહેવાય;
સ્નેહ–સંપનું મૂળ જ એ છે કેળવણી મહિમા જગમાંય;
હિત અહિત પારખવા કેરૂં કેળવણી મહાયંત્ર મનાય;
સ્વર્ગતણું સાધન પણ એમાં કેળવણી સઘળે વખણાય. ૫
આર્ય બાળકો ખીલવજો સહુ કેળવણીનો અતિ પ્રચાર;
તન, મન, ધનનો ભોગ દીયો પણ કેળવણીમાં પાયો પાર;
ઉદ્યોગી થઈને આગળ વધતાં કેળવણી મળશે બક્ષીસ;
" મૌજી " અજ્ઞ અમોને એવી કરુણા કરશે શ્રી જગદિશ. ૬

—સોની મૌજી મહાજન.

## વહાલા વીરોની વિદ્યાવૃદ્ધિનો મંગળ વધાવો.

(શ્રી મંત્રીએ દાબડો ઉઘાડીને જોતાં, બહુ આનંદિત થયે–) " આ તો સોના અને ચાંદીનાં **ઘરેણાં !** આવી મોંઘી વિશાળ ભેટ આપીને **વિદ્યાર્થીઓનું પરમહિત ચાહક ઉમંગપ્રેમી દાતાશ્રીનું શુભનામ જણાવશો ?**

કાઃ–સામે ઉભેલ સ્વયંસેવક **શ્રી નાનાલાલ** દ્વારા, વિદ્યાગુણો પ્રિય પૂ. ભગિનીઓ સંદેશો પાઠવે છે કે " અમને નિજ દેહ પર સૌભાગ્ય ચિન્હના પહેરેલા સિવાય સર્વ દાગીનાનો વિચાર કરતાં, તે વૃથા ભારરૂપ અને ભયકારક જ દેખાયા છે. એ ધન **કેળવણીમાં** સદુપયોગ થવાથી, વહાલા વીરાઓ વેદવિદ્યા આદિ સદ્ગુણ–ભૂષણોથી સર્વદા દીપીને **સમાજ અને રાષ્ટ્રની માતાઓ તથા બહેનોનું ધર્મ-શીલ વૃદ્ધિએ પૂર્ણયશનું જવાહર રક્ષાવશે.** બહેનોનાં મન–મંદિરની સુવૃત્તિ-ઓમાં આત્મશીતળતાની નિર્ભયવંતી દિવ્યતા સ્થાપવા માટે અમે ભગિનીઓના સર્વાંગો પર એજ પવિત્ર સૌંદર્યવંતો અમૂલ્ય હાર આદિનો, તેમ માનવ આદર્શો રક્ષાયાથી; એવા મંગળ અલંકારો ધાર્યાનો અવિચળ શણગાર જ છે. ભારતીની અપૂર્વ સંસ્કૃતિની સત્ય–શીલા આધારની " **नैनं छिदन्ति शस्त्राणि** " આત્મિક શૌર્યશક્તિએ રાષ્ટ્રનાં વિજયોત્સવ યજ્ઞોદ્વારા નિત્યથી રક્ષાયો રહ્યો, **મહામૂલો ગુણ** અંબાર છે. " (પૂ. બહેનોનાં સમયપર દાન આપવા અંગે, સભાજનોમાં ધન્ય-વાદોની કર્ણપ્રિય ગર્જનાઓ ગાજી રહી. ધર્મ જયનાદ.)

**— ઉમંગીઓનો વિદ્યાવૃદ્ધિમાં દાન દેવાનો નિત્ય નિશ્ચય જ રહેલ —**

વિદ્યાપ્રિય વાંચક ! મિત્રે કહ્યાં હૃદયદ્રાવક કરુણ અને શૌર્યસૂર્યની પ્રતિભાનાં વચનોએ કેળવણીનાં પ્રચારતું ચૈતન્ય પ્રગટયાના **ઉદ્ગારોમાંથી,** સાહિત્યનું રસપાન કરીને વિવેકીજનોનાં હૃદયોમાં પૂરી સમજણનાં કિરણો ઉતરતાં; સૌ દાનીજનો ક્રમ-વાર ઉભાં થઇ અને **પ્રતિજ્ઞાઓ લઇને કહ્યું કે—**

" અમે અત્યારે વિદ્યાવૃદ્ધિની **મંગળ ઝોળીમાં** રકમ ધરીએ છીએ. ઘરોમાં રહેતાં માણસો દીઠ **સવા રૂપિયો** પ્રતિવર્ષની દિવાળી પર અન્નકુટના મહોત્સવ પ્રસંગે

**તે પણ વિના ઉઘરાણીથી, શ્રધ્ધાનાં પ્રેમપૂર્વક જ આપતાં રહીશું. અમારાં નામ શ્રી પંચોની વહીમાં નોંધી લો.** " (મંત્રીએ ઉભા થઈ:-કે " પ્રેમથી બોલો, " **સત્યેશ્વરની જય.** " સૌએ ધર્મજયનાદ ઝીલ્યો.)

## પાંખડી ચૌદમી.

### ગુણગ્રાહીનાં જીવનવ્રતથી પ્રસરતી સુવાસ.

શ્રી ગોવિંદજીભાઇ (યુવક મંડળમાં નવા જોડાયલા સભ્યગણ.) એ સૌનો અપૂર્વ વિદ્યાપ્રેમ નિહાળી, **ઉલ્લાસથી** સભાનિયમે અનુમતિ મેળવી, હાથ જોડીને સજળ નેત્રોએ ગદ્‌ગદીત થઇ કહ્યું—

**ભ્રાતૃપ્રેમનો આદર્શ નિભાવતાં, નિજ અંતઃકરણ વિશુદ્ધ બન્યું.**

ગો:- માન્યવંત પૂજ્યશ્રી સભાપતિ! તથા અભ્યાસની રચનાએ ઉમંગીવૃંદ! સૌએ વહાલાં દેવાત્માનાં હિત સારું **જે પ્રેમથી જ્ઞાનસરિતા વહેવરાવી,** તે નિધિમાં મારું મન પ્રવાહી થતાં આપવીતી કહું છું. મારી જમણી ભુજારૂપ ધર્મિષ્ઠ તથા કર્મનિષ્ઠ **પૂ. વડીલભાઈ અને પૂ. માતાજી સમાન મમતાળુ ભક્તિવંતી ભાભી,** નીઃસંતાન સ્વધામવાસી થવાને પંદર વરસ થયાં! તે સૌને યાદ જ છે.

બન્ધુશ્રીનું **પ્રાણપંખી** ઉડયા વેળાથી એ ઘડી પહેલાં; મને પોતાની બાજુમાં બેસાડી, મારી પીઠે હાથ ધરી ધીરેથી સમજાવ્યું કે " **પ્રિય પુત્ર તુલ્ય આજ્ઞાંકિત ગુણીવીર!** મારાં મન મમત્વના મોહાભાખે રાજસીવૃત્તિથી દર્શાઇ આ માયા—નટી ભલે મારી જ કહેવાઈ પણ પ્રભુદાતાએ, આ ભિખારીને સદ્‌પુરુષાર્થ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ) યોગે આપેલ; એ **શ્રી લક્ષ્મીજીના ત્રિગુણી ઐશ્વર્યના—ચરણકમળોની વિભૂતિનો જ સુંદર છાંયો.** તેનું સુખ ન મેળવતાં, ત્રણ મહીના થયા તારી ગંભીર ગુણી ગરીબડી ભાભી ...નો અન્નમય અને **પ્રાણમયકોષે** જીવનદીપક બુઝાયો! ( નેત્રોમાં જળજળીયાં ભરાયાં ) એ ભાગ્યવંત આત્મા કૈવલ્યના નિર્વાણ ધામમાં સવેળા જ પહોંચ્યો!! પ્રિય આત્મમિત્રે પૂર્ણ ભકિતથી સુધારેલી ઉજ્જવળ શય્યા પાસે, હું પણ સૂક્ષ્મદેહની ઉમંગ—પાંખો વડે પહોંચીને **એશ્રીનું મંગળ દર્શન કરીશ.** પવિત્ર આત્માથી આત્મજ્યોતિ પેટાવી, સચ્ચિદાનંદ—સાગરમાં સનાતન તૃપ્તિ પામીશ. શાસ્ત્ર પણ દર્શાવે છે, કે—

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।**
**नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥**

ભા:– " શરીરો નાશવંત છે. વૈભવો પણ હમેશાં રહેવાવાળા નથી. મૃત્યુ પણ નિત્ય ધીરે ધીરે નજીકમાં આવી રહેલું છે. તેથી ધર્મતત્વ (અમૃતપાન) નો સંગ્રહ કર્યા કરવો."

" આ ( હાથ લંબાવી ) મૃગતૃષ્ણાવત્ત વિસ્તરી મનમોહિની માયાના ગંજથી, શ્રી લક્ષ્મણજી અને શ્રી ભરતજી આદિ બંધુઓ સમાન, સેવામાં આજ્ઞાપાળક તું **પ્રેમી ભ્રાતૃજાયા ભાઇથી,** વ્યાવહારિક અવસરોના સુખદુઃખમાં **સહાયક રહ્યાં** આપણાં કુટુંબ—પરિવાર, પાડોશીઓ, સ્નેહીઓ અને **સત્સંગપ્રિય મિત્રોની** ખીલેલ લીલી-

વાડીથી મોહું ભ્રાતૃબંધન તોડવા અને "**सत्यं शिवं सुंदरम्**" **મહાકાળેશ્વરની બ્રહ્માંડવ્યાપક જ્યોતિપુંજથી નિત્યનો સ્નેહ જોડવાને** મારું આત્મપંખેરૂં ઘડી એ ઘડીમાં અહીંથી ઉડવાની તૈયારીમાં જ છે." (ત્યારે હાથ જોડી, વંદન કર્યું.)

"વીરા! તારું ગૃહસ્થાશ્રમ **વેદોએ** નિર્દેશ્યાં રૂડાં કાર્યોથી દીપાવવાં મારે મારાં વેણુ યાદ કરી વર્તજે. તારે સઘળી લક્ષ્મીનો ઉપયોગ ન કરતાં તેમાંથી તું **ચોથો-ભાગ** આપણી સમોવડ પણ અસહાય (તુલસીના કયારારૂપ–વિધવા) મોટી બહેન **મોંઘીબાઈ, સાથે ત્રણે પ્રિય ભાણેજાંને** આપજે. મને અત્યંત વહાલાં રહ્યાં આપણાં નાનેરાં પાંચ બાળકોમાટે પણ તું **ચોથોભાગ અને વાડી, બે ખેતર, નવાં ફળિયાનાં દશઘર તથા જુનાં ત્રણ ઘર** રાખજે. (સંતાનો બોલાવરાવી, સર્વના શિરપર પ્યારથી હાથ ધરેલ.) **બાકીના બે ભાગને બંધુઓમાં ધર્મ-વિદ્યાની ખીલવણી તથા અપંગ, નિરાધારો અને વેદવિદ્ પૂ. બ્રહ્મદેવો; તેમ તરસ્યાં તથા ભૂખ્યાં પ્રાણીઓના પરોપકારમાં વાપરજે. પ્રિયભાઈ!** તું પણ **શ્રદ્ધાથી ઈશ્વરી-સત્યમાં ચાલજે.** આ જૂનું થયું સ્થૂલ ત્યાગની છેલ્લી વેળાના એ સંકલ્પપૂર્તિમાં જ મને **અખંડાનંદ** મળેલ છે!"

"સનાતન સહાયક પ્રાણપ્રિય મિત્રના પ્રેમળ સ્વરૂપમાં નિજાત્માને સદા "**शरण्यं**" પૂનિતભાવે ભળતાં જ શાશ્વતઃ શાન્તિ છે. **ओ३म् હે દીનાનાથ** નટવર! **ત્હારી સ્વયં જ્યોતિની કેવલ ચિન્ગારીનાં–અંશમય આત્મઅણુંને** આ સ્વર્ગીય સમા મૃત્યુલોકમાં મનોહર લીલાવાડીની સૌંદર્યવૃદ્ધિનાં કર્તવ્યોની કુશળતા અર્થે મળેલ દેવદુર્લભ–માનવ દેવદેહના યોગ્યાયોગ્ય સ્વાંગનું ટૂંકું નૃત્ય સંપૂર્ણ થાય છે. હે દીનબંધુ! તેનો આભાષી રહેલ–પુરાણો પડદો સમેટાતાં; **પ્રલય થાય છે.**"

"પ્રાણીયાને અનેક જન્મોના દેહાધ્યાસે મોહ, મત્સર આદિના ઘેનમાં જ ભૂલી જવાથી. હે આત્મેશ! વિશ્વઆત્મા સર્વવ્યાપક **ગુરુદેવ!** હે સર્વનાનાથ!! તું અમૃતનામીના ઉપકારોની રહસ્યભરી ગુણસુંગધી વિવેકે સ્મરી, હૃદયકમળમાં ન ધાર્યાંના તન, મન, વાણી અને સંકલ્પોથી થયા અપરાધોની **ક્ષમા.** (ત્યારે પૂજ્યે દિવ્યદૃષ્ટિથી ધ્યાનયોગમાં મગ્ન બનીને ધીરેથી હાથ જોડયા.) ત્હારા સૂક્ષ્મઅંશ–આત્માશિશુને આપની કેવળ બ્રહ્માંડવ્યાપક "**खं ब्रह्म**" જ્યોતિની દીપ્તિનું **અપરોક્ષ** અને અખંડ ધ્યાન બન્યું જ રહે. હે પરમ ભકતવત્સલ દયાળુ! સદા ન્યાયી!! કૃપાસાગર ચૈતન્યદેવ!!! **ત્હારી જ સદ્દઇચ્છા પૂરણ થાઓ.**" હળવેથી કરુણા–ભર્યાં વચનોએ મુકિત ગીત ગાયું–)

**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।**
**सर्वस्य धातारमचिन्त्यरुपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥**

—ગીતા. અ. ૮, મંત્ર, ૯, પૃ. ૨૬૭

અઃ– જે પુરુષ સર્વજ્ઞ, અનાદિ સર્વના નિયન્તા, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, સર્વને

ધારણ પોષણ કરનાર, અચિન્ત્યસ્વરૂપ, સૂર્યના જેવા નિત્ય ચેતન પ્રકાશરૂપ અવિદ્યારૂપ તમથી અતિ પરે શુદ્ધ સચ્ચિદાનંદઘન પરમાત્માને સ્મરે છે. (૯)

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं**
**प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः**
**प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥**

—ગીતા. અ. ૧૧, શ્લો. ૪૪, પૃ. ૩૭૨

અ:- તેથી ( હે પ્રભો! ) હું શરીરને સારીરીતે ચરણોમાં રાખીને (અને) પ્રણામ કરીને સ્તુતિ કરવા યોગ્ય આપ ઈશ્વરને પ્રસન્ન થવાને માટે પ્રાર્થના કરું છું, હે દેવ! પિતા જેમ પુત્રના (અને) મિત્ર જેમ મિત્રના (તથા) પતિ જેમ પ્રિય સ્ત્રીના (તેમજ આપ પણ) મારા અપરાધને સહન કરવા યોગ્ય છો.

એમ ભગવતી શ્રી ગીતાજીનાં **દિવ્યપાત્રથી જ્ઞાન–ગંગોત્રીનું જળ પીતાં રહ્યાંની પ્રેમથી રસબસતી** અને સંધ્યા આદિમાં નિત્યની અભ્યાસી રહી વાણી–વીણાનો ટંકાર કર્યો. વેદોના સારરૂપ યોગ–સાધનાથી **સુમધુર શ્રી ગાયત્રી મંત્રના મહાવાકયોનો અર્થસહિત જપ કરતાં કરતાં;** અમે રંક કુટુંબીઓની આંસુભરી દૃષ્ટિઓ સમક્ષ, મારા ખોળામાં જ પ્રિયબંધુ પંચત્ત્વ (નિર્વાણ) પામ્યા!

વડીલશ્રીના અક્ષરદેહે, તત્ત્વનિર્યાસથી મહાદાકાશમાં વાયુરૂપ વમળના બનેલ દેવદર્શનીય એવાં સુશોભિત વિમાનમાં બિરાજીને **તીવ્રગતિથી સત્યલોકમાં પ્રયાણ કર્યું!** બંધુઆત્મા, અમે વટેમાર્ગુરૂપ સ્વજનોનો અલ્પસંગ ત્યાગી, મોક્ષાત્માઓની નિત્યાનંદ પ્રાપ્તિએ બ્રહ્મસાગર સ્વરૂપના દિવ્યકેન્દ્રે પહોંચી તેમાં જ **ભળવામાં નિર્ભય થયો!!** (શ્રી ગોવિંદે **ओरुम्** ના મંગળ ઉચ્ચારેથી દિર્ઘશ્વાસ લીધો.)

**દેવતારૂપ બંધુશ્રીની આજ્ઞા પાળવાથી જ સુકર્તવ્યો સચવાયાં.**

હિતસ્વીઓ! પૂ. મુકતાનંદીનાં ઉચ્ચાર્યાં શબ્દમૂર્તિનાં પુણ્યશાળી સુવાકયો, અત્યારે પણ મારી શ્રદ્ધા ભરી દૃષ્ટિ સમક્ષ દર્શાઇ શ્રોત્રોમાં ગણગણી રહ્યાં છે. પ્રિયભાઇની **ખેતી–વાડી, રોકડનાણું, ઘરો, વાસણ–કુશણ અને દરદાગીના મારી પાસે જ રહેલ.**

**( સર્વનાં હિત સારું, પ્રેમની પૂર્ણતા કેળવવામાં નમ્ર નીતિ ધારેલ.)**

સત્યનું નિર્ણય કરી રહ્યા મહાનુભાવો! **સનાતન વિશાળમાર્ગનાં પરમાર્થીય સત્યકર્તવ્યો સુવર્તનમાં ધારીને પણ તે રાજસી ભાવાભિમાનથી કહી, જગતને તો ન દર્શાવાય.** સાત્વિક ગૂઢગુણોએ ભર્યો, આર્ય મર્યાદાની વિસ્તૃત સંસ્કૃતિથી સદા રક્ષાયો અને નિર્માની તત્ત્વઅનુભવીઓ દ્વારા અંજલિઓ ભરીને નિત પીવાતો જ રહ્યો; એવો શાસ્ત્રીય સદ્દુપદેશાંમૃતનો કલ્યાણ ભર્યો **નીતિમય અથાહ સમુદ્ર છે.** છતાં હું મંદમતિ (પામર) બહુ સંકોચે, પુણ્યલક્ષની વધુ સિદ્ધિ થવાને ટૂંક જ કહું છું કે મુકિતવંતે, પરસેવો રેલીને મેળવ્યાં સુધનમાંથી મેં

**પ્રથમથી જ ચોથોભાગ મારી, દુખિયારી પૂ. બહેન, ભાણુજાંને માનદાને આપેલો જ છે.**

વરસ કરવરું થતાં, × " **मातरः सर्वभूतानां गावः सर्वसुखप्रदाः** " એ વેદ ભગવાને માનવપુત્રોને સર્વદા સમજાવેલ; સત્યપૂજા કરવા માટે ઉનાળાઓમાં **ગૌમાતાઓને** (સર્વ પ્રાણીઓને) પાંજરાપોળમાં અને ગામભાગોળે ભેગાં થતાં સશકત અશકત ઢોરાંને નીરણુ કાજે વાડીઓ વાળાઓથી **ઉભામોલને ચાર.** કડબ અને ડાંડરની ગંજીઓ તથા અન્યજનોથી સૂકું ઘાસ ખરીદી " **જીવદયા યજ્ઞે** " ચરાવાય છે. આથમણી સીમમાં ગરમીના દિવસોમાં પાણીની **પરબ** બેસાડાય છે. અમારાં **સુખપાળ** વાળાં ખેતરમાં ઉત્તર દિશાએ ચડાવના ખૂણામાં જે વડ, પીપળીઓ, રાંયણો, જાંબુડાં, આંમલીયો અને આંબા આદિ ઉભેલાં વૃક્ષોની વચ્ચમાં નવવરસ થયાં બીજો કૂવો ખોદી. પાકો બાંધી તે પર **ખેડૂત રાખી;** આપણી પાસેનાં ગામોનાં ઢોરાંને ગરમીમાં પાણીના સુખ સારું **હવાડો** નિત ભરાય છે. પક્ષીઓને ચણુ, સીમવાળાં બાજુાનાં ગામોનાં તેમ અહીંનાં **કૂતરાંને રોટલા,** નિરાધાર બાળકો અને પતિવ્રતાધર્મના આદર્શોને મન, વૃત્તિના સુસંકલ્પોમાં અને જીવનવતીર્ય-રગોમાં **તપાગ્નિથી રંગ્યા છે;** એવી નીકટમાં દર્શાતી ભારતોદયી-ત્યાગવંત પવિત્રાચરણી દેવીમૂર્તિઓ પૂ. **અનાથ વિધવા માતાઓ,** બહેનો અને શાસ્ત્રગુણો સંપન્ન **બ્રહ્મ-ક્રિયા ધારણે સૌમ્યસ્વરૂપ** પૂ. ગુરુદેવ **બ્રાહ્મણો** આદિને અન્ન, (યોગ્ય વિવેકે ગુપ્તદાન) વસ્ત્ર અને ધનદાન પણ દેવાતું રહ્યું છે.

**( સર્વનું હિત સાધવાના વિચારોનું વ્યાપકપણું જ મન વૃત્તિઓને )**
**નિત્ય સંતોષે છે.**

મારાં સંતાનોની ધનરાશિ પણ વધુ સદુપયોગ થવા કહું છું. કે ભાઇજીનાં દશઘર તો એક હારમાં જ છે, **ત્યાં મહાવિદ્યાલય અથવા મહાજન વાડી બનાવવાની પૂરતી વ્યવસ્થા** આપ સુજ્ઞોએ મળીને કરવી. સંકડાશ જણાતાં મારાં દશ ઘર શ્રી ભાઇજીનાં ઘરોની સામે જ છે; તે બન્ને હારનું આંગણું ભેગું જ છે. આપના શિશુને જગતનાં રૂડાં પુરુષાર્થની પરીક્ષાએ એ **પારિતોષિકરૂપે વહાલા વિશ્વનાદાતાર-મહાન ભંડારીએ** (નેત્રો મીંચી, ચાર પાંચ ક્ષણો સુધી સત્યેશ્વર દયાળુનું ધ્યાન ધર્યું.) **આપેલું ઐશ્વર્ય દર્શાયેલ,** તે પ્યારાં બાળકોનાં ભાવિહિત સવાયામાં **આપ બ્રાહ્મપંચને પ્રેમથી સોંપવા માટે** આપ શ્રીમાન દેવોની પરમાર્થ-પ્રિય-પ્રતિમાના સુંદર ચરણુ-કમળોની મધુરી પરાગનો નમ્ર પૂજારી સદા તૈયાર જ છે. (ધર્મનો જયઘોષ ગાજી રહ્યો)

**( શ્રી ભારતીના આર્યવ્રતી સંસારમાં, અંગત સ્વાર્થ ત્યાગનું )**
**મોટું મહત્ત્વ સંભાળાતું રહ્યું છે.**

---

× " ગો અંક " કલ્યાણ ગોરખપુર.

પ્રિયબંધુની સુઆજ્ઞાથી **ધન સફળ કરતાં રહે**, મારી પાસે નિજ બાળકોના ભાગની રોકડ રૂ **અઢી હજ્જારની** જમા છે. તાંબાપિત્તળ, કાંસાનાં વાસણો અને સોના ચાંદીના જુનવટ દાગીના આદિ રાચરચીલાંમાં હું મમતા મૂકી. મારાં બાળકોનાં પોષણથી પણ અનેક ઘણી વધુ; મહત્તાવાળી સમજી **તેને સાર્વજનિક વિદ્યાવૃધ્ધિમાં સદુપયોગ માટે આપ ન્યાયીપંચ સમક્ષ પરમાર્થ ઉપહારે ધરાવું છું. પૂણ્યાત્મા વીરશ્રીનું સંકલ્પ કર્યું મહામૂલું ધનનાં ઉપયોગનું ઋણ, હું મારાં અંતઃકરણ–મંદિરની મન, બુધ્ધિ અને ચિત્ત આદિ વૃત્તિ-ઓના વિશાળ બાજઠ પરથી ઉતારી તેને પૂરું કરું છું.** (જનતાનો હર્ષાનંદથી ધન્યવાદ ગુંજ્યો.) એ વ્યવસ્થા તરત થવી જરૂરી છે, તેને સૌ અનુમોદન આપજો; જેથી ધનનો સુયોગ્ય વહીવટ સર્વાનુમતથી પંચમળીને કરે. એ સુવિદ્યા–વાનીઓથી જ સદા સર્વને—

### જમાડો ધર્મના મેવા.

(ગામ ગઝલ.)

સુગુણી વીર વહાલાઓ! ધરી લો, **દાસની** સેવા;
દયાળુ દાન દેયનારાં! ધરી લો, **રંકની** સેવા. ૧
ઉત્સાહી **પ્રાણ** પ્યારાઓ! ધરી લો, **યુવકની** સેવા;
સુરાષ્ટ્ર હિત કરનારા! ધરી લો, **મિત્રની** સેવા. ૨
જગદંબા રૂપ જનનીઓ! ધરી લો, **પુત્રની** સેવા;
મહારી પૂજ્ય ભગિનીઓ! ધરી લો, **બન્ધુની** સેવા. ૩
ધર્મા–અમૃત પાનારા! ધરી લો, **શિષ્યની** સેવા;
મળીને મિત્રની આશે, **જમાડો ધર્મના મેવા.** ૪

(સૌના ધન્યવાદે અને તાળીઓના ગડગડાટથી મંડપ ગાજી રહ્યો.)

**મારાં પ્રમાદી મનમાંથી તિમિર કર્યું દૂર અને તે સદ્સ્થાનમાં' જ્ઞાનજ્યોતિ પ્રકાશતાં જ પ્રગટ્યું સત્ય શોધનનું શૂર.**

પૂ. ગુણીજનો ! મારે અંગતવાત આપશ્રીઓને કહીને નિજ મનનું દુઃખ વિદારવું જ છે મારો કૃપાળુભાઇ, ઉન્નતિમાં બહુરીતથી **સહાનુભૂતિ આપતા;** એ વાતો મારા કરતાં આપ વધુ જાણો જ છો. પ્રિયશ્રીએ મને ઘણું જ સમજાવેલ કે " **દૈવતવર્યાઓ સૌનાં સુખ માટે પ્રભુજીના વિશ્વવ્યાપી અહિંસા આદિ-સત્ય સંદેશા પ્રચારનું શાન્તિકાર્ય પ્રતિજ્ઞા પાળવા કરી રહ્યા છે તે સર્વદા સ્તુતિપાત્ર હોવાથી સર્વનો વિજય છે.** મને બંધુત્વભાવે અખંડસત્ય સમજાવતા રહેતાં પણ શ્રીભાઇજીએ કહેલ અન્ય વ્યાવહારિક આજ્ઞાઓ તો મેં હૈયામાં ધારેલ. પરંતુ હું મારી નૈતિક સુધારની ખાસ હિત વાતમાં જ ભાઈશ્રીથી વર્ષોથી

વિરુદ્ધ રહીને, **પણ...દંભીઓની તિમિર ભરી** અને દુષ્ટતાએ–કળકળતી **રહેલ; ખોખરી હાંડલીમાં! ગાંગડુ દાણા પછડાઇ રહ્યા જેમ પૂરો ગોંધાયો જ હતો!!** (આંખોમાંથી પુનઃ આંસુ વહેતાં રહે.)

**હું રહ્યો છું સુમિત્રોના સત્ય સંઘમાં અને મારું હૃદય–વસ્ત્ર સચ્ચિદાનંદની ભક્તિ સંસ્કાર–રસ વડે ઉજ્જવલપણે સુવાળું થતાં, હવે રંગાઇ જ રહ્યું છે આદિ–મહાતત્ત્વના પ્રેમરંગમાં.**

મને બંધુએ સમજાવ્યા કરતાં પણ વધુ તત્ત્વનાં તારણ માટે પૂ. **શ્રી શાસ્ત્રીજી મહારાજ, તેમજ સભા શોભાવનાર સાક્ષરોએ** વેદો, ઉપનિષદો, મનુસ્મૃતિ, શ્રી ગીતાજી, શ્રીમદ્‌ભાગવત, શ્રી મહાભારત, ઇતિહાસો, પુરાણો, યોગનાં અને સંખ્યા આદિના સદ્‌ગ્રંથો તેમ પુસ્તિકાઓના સ્વાધ્યાયથી અને તેના નિર્ણયાત્મક પવિત્ર સિધ્ધાંતોના આદર્શો સમજાવેલ. એ મારી ભલાઈના તો હતા જ પણ તેવા સુવિચારોમાંનું પ્રથમ મને મારી જડતાથી કંઈ સમજાયું જ ન હતું. **અફસોસ! મેં પ્રમાદથી,** મારા હાથ વડે જ શ્રી શાસ્ત્રીજી અને તત્ત્વવેત્તાઓથી નિત્ય આનંદપૂર્ણ કલ્લોલ કરવાનો લાભ જ ગુમાવેલ!! પરંતુ મેં પુનઃ પુનઃ મનમાં વિચારી, **લગનીથી સત્સંગમાં લાભ વહોર્યો.** ધાર્મિક ગ્રંથોનું **અધ્યયન** અને સુહૃદો તથા મિત્રોનાં ગુણીવાકયો સાંભળી તેને જીવનવ્રતમાં ધાર્યાથી જ મારાં અઘોરી મનમાં પણ વિવેક–જ્યોતિનો પ્રકાશ થયો. કેમકે **"પાખંડને ખુલ્લું કરવું એ એક પુણ્યનું કાર્ય છે એ જરૂર યાદ રાખો."** હું પણ પાપનાં પશ્ચાતાપ કરવાનાં વિધિવ્રત્તનું વિવરણ આપ **ત્રિવેણિનાં સંગમ** સમક્ષ કહું છું.

**સંસાર સમુદ્રમાં નીતિ રીતિનાં વર્તનોથી સત્સંગ કરતાં રહેવાની સહાયતાનાં જ હલેસાં વડે જીવન–નાવ તરીને સુખ–સમૃદ્ધિના સુંદર કિનારે પહોંચવા માટે ઠીક ચાલતી જ રહે છે.**

× માના રંગાણીના **સુપુત્ર શ્રી શિવજીએ** મારી સાથે મિત્રાઇથી સ્વકર્તવ્ય સમજી સત્ય–અમૃતને હૈયા–કળશમાં ધાર્યું, સૌના (હાથ જોડી, નમી) ગરીબ સેવકની અનુમતિથી: **તેણે વિદ્યાવૃદ્ધિમાં રૂ. સવાસોનો ફાળો આપેલ છે!** (તાળીઓ. વૃદ્ધજનોએ આનંદથી કહ્યું કે–**"મિતભાષી રહી, સમાજની ઉન્નતિ સાધતા રહ્યા ધર્મરક્ષક અને તેનાં સત્ય પ્રચારક સુપુત્ર રત્નોને ધન્ય હો, ધન્ય હો; ધન્ય હો."** )

**મેં આર્યત્વની આત્મદર્શીય મંગળિક નીતિની વિશાળ પ્રીતિ વૃદ્ધિને નમ્રતાથી જીવનમાં સત્વર ધારી, કુસંગ–દોષ ત્યાગ્યો.**

શ્રી મંત્રીજીએ પ્રથમ હૃદયદ્રાવક સચોટ ‡ વાતો સૂચવ્યા પ્રમાણે હું આજથી

---

× = યુ. ઉ. અને ભ્રાતૃભાવ પુ. ત્રીજાનું પૃ. ૯૪ માં **સુધારકોને સહાનુભૂતિ,** એ વૃત્તાન્ત અવલોકી લાભ મેળવવો.

‡ = આગળના પૃષ્ઠ ૨૯ માં પાંચમી લાઇનથી અવલોકવું.

પચીશ વરસ પહેલાં, મારા બાળમિત્રના **પિતાના જ કુસંગે કરીને** મારું કુમળું મન પણ એકદેશીના દંભની બતાવી લાંબી લાંબી તે અતિશય દૂરની ભ્રષ્ટ (...) લાલચોમાં લપટાયું રહેલ! **તેણે દ્વૈત-પડળનો કાળો પાટો, મારી આંખો પર જકડાવીને બંધાવેલ! તેના ખોળ્યા અજ્ઞાન-કૂવામાં હું ભૂલથી પડતાં!! મારો તો...તે ગંદા કીચડમાં ખૂંપ્યાથી ભોગ જ મળ્યો!!!** પૂ. દેવતારૂપ વડીલો! મેં પાપી તૃષ્ણાની ઉધારઅંધી વાહિયાત વાતોથી કરી, દર વરસમાં વરસોંદાની મોટી રકમ ભગત મારફતે; **જબ્બર † જાલીને!** (વચ્ચમાં જ એ વાતોના, પૂરા જાણકારોની હસાહસ.) ગયા પાંચમાં વરસ સુધી ચૂકાવેલ!!

**દંભના ઊંડા કૂવામાં પ્રપંચો ભરેલ, એવા ગંધાતા કીચડથી; અને**
**તત્કાળ ઉગારનાર-તારણહાર શ્રી ગુરુદેવેશ્વરો!**

દંભી ખોળી, મેં ખાધી થાપ, પાડાની પડી બરડે લાત!
ધન હરી ને સંશયો ન હરે, એવા લૂંટેરા!! ભલું શું કરે?

"**संशयात्मा विनश्यति**" એમ મારું કાચું અને બહુ બીકણ મન હતું ત્યાં સુધી કુવિચારપોષીઓને **વિસોંદ** દીધી, (નમ્રતાથી) તે મારી મોટી ભૂલ થયાની **હું આપ (ગંગાપ્રવાહ) સમક્ષ ક્ષમા માગું છું.** સુધન કલરમાં નજ ખોવું, એવો મેં હવે તો પાકો નિશ્ચય જ કર્યો છે. પૂ. સભાજનો! મારી પાસે અત્યાર સુધીની કમાઇમાંથી પુણ્યના જુદા રાખેલ રૂ. સવાત્રણસો સાચવેલા છે. આજ હું રાજીથી **તે ધન, સમાજના દીપકોની પવિત્ર ગુણીશિક્ષાના પુણ્ય-યજ્ઞમાં ઘૃત આહુતિએ આપું છું.** (સર્વનાં મુખકમળમાંથી હર્ષાનંદે, વીરશ્રીના ઉચ્ચ અને માર્ગદર્શક શુભ ભાવનાની વધુ ને વધુ વાહ! વાહ!! બોલાઈ રહી. અને જે છૂપાઇને ભાષણો સાંભળતાં હતાં, એવાં ધર્મતત્ત્વપ્રિય આસ્થાવાળાંનાં હૃદયોની ભાવનામાં પણ તે બહુ જ વિસ્તરી રહી.)

હું આપણા ગામનાં છોકરાં એક ટંક **જમાડવાને** તે રકમમાંથી વાપરતો રહેલ. પરંતુ મારી કમાણીમાંથી પહેલાં જેમ ધર્માદા રકમ હજી પણ જુદી જ રાખીશ, **તે બધું ધન વહાલાં દેવાત્માઓને નિત્ય વિદ્યારૂપી-સાત્ત્વિક મિષ્ટાંનનું સર્વદા રુચિકર અને વિચારોને પૌષ્ટિક કરતું દિવ્યભોજન પિરસાવવામાં અને તેઓની આત્મિકતૃપ્તિ માટે જ્ઞાનઆનંદના શ્રેષ્ઠ દાનમાં દર વરસે આપ ગ્રામપંચને આપતો જ રહીશ.** હવે હું લગનીભર્યાં અંતઃકરણથી—

આપણા આત્માનાં મનમોંઘેરાં ઇષ્ટદેવ, બ્રહ્માંડનાં સૌંદર્યવંત-વિશાળ મંદિરમાં અદ્વૈતરૂપે અને અપરોક્ષે (સર્વત્ર પરિપૂર્ણ વ્યાપક) રહેલ **માત-પિતા શ્રી લક્ષ્મીનારાયણની ભક્તિની** શ્રદ્ધા પ્રાપ્તિએ: "**विश्वासो फलदायकः**" એમ

† = ત્રીજું પુષ્પ પૃ. ૩૭ માં અવલોકવું.

નિત્ય–અમરતાનો શાન્તિપ્રસાદ આરોગીને મારી આત્મશુદ્ધિ થતાં હું સ્વકર્તવ્યોના સુમાર્ગમાં ઉલટથી ઉઘાડે પગે અને જ્ઞાનફલાંગે (સ્વાધ્યાયથી દોડી, )આજ આપ **પુણ્યાત્માવીરોનાં સત્સંગ કરવારૂપી–હેતાળ હૈયાંને ભેટું છું.**

**મેં તો ભેદ કર્યો પ્રગટ પણ ગુપ્ત પાપો સંગ્રહ્યાંનો ઓઘ ભસ્મ થવા માટે જ્ઞાનસૂર્ય પ્રકાશી રહે, એવાં આત્મપ્રિયોનાં ઘટોઘટ.**

મારી સાથે, માડીજાયા **વિશ્વાસુઓને કુકટના પ્રપંચોથી ભોળવી,** એની (...) ભયંકર ઝેરી જંતુઓથી ખદબદતી રહેલ ગરણુખાઇમાં ગબડતા મેલી; પોતાનો પાપી (પેટભરૂ) ગંદા સ્વાર્થ સાધકોને સવેળા સમજી જવા માટે કહું છું. કે, (આદર્શ ગૌરવની નમ્રતાથી) વિશ્વબંધુ–વ્યાપકધર્મના ૐ નો ઝંડો સર્વત્ર ફરકાવી રહ્યા સત્યેશ્વરના પ્રેમી પૂજારીઓ સાથે, હું આ મંડપના છત્ર છાંયાની અભય વેદી પર ઉભો રહ્યો છું; એ **દિવ્યપ્રતાપ સનાતન–રત્નાકરનાં વૈદિક તત્વરત્નોનાં અમૂલ્યપણાંના ગૂઢ રહસ્ય પ્રાપ્તિનો જ છે.** (સત્ય ધર્મની જય ગર્જના) પરિષદોમાં અને સંમેલનોમાં કહ્યાં હિતેચ્છુઓનાં પુષ્કળ **ભાષણો,** શાસ્ત્રોસંમત સમાજ હિતના વ્યાપક વિચારોની બહુમતિએ સ્વીકારેલ **ધારા–ધોરણના ઉદ્દેશ તથા નિયમો** છાપેલ લેખો; પુનઃ પુનઃ અવલોકી મનન કર્યાં. વાંચનાલયોમાં અખિલ આર્યત્વથી રાષ્ટ્રનું સંગઠ્ઠન દીપવા સારું "**પંચશીલના**" **પરમ આદર્શો તથા** "**सर्वे सुखिनः भवन्तु**" તેને સામયિકો અને માસિકોમાં વાંચી, મિત્રો અને મહાનુભાવોથી બહુ જટિલ પ્રશ્નોત્તરના નિર્ણયે "**कृण्वन्तो विश्वमार्यम्**" એવા સર્વાત્મ હિતનો વિચાર–પ્રસાદ આરોગવાનો લાભ મેળવ્યો; મેળવી રહ્યો છું. તેમજ આપ સૌનાં કૃપાનાં સત્યબળથી મેળવ્યા જ કરીશ.

**"સ્વાધ્યાયથી જ પૂ. ઋષિવર્યોનું ઋણ ચૂકવાયું રહેલ છે."**

રામાયણો, ૧૦૦૮ શ્રી જગદ્‌ગુરુ શંકરાચાર્ય **ભાષ્યાદિ અને પુરુષાર્થ બોધિની ગીતા તથા ઉપનિષદો** આદિ વિશ્વમાન્ય ધર્મશાસ્ત્રો મેં સમય અને શકિતયોગ વાંચી, સત્યાસત્યના વિવેકથી જીવનહિત માર્ગમાં ન્યાયના દિર્ઘ વિચારોને મારી શિશુ-બુદ્ધિનાં–ત્રાજવામાં તોળ્યા. આત્મદષ્ટા સમક્ષ તત્ત્વચિંતનનાં સુરંગી ચિત્રો; મંગળ નિદિધ્યાસનની પીંછી વડે મનમંદિરમાં ચિત્તરંજની વૃત્તિઓના–ચોપાયા બાજઠ પર છાપ્યાં, એને નીરખતાં રહેતાં; **તેમાંથી જીવનરસની પ્રિયતા પ્રસારવાનાં આશ્વાસનો જ મળ્યાં.**

ત્રિભુવનમાં વ્યાપક રહેલ અભયધર્મનાં ગુહ્ય રસાંમૃતનો "**ઋતમાર્ગ**" પ્રાણોથી વધુ પ્રિય છે. અને તેની રક્ષા કરવી નિજને કર્તવ્ય શિરે છે. એવા કટ્ટર કર્મયોગી ધુરંધર પૂ, સદ્‌ગુરુદેવોએ સુભાવના વિભૂતિની દિવ્ય પરાગ ધારેલ, તેને હું નિજ **વિજ્ઞાનમય કોષમાં** સંભાળનાર તેઓશ્રીનો નમ્ર શિષ્ય બન્યો છું.

વહાલાંઓ! જીવનના યશમાર્ગમાં આવી પ્રેમળસત્યનાં સાથી બનો. ઇશ્વરકૃત અક્ષયધર્મનાં તત્વરહસ્યો ધાર્યાથી સૌનો જય છે. મનુષ્યોકૃત સ્વાર્થી ભ્રષ્ટલીલાની

realpatidar.com

ભ્રમજાળ પાથરેલ વિરોધનાં-ઝેરીલાં બંધનનો અંતે ક્ષય જ છે !! જેમકે—

**सत्यमेव जयते नानृतं स्त्येन पन्था विततो देवयानः**
**येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ।**

—મુંડકોપનિષદ મુ, ૩, ખં, ૧, મં, ૬.

અ :– +સત્યથી જ મનુષ્યોનો જય થાય છે અને અસત્યથી પરાજય પામી દુઃખ સાગરમાં ડૂબે છે. અને એજ પ્રમાણે સત્યધર્મથી જ્ઞાનીઓને પ્રાપ્ત થનારો **આનંદ-મય મોક્ષ માર્ગ** સ્પષ્ટ દર્શાય છે. સત્યધર્માનુષ્ઠાનથી પ્રકાશિત આજ માર્ગે પરમાત્માની ઇચ્છા કરનારા, નિત્ય સંતુષ્ટ રહેનારા મહાત્માઓ જાય છે. સત્યનું પરમ આશ્રયસ્થાન જે બ્રહ્મ, તેને પ્રાપ્ત થઇને મોક્ષાનંદ ભોગવે :છે માટે સત્ય-ધર્મનું અનુષ્ઠાન અને અધર્મનો ત્યાગ સર્વેએ કરવો જોઇએ.

— દ્રવીત હૃદયથી, છપ્પાની ચાલ. —

જે સત્યથી હરિશ્ચંદ્રે વચનની ટેક રાખી છે;
અડગ શ્રદ્ધાથી પ્રહ્લાદને પ્રભુએ સહાય આપી છે.
મીરાંએ પીધેલું ઝેર કર્યું અમૃત જેણે;
એ શ્રી નાથના ચરણે જવું છે આપને **શરણે.**
ભક્તાધિન પ્રિય ભૂધરો સૌની વહારે એ કરનાર છે;
ધ્રૂવ પેઠે અચળ યશ તો અમૃત, **પુત્રનો** કરનાર તે. ૧
જે ધર્મનું વિદ્વાનો પાલન સદા કરે છે;
પ્રિય સત્ય ગ્રહણે સત્સંગો નિત કરે છે.
પૂજ્ય સતી નારીને પતિ ભકિત જ ધરે છે;
નિત પ્રિય ભક્તને પ્રભુ દર્શે હૃદે છે.
જે ધર્મ ઋષિવર્યોએ ધાર્યો, (ને) **ગીતામાં** ઉપદેશ્યો શ્રીકૃષ્ણજીએ.
શ્રી શંકરાચાર્યે, શ્રી દયાનંદે પ્રબોધ્યો, **પ્રચાર્યો પૂ. શ્રી બાપુજીએ.** ૨

એ પૂનિત ભાવનાના સિદ્ધાંતોથી—

**સત્યની શ્રધ્ધા.**

સત્ય શોધી જાગવું, ખેડૂત પ્યારાં મહાજનો!
સાર લઈ સવારમાં, દુર્ગુણ—કુસંગો ત્યાગજો.
ધન ધર્મમય કમાયલાંને, પૂર્ણ ધ્યાનથી સંભાળવું;
નાવ ડૂબતું અપયશ સિંધુથી **થઈ સુકાની!** પાર ઉતારવું.

(—ધર્મના જયનો કલ્યાણીનાદ ગુંજ્યો.)

+ "ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા" પૃ. ૮૪, સ્વામી દયાનંદ કૃત

વીરાઓ ! **પહેલું** તો એજ કે આ પવિત્ર ઘડીથી આળસ ત્યાગી, આપણે ઉજ્જવળ મહાજન સુવર્ણનાં સંતાનોનું જે શુભવર્તનમાં પૂરું હિત છે તેને બુદ્ધિના સ્વચ્છ બનેલ દર્પણમાં નિરખવું. **પુણ્યનાં** ભેગાં કર્યાં તેમ એકત્ર કરાતાં લાખો **નાણાં ધર્મરીતે તથા રાષ્ટ્ર સંગઠ્ઠનની પ્રિતે** ચિરંજીવીઓનાં અતૂલ સુખ નિર્માણમાં જ સાચવવાં. સભ્યતાએ સંસારમાં વરતતા વિચક્ષણ સમાજોના સુવર્તાવાની જેમ, આપણે નિજ હાથથી **તે સમસ્ટી ધન વિદ્યાવૃધ્ધિમાં અત્યારની સુવેળાથી જ વાપરતે રહેતાં વિશેષ લાભ જ મેળવવો.** બીજું એ છે કે હર-ક્ષણમાં આપણને દૈવીસુખનું બ્રહ્માનંદ આપતા પવિત્ર આચાર–વિચારોને મન, કર્મ વાણી અને વર્તનમાં સત્વર ધારીને જીવનની ક્ષણોમાં નિત ગૂંથવા અંગે; આપના ગરીબ જોડીદાર–ચરણરજનું કહેવું ધ્યાનમાં લેશો. **ત્રીજું** કે સત્યનીતિના દ્રોહી–નીકૃષ્ટ–પતિતોનો કુસંગ ત્યાગી, તે સાથે જ અપકીર્તિકારક–મળની દુર્ગંધાતી પોટલી શિરેથી દૂર ફેંકજો. સગાં. સહોદર આદિને એનાં ઝેરી રજકણોથી મહાપ્લેગ–જંતુનાં ગંદી હંગારની (પાપીસ્ટ ભરી) લાળથી કયાંઈ **બીમારી** થવા, તેમ રહેવા ન પામે. તાગડધિન્ના કરતા ધર્મધ્વજીઓના કુકર્મ–કાવાદાવાના પગોતળે ચગદાયલાં **સ્નેહી વા મિત્રોમાં એન કેન પ્રકારેણ અક્ષયધર્મ પાલનનાં રહસ્યની પૂરી સમજણ સાચવ્યાનું શૌર્ય પ્રકટાવી;** એ કુટણોની કાંટાળી, **ભારી અને અનઘડી ઝૂંસરીમાંથી સત્વર** છોડાવીને નિર્ભય કર્યાનું અપાર પુણ્ય મેળવશો. તે અંગે—

**બ્રહ્માંડવ્યાપક ધર્મતત્ત્વનું મધુરૂં રહસ્યપાન કરતાં જ રહેવું.**

— હરિગીત છંદ —

પ્રિય સત્ય એવા રાહમાં તે **રાહમાં** થઇ ચાલવું;
**ઓમ્કાર** એજ અનાદિ ઇશ્વર તત્ત્વ સાચું માનવું. ૧
શાન્તિ ધરી શુદ્ધ હૃદયમાં **સર્વાત્મ એકજ** સમજવું;
ખરી **સત્યતા** પણ એજ ને શુદ્ધજ્ઞાન પણ એમાં રહ્યું. ૨
નવ માન કે અપમાન જેને **આત્મતત્ત્વ** પ્રમાણ છે;
આ લોક કે પરલોક સમજે જેહ **એક સમાન** છે. ૩
મોટાઇ કે લઘુતાઇ ત્યાં ન **ઠગાઇ** કે ન **સગાઇ** છે;
શુદ્ધ રાહ હૃદયે જેહને એ **તત્ત્વની** સમજાઇ છે. ૪
એ સમજવિણ સૌ અન્ય મારગ તે **અધુરા** જાણવા;
જેને જગતમાં જેમ રુચે તેમ લાગ્યા તાણવા. ૫
પણ તાંતણા એ જીર્ણ થઈ કો કાળમાં **તૂટી** જતા;
જે રાહદારી જ્ઞાનના તે **તત્ત્વમાંહિ મળી** જતા. ૬

તે વેદ ના કંઈ ભેદ રાખે ના કંઇ દિલમાંઇ છે;
સર્વત્ર આત્મ સ્વરૂપ સમતા માની એ પ્રભુતાઇ છે. ૭
એ ધર્મનો ઝંડો અવશ્યે, આ વિશ્વમાંહિ ફરકશે;
મિત્રો! અહિંસા—સત્યથી, સુખ—ભાનુ પૂરણ પ્રગટશે. ૮

( પૂ. શ્રી બાપુજીના અને પ્રિય શ્રી માન્યવર જવાહરલાલના જય જયકારથી મંડપ ગાજી રહ્યો) —વંદે માતરમ્

જ્ઞાનપ્રકાશી સુંદર કેળવણી તથા હુન્નર ઉદ્યોગોનાં સામુદાયિક સુકાર્યો કરતાં રહો, **પ્રિયબાળકોના તેમ સર્વવ્યાપી સત્યેશ્વરના જયજયકારો મેળવવા.** પારદર્શક સત્યથી વૃત્તિઓનું ચિંતન સાત્વિક કરતાં જીવન તેમ કુળ, ગોત્ર સાથે સમાજ અને રાષ્ટ્રયશપૂર્ણ દીપાવવો; આપણો સર્વદા ઉદ્ધારક પાર્થિવ સુખ અને પરમાર્થીય મુકિત આપનાર; **એજ માનવોનાં સુરાજ્ય સેવાએ–સત્ય સનાતનના વિશ્વની શાન્તિભર્યા પૂર્ણ માર્ગમાં જ ચાલવું. ૐ નમસ્તે, નમસ્તે.** (પ્રિયજન ગુણીએ મનપરથી મેલ હઠાવી ખરું પ્રકાશ્યું. સત્યપ્રિયવંતોની પ્રેમળ દષ્ટિની ત્રિવેણિના ગંગા જળ ધોધમાં તેણે સ્નાન અને પાનથી પાવન થઇ, હર્ષભર્યાં અંતઃકરણે હાથજોડી, સર્વાત્માઓને વંદનયુકત ભેટીને સજળ નેત્રોએ સ્વસ્થાન લીધું. )

શ્રી ગોપાલજીએ શ્રી સભાપતિની અને શ્રી મંત્રીની આજ્ઞા મેળવી; સંબંધ-યુક્ત કવિતા ગાઈ—

## — ભલે ભેગાં કરો નાણું. —

(ગઝલ–કવ્વાલી)

વિસોદો દાન દેવાને ભલે ભેગાં કરો નાણું;
ગરીબનાં દુઃખ હરવાને ભલે ભેગાં કરો નાણું ૧
ચણાવી રાષ્ટ્રની શાળા ભણાવો બાળ ને બાળા;
સુવિદ્યા આપવા કાજે ભલે ભેગાં કરો નાણું. ૨
નિરાશ્રિત ભાઇ કે બેનો વસીલો હોય નહિ જેનો;
દુઃખાદિ દૂર કરવાને ભલે ભેગાં કરો નાણું. ૩
દુકાળો દેશમાં પડતા ગરીબો અન્ન વિણ મરતાં;
દુઃખાદિ દૂર કરવાને ભલે ભેગાં કરો નાણું. ૪
કરી તલાવ ને ટાંકાં પડે જ્યાં પાણીનાં ફાં, ફાં;
બનવવા વાવ ને કૂવા ભલે ભેગાં કરો નાણું. ૫
ભગીરથી પ્રિય ઓ જાતિ! લિયો વાતો હૃદે છાપી;
"પ્રભુએ" યાદી આ આપી ભલે ભેગાં કરો નાણું. ૬

—લેખક શ્રી પચાણભાઇ રા. રૂડાણી, કચ્છ અંગીયા.
આ કવિતા બીજા પુષ્પમાં છે.

## અપૂર્વ બોધમયી જ્ઞાનરાત્રિએ ચાંદનીની શીતલ ચંદ્રીકાનો, સર્વાત્માઓમાં થયેલો સંચાર.

જુનવાણીનાં પણ સત્યેશ્વરની ભક્તિવ્રતનું અનુશીલન કરવાનાં **તીવ્ર ઉત્સાહી ભાઈ, બહેનો, મહેમાનો**, નીતિ રીતિ પાળવામાં ચતુર અને ઇશ્વરમૂર્તિમય માત-પિતાજીનાં ચરણકમળોને નિત સેવનાર આજ્ઞાધારી **ઉમંગી યુવાનો**, નિશાળમાં ભણી કવિતાઓથી ધર્મનીતિને સમજતાં **પ્રિયબાળકો**, બાજુનાં ગામોમાંથી પ્રભુ ભક્તિ અનુરાગી **જનો અને કોસીયા બંધુઓ**, પણ રાત્રિ જેમ આજે પણ અહીં સારાંશ વાતો સાંભળી રહેલ, તેમાંથી કોઇક તો સભાજનોની બાજુમાં બેસી, કોઈક પાધરમાં, કોઈ દૂર અને કોઇ કોઇ તો વળી ડેલીથી બહાર સંતાઇને પણ **તલ્લીન બની સત્યની હિતવાતો સાંભળતાં ઉભાં હતાં.** એ ગુણીજનો આજની રસિક ચર્ચામાંથી સાર લઇને હૃદયાકાશે અંતઃકરણની વૃત્તિઓમાં-મનનાદેવ, ચંદ્રમાની જ્ઞાન-ચંદ્રિકાની શીતળતા વ્યાપેલ સમક્ષ દૃઢ સંકલ્પોથી **પ્રતિજ્ઞાઓ કરી રહ્યાં નિહાળવામાં આવતાં હતાં કે—**

અહાહા ! અમે વરસોથી ડુંગર જેવડા **ભ્રમણાના બોજાર નીચે** દબાયાંથી તો જાગૃતિ વડે અત્યારે જ નીકળ્યાં. પ્યારા પ્રભુજીનું ગુણામૃત પી, હૈયાં-કળશમાં ધારી શીતળવૃત્તિ થયાં. અમે સુધારકો સાથે હંમેશાં સુભાવનાથી બંધાઇ રહેવા સારું તત્પર જ છીએ. **સામુદાયિક માનવજીવન નિર્ભયતાથી સુખમાં શોભાવવાની આજ સોનેરી પ્રભાત દીપી જ રહી છે. ૐ વિભુ !"**

---

## પાંખડી પંદરમી.

### દુઃખીયાં વૃદ્ધનાં મનમંદિરમાં, વિદ્યાગુણવૃદ્ધિનાં વહાલભરી સુગંધ.

જ્ઞાની મનુષ્યો વૃદ્ધપણમાં વૃત્તિથી પ્રવૃત્તિ ત્યાગી ધર્મતત્ત્વનાં મનનમાર્ગે **નિવૃત્તિ મેળવે,** એજ વાનપ્રસ્થાશ્રમીઓને તપોવનમાં રહેવાનો સનાતન માર્ગ દીપતો આદર્શ છે. એવી ઉચ્ચ ભાવનાવાળા શ્રી વીરજી વડીલ, શારદા પૂજનના મહોત્સવમાં પણ દિર્ઘ વિચારવાળા હતા. પરંતુ **સંતાનની ઇચ્છાએ** બહુ સમયથી તલસતા રહેલ; તેમણે મંત્રીની અનુમતિ મેળવી, હાથ જોડી કરુણાભર્યાં વચનો કહ્યાં. એ વૃદ્ધશ્રી બાજુનું ગ્રામ શાન્તિપુરથી, નિયમ પ્રમાણે આજ પણ **સત્સંગમાંથી** લાભ મેળવવાને પધાર્યાં હતા.

**(સંતાનોનાં ઉજ્જવલ જીવનવૃત્તનું ગ્રામ્ય હરિગીતક.)**

શિશુઓ વહાલાં આત્મનાં માતુ-પિતુનું સ્વરૂપ છે;
ગુણી સંતાનો વિશ્વમાં, થયાં ભાગ્યવંતાં યૂથ તે. ૧
બાળકો હો શીલવંતાં કહ્યાંગરાં મા-બાપનાં;
અપંગ સમયમાં સેવા કરે વૃત, પુણ્ય, ફળ પ્રતાપનાં. ૨

સ્વકુળ, જાતિય, રાષ્ટ્રનું પ્રિય સેવ સાધન બહુ કરે;
માતા–પિતાની આશિષે યુવક સમય સાર્થક સરે. ૩
સ્નેહ પ્રાપ્ત કરવા પિતૃનો ઉમંગે મનડાં અતિ ભરે;
ધર્મ ધારવાને જગતમાંહી, તીર્થ તેનું છે ઘરે. ૪

**(સમાજ સ્વરૂપે–સંયુક્ત કુટુંબ જ છે, એવી અદ્વૈત લાગણીથી)**
**હૃદયમાં પ્રગટેલ વિશાળ ભાવના.**

સત્સંગ પ્રેમીજનો ! અમારો જીવનઆધાર **કુળદીપક** ચંદ્રકળા જેમ વધતાં, તેને પાંચમા વરસે જ નિશાળે ભણવા બેસાડયો. પુત્રે દશ વરસ પછી **ક્ષયનું !** ભયંકર કષ્ટ તે એક વરસ સુધી ભોગવ્યું ! ! સલાહકાર વૈદ્યો આદિના ઉપચારો કર્યા પ...ણ અમારાં ઓછાં ભાગ્યે, તે ભણેલ ગણેલ સાચો હીરલો **અરે ! હાય ! ! અંતે તો અમારા હાથોમાંથી ખોવાઈ જ ગયો ! ! !** મન–માતંગના મનોરથો બાંધ્યા પણ તૂટી ગયા ! હા ! ! દૈવગતિ વિચિત્ર જ છે ! ! ! (આંખોમાંથી આંસુની ધારાઓ ડળડળ વહેતાં, દુઃખભર્યું ડૂસકું લેવાયું.) અમે વિલાપોએ હાથ પછાડી, માથાં કૂટી એ મીઠું બોલનાર, **દેવતારૂપ રમવા આવેલ પેટઠારા વહાલા દીકરાને સંભારી સંભારી રોઈ રહી;** નીર્ધનીયાં બની રખડી રહ્યાં ! શોકના સાગરમાં ડૂબી જ ગયાં ! ! ભાઇઓ ! તેને પણ પચીસ વરસ થયાં ! ! "× **नष्टे मूले नैव फलं न पुष्पम्**" એમ ગુણીયલને વારે વારે સંભાર્યાના હીલાઓ આવ્યા જ કરે છે, કેમકે "**પુત્રના સમાન બીજું કોઈ પ્રિય નથી.**" એ રીતે સંતાન ભૂખથી અને શોકના મન અકળામણે ચિન્તા વધતાં; અમારું વહેલું વૃદ્ધપણું જ આવ્યું !

પૂજ્યો ! આંખો ઉઘડી, મીંચાઇ અને તે ફરી ઉઘડી; તેટલા અલ્પ સમયના અસ્થિર **યુવાની જીવનમાં** વધુ સુખ માણવાનું અમૂલ્ય વખત પણ જોતજોતામાં વિતી જ ગયું ! ! યુવાનીનું જેમ તો ઉતર્યું; પરંતુ મનોવેગથી બહોળાં નવાં કાર્યભારને આદરવાની મમતારૂપી સર્પીણી ડસવાનું ઝેર તો ન જ ઉતર્યું ! ! ! મોટી મહત્ત્વાકાંક્ષાઓ અધુરી રહેતાં; આ સુંદર અને મારું માન્યું ભોગ્ય કલેવર આશાઓની પરંપરાથી, કાળનાં તિક્ષ્ણ ટાંકણાં વડે નીત કોતરાતું જ ગયું ! ઉણામાં પૂર્ણ કે મારી ધણીઆણીએ તો પ્રિયપુત્ર શોકના વિલાપોથી રોઇ, રોઇને **નેત્ર રત્નોની** અમૂલ્ય જ્યોતિએ ગુમાવી ! ! એવાં અપાર દુઃખોથી અમે બહુ જ મુંઝાઇએ છીએ. કોઇ ગરીબનું મન, વાણી અને દેહાદિથી ભલું કે ભુડું થવાના સંકલ્પ વિકલ્પ કરતાં મન–મૃગલાંને ઠેરો દેવા માટે સત્સંગમાં શ્રવણ કરેલ ધર્મઅવતારી–**સત્યભક્તિની અખંડમૂર્તિ** શ્રી પ્રહલાદ, શ્રી હરિશ્ચંદ્ર, શ્રી દધીચી, શ્રી શિબિ, સતી શ્રી દ્રૌપદી, શ્રી મયુર્ધ્વજ, ભક્ત શ્રી નરસિંહ મહેતા અને પ્રેમભક્તિ સ્વરૂપા

× = શ્રી ચાણુક્ય નીતિ. અ. ૧૦, શ્લો. ૧૩.

શ્રી મીરાંબાઈ આદિ અહા ! વર્તમાનના નામમાત્ર કહેવાતા તે પાકીસ્તાનમાં અવર્ણીય કષ્ટો વેઠી આવેલ **અત્યંતદુઃખી શરણાર્થીઓ.** એમ ભક્ત અને જગત્જનો પર કપરી કસોટીઓનાં કર્મભોગ કારણે, વિપત્તિઓની વિતેલ મહાન વાતો પરસ્પર બહુ વિચારી; દુઃખીયાં મન-મિત્રોને આશ્વાસનો દેતાં રાત્રિ દિવસ વિતાવાય છે. છતાં ઘડીક પણ નિવૃત્તિની મીઠી ઊંઘ તો આવતી જ નથી ! અરેરે ! ! આમ પરાધીનના વૃદ્ધપણામાં **દુઃખડાંઓનાં-જતરડાઓમાંથી નીસરવું જ પડયું ! ! !** તો પણ અમારાં શોકગ્રસ્ત મનડાં, ચિન્તા પરિણામી સંકટભર્યાં અને **"દોરડાં તેમ સર્પના"** ઉદાહરણે સાવ સ્વપ્નમય દિસતાં, અસ્થિર આળપંપાળના ભ્રમને દૂર કરવા માટે લગરીક પણ માનતાં નથી ! કેમકે—

"ચિન્તા બડી અભાગણી    કાટ કલેજાં ખાય;
ધુવાં બાહેર નીકલે નહીં    અંદર હી ધુધવાય.
અંદર હી ધુધવાય    જલે જ્યું કાષ્ટકી ભઠ્ઠી;
હાડ, માંસ જલ જાય    રહે પિંજરકી ઠઠ્ઠી.
કહે દીન દરવેશ    સૂનો મેરે મિતા !
જીવંત જલાયે જાય    ત્યાગો ઐશી ચિન્તા."

પૂ. સંતોએ ઉપદેશ દીધાના વિચારો કરતાં રહ્યાથી મનને શાન્તિમાર્ગમાં વાળીએ, તો પણ **પ્રિય સંતાનો જ સૌ ગૃહસ્થીઓનાં સુખનું સાચું ઐશ્વર્ય ધન છે.** શ્રી દશરથ મહારાજે પણ દુખિયું મન શાન્ત થવા અર્થે, શ્રી ગુરુદેવ વસિષ્ઠ મહારાજને પૂછેલ કે—

* **स्वामिन्पुत्राः कथं मे स्युः सर्वं लक्षण लक्षिताः ।**
**पुत्र हीनस्य मे राज्यं सर्वं दुखाय कल्पते ॥ ३ ॥**

અર્થઃ—સ્વામિન્ તે બતાવો કે મારે (ત્યાં) સર્વ લક્ષણોથી સંપન્ન પુત્ર પ્રાપ્તિ કયા પ્રકારે થઈ શકે ! કેમકે પુત્ર વિના આ સંપૂર્ણ રાજ્ય મને દુઃખરૂપ થઇ રહ્યું છે.

**શ્રી માત-પિતાનાં હૃદય-મંદિરોની, સંતાનો જ સંસ્કાર સૌંદર્યની-પ્રેમ પ્રતિમાઓ છે.**

દાંપત્ય ધર્મે આદર્શપ્રેમનાં આચરણોથી, તેઓનાં આંતરિક સ્વરૂપનાં પ્રતિબિંબની પ્યારાં સંતાનો જ મનોહર સત્યમૂર્તિઓ છે. બહારની પ્રવૃત્તિઓથી સાંજે ઘેર આવ્યે, સંસારનો ×ત્રિતાપ મનથી જરાવાર દૂર હઠાવીને ઘડીભર જગતલીલાની નિવૃત્તિનો પણ આનંદ માણવા માટે **વહાલાં સંતાન-દેવાત્માઓનાં મંગળદર્શન**

* = અધ્યાત્મ રામાયણ, બાલકાંડ, ત્રીજો સર્ગ, શ્લોક ૩, પૃ. ૨૮.

× ૧. આધ્યાત્મિક-જ્વરાદિ રોગોથી શરીરમાં થતી પીડા.
૨. આધિભૌતિક- અન્ય પ્રાણીઓથી થતા ઉપદ્રવો.
૩. આધિદૈવિક-મન તથા ઇન્દ્રિયોના વિકાર, અશુદ્ધિ અને ચાંચલ્યથી થતા કલેશ-આદિ.

**કરવા સારું** પારણિયામાં પોઢયાં નિહાળી ધીરેથી હિંચોળવું. તેમનાં નિર્દોષ મુખ-ચંદ્રો પર મીઠીઓ દઇ પુનઃ પુનઃ તોતલીવાણી સાંભળવી અને ખોળામાં બેસાડવાં. પરમ ખુશી થઇ હાવભાવથી તેમને ધીરે ધીરે ચલાવી વધુ રમાડવાં. રાત્રિએ સાથે સુવડાવવાં. સમયોમાં કે પ્રભાતે તેને પૂરાં તપાસી, ઋતુયોગ્ય ડીલઘશી નવડાવીને, તેલચોળી સ્વચ્છ આદિએ તેમનાં ફૂલ જેવાં કુમળાં શરીરો દીપતાં વસ્ત્રોથી **સાચ-વવાં.** વાળ ઓળી, નેત્ર-કમળોમાં **અંજન** આંજવું. **ટીલાં** કરવાં. ગાય, ભેંસ દોહ્યા વખતે પ્રિય **દીકરો** વાટકો હાથમાં લઇ તેની માતાજીને પાછળ વળગી રહી, ઠણુકલા કરી દૂધ માગીને **પીવું.** છાશ વલોવવા વખતે ઠમક ઠમક ચાલથી ઝટપટ દોડી, હાથ લંબાવી; હથેળીમાં માંખણ લઇ ખાવું. રમકડાં. ફળફૂલ અને મેવા, મિઠાઇનું રુચિકર-ભોજન આદિ સામગ્રીનો નિત્ય ભોગ ધરાવીને **શ્રી રામચંદ્રજી અને શ્રી કૃષ્ણચંદ્રજીનાં જ બાળસ્વરૂપનાં સાક્ષાત્ મંગળ દર્શનો જેમ વહાલાંને રીઝાવવાં.** સારાં, સારાં વસ્ત્રો તથા યોગ્ય ઘરેણાં પહેરાવવાની અપાર હોંસથી, અમારાં મન પણ બહુ મલકાય છે. પૂ. વડીલો!! એવા આદિ પવિત્ર ઉમંગો પણ અમને પ્યારાંઓનાં મધુરાં મોઢાંનાં દર્શન વિના હવે તો રાખવા જ વૃથા છે!!! (રોવાઇ જવાયું. થોડી પળો પછી.) એવા મહામોહનાં-કુસુમનાં પ્રેમ-બંધનમાંથી મન-ભ્રંગ વિવૃત થતાં, ચિત્તરંજની (અંતરમુખી) વૃત્તિ-કમળની સદા જાગૃતિ રહેલ.

"નના નિર્મળ જેની દશ્યા, તેનાં હૃદયે સદ્‌ગુરુ વસ્યા."

— પ્રિતમ.

**न हि प्रपश्यामि ममापनुद्याद्**
**यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।**
**अवाप्य भूमावसपत्नमृद्धं**
**राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥**

—શ્રી ગીતા, અ. ૨, શ્લો. ૮, પૃ. ૮૪

અર્થઃ- કારણ કે પૃથ્વીમાં નિષ્કંટક (શત્રુ વગરના) ધનધાન્યસંપન્ન રાજ્યને અને દેવતાઓનાં આધિપત્યને પામીને પણ (હું) તે (સાધન) ને નથી જોતો (કે) જે મારી ઇન્દ્રિયોને સૂકવી નાંખનાર આ શોકને સમાવી શકે.

તેમ. અમારી શારીરિક અશકિત વધી છે છતાં, પરઆશ્રયનું ઘરનાં અને ખેતી-વાડીનાં કામધંધામાં રાતદિવસ રળવાનું અપાર દુઃખ રહ્યું છે. મારું મન પણ ધન ભેગું કરી તેને વહીવટે સાચવવામાં **પરોવાતાં નાચી જ રહ્યું છે.** કેમકે જગતની માયા તો સાવ કરોળીયાની જ જાળ છે. જેમકે હું પૂરો **બેશઠ** (૬૨-બાશઠ) થયેલો છું છતાં મન મૂરખડે માયા મેળવવા અને ગુપ્ત હિસાબો કેળવવા માટે મૃગ-તૃષ્ણા વૃદ્ધિની હઠ તો ન જ મૂકી. એમ મારું લોભ, તૃષ્ણા આદિએ અતિ વશિભૂત કૃપણ અને સંતાનના અભાવથી કરીને વાત્સલ્ય મોહની વિરહાગ્નિએ તપીને વ્યાકુળ

થયું ભ્રમિત મનડું ! પણ આપણા ધર્મસ્નેહી શ્રી કાન્તિલાલભાઇ આદિ ગુરુદેવ-રૂપ **બંધુઓએ** કહ્યાં અમૂલ્ય વચનોની જડીબુટ્ટીના " **અમરસાર** " ઉપચાર વડે તેનાં મનનનાં દિવ્યગુણોને લીધે શાન્ત જ થયું !!

મારાં મનના ચિન્તવનનો ઉજળો થયેલ વિદ્યુતતાર **વૈખરીવાણીનાં** વાજીંત્ર પર ઝણઝણી ટંકારથી કહે છે, જે બાળકો શ્રી માત-પિતાની આજ્ઞા માની; **મહા-વિદ્યાલયમાં** પૂરી કેળવણીથી સદ્ગુણો પ્રાપ્ત કરીને યુવાવસ્થામાં બ્રહ્મચર્યનાં સંયમ વડે ગૃહસ્થાશ્રમમાં મર્યાદાપૂર્ણ સુખ માણશે, તે વેદભગવાનના "**वसुधैव कुटुम्बकम्**" ના પવિત્ર સંદેશાની વ્યાપક આજ્ઞાએ **એજ પ્રભુમૂર્તિ-સદ્ગુણી પ્રિયબાળકો;** મારાં તન, મનને બહુ આનંદ દેવા માટે નિત શીતળપણું દેનારાં પવિત્રવૃત્તિ રૂપાળાં રમકડાં જ છે. આપણા સામાજિક સમુદાયનાં સંયુક્ત સ્વકુટુંબમાં-એકજ વિશાળ ઘર, આંગણાંના શીતળ તેમ નિર્ભય રૂઆ છાંયડામાં **ખેલી, કૂદી રમનારાં,** આ દર્શન તરસ્યાં વિરહી-નેત્રોએ એને નિત્ય નિરખતાં અમને પરમ શાન્તવના દેનારાં અને અમારાં પુત્રવિયોગે વર્ષોથી ચીરાયલાં અંતર-વસ્ત્રોને સાંધવા માટે એ હૃદય-**વહાલાં પરનો સાત્વિકભાવનો વિશાળ પ્રેમજ હીરના દોરા મય રહી, અમને સર્વદા સંતોષથી-સુખ સમૃદ્ધિની સાચી તૃપ્તિ** કરાવનાર જ છે. **એમ મારે વ્યાપક વિચારોથી આપણાં, પ્રિયઆત્મા-મંગળમૂર્તિઓની શિક્ષાવૃદ્ધિમાં જ ધનસંગ્રહનો હવે ઠીક સદુપયોગ કરવો જ છે.** એ ગુણ રીતે અમને શાન્તવના સારું વૃદ્ધપણમાં માત્ર નિર્વાહ જોગતી રકમ રાખી, વધતી સઘળી સ્થાવર અને જંગમ સંપત્તિ; **સમાજ અને રાષ્ટ્રજ્યોતિ-પ્રિયપુત્ર, તેમજ વહાલી પુત્રીઓની વિદ્યાવૃદ્ધિના** અમર **(સ્થાયી)** ફંડમાં બ્રહ્માર્પણ કરું છું.

(મંત્રીએ ઉભા થઇ ઉલ્લાસથી કહ્યું:- " અક્ષયધર્મની જય હો. શ્રી સરસ્વતી માતાની જય હો." )

**મારી અંતર-ગુહામાં જાગ્યો મહાન ઉમંગ તે પણ અત્યારે વિદ્યાવિના સાવ થયેલ જ ભંગ.**

અમને નિર્વાહ પૂરતું રાખ્યું ધન જો કદી વપરાઇ જશે; તો અમે એ વિદ્યા-પ્રભુતનાં સાધનાધારી-તપસ્વીઓનાં પવિત્ર ચરણકમળોની પથરાયલી ગુણમયી રુચિ-રજને " શાન્તિનિકેતન" (મહાવિદ્યાલય મંદિર)માંથી નિત્ય ચોખ્ખાઇ માટે એકત્ર કરતાં રહેતાં,એમ **વહાલાં બાળકોની પૂરી સેવાનાં-ઉમંગી-ચુંબનો** જ કરતાં રહીશું.

મને જો કંઈક પણ વધુ વિદ્યાભ્યાસ હોત તો આજ સાધારણ **શિક્ષક** બની; પ્યારાં નાનાં બાળકોને વિદ્યાદાન મહેનતાણાં વિના દેવામાં જ હું જીવનનો વધતો બધો વખત ગાળી શકત, તેવું શુભકાર્ય પણ અત્યારે મારા જેવા **ખોટથી** બની શકે એમ

નથી! (લાંબા નિશ્વાસે પુનઃ આંખોમાં જળજળીયાં ભરાયાં.) અમે બાકીની જીવન-પળો એ **દિવ્યદેવાત્માઓ** સાથે જ હવે અમારાં બાળક સ્વભાવ થવાના અભ્યાસની નિર્મળવૃત્તિ જેમ અને **સંન્યાસ આશ્રમમાં** નિવૃત્તિ મળવાનાં સુખનાં સાધનો પેઠે તેમ વિદ્યાલય અને વિદ્યાર્થીભુવનના બાગમાં ફળફૂલનાં ઝાડવાંઓને ગોડીને ખાતર દઈ, પાણી પાવામાં વિતાવતાં જ ધન્ય, ધન્ય માનશું. એમ અમે નિર્વંશીલાં રહ્યાં મહા દુખિયાંને આત્મસંતોષ વડે **અત્યારની જાગૃતિમાં જ મળતું રહેનારૂં, સાચું શ્રધ્ધાવંતુ-પિતૃશ્રાધ્ધ છે.**

અમે "**પાકાંપાન થયેલ પિંજર**" નો +ત્રિગુણી પ્રકૃતિનાં વિકૃતિમય એટલે વિનાં મૂળિયાંની "શ્વાસ થેલી" નાં જીવનઝાડનો અસ્થિર છાંયડો, **અરેરે! પાણીનો પરપોટો ફૂટવા જેમ અને "સર્પની કંચુકીના ન્યાયે"** સ્વપ્નવત્ત-નિત ચલિત થતા રહ્યા સંસારમાં બાકી કેટલાં વરસ રહેશે? નિજ સ્વરૂપનું અમર મહત્ત્વ ન જાણવાથી અને શુભાશુભની સૂક્ષ્મ વાસનાએ, બીજ ઉગવાના અંકુર જેમ અનેક જન્મોની નારકી યાતનાઓથી લાંબાફેરામાં ભટક્યા રહ્યા!! આ દેહ અધ્યાસી પામર પ્રાણીઓને "**नरदेहमाद्यं शुलभं सुदुर्लभं**" બહુ **પુણ્ય સંચય વડે અનુષ્યદેહની ચિંતામણિ પણ મળી છે.**

જંજાળી જીવડાએ પૂ. સદ્‌ગુરુદેવના ઉપદેશદ્વારા આત્મસ્વરૂપનું પ્રેમળ તત્ત્વ અનુભવ્યા વિના, અરેરે! મોટાંઘરના મળેલ "**સત્ય સંદેશાની**" કંઈ પણ ગમ રહી જ નથી!! "કેમકે સર્પની ફણા નીચે બેઠેલો ઉંદર કયાં સુધી છાયાનું સુખ ભોગવશે? તેમ દેડકું સર્પના મુખમાં અડધું ગળાઇ કાળનો કોળીઓ થઈ રહેલું છે તો પણ તે મૂર્ખ માખીઓ પકડવા માટે **મોઢું ઉઘાડી રહ્યું છે.**" એવી સમજણથી પૂર્ણ જ્ઞાનના અટલ સિધ્ધાંતે પંચભૂતનું સ્થૂલ સંચિતે સચવાયાં કર્મ-બીજનાં અંકુર જેમ નામરૂપની કલ્પનાથી જન્મીને દિસે છે. પ્રાણીયાના પ્રારબ્ધકર્મનાં મળેલ ક્રિયમાણકર્મનો વેગ પૂરણ થતાં જ સર્વભક્ષીય "**महा कालाग्नि**" **સમર્થપ્રભુનો એક દિવસ મોંઘેરો મહેમાન તો થવાનો જ! એ સનાતન સત્ય નિયમ છે.**

**— સંપત્તિને સાર્થક કરવાની દૃઢ વિચારણા. —**

મારું મન તો સત્સંગમાંના અમૃત-અનુભવના નિર્મળ રસ વડે દ્રવીત કરી, આપ સમક્ષ સ્પષ્ટ જણાવું છું કે અમારી પાછળ સઘળી **સંપત્તિ** વહેંચી લેવા માટે મારા કાકાઇ, પિત્રાઈ-ભાઇ ભત્રીજાઓ માયાના અભિમાનથી ઉન્મત્ત થઇ, પરસ્પર ઝગડીને કોર્ટોના વંકવળામણ-અથાહ દેખાતા **ધારાઓની પૂરી ઝાડીના ગૂંચવણી ભર્યાં લાંબા અને કઠોર** એવા અતિ ખર્ચાળ પગથિએ પણ કદાચ ચડે તેવા તથા કઇક પુત્રોએ; **બાપકમાઈ ગુમાવીને** જગતમાં ભટકી મરવાના

+ સત્વ, રજ અને તમ.

અને કુટુંબીઓને દુઃખમાં રઝળાવી દેવાની અપકીર્તિના અપવાદો આપણે કહીં કહીં જોયેલ. અમે મહાપરિશ્રમથી મેળવેલી ધનરાશિ, તેઓ અન્ય હીણામાર્ગે દુરૂપયોગમાં ગુમાવી દે તેમ ઘરવખરીએ સાવ ખાલી હાથ બનીને **આપણા મહાજની સંસારમાં હડધૂત થઈ અપકીર્તિ વહોરે;** ખરે જ એવો લોકોપવાદનો! અમે ડોહાને નર્કકુંડમાં ડૂબાડનાર અમંગળ છાંયડો, અમારી શુભ નામના પાછળ લંબાયો આવે તે તો ઠીક જ નહીં.

**કંઈક દૂરની દર્શાતી આશા પણ હવે વિચારતાં,**
**તેમાં સમાઈ રહેલ જ પૂરી નિરાશા.**

સર્વેશ્વરની દિવ્યજ્યોતિ પુંજને અદ્વૈતની જ્ઞાનદષ્ટિ વડે સર્વત્ર નિહાળનાર **ભક્તવર્ય શ્રી પ્રહલાદ** તથા પિતૃઆજ્ઞા શિરોમાન્ય કરીને તપોવનમાં જીવનયાત્રા ગાળી. દીનોનાં દુઃખો ખાળનાર અને ધર્મપ્રિય-ભકતોના સર્વદા આત્મપ્યારા; **મુકુટમણિ શ્રી રામચંદ્રજી,** તરુણાવસ્થાએ શ્રીગુરુજ્ઞાનદ્વારા મહાતપથી પ્રાણપ્યારા દીનબંધુને રીઝાવી તેના સાક્ષાત્કાર (દર્શન) થી અમરપણાંનો આશીર્વાદ પામનાર **પ્રિયભક્ત** ધ્રુવ અને માતૃ-પિતૃક્ત **શ્રી શ્રવણકુમાર** આદિ જેવી સુસંતાન જે ભાગ્યશાળી માત-પિતાને પુણ્યપ્રતાપે મળે તેવાંનું જ ગૃહસ્થાશ્રમમાં જીવવું ધન્યમય રહે છે, નહીં તો સંતાનો નિર્માણ થવાં જ વૃથા છે. એવું બહુ બહુ વિચારતાં પણ મારાં કુટુંબ કે ભાયાતની-શાખામાંથી, નાનો કે તરુણ તેમ **યુવાન વયનો દત્તપુત્ર ખોળે બેસારીને અમારો વારસદાર કરીએ.** વહાલા દીકરા અને પ્રિયવધૂનાં માયાળુ ભર્યાં, સદ્‌ગુણી વર્તનોથી અમે ઉત્તરજીવનમાં સુખ લેવા માટે મન રાજી રાખીએ. પરંતુ હવે તે ધન વડે ઘણું જ હિત થતાં, અમને સદૈવ ખુશીમાં રહેવાનું જ કે સાર્વજનિક ઉન્નતિમય પ્રિય અને પૂ. ભાગીરથી-**સમાજના સંયુક્ત એવા રૂપાળા અને સદાય વિશાળ રહ્યા કેળવણીના માંગળિક ખોળામાં;** અમારા પ્રફુલ્લિત ભાવે પોતાના જ હાથ વડે જીવંત સમયમાં ધન અને નિજ તનો આદિને આપું છું. **અમને આશ્વાસનદાયી રહી, એ જ સાચી ગાદ મળેલ છે. તેમજ "સમ્પતિ એજ કે જેથી ભ્રાતૃવર્ગનું પૂરણ હિતથાય."**

સાવ નિરાધાર પણ આપ પ્રેમીમહાજનોના સાચા આધારે રહ્યા ગરીબ કુટુંબીબંધુના ધન વિષે અલ્પ નિર્ણયથી. ભવિષ્યમાં અન્ય પ્રકારની કડાકૂટ ન જ થવા પામે. એમ આપશ્રીના નમ્ર સેવકે વિચારીને આપ્યો ભાવના પ્રસાદ પ્રેમથી સ્વીકારજો. ધનની યોગ્ય વ્યવસ્થાનું સંચાલન પણ સર્વનાં હિતકાર્યોમાં ઉત્સાહથી રત રહેનાર અમારા ગ્રામનો **ન્યાયીપંચ** તેમ આપ શિક્ષણવૃદ્ધિની કાર્યવાહક કમિટીના **ટ્રસ્ટીઓ મળીને કરશો.** ૐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!! (સભાજનોનાં અભિનંદનનો હર્ષધ્વનિ. એવી ઉત્કૃષ્ટ કર્તવ્યભાવના પ્રગટાવીને વૃદ્ધ જીવન સમય તથા સંગ્રહ્યું ધન હાથથી જ વિદ્યાવૃદ્ધિનાં પવિત્ર દાનમાં આપીને સર્વદા દીપાવનાર પ્રિયવંતશ્રીએ, સર્વને વંદન કરી; સ્વસ્થાન લીધું.)

શ્રી મંત્રીની અનુમતિથી, શ્રી પ્રેમજીએ મધુરકંઠથી કવિતા ગાઈ.

—: ધનાશ્રીની છાયા :—

માયામાં નહીં ભૂલ, અરે ! ઓ પ્રાણી ! !
માયામાં નહીં ભૂલ. ટેક.
માયા જગમાં વ્યાપી રહેલી; (૨)
ભ્રમર અને ખિલ્યું, ફૂલ. અ. ૧
કાયા ને માયા, જીવન વૃક્ષનું; ,,
ઊંડું નથી રે ! બહુ મૂળ. અ. ૨
વખત વિતેલું, કામના સંગે; ,,
થઇ ગયું અંત્યે ધૂળ. અ. ૩
જન્મ, મરણનો રોગ અનાદિ; ,,
ટાળ્યું ટળે નહિ શૂળ. અ. ૪
ભાવે જગનો તાત પિછાણી; ,,
દીપવી દેને સ્વકુળ અ. ૫
સાક્ષી ઘટના પ્યારા પ્રિતમને; ,,
સ્મરી લેને પ્રેમેપૂર. અ. ૬
ન્યાયી પિતાને દિવ્ય દરબારે; ,,
પહોંચી જવું થઇ શૂર. અ. ૭
મિત્ર કહે છે, ઘટના વાસી ! ,,
જીવન મળ્યું રે!! મોંઘે મૂલ. અ. ૮

(સનાતન ધર્મનો જયનાદ, વ્યાપી રહ્યો.)

---

## પાંખડી સોળમી.

### શ્રી વડવાંઓનાં સાદાં જીવનયશની ફોરમ,

પ્રિયમિત્ર! આપણે બહુ વર્ષોમાં આજ પૂજ્યોની ઊર્મિઓ નિરખીએ. પુત્ર, પુત્રીઓ અને સૌ. પુત્રવધૂશ્રીઓનાં ધાર્મિકપ્રેમથી જ્ઞાનપ્રાપ્તિનાં સુલક્ષણે કરી તે સુવર્ણ પ્રભાવના મહિમા વડે માવિત્રો શોભી રહ્યાના પવિત્રગુણોમાંથી, આપણે પણ મધુર સુવાસી **શિક્ષા** લેવા ભાવના વધારીએ.

શ્રી માધ:-(ઉભા થઇ) આપણી શ્રી સોમજીબાપા (પ્રેમજીભાઈના પિતા)ને વિનંતી છે કે પૂજ્ય સ્વાનુભવ સંભળાવે.

સો:- (વકતા સ્થાનથી હાથ જોડીને) શ્રી સભાપતિજી! તથા મિત્ર સજ્જનો!

ભાઇઓ! બહેનો! તથા વહાલા પુત્રો! અને પુત્રીઓ! જો કે ભણેલાઓ પ્રમાણે મારાથી તો નહિ બોલાય. છતાં સૌના પ્રેમાગ્રહ સન્માનની ભાવ નીતિએ, સત્સંગમાં સાંભળેલ તેમ અનુભવનાં યાદની બે વાતો કહીશ.

**એક સ્મૃતિ.**

અમારી નાની વયથી કરીને તે આજ વિદ્યાવૃદ્ધિના સમયસુધીમાં નવાજુની થતી રહી છે. આપણે જેને સુધારો માનીએ છીએ તેને અનુભવ–દૃષ્ટિથી નિરખતાં બહુ ખામીભર્યો જ કહી શકાય, એ સૌને સૂક્ષ્મ નિરક્ષણે જ સમજાશે. કેમકે ગૃહ-**સ્થાશ્રમીઓએ ખાવું, પીવું તેમ રહન સહન નીતિમાં; સાદાઇનું જ સેવન કરવું.** આપણે દેખાદેખીથી સાવ પાતળાં લુગડાં પહેરવાં, નાજુક દાગીના કરવા આદિ બહુ ખરચા કર્યાના મિથ્યા મોહને વશ છીએ. દયાળુઓ ઉપદેશે છે કે "**ખરી રીતે તો માનવોએ પ્રથમ શારીરિક સુધારનું સંપૂર્ણ જ્ઞાન મેળવી, બ્રહ્મચર્યવ્રત પાલનથી શરીર નીરોગી રાખવું. સુઆરોગ્યથી જગતનાં રૂડાં કાર્યો પણ સાદાઇથી કરતાં રહો, ત્રિલોકીના મહાસમર્થ એકેશ્વર પિતાને અપરોક્ષે (નિજમાં) આરાધવો જરૂરી છે.**" એ યથાર્થ ગૂઢતા, બહુ ભણેલા તેમ વ્યાવહાર કુશળમાં ગણેલા–ચતુર પ્રિયવંતોને સમજાવવી પડે તેમ નથી; કારણ કે "× **શરીર છે તો બધુ છે!**" તેવું ઘણું વ્યાપક જ્ઞાન શિક્ષકોદ્વારા સમજેલા જ છે.

**સ્વદેશીનું સુવર્તન જ રાષ્ટ્ર સંસ્કૃતિના–અભેદ દુર્ગમાં રહેનારાંની પૂરી રક્ષા કરે છે.**

આપણાં પૂજ્યોનાં નિર્મળ જીવનનાં કાર્યક્રમ અનુભવે અવલોકતાં, તેમણે તો હંમેશાં ખેતી–વાડીમાં રળી; રાષ્ટ્રનું અમૂલ્યધન **ગાયમાતાઓ**, બંધુસમાન બળદો આદિ–પ્રિય ઢોરાંના પગોમાં પડયા રહીને માનવોનાં સદા જીવન સહાયક (પરોપકારી) **એવાં મુંગાં પ્રાણીઓની સેવા જ કરી.** સ્વપરિશ્રમે (પરસેવાનાં બિન્દુઓ ટપકાવીને) ઉપજાવ્યા ઘઉં, બાજરી, છાસટિયો, જવ, નાગલી, કાંગ, ચીણો, બંટી, મગ, અડદ, મઠ, અને તુવર આદિ તથા શેરડીનો તાજોરસ, શાકભાજી અને ફળ-ફૂલ તેમજ નવામોલોમાંની મળતી પ્રાણપોષી સુવાસ વિગેરેથી, **જગત જમાડતી શ્રી અન્નપૂર્ણા સાથે "વિરાટ-વિશ્વાનરનું" નિત્ય યજ્ઞ-આરતીની જુગત વડે દેહોનાં રક્ષણની સાથે પરિવારોની પાલના કરી.**

**એમ ધરણીશ્રીની સત્યસેવામાં જ સમાયલું, નિયમિત વ્યાયામનું–કસરત કાર્ય.**

પ્રાયેણ શ્રીમતાં લોકે ભોકતું શક્તિર્ન વિદ્યતે ।

× = "આરોગ્ય વિજ્ઞાન" શ્રી ગોપાલજી કું. ઠ. કૃત પૃ. ૫૦ માં શ્રી ચરકાચાર્યનું **બોધ વાકય** જોવું અને તેથી વિશેષ લાભ મેળવવો.

કાષ્ટન્યપિહિ જીર્યન્તે    દારિદ્રાણાં ચ સર્વશઃ ॥

—મહાભારત

ભા:- ધનવાનોને સુપકવ અન્ન પણ પચાવવાની પૂરી શકિત જરૂરમાં નથી હોતી. (પરંતુ) ગરીબોને લાકડાં સુદ્ધાં પણ પાચન થાય છે.

પૂજ્યોએ નિત્ય રુચિકર અન્ન, શેડકઢું (ધારોષ્ણ) દૂધ તેમ દહીં, તાજી છાશ અને તાજાં ઘૃતની નદીઓ વહેતીથી તથા **સાત્વિક પ્રસાદ (રાબ)** આદિ વધુથી તે સાદા આહાર સાથે "**શુધ્ધ વાયુ, ખુલ્લો અને બહોળો પ્રકાશ, સ્વચ્છ પાણી, પવિત્રભૂમિ અને વિપુલ આકાશ. એ પંચામૃતનો**" લાભ લીધો. તેમજ ઋતુએ પ્રકૃત્તિ અનુકૂળ આંબાં, લીબું, કેળાં, પપૈયાં, દાડમ અને જામફળ ઇત્યાદિ તાજાં સ્વાદિષ્ટ ફળો અને ગાજર, મૂળા, ટામેટાં અને પાલક વગેરે તાજી શાકભાજી (લીલોતરી)નો તથા પ્રકૃતિના સાચા બરફરૂપ તરબૂચ આદિ ફળની વસ્તુઓનો સમયપર નિત્ય ઉપયોગ કર્યો. **વ્રત ઉપવાસોના ઠીક નિયમ વડે** આરોગ્યરક્ષાનું પૂરતું સુખ મેળવેલ, જેથી ઔષધોની પણ ઓછી જરૂરી રહેતી, જડી-**બુટ્ટીઓ** ગામ પાદરે વગડામાં તેમ ડુંગરામાં વિના મૂલ્યે મળતી. અત્યારે પણ ખંતે ખોળતાં ઠીક પ્રમાણમાં મળે છે. પરંતુ આપણને તેની ખપતીમાં સદુપયોગ જ કરવો આવશ્યક છે.

**સ્વાશ્રયી જીવનવ્રતથી જગતયાત્રા પૂર્ણપણે દીપતાં, યોગ્ય નિર્ભયતા-દૈવતનો અમૂલ્ય ગુણ પ્રાપ્ત જ થાય છે.**

વડીલોએ પહેરવેશમાં હાથે કાંતેલ સુતરથી સ્વદેશી વણાટનાં જાડાં અને મજબૂત કપડાં બનાવી, **પાઘડીઓ, પછેડીઓ અને અગલબંધા કેડીયાં** આદિ વસ્ત્રો સીવીને પહેર્યાં. પૂ. માતા અને બહેનોએ દૂધનાં વલોણાં. **ગંટીઓ, રેંટીયા** અને છાશ-વાસીદાં, પાણી આદિ ગૃહકાર્યો કર્યાં. એમ શારીરિક અને આર્થિકની **સમૃદ્ધિ વૃદ્ધિએ રાષ્ટ્ર રક્ષવાના મૂળપાયાથી અને ખાદી ઉત્પન્નના ગૃહ-ઉદ્યોગો સાથે તે વસ્તુઓનો સાચો ઉપયોગ જ કર્યો.** પૂજ્યોએ વહેલી પ્રભાતે જાગી, નીત્યકર્મોથી પરવારી; એકાંતમાં કે મંદિરોમાં પ્રભુજીનું દર્શન કરીને માળા ફેરવતાં **નામ જપ અને પ્રભુભજન** આદિ તેનાં પ્રભાતિયાં ગાઇ શ્રદ્ધાગુણોએ આત્મિક શાન્તિ મેળવી. સાત્વિકભાવે કરકસરની નમ્રતાએ તથા આવશ્યક સમયે પગપાળાસાં, જોઇતો ભાર ઊચકીને પણ **અથકતાથી વધુ ગાઉ હોંસથી ચાલતાં;** પોતાની ઉજ્જવલ અને નિર્ભય જીવન-જ્યોતિથી જગતયાત્રાનો સુસમય દીપાવેલ. સર્વથી હળીમળીને પવિત્ર વાતચીતોની નિર્મળ સ્થાંણોએ એટલે **મૂળપાયાના સંત્સંગો અને સ્વાધ્યાયોમાં; પ્રત્યેક પળોને નિવૃત્તિનાં સંતોષથી જ વિતાવેલ.**

**રાષ્ટ્રહિતનાં કર્તવ્યોને નિજ કર્મયોગનાં-દિવ્યદર્પણમાં નિરખવાં.** એવું આપણું સ્વાશ્રયી, મધુરજીવન માણવા માટે **રાષ્ટ્રપિતા પૂ. બાપુજીએ નિજ** મંગળદાયી, એટલે **વિશ્વમાં અજોડ દિવ્ય દ્રષ્ટાંતથી સાદું અને સત્ય-પવિત્ર**

**જીવનવ્રત આચરી,** સર્વત્ર સાદાઇનો ડંકો વગાડી સૌને અસ્થિર રહેલ મોહ નિંદ્રાની તંદ્રાથી **અને રાજકારણની પરમ ગુહ્યતા આદિ** સમજવા અને શાસન સુયોગ્ય રીતિથી ચલવવા સારું ઢંઢોળીને જગાડી દીધા છે. પ્રત્યેક પૂ. ભારતીય પ્રિય-સુપુત્રોએ રાષ્ટ્ર સંગઠ્ઠનનાં પ્રજાતંત્ર-ગણતંત્ર શાસનની કુશળતાથી નિઃસ્વાર્થમય-નિર્ભયતાની ગુણવૃદ્ધિએ પૂરતું લક્ષ પરોવી તેને સુકર્તવ્યો કર્યાથી સંભાળવું. જનતા -જનાર્દનનાં હિત માટે સદૈવ વિશ્વાસુ સહાયક રહી; માંગળિક આદર્શો વિશ્વમાં દીપાવવાને સુયોગ્યતાથી રૂડાં કાર્યો કરતાં જ રહેવાં.

**પ્રિયરાષ્ટ્રના હિતભાવની સાધનાએ જ નિત્ય મહામંત્ર સાધવો.**

**મારો સદા પ્રાણપ્રિય બ્રહદ્ રાષ્ટ્ર છે ને હું રાષ્ટ્રની સૌંદર્યવૃદ્ધિનો ઘડવૈયો, તે પ્રતિજ્ઞા પાલનીય સેવક છું,** એવી અખંડ બુદ્ધિપૂર્વકની ભાવના જીવનવ્રતમાં નિભાવવી. વૈદિકઆજ્ઞાએ **ગૌરક્ષા** આદિ સુકર્તવ્યો કરવાં. દૈવીજીવનની મહત્તાએ સાચાં **સુરાજ્યનાં** નિષ્કંટક સુખને વૈભવોનાં ભોગો સાથે બાળબચ્ચાં. તરુણો, યુવાનો, પ્રૌઢો અને વૃદ્ધોને પરસ્પર મળવામાં હસતાં મુખકમળો દીપવવાની તેમ શ્રી ભારતીનો જયઘોષ "**વંદેમાતરમ્**" ઉચ્ચરવાની અભિલાષા ફળવંતી થશે. **વિશ્વજીત અહિંસા મહામંત્ર સાથે પંચશીલનાં દિવ્યવ્રતને સ્વયં પાલનમાં અને વિશ્વને શાન્તિના મંગળપાઠો ભણાવવાથી, બ્રહદ્રાષ્ટ્રને વૈકુંઠધામમય બનાવી માનવ-મિત્રવૃંદોની નિર્ભયતા ગુણવૃદ્ધિથી મુક્તિ મેળવાશે. એ છે પ્રિય પૂ. બાપુજીની વિશ્વમાનવોનાં પરમ હિતમાં નિશ્ચય સાધનાનો મંગળ મહામંત્ર, તે ધારવા વડે જ ઝળહળતું રહેશે આપણું નિત્યનું વ્યાવહારિક અને રૂડું પ્રજાકીય રાજ્યતંત્ર** (વંદેમાતરમ્નો વ્યાપક નાદ ગુંજ્યો.)

**રાષ્ટ્ર જનગણનાં, પ્રિય સંતાનોની ભણતર તે પ્રથમ ધાર્મિક જીવનનાં સર્વત્ર ઉપયોગી; સારાંશ તત્વોના પ્રવીણ પાઠોથી ભરપૂર કરવા માટે પૂર્ણ ગણતરવાળી જ રચાવી જોઇએ.**

દીકરા કેળવવા ધન ભેગું કર્યું તે અતિ વખાણવા યોગ્ય છે, **કન્યારત્નોને પણ જરૂર જોગ ભણાવવા માટે વિધિની વૃદ્ધિ થવી જોઇએ.** તેના મહા પ્રમાણ અંગે શ્રી મનુ ભગવાન અમર વાક્ય ઉપદેશે છે કે-"**દીકરા જેવી જ દીકરીને ગણો.**"

× कन्याप्येयं पालनीया शिक्षणीयातियत्नतः ।
देवा वराय विदुषे धनरत्नसमन्विता ॥

અઃ-અર્થાત્-કન્યાનું પણ (પુત્રની જેમ) પાલન પોષણ કરવું જોઇએ અને ઘણી કાળજીપૂર્વક તેને શિક્ષણ આપવું જોઇએ, તથા ધન અને રત્ન સહિત સુપાત્ર અને વિદ્વાન વરને જોઇને તેનું દાન કરવું જોઈએ.

× = આ શ્લોક, સસ્તું સા. વર્ધકની પ્રગટ કરેલ મનુસ્મૃતિમાં નથી.

માવિત્રોની ઉચ્ચ ભાવનાથી જ્યારે **કન્યાઓ જ ધર્મતત્વ સાથે ગૃહનીતિ, ભરત-ગૂંથણ અને આરોગ્ય આદિ શાસ્ત્રો અને સદ્ગ્રંથોનાં સ્વાધ્યાય શિક્ષાની કેળવણીથી યોગ્ય વયમાં સાસરિયાંનાં ઘર-મંદિરો શોભાવી રહેશે; ત્યારે જ શુદ્ધ સુધારાના લાભો મેળવ્યાના પાયાનું મૂળ નક્કર થશે.**

જેમ ગાડાનાં બન્ને પૈડાં સમાન હોય; તો જ સુખપૂર્વક યાત્રામાર્ગ કપાય છે. અને ગગનમાં ઉડતાં પક્ષીની બન્ને પાંખો સરખી તેમ સુરક્ષીત હોતાં, માર્ગ ઠીક કપાય છે. એમ યુવક, યુગલોનાં ગૃહસ્થાશ્રમ શોભિતાં મંગળકાર્યો **વિદ્યાવૃદ્ધિ અને ધર્મરહસ્ય પ્રાપ્તિના મધુર ગુણોએ, મનવૃત્તિની અભિન્નતા-અમૃત-રસ પાનથી સરખાં હોય.** સત્યે જ પ્રકૃતિમાતાએ સૌંદર્યપૂર્ણ રચેલ સારસની પ્રિયવંત જોડીના **અદ્વૈત પ્રેમના સ્વરકૂજને અને અનુપમ નૃત્યકળાથી આત્મલક્ષના પૂજને** તેવાં પ્રવીણ નવદંપતીનું ગૃહજીવન વૈદિકનાદના વિનયી વર્તનના ઐક્યથી સદા સુખમય બને. એવું કન્યારત્નોનું પરમ હિત સાધવા સારું **તેમની પ્રથમ શિક્ષિકા માતાજીઓ જ છે.**

પ્રિય પુત્રે, મને સંભળાવેલ અધ્યાત્મ રામાયણનાં અમૂલ્ય વાકયની સ્મૃતિ રહેલ કે સતી શિરોમણિ શ્રી સીતાજીને સાસરીયાંગૃહે વિદાય કરાતી વેળાએ તેમની વાત્સલ્યી સ્વરૂપા માતાજીઓએ વહાલી પુત્રી-રત્નને હૃદયે દાબી સજળ નેત્રાએ શિખામણ દીધેલ કે—

**श्वश्रूशुश्रूषणपरा नित्यं राममनुव्रता ।**
**पातिव्रत्यमुपालभ्य तिष्ट वत्से यथासुखम् ॥**

અ. રા. સર્ગ ૭૦, શ્લો. ૮૧, પૃ. ૪૮.

ભાઃ-પુત્રી! તું સાસુની સેવા કરતી થકી, સદા રામચંદ્રજીની અનુગામિની રહી **પતિવ્રતા-ધર્મનું** અવલમ્બન કરી સુખપૂવક રહેજે.

એવો વિશ્વહિતનો મંગળ આદર્શ દ્રઢતાથી વર્તનમાં સાચવ્યે જ પ્રિય સંતાનો ગુણીયલ રહેતાં, યશના વિસ્તારથી; માત-પિતાને પેટઠારાં આનંદનું સુખ મળે છે. પુત્રીઓને ભણાવવાથી બુદ્ધિવૃદ્ધિ વડે સુઘડતાથી ઘરકાર્યો અને **વૈદકના આરોગ્ય નિયમોને સંપૂર્ણ રીતે જાળવી,** દિર્ઘજીવી અને શિક્ષાવંતાં સંતાનો ઉછેરમાં સમય શોભાવ્યાથી સુધારાકેન્દ્રે પહોંચવાનો પરમ લાભ થાય જ. દાખલા તરીકે શ્રીમાન (માધવજી) ની **સુપુત્રી શ્રી જમુનાંબાઈ,** તેનાં મા-બાપની પૂરી કાળજીથી તે વિદ્યાગુણોને અનુભવમાં સારી રીતે ઉતારી બહુ ભણી છે. પ્રિય દીકરીનાં ઘરકાર્ય આદિ સુવર્તનોથી તેનાં સાસરીયામાં બાઈ **સન્માનીત રહેતાં વાહ! વાહે!! વખણાય જ છે!!!**

હું, તો કહું છું કે સાસુજી, નણદલો, દેરાણી, જેઠાણીઓ, પાડોશણો અને બહેનપણીઓમાં માયાળુપણે હળી મળી, **ગુણીયલ બાઇ તો સાક્ષાત લક્ષ્મી**

**જેવી સૌભાગ્યવંતી દેવી બની સર્વનાં સન્માને નિત પૂજાય છે.** છાશનું વાસણ પણ સુઘડતાથી કેળવતાં, બીજે ટાણે તેમાં રાખી વસ્તુ (દૂધ, દહીં, છાશ આદિ) સુધરતી રહે છે; **તો સંતાનો વિદ્યાનાં અમૃતપાનથી કેળવતાં જરૂર સુધરશે જ.** એવો મારો પણ હવે પૂરો મત બંધાયો છે.

પૂ. બહેનોને પવિત્રશિક્ષાનાં સુવર્તનથી તો તેમને નિજ ઘરોમાં સુખ મળે જ છે. " × **विद्या दैवधन छे** " તે અંતઃકરણનું બારણું ઉઘાડી, જ્ઞાનદીપકની જ્યોતિનું–અજવાળું કરી અને જીવનહિતનાં સૂક્ષ્મ તત્ત્વોને સ્પષ્ટ દર્શાવનાર; મહા-વિજ્ઞાની સર્વદૃષ્ટા પ્રિયદાતાએ વિષ્ણુસ્વરૂપ–સૂર્યકિરણોની જ્ઞાનચિન્ગારીનાં પરમ વહાલથી દયાદાને દીધેલી **અપૂર્વ સંસ્કારી બીજી બે આંખો જ છે.**

પૂ. શ્રી મહાત્મા ગાંધીજી પણ ગૃહસ્થાશ્રમ આદર્શના સંસ્કારોની વૃદ્ધિએ ઉપદેશે છે, કે—

" ખરી સતી પોતાનું સતીત્વ **સપ્તપદીના** સમયથી જ સિદ્ધ કરે છે. તે સાધ્વી બને છે. **તપસ્વિની** બને છે. પતિની, કુટુંબની અને દેશની સેવા કરે છે. પોતાના **જ્ઞાનમાં** વધારો કરે છે. ત્યાગશક્તિ વધારે છે. ને પતિમાં લીન થતાં શીખે છે. "

એવાં " લગ્નનું પરિણામ " વેદ કહે છે કે—

+ **उशतीः कन्यका इमाः पितृलोकात् पतिं यतीः ।**
**अव दीक्षामसृक्षत स्वाहा ॥**

—અથર્વવેદ, ૧૪, ૨, ૫૨. પૃ. ૧૩.

ભા:– " કન્યાઓએ વિદ્યાભ્યાસ નિયત સમયમાં સંપૂર્ણ કરી, ગૃહસ્થાશ્રમ સંબંધી જ્ઞાન મેળવી અને યોગ્ય ઉમરે પહોંચ્યા પછી સાંસારિક સુખો મેળવવા માટે પિતાને ઘેરથી પતિને ઘેર જવું જોઇએ, અર્થાત્ પોતાના ગુણ અને કર્મને અનુકૂલ પતિને મેળવી લગ્ન કરવું જોઇએ. **પુત્રૈષણા, લોકૈષણા અને વિત્તૈષણાને જીતી લેવા ઉત્તમ ચારિત્ર્યને ખીલવી** ગુણવાન સંતાનોને ઉત્પન્ન કરવાં જોઇએ. કન્યાઓ જ્યારે વધૂનું પદ પ્રાપ્ત કરે છે ત્યારે માટી અને પથ્થરનાં ઘરો મટી ચેતનવંતાં ગૃહો બને છે. ત્યાં સર્વ કોઇને એટલે અતિથિને, સગાંસંબંધીને અને વિદ્વાનોને આવકાર મળે છે. આવનારાંઓ ભોજન આદિનો સૂનૃતવાણીથી સત્કાર પામી આનંદિત થાય છે અને એ ગૃહસ્થાશ્રમ ઉપર આશીર્વાદો વરસે છે. દંપતિ અને કુટુંબમાં સ્વર્ગ્ય સુખનું વાતાવરણ ફરી વળે છે. **આ બધું વૈદિક લગ્નનું પરિણામ છે અને કન્યા**

---

× = શ્રી શાંકરભાષ્ય, શ્રી ગીતાજી, અ. ૨, પૃ. ૨૮ માં " **સતપથ બ્રાહ્મણ** " નું વાકય.

+ = " આર્ય પ્રકાશ " વર્ષ ૪૧, અંક ૩૮, તા. ૧૭–૧૨–૪૪, સં. ૨૦૦૧ ના પોષ સુ. ૨, માંનો ભાવાર્થ.

**તથા કુમારના ભાવિ જીવનનું સાર્થક્ય છે.** (એવો આ મંત્રનો સૂચિતાર્થ છે.)

**ધર્મનીતિએ પ્રીતિપૂર્વક સંગ કરવો બહુ જ લાભદાયક છે.**

પંચ મેળાવામાં વિદ્યાવૃદ્ધિની રચનાનું મૂળ શોધક પ્રેમીઓ! (મન તૃપ્તિએ લાંબો શ્વાસ લઈ) હું પ્રથમ આવું નહોતો ધારતો હતો કે **પ્રેમજી ગૂઢતત્ત્વોનાં અંગીકારથી,** મારાં ગરીબ કુટુંબની યશવૃદ્ધિના-સવળા માર્ગે ચડયો હશે!! પરંતુ ધર્માંગી દીકરાના વિનયગુણો નિહાળીને હું પ્રેમથી કહું છું કે (હર્ષથી નેત્રોમાં જળ-જળીયાં આવ્યાં તેને હાથ વડે લૂછતાં, લૂછતાં) પ્રિયશ્રી મનજીભાઇ, શ્રી માધવજી, ભકતશ્રી શિવદાસજી, વાણી વિશાળ પૂ. શ્રી વાશણબાપા તથા જ્ઞાનગુણી વડીલશ્રી સુંદરજી-ભાઈ, વૈષ્ણજન શ્રી ઠક્કુર, શાસ્ત્રગુણો સંપન્ન ગોરશ્રી **જાનીજી,** પ્રિય ઠાકોરશ્રી, વૈદ્યશ્રી અને **શ્રી ડૉકટર સાહેબ નૌતમલાલ આદિ ગુણીયલ-ઝવેરીઓના સત્સંગમાં રહી,** પુત્રે નીતિપાલનના હીરલા પ્રાપ્તિમય-અભ્યાસરંગને રગોમાં વહેતાં રક્તઅ-ણુંઓના કોષોમાં છાપી રક્ષ્યો છે. એણે ઉત્સાહવ્રતથી ધર્મ આદિ સાહિત્યોના સિદ્ધાંત સમુદ્રની ડૂબકીઓમાં નડતાં વિઘ્નો (અમારી નિત્યની આડાઇથી થતી ખોટી અને મોટી કનડગતો.) ન ગણકારીને **સત્ય પરખના ધ્યેયથી ગુણરત્નો મેળવ્યાં,** તે મેં આજે જ નિહાળ્યું! મારું હૈયું આનંદબોધથી તૃપ્તિ પામ્યું!! અમારું ઉજળું ભાગ્ય ઘડવૈયાઓનાં પરમ હેતની પ્રીતિ પર મારું ક્ષુદ્ર મન ધન્યવાદો વર્ષાવી રહ્યું છે. (શ્રોતાં-જનોએ પરમાર્થીય દયાદાનથી થતા રહ્યા અને થતા રહેવા માટે **જ્ઞાન પરખના** મિઠા મહિમાની જય ગજાવી.)

**ઉન્નતિમાં આયાળુઓનો બહુ સમયથી સાથ રહ્યો જોઈ, હવે અમારો વિરોધનો દ્વેષી-દુર્ગુણ પણ નષ્ટ થયો છે.**

મેં તો પાંચમા વરસની જન્માષ્ટમી સુધી "**विनाशकाले विपरीत बुद्धि**" રહી એટલે અઘટિત વિચારોથી સુધારા વિરોધી દ્વેષી અને બહુ જ ગંદું વાતાવરણ ફેલાવેલ હતું, તેના પશ્ચાતાપ માટે હું હાથ જોડીને આપ પ્રભુરૂપ પંચ-દરબારમાં આજીજીથી ક્ષમા માગું છું. જુની કહેવત છે કે– "**દીવા પાછળ અંધારું જ હોય છે.**" કેમકે સર્વની ભલાઇ માટે સગવડ કર્યાની પૂરી રમતો રમનારા, રાજ્ય તેમ પ્રજાહિત સાધનાર વરિષ્ટ અધિકારીવર્ગ, પ્રજાકીય સભાપદોમાં અને આપણાં પ્રિય મહાજનો આદિમાં યોગ્ય વહીવટથી (પરમ વિશ્વાસયુકત) ચોધારી યશનામના મેળવનારા કીર્તિપ્રાપ્ત (કૈલાસવાસી) **પૂજ્યો પાછળ,** અમે તો કુરૂઢિ-ગરણમાં ધસતું રગસિયું ગાડું પણ અરે! તેનાં ઊંડાણમાં એક તરફું ખેંચી; **અહા!! પોતાને તથા** વંશવેલાને જ **ડૂબાડનારા!! ખરે "ભૂંગળીયા જ નિવડ્યા!!!** (જરા થોભીને) વર્તમાનમાં સામાજિક અભ્યુદય, શાસનની વહીવટી ઊંડી સમજણ અને રાષ્ટ્રના સર્વાંગી વિકાસમાં ઉદ્યોગવૃદ્ધિથી પરમલાભ મેળવવાના તેમ શાસ્ત્રોનાં તત્ત્વ નિર્ણયો સાથે "**વિધાન**" **યુક્ત વર્તતાં, નિર્લોભપણાંથી સર્વનું** યોગ્ય હિતસાધક "ખેળા પામ્યા." **એમ સત્યવોરીને નિઃસ્વાર્થભાવે સેવાવ્રતથી**

**યશ ઉજાળનારા ખંતીલા ખેલાડીઓ નિહાળી** કરી, હું તો બહુ જ હરખાઉં છું. અત્યારે પણ પ્રિય કુમારો, યુવકો અને યુવતીઓનાં શુદ્ધ હૃદયોમાં વિદ્યા–સંસ્કારનો ધર્મરંગ ચઢાવ્યાના ઉત્સાહ શૌર્યે–

**" પ્રેમથી આપ્યું જ જાગૃતિનું વિશેષ સુકાર્ય સાધશે, " વહાલાં સંતાનોને વિદ્યાના અખૂટગુણોભર્યા ભંડારો ઉઘાડ્યાથી હિત કર્તવ્યોનાં અમૂલ્યરત્નો લાધશે.**

સૌ વિદ્યાવૃદ્ધિમાં બહુ હોંસ પ્રગટાવી રહ્યાં છો તો એવા અમૂલખ લાભ લેવા અંગે, (હાથ જોડી) અમારી અત્યારે અછત છતાં હું રાજીથી વિદ્યાના શુભ ધ્યેયમાં ફૂલની પાંખડીરૂપે રૂ. સવાપચીશ ભરું છું; તે આપ વિદ્યાપ્રેમીઓ ! સ્વીકારશો. (ધન્યવાદ.)

**પ્રિય યુવકરત્નોએ નિત્ય ઉમંગથી વિદ્યા સુવ્યસનનું જ સેવન કરવું.**

અમારી એક તરફી ચાલતી ગેઢેરાઇના પૂરા દોરદમામના સમયમાં નાતમાં **બીડી પીવાની પણ બંધી હતી;** તેને અમુક ભાઇઓએ ન ગણકારતાં, પોતાનો મનમાન્યો શોખ પૂરો કર્યો. નિંદ્ય દુર્વ્યસનોએ અને * બહુ હાનિકારક બાળલગ્નોથી થતી ભયંકરતાએ એટલે **વીર્યક્ષતિનાં કર્મહીન કારણે આપણાં યુવક-ધન-રાશિનાં શરીરો હાડપીંજર અરે! ઠાઠડીમાં બંધાવા લાયક થયાં!! એમનાં મોઢાં અને દેહોની કાન્તિ સાથે સ્ફૂર્તિ અને બુદ્ધિ તેમ સ્મરણ શક્તિ પણ ખોવાઈ!!! લુપ્તપ્રાય: બની ગઈ!** જીવન મરણનો પૂરો આધાર પણ દૈવીવ્રત બ્રહ્મચર્યનાં અખંડ પાલન પર જ અવલંબે છે. તેના અમૂલ્યપણા અંગે ગોરખ સંહિતા દર્શાવે છે કે—

**मरणं बिन्दु पातेन जीवनं बिन्दु धारणात् ।**
**तस्मात् बिन्दु प्रयत्नेन रक्षणोयो मनीषिभिः ॥**

ભા:- અર્થાત્ સમસ્ત શરીરમાં રહેલાં વીર્યમાંથી એક બિન્દુ માત્રના દુર્વ્યયથી મૃત્યુ થાય છે. તેમજ એક બિન્દુ માત્રના વીર્ય રક્ષણથી **જીવનની વૃદ્ધિ થાય છે.**

**આપણાં ઉમાંણરૂપ બીજરાશિની-વંશરક્ષા પણ સૌએ મળી, પૂરી રીતે વિચારીને અવશ્ય કરવી જ છે.**

યુવક–રત્નોનાં કંચનવર્ણાં-દેવનાઇ શરીરોની તો **અનેક કુસંગતની કુટેવોનાં –સર્પઝેરથી હાની થઈ જ રહી છે.** કોઈ યુવકો તો એટલા બધા કૃત્રિમ શોખથી શાવડા થયા દેખાય છે કે તેમનાથી પોતાનાં કામકાજ સંભાળીને સાચવવામાં પણ બહુ જ ઉણપો આવવાની !! પ્રત્યક્ષ દૃષ્ટાંત છે કે આપણે સૌનાં પોષણ માટે પીદ

---

* પહેલાં પુષ્પની પૃ. ૭૯ માંની કવિતા વાંચવી. તથા " ભુજ તા. ૫–૪–૫૪ કચ્છ સરકારે **બાળલગ્ન વિરોધી** ધારો લાગુ કર્યો છે. જયકચ્છ તા. ૬–૩–૫૪ શનિવાર. ફા. સુ. ૨ સં. ૨૦૧૦ વર્ષ ૨૦ અંક ૪૩. "

(ચતુર) ખેડુતો જેમ બાજરો, ઘઉં, છાસટિયો, મૂળા, ગાજર આદિ મોલનું બીજ ટાળેલું, વાળેલું અને તેમાંથી પણ સારાંને પકાવી સૂકવીને સાચવ્યું જ રાખીએ છીએ. **તેનો લાભ પણ પુરુષાર્થ સાધતાં "વિકાસરૂપ" સાધનોના પરિ**ણામે મળે જ છે. જેમકે—

**कृतं मे दक्षिणे हस्ते जयो मे सव्य आहितः।**

અથર્વવેદ ભાષ્ય, કાં. ૭, સૂ. ૫૧, મં. ૮ નો પૂર્વાર્ધ. પૃ. ૧૦૩.

ભાઃ—" પુરુષાર્થ મારા જમણા હાથમાં છે અને મારા ડાબા હાથમાં વિજય રહેલો છે."

એમ મહાન ભાગ્યવંતોએ, યુવકોનાં ઓજસબળને **દુર્વ્યસનોની અને કુ-આહાર વિહાર આદિ મિથ્યાશોકનાં ભોગની કુટેવોથી તરત બચાવી લેવા માટે બ્રહ્મચર્યનાં દૈવીસુખનો** અતૂલ લાભ દર્શાવી તે મેળવાવવો. આપણાં આત્મપ્રિયોનાં ચિત્તવૃત્તિનું લક્ષ ઝળહળતા સંયમ-સૂર્યનાં સાર્વદેશીય, પરોપકારનાં-વૈદક જ્ઞાનવૃદ્ધિનાં દિવ્ય કિરણો ભણી વાળવું જ રહ્યું.

**નિત્ય સુરાષ્ટ્ર રક્ષાવીને દીપાવી રહ્યા. વહાલા સુજ્ઞોને જ સંબોધન.**

ત્રિદોષની વંશાવળી જાણી તે ભયંકરપણાંની + નાડી પારખ્યાથી, તરુણો અને યુવાનોને હંમેશાં સમજણનું–ઓસડ પાતાં તેમની રહેણી કરણીનો સુધાર કર્યો છે. પુત્રરત્નોને વધુ ઓજસવાળા એટલે **રાષ્ટ્રરક્ષા કરવામાં લડવૈયા, સુરાજ્યનાં સૌંદર્યવંત સિધ્ધાંત મહામંદિરના પ્રેમી તેમ કુશળ ઘડવૈયા-મરુતો"** કેળવવા માટે રત્નરાશિ બ્રહ્મચર્યનું મંગળ મહત્ત્વ સમજાવવાને ઊંડું ધ્યાન દેવું.

હિતોપદેશની સંયમસાર જીવનાંમૃત "**ચંદ્રોદય ગુટીકા**" નાં મહાઔષધનું સત્વ ખરીદાવી, આપણાં આત્મપ્રિયોને નિત પીવરાવવું એટલે કે બહુ સમજાવીને સુરાજ્યના નિર્દોષ, નિર્મળ અને સાદાઇ તેમ શાન્તિના મહત્વભર્યાં **જીવનવ્યાપારમાં ભણાવીને સઘળી રીતે ગણાવવાની જ આજ સર્વતોમુખી વિકાસના સમયમાં અતિ આવશ્યકતા છે.**

**— આત્મ પ્રિયવંતોનું લક્ષ —**

મારું ભાવનાપૂર્વક કહ્યું સાંભળતા વહાલા **યુવક, તરુણો!** સમાજ અને રાષ્ટ્રની ચૌદિશી (દેશદેશાન્તરે) અણમૂલી યશવૃદ્ધિનાં સુચિત્રે ચિત્રીત **શૌર્યરંગી અરુણો!!** ઉત્તમ ભાવનાંધૃત જીવનજ્યોતિનાં કર્તવ્ય–કિરણોમાં પૂરી, પોતાં કાજે તો અવસ્ય **સંયમ અને શિસ્ત પાલનના** પ્રકાશમાં ચાલી; જીવનહિત વિશેષ સાધવાનું અને તેમ પ્રેમીમિત્રોને સધાવવાનું મહદ્ પુણ્ય પ્રાપ્ત કરશો. દોષિત વાતા-વરણની સત્વર શુદ્ધિએ અને દિર્ઘજીવનના હિતોપદેશ પ્રચારમાં વધુ લક્ષ દેશો.

**શુધ્ધ આહાર વિહારે જ શરીરના સુદૃઢ બાંધાનું લાંબા સમય સુધી, ટકતું પ્રાકૃત્તિક–સાચું બળ.**

દુર્વ્યસનોનાં અભાવ વડે હું, હજી પણ **છાસટિયો અને બાજરો** વાઢવાનાં

+ = પ્રવીણ ડૉકટરો દ્વારા નિશાળોમાં, વિદ્યાર્થીઓનાં આરોગ્યનું વ્યવસ્થાથી **માંડવી** કચ્છ, અમદાવાદમાં નિરીક્ષણ કરાય છે; તે અતિશય યોગ્ય છે. "**જય કચ્છ**" "**પ્રજાબંધુ**" એ સામયિકો. લેખક.

વખતમાં કણુશલાંની ભારી માથે ઉપાડી, શેઢે રાખેલ ગાડે પહોંચાડી શકું. તો તેથી પણ વધુ શરીરનું કૌવત પ્રિય યુવાનીયાઓમાંથી જો કોઇ જાળવતા હોય તો તેને જ સંયમના શિસ્ત વડે બ્રહ્મચર્યવ્રત પાલનથી દીપ્તીમાન થતાં, સમાજ અને પૂ. રાષ્ટ્રની અમર સંસ્કૃતિના હીરલાભર્યો મહાભંડાર ચિવટથી સંભાળીને સાચવનાર તથા તેને શાસ્ત્રીય સદુપયોગ વડે **જીવનના મોંઘેરા વેપારમાં ખર્ચનાર શૌર્યવંત-મહાવીર યોધ્ધો જ કહેવાય.**

**"જાગ્રુત નગરી ચોર ન લૂટે, જખ મારેગા યમ દૂતા."**

મારો કહેવાનો સારાંશ કે લવ, કુશ અને ભીમ, અર્જુન શ્રી શિવાજી, શ્રી મહારાણા પ્રતાપ અને **શ્રી જવાહરલાલ, શ્રી નેતાજી સુભાષચંદ્ર અને વીરશ્રી ભગતસિંગ આદિ ભડવીરોના જોડીદાર વીરાઓ! શ્રી બાળયતિ, સર્વ વીરો શ્રેષ્ઠ હનુમાનજીની સેવાગુણો સ્મારક રૂદ્રમૂર્તિને તેલ અને સિંદુરનું સિંચન આદિ ભાવના કરતા રહ્યા બાળસેવકો!** ગ્રામ વા નગરોમાં અને પ્રિય સુરાષ્ટ્રમાં દુર્ગુણો ન જ પેસે એવી ચૌદિશે સતત્ રખવાળી કરી રહ્યા માટે મન, કર્મથી દુર્વ્યસનો ત્યાગીને રૂપાળું, મધુર અને ગુણદાયી તેમજ નિત્ય લાભ કરતું રહું જ્ઞાનવિદ્યાનાં સુવ્યસનનું-**પયપાન જ સેવજો.** સમાજ, રાષ્ટ્ર અને વિશ્વભરમાં સદાય શ્રી ભારતીનાં દિવ્ય ઓજસથી ઝળહળીને પ્રભાવિત રહ્યા, **અમુલખ હીરા બનજો.** તેવાં હિત અંગે નિત્ય—

**વ્યાયામ કરતા રહીને મહાન લાભો મેળવવા.**

**शरीर चेष्टा या चेष्टा स्थैर्यार्था वलवर्द्धिनी ।**
**देह व्यायाम संख्याता मात्रयातां समाचरेत ॥**

ચરક, સૂ. અ. ૭.

ભા:-"શરીરને બળ આપનાર તેમજ મજબૂત કરનાર ક્રિયાને વ્યાયામ અથવા કસરત કહે છે, કસરત હંમેશાં શરીરમાં રહેલ બળ યાને શક્તિ અનુસાર યોગ્ય નક્કી કરેલ હોય અને માફક લાગે તેટલી માત્રામાં કરવી જોઇએ."

**આપણા ખેડૂતોને પણ સાચી કસરત કરવા અંગે, નિત્ય કામ આવતાં જરૂરીનાં પૂર્ણ મહત્ત્વભર્યાં દૃષ્ટાંતો.**

વાડીઓમાં કૂવા ખોદી, તેનાં પૂરતાં સાધનો લાવી **પાકા બાંધવા.** કોસ ચલાવતાં વરતની પંચાળી ભાંગતાં, બળદો પાછા હડવા ન પામે અને એવા કપરા સમયમાં બુદ્ધિની તર્ક ચાતુરીએ **વરત, વરતડી જોરથી ખેંચી રાખી, તેને પૈડાં કે ગરેડી પરથી ઉતરતે અથવા તૂટતાં એ સંકટમાં તેને ત્વરાએ સુધારવામાં.** (આજ મશીનોના તેમ વીજળીના અને સો મિલોના વ્યાપક ઉપયોગના સમયમાં પણ મોટે ભાગે બુદ્ધિબળની જ પૂરી આવશ્યકતા છે અને તેમ સદાય વધતી રહેશે.) કૂવામાં સામાન અને વાસણો પડતાં તેને કાઢવા માટે ઊંડાં પાણીમાં ડૂબકી લગાવીને **શ્વાસનું રૂંધન (પ્રાણાયમ) કરવામાં.** પાકયો મોલ

અને ઘાસ આદિ ભર ભર્યું ગાડું, માર્ગ ઠીક સમારેલો ન હોતાં તે અચાનક **ઉથલવાના વખતમાં.** જંગલી–હિંસારી જાનવર વાડી, સીમ અથવા તો ખેતરમાં ઢોરાં પર તરાપ મારતાં; પોતે તરત વીરતાથી ગર્જીને **તેનાથી પ્રિય રાષ્ટ્રધનને બચાવવામાં.** વિજળીના ચમકારો અને મેઘગર્જનાઓ થતી વર્ષાઋતુમાં નદી, વોકળા તરી, ઓળંગીને **બંધુસમાન સહાયક પ્રિયબળદો અને જીવનનાં સુખસંગી વહાલાં ઢોરાં ચરાવી,** હાંકી ઘેર આવવામાં. ઢોરોનાં અંગોએ રોગ આદિ થતાં ડામ દેવા આદિથી સુધારવા માટે તેના પગો ઠીક બાંધી **ધરતી પર પાડવાં** અને જરૂરી સમયમાં દોડી, સીમ કે પહાડોના શિખરોમાંથી ખોળીને **ઔષધિઓ આણવામાં.** અત્યારથી પણ વધુ હિંમતી ટાઢના સમયમાં માવઠું થતાં, ઘઉં આદિ મોલોમાં બ્રાહ્મમુહૂર્તમાં પાણી વાળતા રહ્યા એ **મલ્લ જેવા અભ્યાસના બળથી કઠોર; સાથે જ ક્ષત્રિયો સમા કર્મયોગના વીરવ્રતથી દેદીપ્યમાન, નિર્ભય શૂરા અને તપસ્વી** આમય–**વિશ્વઉપકારી–અન્નદાતા–પાંગતીઆઓથી શરદી અને ન્યુમોનીયારૂપી ક્રૂર શત્રુઓ સદા ડરીને દૂર ભાગતા જ રહે.**

રાષ્ટ્રદ્રોહી (તસ્કર–અપરાધી) નાસતો કે છૂપાતો ભાળતાં તો તરત દોડી તેને બળથી પકડી, પાઘડી કે દોરડાંવતી બાંધી અને **દેશરક્ષક–સેવકો (સિપાઇ) ને વા શાસકિય થાણે સોંપવામાં.** હળ, દંતાળ અને કળીયાં આદિ કૃષિકાર્યનાં કે ઘરનાં ઓજારો બનાવવા માટે **બાવળ,** ખેર અને આમલી, લીમડા આદિ વૃક્ષોને નદી, જંગલ કે વોકળાઓના કિનારાઓમાં અથવા તો વાડીને ફરતી વાડોની બાજુમાં ગ્રીષ્મના પ્રખર તાપમાં તેવાં વિશાળ ઝાડો કુહાડા કે કરવતોથી કાપી, **તેને વેરીને ગાડાં ભરવામાં.** ઘાસ કે કડબની ગંજીઓ ખડકી, સુધારી **તે ઉપરથી કુદવામાં.** એવાં અને ગમાણોમાં ખાતરને ઉથલાવવાં આદિ આપણાં નિત્યનાં ખેતી–વાડીનાં વિકાસકાર્યો બુદ્ધિની ચપળતાએ સુધારી; આર્થિક વૃદ્ધિએ નિજ તેમ રાષ્ટ્રજનોનાં સુખ માટે પ્રથમ તો વહાલાં યુવક, યુવતીઓનાં શારીરિક જોમવૃદ્ધિની અત્યારે બહુ જરૂર છે અને તેમજ રહેવાની; **એજ સદા સૌંદર્યવૃદ્ધિએ સંભાળીને કર્યાનો પૂર્ણ મહત્ત્વભર્યો સુરાષ્ટ્રના જ હિતમાં–ભક્તિપૂર્વકનો " શ્રમયજ્ઞ "** છે.

વાડી કે ખેતરોમાં ભર્યા મોલને સવારમાં, બપોરે, સાંજે કે રાત્રિએ નિરખવા માટે ચોતરફ આંટો દેવો. દરેક ઋતુના મોલ પાકયાની સાર સંભાળમાં પક્ષીઓ, ઢોર તથા જાનવરો દૂર ભગાવવાને હાથમાં **પરાણો** રાખવો. ગોફણમાંથી પથ્થરા ફેંકવામય મગદળ આદિ કસરતનાં સાધનો ફેરવવા જેટલો કે દંડ **પીલવાથી** પણ વિશેષ હરિયાળા મોલની સુવાસનાં **પોષણતત્વથી** આરોગ્યવૃદ્ધિમાં ઠીક લાભો મેળવાઇ જ રહ્યા છે. એવાં કાર્યોમાં યુવકયૂથની (સ્વયંસેવકોની ગ્રામસંભાળમાં) પૂરેપૂરી ચીવટની કળથી અને **સુદૃઢ કાન્તિવાન શરીરબળની અતિ આવ-**

**શ્યકતા સમાઈ છે.** એવી તરવરાટી ભરી ઇચ્છાશક્તિ કેળવવાની પ્રભુતા પણ ધર્મનીતિની પ્રીતિથી "**આઠઅંગી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને**" વીર્યરક્ષા વડે ઓજસ સંગ્રહમાંથી જ પ્રાપ્ત રહે છે. અત્યારે અનેક રોગોએ સમય વિનાનું વધુ **બાલમૃત્યુનું પ્રમાણ વધારે થાય છે એ પણ પવિત્ર સંયમથી ઘટી ઘટશે અને તેઓ દિર્ઘ આવરદાવાળાં થશે**. તરુણો અને યુવકોએ વધુ કૌવત-નાં સત્વો મેળવી, સંગ્રહવા અંગે આયુર્વેદ પારંગત વૈદ્યરાજ–રત્નોથી "**આરોગ્યનું વિજ્ઞાન**" જાણી અને રાત્રિ–દિવસ તેમ જીવનહિતોનાં પરમ સંયમની ગણતરીઓથી પૂરાં અવલંબનની આવશ્યકતા છે. કેમકે "**આળસ રોગ છે અને ઉદ્યમશીલતા સ્વાસ્થ્યનું ચિન્હ છે.**" માટે જ—

**આત્મપ્રિય સુપુત્રો! દુર્વ્યસનોનો તો સત્વર અંત આણવો જ જોઇએ.**

જરૂરી વિના શરીરમાં ગુપ્ત ઝેર પ્રસરાવનાર ઉકાળેલ **ચાયનું કાળું અને ગંદુ પાણી છે. "નીકોટીન"** નું ધીમું ઝેર ભરેલ તમાકુની બીડીના દુર્ગંધી (અળખામણા) ધુમાડાને દેવદુર્લભ માનવના દેહ–યજ્ઞવેદીરૂપી એટલે **દિશા, સૂર્ય, વાયુ, વરુણ અને અશ્વિનિકુમાર તથા ચંદ્રમા, બ્રહ્મા, નારાયણ અને રુદ્ર આદિ દેવોવાસી પિન્ડ બ્રહ્માંડનાં,** જ્ઞાન અને વિજ્ઞાનનાં સૂક્ષ્મઅંગો પૂર્ણ એવા પવિત્ર મુખમંદિરમાં નિરર્થક ભરવાનું × હવેથી મૂકી જ દેવું. દયાળુમૂર્તિ પૂ. શ્રી સદ્‌ગુરુદેવેશ્વરોએ વાત્સલ્યે આપ્યાં શ્રુતિ ઉપદેશોનાં જ્ઞાનઅમૃતને **પરમ આસ્થા અને શ્રધ્ધા સાથે, અદ્વૈતના સિદ્ધાંતથી મનનના–દિવ્ય પ્યાલામાં ભરીને હંમેશાં પીતે જ રહેવું.** સ્વ: તેમ સંતતીના સુધાર માટે પ્રથમ "*** કેફી પીણાંને**" સત્વર ત્યાગી તેને સાવ ભૂલી એના બદલે **ગૌમાતા આદિનાં** ગરમ કરેલાં દૂધમાં સાકર તથા બદામ પિસ્તાં આદિ વસાણાં મેળવી; નિત પીવું જ અતિ ગુણમયું છે. જેથી **શારીરિક, સામાજિક, આત્મિક, અને નૈતિક ઉન્નતિ** વડે પ્રિય સુરાષ્ટ્રનો ભાગીરથ માનવપ્રવાહ, બળની દિવ્ય કાન્તિથી પરમ ઉજ્જવળ અને મનવૃત્તિથી નિર્મળ તેમ સદા નિર્ભય બન્યો જ રહે.

**અમે વૃદ્ધોનું તમે ગુણી પુત્રો પર નિત્ય પ્રતિ વહાલ વધતું જ રહ્યું છે.**

શાસ્ત્રો સાથે પૂ. માતા–પિતા અને શ્રી સદ્‌ગુરુદેવની તથા રાષ્ટ્ર નેતાઓની જનહિતની આજ્ઞા પાળવાની સેવામાં નિત્ય મગ્ન રહી, ગૃહસ્થાશ્રમ દીપાવતા પ્રિય યુવાન–રત્નો! તેમજ સુધારાના જવાબદાર ગુણીયલ વહાલાપુત્રો! મેં વૃધ્ધઅવસ્થાના અનુભવસિધ્ધ બે બોલ મારા નિખાલસ ભાવથી કહ્યાને સૌએ પૂરું મહત્ત્વ આપી;

---

× રતડીયા [ નખત્રાણા.) ક. પાટીદારોએ હોટલની ચાનો બહિષ્કાર કર્યો. "જય કચ્છ" વર્ષ ૧૯, અંક ૭૫, પૃ. ૭ મે, ચોથી હરોળ, સં. ૨૦૦૯ જેઠ વ. ૩ મંગળવાર તા, ૩૦–૬–૫૩.

* "આરોગ્ય સિન્ધુ" વર્ષ ૨૫, અં. ત્રીજે પૃ. ૪૨ વાંચી લાભ લેવો.

**જીવનરંગમાં વહેતાં શુદ્ધ રુધિરનાં અણુંઓમાં યોગ્ય કૌવત સ્થાપવા માટે અહા વિકાસ કરવાનો ઉદ્યોગ ચાલુજ રાખશો. ૐ પ્રભુ!** (હાથ જોડી) સૌનો અમૂલ્ય સમય નહિ લેતાં, આપ પાસેથી મારા સ્થાને બેસવાની રજા મેળવું છું. પુત્રોના વધુ સુધાર અંગે, પ્રિયસાક્ષરો, વિશેષ પ્રકાશથી સુદિશા દર્શાવશો. એજ આશા. (ધર્મનો જયનાદ.)

શ્રી પ્રેમજીએ, શ્રી સભાપતિની અને શ્રી મંત્રીની આજ્ઞા મેળવી સંબંધયુક્ત કવિતા ગાઈ.

**શ્રી વીરવર્ય પાટીદારોને નિવેદન.**

— હરિગીત છંદ —

\+ પ્રિય બંધુ! પાટીદાર આ વિનંતી જરા ઉરમાં ધરો;
કરીને પ્રફૂલ્લિત મન સુણવા કર્ણને તત્પર કરો? ૧
બાળક બિચારાં આપણાં તે **પારણે** પરણી જતાં;
નિર્માલ્ય અંગો એમનાં બળબુદ્ધિ હીણુ એથી થતાં! ૨
આ બાળલગ્ન **રિવાજથી** હાનિ જુઓને થાય છે!
એ મૂળથી ટાળો વૃથા સૌ વ્યક્તિમાં બોલાય છે. ૩
તો તે વિષે કંઈ લક્ષથી જ્ઞાતિ રિવાજો બદલવા;
પ્રિય બંધુઓ! આગળ વધો અતિ **ક્રૂર** મારગ કાપવા!! ૪
સદ્‌વિદ્યા **ભણવાનો** સમય નિરર્થક સહુ વહી જાય છે,
એ બાળલગ્ને લ્હાય મોટી અંતરે સળગાય છે. ૫
આ શરીરને શોભાવનારૂં **સત્ત્વ** ક્ષીણ થઈ જાય છે!
કુમળાં બિચારાં બાળતનમાં રોગ કૈંક ભરાય છે!! ૬
કોઇ કહે મમ બાળ બહુએ તાવથી પીડાય છે;
વ્યાધિ વધી છે પેટમાં નવ અન્ન પૂરું ખાય છે ૭
વળી કો કહે મુજ છોકરો **નીસ્તેજ** કેમ દેખાય છે?
કંઈ ભૂત વળગ્યું, અરેરે! ઠ્હેમ એવા ખાય છે!! ૮
જોશી, ભૂવા, જોગીઓની રાખ, રક્ષાઓ થવા;
એ વ્યક્તિ અંધશ્રધ્ધાળુ આજે વ્યર્થ જાતાં **રઝળવા.** ૯
છે કંઇ નહિ એ મહિં શાને તમે ભરમાઓ છો;
આ નાનપણનાં લગ્ન કરતાં શીદ નહિ **શરમાઓ.** છો! ૧૦

\+ આ કવિતા પા. ઉ. માસિક તથા પ્રથમ પુષ્પમાં આવેલ છે, જે રચનાને પણ ૩૬ વરસ થયાં છે. લેખક,

નિજ બાળકોનાં દુઃખ હમેશાં શું તમે જોતાં નથી?
નિજ હૃદય રાખી વજ્ર સમ, કરતાં એ અચકાતાં નથી! ૧૧
પાષાણ હૃદયી માનવી! કંઈ દુઃખ રે! નહિ થાય છે?
આ બાળલગ્ન રિવાજથી આયુઃ નિરર્થક વહી જાય છે. ૧૨
પણ આજથી દૃઢ થઈને બાળલગ્ન તજી દીયો;
પરણ્યા વિના રાખો ભલે પણ રૂઢિ તજતાં નાં બીઓ. ૧૩
બંધુ! હવે સમજી જવા ને સારું થાવા જે કહું;
આળસ તજી ઘોને હવે નિજ શ્રેય કરવાને સહુ. ૧૪
મિત્ર વિનંતીથી કહે છે સુભાવના મમ એક છે;
બાળલગ્નો બંધ કર્યાની અહો વહેલી ટેકને. ૧૫

---

## પાંખડી સત્તરમી

**મીઠું ભ્રાતૃત્વ દીપાવવાને મિત્રોનાં હૃદય મંદિરમાં વ્યાપેલ ભાવ સુગંધી**

શ્રી સભાપતિએ:–(ઉભા થઇ) સામાજિક અને રાષ્ટ્ર જનગણની સંગઠ્ઠનશક્તિ વૃદ્ધિથી કલ્યાણ થવાના નિત્ય ઉપાસક તેમજ ધર્મતત્વ સંસ્કારોથી સાક્ષરોમાં પ્રતિષ્ઠિત **આપણા સુહૃદ શ્રી ગુર્જર સુતારપંચોમાં અગ્રેસર સ્વનામ ધન્ય ×શ્રીમાન સુંદરજીભાઇ સ્વાનુભવ કહેશે. તેને શ્રોતાગણ! સમાધાન ચિત્તથી શ્રવણ કરશો.**

સું:–**ओ३म्** સચ્ચિદાનંદેશ્વરાય પરમાત્માને નમો નમઃ ।

**एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं**

—ઋગ્વેદ, મં. ૧, સૂ. ૧૬૪, મં. ૪૬.

ભાઃ–પ્રજ્ઞાવાન મહાપુરુષો એક જ સદ્વસ્તુ ઇશ્વરને અનેક પ્રકારથી વર્ણવી ગુણગાન કરે છે.

**ऐकधा च द्विधा चैव बहुधा स ऐव हि ।**
**शतधा सहस्त्रधा चैव तथा शतशहस्त्रशः ॥**

ભાઃ–એક શબ્દાક્ષર (બ્રહ્મ) માંથી કંઇ હજ્જારો નીતિના સત્યસિદ્ધાંતો પ્રગટયા. (ભાઃ–અપૂર્ણ છે.)

મહાનુભાવ શ્રી સભાપતિજી! તથા સત્યજ્ઞાનનો પ્રકાશ, ભ્રાતૃસંગઠ્ઠનથી રાષ્ટ્ર સંસ્કૃતિની પ્રિયવંતી ધારણાના અને સ્વાર્પણવ્રતનાં પાલનથી **સ્વતંત્રતાના પૂજારીઓ!** પાડોશીઓનું શ્રેય ઇચ્છુક **મહાનુભાવો!** વિશ્વવંદિત માતૃશક્તિ **મહિલા વર્ગ!** તથા આર્યત્વથી રાષ્ટ્રની સંસ્કાર રત્નરાશિનું ગૌરવ રક્ષીત સુધીર **પ્રિય**

---

× = યુ. ઉ. અને ભ્રાતૃભાવ, પુષ્પ ત્રીજું, પૃ. ૩૩ માં વાંચવું.

**પુત્રો ! અને સુપુત્રીઓ !** આપણા સુધારક સૈનિકો "**संगच्छध्वं**" મહાનીતિથી સરસ્વતીજીનાં સ્તવને પ્રિયમાતા રીઝાવી, તેમના આશીર્વાદો પ્રાપ્તિથી અપૂર્વ સંગઠ્ઠને શક્તિ સાધી છે; તે વેદો, ઉપનિષદો અને સ્મૃતિશાસ્ત્રો તેમજ પ્રકૃતિનાં ઐક્ય અણુંઓનાં કાર્યદિપન આધારે સંપૂર્ણ યોગ્ય છે. સોળ સંસ્કારો ધારણથી ગૃહસ્થાશ્રમ દીપનનું મુખ્ય જે **પવિત્ર વિદ્યાવૃદ્ધિ સુકાર્ય, સૌએ** ભારપૂર્વક પદ્ધતિથી કરમાં ધર્યું છે તે ફૂલે અને વધુ ફળદાયી બને; એ જ અમારી અંતરેચ્છા રહી છે.

**આપે વિશાળપણાના મીઠા ભ્રાતૃત્વથી, આજ સુધી પૂર્વજોનું ગુણગૌરવ સંભાળ્યું જ છે.**

હું સંગઠ્ઠને એ વાક્યો કહીશ. આપ વિદ્યાપ્રિય વીરો ! તેમજ સુવિચારોથી પવિત્ર સંસ્કારો ગ્રહણ કરીને જીવનમાં સત્વર ધારવાનાં ઇચ્છુક ભાઇ, બહેનો ! પરમ આરાધ્ય મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રજીની **જયંતી, દીપોત્સવી** અને જગતગુરુ શ્રી કૃષ્ણચંદ્રજીની **જન્માષ્ટમી** (મહાપર્વ) માં ધર્મરાસ આદિ ઉત્સવો પ્રાચીનથી તે આજ સુધી ઉજવી રહ્યા જ છો. સાથે પૂ. પૂર્વજોનું ગુણગૌરવ નિહાળીને આપે **હમેશાંથી સાત્વિક ભોજનની સાચવેલ મહત્તા, ત્રિવેણિનાં જળનું માહાત્મય, વિશ્વપરોપકારી ત્રિભુવન પૂજ્ય કામધેનુ–ગૌમાતાઓ, વેદવિદ્ બ્રહ્મદેવો અને વિરક્તસંતોની શ્રધ્ધાથી સેવા કરી રહેલ જ છો.**

દરેક ગ્રામે કલ્યાણકર્તા (વિરાટ દેવેશ્વર) નાં પ્રાર્થના મંદિરોમાં, નિત્ય સ્તોત્રોના ગુંજારોની **સંધ્યા–આરતીઓનો** મંગલ ઘંટારવ પણ મોટે ભાગે આપની જ ખેતી-વાડીની સુપેદાશમાંની સદ્દલક્ષ્મી અર્પણથી થઈ રહેલ એવી મુખ્યશ્રેણી દીપાવનાર **પાટીદાર સમાજ કેવલ ઇષ્ટ માત–પિતાનાં વહાલાં સંતાનો જ છો.** જેથી—

**— ઐકય મંત્રજપના–ભાઇચારાથી જ જળવાઈ રહેલ પ્રેમ સંબંધ —**

છેલ્લા અમુક સમયમાં વિદ્યા અભાવનાં મહાકારણે, પુરાતનથી ચાલતા આવેલ પવિત્ર સંસ્કારો ધારવા જે કંઇક ત્રુટીઓ રહેવા પામી તેથી કરી * સ્વામીનારાયણ સંપ્રદાય પાળતા **સ્વબંધુઓ** અને નીકટના જ પાડોશી ભાઇ હાલાઈ **પાટીદારો;** આપથી માત્ર અલગ જેવા જોવામાં આવેલ ખરા. **આપ સ્વધર્મમાં લગનીધારી કર્મયોગીઓએ તો પચાસ વર્ષોમાં અથાહ પુરુષાર્થથી જાગૃતિ સાધી જ છે.** સર્વમાન્ય જગમગતા વ્યાપક સિદ્ધાંતોના મહામંત્રની–સાધનબંસીના ગુંજનનો મધુર નાદ, ભાગીરથી માતુશ્રીનાં પ્યારાં શિશુઓનાં ઘરો અને પ્રત્યેકનાં હૃદયમંદિરોમાં ગજાવ્યો; તેને ઝીલવાના સુપરિણામે પ્રિયવંતોમાં હર્ષથી ઐકયભાવના સંધાઈ, સંધાઇ રહી છે અને સર્વથી સંધાઈ જ જશે. એ સુકાર્યો આપણા સમસ્ત **માનવોની જાગૃતિ અને સંગઠ્ઠનથી શાન્તિ પ્રિય પ્રવીણરત્નોમાં સ્તુતિપાત્ર જ રહેલ છે.**

---

* = 'કર્તવ્ય ને પંથે" તેમાં પૂરું અવલોકી લાભ મેળવવો.

## ઐતિહાસિક યાદી.

એક જ વૃક્ષની બે ડાળીઓ જેમ સ્વાશ્રયી પાટીદાર બંધુઓના **કુળભૂષણ–પુણ્યવંતા સાહસિકોથી, બ્રહદ્ ગરવી ગુજરાત નંદનવન સમી–સ્વર્ગીય બાગરૂપે નિત્ય સુશોભિત રહી છે.** માળવા, નિમાડ આદિ સ્થાનમાં પ્રાચીનથી પાટીદારો બહુ ભાગે જમીનદારો, કૃષિકારો અને વ્યાપારીઓ બની પ્રમાણિકપણે વસી રહ્યા છે. **વીરમગામ તથા પાટડીના દરબારશ્રી અને રાષ્ટ્રભકત દસાના દરબાર શ્રી ગોપાલદાસ તેમ સર્વના સન્માનનીય પૂ. સરદારશ્રી વલ્લભભાઈ પટેલના આપ પરંપરાથી નિજ નાગરિક બંધુઓ રહ્યા છો.** + ઇતિહાસ તેમ × **કુળદેવીશ્રી અને ગોત્ર** તેમ જુની શાખાઓની છણાવટથી આપના પૂર્વજો પાંચ સૈકાઓ પહેલાં; એજ પ્રાણપ્યારી **ગરવી ગુજરાત** માતુશ્રીના વાસી હતા, એ સત્યવાત અમે પણ પૂરી જાણીએ છીએ.

**ત્રિલોક્ય ઉત્પાદક, વિશ્વ કલ્યાણી પૂ. ભૂવનેશ્વરીની વિભૂતિ (વિગ્રહ)નું ભવ્યમંદિર ઉંઝાની પુણ્યભૂમિમાં દીપી રહ્યું છે.** લાખો કુટુંબો શ્રદ્ધાપૂર્વક કુળદેવીશ્રીનું દર્શન કરી, માતુશ્રીના આશીર્વાદોની પાવન પ્રસાદીથી કૃતાર્થ થએ ઇચ્છીત સંકલ્પોના ઐશ્વર્ય ઉપભોગમાં જીવનક્ષણો સાર્થક કરે છે. **વર્તમાને સ્વજનો ગુજરાતમાં ખેતી માટે પુનઃ વસીને** પ્રિય ધરશ્રીનું પૂજન કરતાં સિદ્ધિદાયી વાણી ઉચ્ચારે જ છે.—

— હરિગીત છંદ —

જય માત ભૂમિ! ગુર્જરી!! ત્હારા ચરણમાં આવું છું;
તુજ સેવ કાજે **મીઠડું હું ગીત** હોંસે ગાવું છું.
વિયોગી મનડું શાન્ત કરવા જ્ઞાતિ–**ગંગે** ન્હાવું છું;
સ્વધર્મ, **ભેટી બડ જાતિને** શ્રુતિ મંત્રને, ધ્યાવું છું.

**આપણો પણ માનવકુળના કર્તવ્યધર્મની પાલન પ્રીતિની ઉચ્ચ રીતિએ; પરસ્પર ઐક્યપણાથી નિકટનો સહવાસ જ છે.**

પૂ. વડવાઓની શાખાઓમાંથી, પોતાની "**એક જ ભૂલને**" લીધે કુટુંબોના પોષણાર્થે નિજ વડવાઓએ નંદનવન (પુણ્યધામ) સમી ગુજરાતની લીલીવાડી ત્યાગી! "**ગૌ, બ્રાહ્મણ પ્રતિપાળ નોધારાના આધાર ધર્મધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ**" કચ્છ મહારાવશ્રીના પ્રજા વાત્સલ્યભર્યાં માયાળુ સાથે ન્યાયનાં સન્માન પ્રાપ્તિએ, તેઓ અત્રે પવિત્રભૂમિની હુંફાળી ગોદમાં વસેલ.

---

+ × = "**કુર્મી ક્ષત્રિય ઇતિહાસ**" સ્વ. પુરુષોત્તમદાસ લ. કૃત વાંચી, પરમ લાભ મેળવવો. તે ઇતિહાસની પુનઃ આવૃત્તિ, સમાજના અગ્રગણીઓએ મળીને છપાવવાથી; સમાજજનોની બહુ સેવા થશે. લેખક.

ખેતી-વાડીઓમાં રાત્રિદિવસ સ્વાશ્રયે રળી, નિજધરા અન્ન ઉત્પાદને સમૃદ્ધ બનાવી-ફળદ્રુપ કરી. એ પૂજ્યો સાથે નિકટના કાર્ય સંબંધને લઈ, અમારા પૂ. વડીલો પણ અહીં આવેલ. અમે પ્રથમથી જ આપ સાથે સંપર્ક સાધનાર, **એજ લીલુડી ગરવી ગુજરાત માતુશ્રીના વાસી છીએ.** એ ઉચિત સત્યવાતો વિસ્તાર પૂર્વક અમે બાળપણમાં, અમારા પૂ. ભદ્રજનોનાં સ્વમુખ-કમળોથી સાંભળેલ; એથી જ પ્રિય પાડોશીની નીતિએ આપણાં—

**કર્તવ્યોની વહેંચણી પણ પ્રાચીન સમયમાં જ થયેલ છે.**

આપશ્રી મોટા ભાઈઓએ સર્વોત્તમ ખેતી-વાડીનાં કાર્યો જ સાચવ્યાં, તેમાં આપશ્રીઓને અમે પૂરી સહાયતા માટે ઘરો, **ખેતીનાં ઓજાર** વિગેરે બનાવવા લાકડાં કામ સંભાળ્યું. બધુંજનો! **આપે સ્વપરિશ્રમથી ઉત્પન્ન કર્યાં પવિત્ર અન્નભોગ વડે જ અમારાં સ્થૂલો બંધાઇને રક્ષાયલાં છે!** આપણે નીકટપણાના સખાભાવ સંગઠનમાં મળી, જીવન કર્તવ્યોનાં-નૃત્યોમાં પરસ્પર પૂરા સહાયક રહેતાં પ્રીતિવૃદ્ધિને નિભાવતા સ્વબંધુઓ જ છીએ અને સદા રહીશું. ( તાળીઓ અને સંગઠન શકિતનો ગૌરવવંતો ધર્મનાદ ગુંજ્યો. ) જેમકે—

**સર્વની ઉત્પતિનું આદિકારણ કેવલેશ્વર પિતા હોતાં, તેનું જ આપણે મળીને ભકિત ધ્યાન કરવાનાં અધિકારી સંતાનો જ છીએ.**

(હાથ જોડીને)

**पितासि लोकस्य चराचरस्य**
**त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**
**न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो**
**लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥**

— ગીતા અ. ૧૧, શ્લો. ૪૩, પૃ. ૩૭૧

અઃ- ( હે વિશ્વેશ્વર ! ) આપ આ ચરાચર જગતના પિતા અને ગુરુથી પણ મોટા ગુરુ (અને) અતિ પૂજનીય છો. હે અતિશય પ્રભાવવાળા! ત્રણે લોકોમાં આપના સમાન પણ બીજો કોઈ નથી, (તો પછી) અધિક (તો) કેવા પ્રકારે (થઈ શકે.)

સ્થાવર, જંગમ પદાર્થો દશ્યમાન થવા " **बीजशक्ति सनातनः** " એ પ્રકૃતિનાં અણું પરમાણુંઓનાં દ્રવ્યગુણ એકત્રે, પોતાની અલૌકિક માયાકૃતિ-મહાવિજ્ઞાનની અખંડકળાથી સમસ્ત વિશ્વને ભિન્ન, ભિન્ન સૌંદર્યરંગો વડે સ્વતઃ કિરણાંશ-કરોએ ચિત્રી તેને ત્રિગુણાત્મક " યોગમાયા ભાવે " નિત્ય નુતનપણે સુશોભિત રાખ્યું છે. એ **ચૌદ ભુવનના ઐશ્વર્યપતિ** ÷ " **तत् त्वाष्ट्र विश्वरुपं** " " તે જગતનો કારીગર જે વિશ્વદેવ " સમર્થ શ્રી ચૈતન્ય સ્વરૂપ કાલાતિત ઘટઘટ વાસી " **પ્રિયાત્મા પિતા વિશ્વકર્મા-વિશ્વેશ્વરે** " કરોડો હાથોએ કરેલ કરુણા ભરપૂર

÷ ઋગ્વેદ (વડોદરા) પુરુષાર્થ બોધિની શ્રી ગીતા, પ્રથમ વિભાગ પૃ. ૪૦.

કિરણુના શીતળ છાંયાતળે જ આપણે નિત્ય મગ્ન અને નિર્ભય છીએ. સર્વનું આદિકારણ (અદ્વૈતજયોતિ એકોયં) પરબ્રહ્મપિતાના આપણે ધારણાબુદ્ધિ અમૃતપુત્રો દ્વિજોમાં જીવનલક્ષણો શોભાવી, **પ્રાકૃતિક ઐશ્વર્યને જનહિતના પરમાર્થ યજ્ઞમાં અર્પી તેવા અમર ભાવનાના વિશાળ ધર્મ કોષમાં સાચવી રહેલ છીએ.**

એમ અણુ પરમાણુઓનાં ઐકયથી સૃષ્ટિ સુંદરતાની પૂરવણી રહેવાનાં મહાન દૃષ્ટાંતે, માનવોએ પણ સર્વોચ્ચ સંઘશકિતની–શાન્તિના વિશાળ ભાવપૂર્વક; સૌંદર્યમય સૃષ્ટિના પડથાર પર દૈવીનૃત્યકળામાં પ્રવીણતાથી યશમય જીવવાનું જ છે. એ ન્યાયે આપણાં ઐકયના સત્યપૂરાવાએ અમે તથા આપણા બંધુ હાલાઈ પાટીદારોમાં, પ્રીતિ ભોજનના ગાઢ વ્યવહારથી સુમેળ રહેલ છે; **તેવી ઐકયતા આપ ધર્મપ્રેમી સમાજ સુધારક વીરસૈનિકો સાથે પણ છે.** સંસ્કારી ધારણામાં વિરમ્યાં પ્રિય બંધુ, બહેનો, પુત્ર અને પુત્રીઓ વૃત્તિથી પ્રમાદ હઠાવીને મંગળ સમય પારખતાં; શાસ્ત્રોકત નીતિથી પશ્ચાતાપો કરી દેહ અને મનના ઉજ્જવલે જાગૃત રહેશે. મહાભારતમાં કહ્યું છે કે—

**प्रायश्चित्तं हि पापानां पश्चात्ताप ईति समृतः।**

ભાઃ– પાપનું પ્રાયશ્ચિત જ પશ્ચાતાપ કરવો એજ છે.

એવા આદર્શે આપણું પ્રિયજન મિત્રોથી પણ વિવાહ આદિ **ઉત્સવોના શુભ પ્રસંગોમાં**, અન્નપૂર્ણા માતુશ્રીનો યજ્ઞશેષમય–પ્રસાદ પરસ્પર સ્વીકારવા સારું, અમે ભ્રાતૃઓની સંમતિ જ રહેશે. ( સભાજનો એ પુનઃ ધર્મનાદ ગજાવ્યો. )

મેં, આપણા ભ્રાતૃત્વની વિવેકી વાત અમારા પંચ–પરમેશ્વરને બહુ વખત વિવરણ કરી શાન્તિથી સમજાવેલ છે તેમ પ્રસંગપર નિર્ણયથી સમજાવીશ. વિશ્વમાન્ય વેદો, ઉપનિષદો અને મનુસ્મૃતિ આદિ આપ્તજનોના વર્ણવ્યવસ્થા અંગે રચેલ અને કહેલ **પવિત્ર આર્ષસિદ્ધાંતે, આપણો પણ મહાજન–દ્વિજોમાં સહપ્રીતિ ભોજને જ બંધુત્વપ્રેમ વધુ દીપશે.** સર્વની સંઘશકિતએ બુદ્ધિમંતથી સાધ્યા રૂડા પુરુષાર્થોએ; પવિત્ર ભારતીની કર્મભૂમિમાં નિર્ભય ગુણમાં રહીને સ્વર્ગીય સુખાનંદ અનુભવાશે. જેમકે—

**માનવજીવનમાં સુકર્મના–પુરુષાર્થયોગની જ્ઞાનજયોતિથી, સ્વર્ગીય સૃષ્ટિમાં ઐકયનાં–સૌંદર્યની વૃદ્ધિરૂપ મૂલ્યનું મળતું મોતી.**

મારી સૌ જિજ્ઞાસુઓ સમક્ષ એજ વિજ્ઞપ્તિ છે કે * આર્યત્વના પરમોત્તમ અને સુદૃઢ આદર્શોએ ગૂંથેલ ચતુર્થવર્ણાશ્રમ–ગુણકર્મના સનાતન સ્નેહ સંકલનાનો રસાળ સંબંધ દીપાવવા માટે આપણે નિશદિન ÷ **“ ઋતમાર્ગ, ચરિત્ર, ધર્મ**

---

* મનુસ્મૃતિનું બહોળું વાંચન અને મનન સાથે નિદિધ્યાસન કરવું.

÷ “ **ભારત નિર્માતા** ” ભાગ ૧ લો પૃ. ૧૪. (લખનઉ)

**અને આચાર"** એ દિવ્યશ્રેણીનાં નીતિ આચરણો કર્તવ્યોમાં ધારવાં. જેથી ધાર્મિક આદિ પ્રસંગોમાં પરસ્પર વિશ્વાસની લાગણીપૂર્વક વધુ સહાયથી જીવન સુખરૂપ ગાળીશું. સત્યવાદી રાજા **શ્રી હરિશ્ચંદ્ર,**મર્યાદાપુરુષ **શ્રી રામચંદ્રજી,** ન્યાયવ્રત અને ધર્મપ્રિય **શ્રી અશોક,** છત્રપતિ **શ્રી શિવાજી** મહારાજ અને **મહારાણા શ્રી પ્રતાપ, શ્રી વિક્રમાદિત્ય તેમજ શ્રી ભોજરાજા** આદિ પ્રજા વાત્સલ્યે ધર્મપ્રિય અમે ન્યાયભૂષણોએ ગૌરવવંતા પૂર્વજો જેમ, આપણે સ્વમાનપૂર્વક રાષ્ટ્રના અખંડ યશ ઉજ્જ્વલમાં દિવ્ય સંસ્કૃતિ ધારણે જીવનનો પૂરો ફાળો આપીશું. (વંદેમાતરમ્)

**સ્વભાંડુઓનો ભૂલથી થયો અતિ દુઃખભોગ અને હવે સૌએ ચીવટની**
**ચતુરાઇ રાખ્યાથી જ જાતિ અંદરનો તે ક્ષયરોગ તરત મટયો.**

**" वरं प्राणत्यागो न पुनरधमानामुपगमः । "**

—પંડિત શ્રી વિષ્ણુશર્માં.

ભાઃ–પ્રાણ ત્યાગવો ઠીક, પરંતુ નીચ–દુષ્ટની બાજુમાં જવું બુરું છે.

**+ सत्यमेव जयते नानृतम्**–મુંડકોપનિષદ.

ભાઃ–સત્યની જય થાય છે, જુઠની નહિ.

અમુક બંધુઓમાં પ્રથમ જે પ્રમાદ દેખાયો તે ઉત્સાહી ÷ **મિત્રોની રાત્રિ દિવસોની સેવા લગનીના અથાગ પ્રચાર વડે સદંતર મટયો છે.** શ્રી માધવજીભાઇ જેવા હૈયાંધાણોનાં નેત્રકમળોમાંથી પણ પરમ પશ્ચાતાપે દુઃખનાં આંસુઓ ટપક્યાં! તો પ્રિયો!! ઉત્સાહથી સન્માર્ગે ચાલવા માટે સત્ય જીવનમાં ધારજો. મારો વિશ્વાસ છે કે જે પ્રિયવંતો જવલ્લે પાછળ છે તે પણ **જ્ઞાન-અંબારના** ગ્રહણલાભથી, સંગઠ્ઠનમાં સાથી થશે જ. અત્યારે ચંદ્રિકા આપણા અને આ પીપળીનાં પાનો પર રૂપેરી ચાદર જેમ પથરાઈ છે તે ઉમંગના સંકેતથી સૂચવે છે કે " હે અમૃતપુંજ માનવો! વેદોનાં જગમગતાં દૈવતને નમ્ર નીતિરીતિએ સ્વાધ્યાયથી મેળવી, **જ્ઞાનપ્રભાની મનનરૂપી ગુણચંદ્રિકાથી સર્વત્ર પ્રેમળ શાન્તિનું સુખ પ્રસરાવીને જગમાં કલ્લોલ કરતાં જ રહો."**

**તેવું જીવનવ્રત નિત્ય માણવા અંગે, અમારું પણ કર્તવ્ય છે કે—**

આપણી વિવકાનુકૂળ ઐકયતાએ નિજ અંતઃકરણ ઝંખતું હતું, તે અંગે ટૂંક વિચારો આ જ પુણ્યપ્રસંગે કહીને શાન્ત કર્યું. મારું જ માનવીય કર્તવ્ય છે એવું હું સમજી, **આપણાં પ્રિયદર્શનો કેળવવા** રૂ. એક હજારને એક ફૂલની પાંખડીએ આપું છું તેને વડીલ બંધુઓ! સ્વીકારશોજી. આવતા મહીનામાં સ્વઃપુત્રો (પ્રભુની આપેલ વિભૂતિ–માયા) જગજીવન, પુરુષોત્તમ, કલ્યાણજી અને વિશ્રામ આનંદનગરથી અત્રે આવશે. પુત્રો પણ સૌને **મહાવિદ્યાલય અને**

---

+ = આગળ પૃષ્ઠ ૯૫ માં પૂરો મંત્ર તથા અર્થ વાંચી લાભ મેળવવો.

÷ = યુ. ઉ. અને ભ્રાતૃભાવ, પુ. ત્રીજું પૃ. ૬૧ થી ૯૧ સુધી અવલોકવાં.

**વિદ્યાર્થી ભુવન આદિ** ઘરો બંધાવવામાં સહાય આપશે. (ધર્મ જયનાદ સાથે, ધન્યવાદનો હર્ષધ્વનિ.)

**— અગત્યની સૂચના —**

દાન ઉઘરાવનાર સ્વયંસેવકોને ઘેર, ઘેર ફરી, સાહિત્યપ્રિયોને વિનવવું ન રહે તે સારું અત્યારના જેમ સ્વઃઉમંગથી સરસ્વતી માતાનો મંગળકળશ દાન-ઝરણાંથી ભરાયો તેમ ઐકયરંગી દાનઅર્પણે તેવી જ સદુપયોગ નીતિથી પુનઃ પુનઃ ભરાઇ; વપરાશમાં છલકાઇને **વિદ્યાવૃદ્ધિએ સદ્‌ભાવ નિત્ય સચવાઈ રહે** એજ મારી નમ્ર સૂચના છે. ઇંગ્લાંડ, અમેરિકા અને રૂસ આદિ દેશોનું પૂર્ણહિત સાધક શુભેચ્છુઓએ અર્વાચીન સમયમાં જે પ્રાકૃતિક ઐશ્વર્ય પ્રાપ્તિએ પ્રગતિ સાધી, તે પણ **હોંસથી વિપૂલ દાન આપતે રહેવાના અદ્વૈત નીતિમાર્ગ વડે જ.**

**— આપણી ઉમાંણુનો-રત્નકોષ, ચિરસમય સુધી રક્ષાઈ રહે. —**

અમો વૃધ્ધોએ પરિશ્રમથી સંગ્રહેલ તત્ત્વ વિચારોરૂપી ધનવૃક્ષનાં પવિત્ર બીજાંકુરોને પ્રિય કુમારો ! તમારી ઉત્સાહથી તત્પર રહેલ અંતઃકરણોની મન, બુદ્ધિ અને ચિત્ત આદિ વૃત્તિઓની મનોહર વિશાળ વાડીઓની, **શ્રધ્ધા તેમ સુસંકલ્પોનાં ખંત-ખાતરથી કેળવેલ નમ્ર કયારીઓમાં** વાવવાં જ છે; જેમાંથી સુવૃક્ષની વૃદ્ધિ તથા ગુણફળોની પ્રાપ્તિ અને તેને આરોગનારી સુરક્ષાના લાભ માટે ઉગતી સુપ્રજા પણ સ્વાનુભવના અનુકૂળ રહ્યા દેવીમાર્ગમાં સુખપૂર્વક કલ્લોલ કરે. એજ પરમ ભ્રાતૃત્વના સંગઠ્ઠન રસમાંથી **પ્રગટતો તેમ નિત્ય નીતરતો, સુરાષ્ટ્ર અને વિશ્વભરની શાન્તિની રક્ષા માટે** અમૃતપાન કર્યાનો વિશાળ મિત્રપ્રેમ છે. અસ્તુ, જયહિન્દ. (ભારત માતાનો જયનાદ ગૂંજ્યો.)

---

## પાંખડી અઢારમી.

સું:-

**સંયમ આદિ વ્રત પાલનથી, દૈવીસુખનાં અખંડ લાભની અપૂર્વ સુગંધી.**

**" हरि गुनसो सागर भर्यो, कवि कपोतकी चंच;**
**पियंत न खूटे प्रेम पय, याते बरन्यो रंच. "**

—પ્રવીણ સાગર, પૃ. ૨૮.

અર્થઃ—હરિના ગુણનો સાગર ભરેલો છે, તેમાંથી કવિ પોતે તો આ ગુણવર્ણન કરી, માત્ર એક ચાંચ જ ભરે છે. હરિ ગુણનું પ્રેમરૂપી જળનું દૂધ પીવાથી ખૂટતું નથી.

" **शतायुर्वै: पुरुषः** " આ વેદભગવાનનું વચન છે. તેથીઃ-**મનુષ્યનું જીવન સો વર્ષનું છે.**

" **शरीरमाद्रम् खलु धर्म साधनम्** " શરીર સાજું નરવું હોય તો જ ધર્મનું સાધન થાય છે.

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं
प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं
पुमान् भवाब्धिं न तरेत् स आत्महा ॥

(શ્રીમદ્ ભાગવત ૧૧/૨૦/૧૭)

ભા:– આ મનુષ્યદેહ સર્વ શુભફળોની પ્રાપ્તિનું આદિકારણ તથા બહુ જ દુર્લભ હોવાથી પણ ઇશ્વરની કૃપાથી આપણા સારું સુલભ થયેલ છે. આ સંસારરૂપી સમુદ્રથી પાર થવા માટે તો **સુદૃઢ નૌકા છે,** જેને ગુરુરૂપ નાવિક ચલાવે છે અને હું (કૃષ્ણ) વાયુરૂપ થઈ તેને આગળ વધવાને સહાયતા આપું છું. એવી સુંદર નૌકા પામીને પણ જે મનુષ્ય આ ભવસાગરને નથી તરતો, તે નિશ્ચય જ આત્માને હણનાર અર્થાત્ પતન કરવાવાળો છે.

## આદર્શ બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને જ્ઞાન–ભંડારનાં વિદ્યારત્ન ચાહક કુમારો !

આપણા "મેધાબુદ્ધિ (ધારણા) ત્રિકાલજ્ઞ" પૂ. શાસ્ત્રકારોએ પ્રકૃતિ નિયમાનુસાર **ચાર આશ્રમ** નક્કી કરેલ, તેમાંથી સર્વ પ્રથમ **બ્રહ્મચર્યાશ્રમ** છે, તે સર્વે આશ્રમોની ઉન્નતિનો સુદૃઢ પાયો છે. બ્રહ્મચર્યની મર્યાદા પણ મહાનુભાવોએ, **પુરુષની** ૨૫ વર્ષની અને **સ્ત્રીની** ૧૬ વર્ષની પૂર્ણદૃષ્ટિથી નક્કી કરેલ છે; તેમાં તલભાર પણ ફેરફાર ન જ થઇ શકે. છતાં કોઈ અબુધ વ્યકિત આ નિયમ તોડે તો પ્રકૃત્તિ પણ તે વ્યકિતને તોડી જ પાડે છે. પ્રકૃત્તિનો નિયમ પણ ઘણો કઠોર છે; છતાં તેના નિયમાનુસાર ચાલે છે, **તેને અમૃતસમાન ફળ દે છે.** તેને જે તરછોડે છે તેને તે વિષસમાન સંહારક થાય છે. સદુપયોગ કરવાથી **અગ્નિ** જેમ પરમ ઉપકારી થઇ શકે છે અને દુરૂપયોગ કરવાથી તે અગ્નિ મહાન વિનાશકારી બની જાય છે. ઠીક, આ ન્યાય પ્રકૃત્તિના સંપૂર્ણ નિયમોના સમજવા.

બ્રહ્મચર્ય બે પ્રકારનું છે. એક "**નૈષ્ઠિક**" અને બીજું "**ઉપકુર્વાણ**" આ જન્મ બ્રહ્મચારીને "**નૈષ્ઠિક**" કહે છે અને ગુરુગૃહમાં યોગ્યતાથી બ્રહ્મચર્યનું પાલન કરી, વિદ્યાપ્રાપ્તિ પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશનાર બ્રહ્મચારીને "**ઉપકુર્વાણ**" કહે છે. છતાં કોઈ આ જન્મ બ્રહ્મચર્યવ્રત ધારણ કરે તો પછી પૂછવું જ શું રહ્યું? **તે આ લોકમાં સત્યે જ દેવતા તુલ્ય પૂજનીય બને છે.** એવા પુરુષો સંસારમાં બહુ જ વિરલ છે, દાખલા તરીકેઃ–જગદ્‌ગુરુ **૧૦૦૮ શ્રી શંકરાચાર્યજી, સમર્થ શ્રી રામદાસ સ્વામી, મહર્ષિ શ્રી દયાનંદ સરસ્વતી, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી** વિવેકાનંદ અને **સ્વામી શ્રી રામતીર્થ,** પૂ. **વિનોબાભાવે આદિ** આદર્શ શ્રેણીએ બ્રહ્મચારી મહાત્માઓ પાકયા છે, તેઓ કર્મયોગનું તપોબળ અને બ્રહ્મબળના ધારણથી; આજ સંસારમાં કીર્તિ અને યશવૃદ્ધિએ નિત્ય સન્માનપૂર્વક પૂજાઇ રહ્યા આપણે નિહાળીએ છીએ.

પ્રિય કુમારો ! સ્મરણ રાખજો કે કેવલ સદાચારયુક્ત બ્રહ્મચારી પુરુષ જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આદિ સુમાર્ગમાં આગળ વધી શકે છે. આજના કુમારોની જીવનશક્તિના વધુ ભાગનું સારસત્ત્વ વિલાસોમાં જ ક્ષીણ થતાં, અહા ! દૈવીકાન્તિઓ કરમાયલી જ રહે છે ! ! પૂર્વજો જેમ પોતાનું ફરીથી બળ, તેજ અને પરાક્રમને નિશ્ચયપૂર્વક ખિલાવી, તેનો અન્ય તરુણોના લાભ સારું સર્વત્ર સદ્બોધ આપે, તે અંગે પૂર્વજોએ અનુભવ્યો બ્રહ્મચર્યાદિનો ગુણમહિમા સંક્ષેપે સમજાવીને મારું જીવનકર્તવ્ય પૂર્ણ કરીશ.

આરોગ્ય અર્થે પૂ. શ્રી મનુમહારાજ કહે છેઃ—

\+ અનારોગ્યં અનાયુષ્યં અસ્વર્ગ્યં ચાઽતિભોજનં ।
અપૂણ્યં લોકવિદ્વિષ્ટં તસ્માત્પરિવર્જયેત્ ॥

ભાઃ–અતિ ભોજન રોગોની વૃદ્ધિ કરનાર, આયુષ્યને ઘટાડનાર, નરકમાં પહોંચાડનાર, પાપ કરાવનાર અને લોકોમાં નિન્દા કરાવનાર છે. તેથી અતિ ભોજનનો ત્યાગ કરવો.

માટે—

અહાર શુદ્ધૌ સત્વશુદ્ધિઃ સત્વશુદ્ધૌ ધ્રુવા સ્મૃતિઃ ।
સ્મૃતિલમ્ભે સર્વગ્રન્થીનાં વિપ્રમોક્ષઃ ॥
—છાંદોગ્ય ઉ. ૭/૨૬/૨.

ભાઃ–અર્થાત્ અહારની શુદ્ધિથી સત્ત્વની શુદ્ધિ થાય છે. સત્વ શુદ્ધિથી બુદ્ધિ નિર્મળ અને નિશ્ચયી બને છે. ફરીથી તે પવિત્ર અને નિશ્ચયી બુદ્ધિથી મુકિત પણ સુલભતાએ પ્રાપ્ત થાય છે.

**વીર્યની ઉત્પત્તિ.**

રસાદ્રક્તં તતો માંસમ્ માંસાન્મેદઃ પ્રજાયતે ।
મેદસ્યાઽસ્થિ તતો મજ્જા મજ્જાયાઃ શુક્રસંભવઃ ॥
—શ્રી સુશ્રુતાચાર્ય.

ભાઃ–રસથી, માંસ અને માંસમાંથી મેદ તથા મેદથી અસ્થિ અને મજ્જાથી જ વીર્ય બને છે.

**વીર્યનો પ્રચંડ પ્રતાપ.**

સમુદ્રતરણે યદ્વત્ ઉપાયો નૌઃ પ્રકીર્તિતા ।
સંસાર તરણે તદ્વત્ બ્રહ્મચર્યં પ્રકીર્તિતમ્ ॥

ભાઃ– જેવી રીતે સમુદ્ર પાર થવા માટે નૌકા જ શ્રેષ્ઠ સાધન છે. તેવી રીતે આ

\+ = વાંચક મિત્રજનો ! સહેલાઇથી જાણી, સમજીને પરમ લાભ મેળવી શકે તે માટે શ્લોકો ગુજરાતીમાં જ રાખ્યા છે. લેખક.

ભવસાગર પાર થવા માટે અર્થાત્ સર્વ દુઃખોથી મુક્ત થવા બ્રહ્મચર્ય જ ઉત્કૃષ્ટ સાધન છે.

**બ્રહ્મચર્યની ધારણા.**

તેથી—

ચે તપશ્ય તપસ્યન્તિ કૌમારાઃ બ્રહ્મચારિણઃ ।
વિદ્યાવેદવ્રતસ્નાતા દુર્ગાણ્યપિ તરન્તિ તે ॥

ભાઃ– જે કુમાર બ્રહ્મચારી, બ્રહ્મચર્યરૂપી તપનો તપસ્વી છે અને જેમણે સુવિદ્યા (વેદ) થી પોતાને પવિત્ર બનાવેલ છે, તેજ કેવલ અદ્‌ભુત અને કઠિનથી પણ કઠિન કાર્યને પૂર્ણ કરી શકે છે, અથવા આ દુસ્તર સંસાર–સાગરને તરી શકે છે.

માટે–એવી ઇચ્છાશકિતની નૌકાને પામીને પણ જે મનુષ્ય આ ભવસાગરને નથી તરતો, તે નિશ્ચય જ આત્માને હણનાર અર્થાત્ પતન કરવાવાળો છે.

એજ બ્રહ્મચર્યની વ્યાખ્યા કરતાં, પરમ માનનીય ગુરુજનોએ કહ્યું છે, કે–

મનસાકર્મણાવાચા સર્વાવસ્થાસુ સર્વદા ।
સર્વત્ર મૈથુન ત્યાગો બ્રહ્મચર્યં પ્રવક્ષતે ॥

ભાઃ– અર્થાત્ મનથી, કર્મથી, વાણીથી હમેશાં દરેક અવસ્થામાં મૈથુનનો ત્યાગ કરવો, એનું નામ બ્રહ્મચર્ય અને–એ સાત્વિક વ્રતને ધારણ કરનાર તે બ્રહ્મચારી.

**अष्ट मैथुन.**

" स्मरणं कीर्तनं केलिः पेक्षणं गुह्यभाषणं ।
संकल्पोऽध्यवसायश्च क्रिया निष्पत्तिरेव च ॥
पतन्मैथुनमष्टांगं प्रविदन्ति मनीषिणः ।
विपरीतं ब्रह्मचर्यं पतत् एवाष्ट लक्षणम् ॥ "

ભાઃ– " શાસ્ત્રમાં બ્રહ્મચર્ય નાશનાં આઠ મૈથુન બતાવ્યાં છે— (૧) કોઇ પણ ઠેકાણે વાંચેલું, સાંભળેલું વા ચિત્રમાં અથવા પ્રત્યક્ષ જોયેલું સ્ત્રીનું ધ્યાન, ચિન્તન વા સ્મરણ કરવું. (૨) સ્ત્રીઓના રૂપ, ગુણ અને અંગ પ્રત્યઙ્ગનું વર્ણન કરવું–શૃઙ્ગારિક ગીત અથવા ખરાબ વાત બકવી. (૩) સ્ત્રીઓની સાથે દડા. ગંજીફા, શેત્તરંજ, હોળી ઇત્યાદિ રમત રમવી. (૪) કોઈ સ્ત્રી સામે ગીધ અથવા ઊંટની જેમ ગર્દન ઉંચી કરી વા ફેરવીને પાપ દૃષ્ટિથી અથવા ચોર દૃષ્ટિથી જોવું. (૫) સ્ત્રીઓમાં વારંવાર આવવું અને જવું. તેઓની સાથે એકાન્તમાં વાતચીત કરવી. (૬) શૃઙ્ગાર-રસપૂર્ણ વાહિયાત નોવેલો વાંચીને કિંવા સ્ત્રીઓનાં ગંદા ફોટાનાં ચિત્રો જોઇ કરી, અથવા નાટક સિનેમાનાં નિરર્થક કામચેષ્ટાપૂર્ણ દૃશ્ય જોઇ કરી તેની કલ્પનાઓમાં મગ્ન રહેવું. (૭) કોઇ પણ અપ્રાપ્ય સ્ત્રીની પ્રાપ્તિ માટે વ્યર્થ પાપપૂર્ણ પ્રયત્ન કરવો. (૮) પ્રત્યક્ષ સંભોગ, એ જ અષ્ટ મૈથુન છે. આ લક્ષણોથી સાવ વિરુદ્ધ લક્ષણ અખંડ બ્રહ્મચર્યનું હોય છે. આદર્શ બ્રહ્મચર્યમાં એમાંનું

એક લક્ષણ અથવા મૈથુન નહીં આવવું જોઇએ. કેમકે તેમાનું કોઈ પણ મૈથુન અથવા લક્ષણ મનુષ્યને નષ્ટ ભ્રષ્ટ કરવામાં પૂરું સમર્થ છે."

### બ્રહ્મચર્યનો અપૂર્વ મહિમા.

" ન તપસ્તપ ઇત્યાહુર્બ્રહ્મચર્યં તપોત્તમમ્ ।
ઊધ્વરેતા ભવેદ્ યસ્તુ સ દેવો ન માનુષઃ ॥ "

ભા:– ભગવાન કૈલાસપતિ શંકર કહે છે, કે, :– " બ્રહ્મચર્ય અર્થાત્ વીર્યધારણા એ જ ઉત્કૃષ્ટ તપ છે. તેનાથી વધારે તપશ્ચર્યા ત્રણ લોકમાં બીજી કોઈ અને કયાંઇ પણ નથી. ઊધ્વરેતા પુરુષ અર્થાત્ અખંડ વીર્યને ધારણ કરનાર જ પુરુષ આ લોકમાં મનુષ્યરૂપે પ્રત્યક્ષ દેવતા જ છે. "

સિદ્ધે બિન્દૌ મહાયત્ને કિંન સિદ્ધયતિ ભૂતલે ।
યસ્ય પ્રસાદાન્મહિમા મમાપ્યે તાદૃશો ભવેત્ ॥
( કૈલાસપતિ )

ભા:– મહાન પરિશ્રમ પૂર્વક બિન્દુને સાધનાર અખંડ બ્રહ્મચારીને માટે ત્રિભુવનમાં પણ એવી કોઇ વસ્તુ નથી કે, અસંભવ વા અસાધ્ય હો. બ્રહ્મચર્યના પ્રતાપથી મનુષ્ય મારા તુલ્ય અર્થાત્ ઈશ્વિર તુલ્ય સર્વત્ર વન્દનીય વા પૂજનીય બની જાય છે.

### ગૃહસ્થમાં બ્રહ્મચર્ય.

બ્રહ્મચર્યં સમાપ્યાય ગૃહધર્મં સમાચરેત્ ।
ઋણત્રય વિમુક્તયર્થં ધર્મેણોત્પાદયેત્ પ્રજામ્ ॥

ભા:– બ્રહ્મચર્ય અવસ્થા પૂર્ણ થયા પછી; પચીસવર્ષની યુવાવસ્થામાં ગૃહસ્થ ધર્મ સ્વીકાર કરે. (દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ એ ત્રણ ઋણોથી છૂટા થવા માટે ) ધર્મવિધિથી સુપ્રજા નિર્માણ કરે.

ઋતાવૃતૌ સ્વદારેષુ સંગતિર્યા વિધાનતઃ ।
બ્રહ્મચર્યંતદેવોકતં ગૃહસ્થાશ્રમવાસિનામ્ ॥
( શ્રી યાજ્ઞવલ્કય )

ભા:– ઋતુકાળમાં સ્વસ્ત્રીથી (ધર્મ પત્નીથી) વિધિયુકત અર્થાત્ શાસ્ત્રાજ્ઞાનુસાર કેવલ સંતાન પ્રાપ્તિ માટે સમાગમ કરનાર પુરુષ, ગૃહસ્થાશ્રમમાં રહ્યો થકો પણ બ્રહ્મચારીજ છે.

યચ્ચ કામસુખ લોકે યચ્ચ દિવ્યં મહત્સુખમ્ ।
તૃષ્ણાક્ષય સુખસ્યૈતે નાર્હતઃ ષોડશીં કલામ્ ॥

ભા:–અર્થાત્, નિષ્કામતામાં અથવા વિષયના વૈરાગ્યમાં જે સુખ ભરેલું છે. તેનો સોળમો હિસ્સો પણ સંસારના સુખ વા સ્વર્ગના સમસ્ત દિવ્ય ઐશ્વર્યાદિમાં નથી.

## વિષયનું ભયંકર વિષ.

દોષેણ તીવ્રો વિષયઃ કૃષ્ણ સર્પ વિષાદપિ ।
વિષં નિહન્તિ ભોક્તારં દ્રષ્ટારં ચક્ષુષાપ્યહમ્ ॥
(વિવેક ચૂડામણિ.)

ભા:–અર્થાત્ કાળા સર્પના વિષથી પણ વધારે, વિષય જન્ય વિષ અત્યંત ભયાનક છે. વિષ તો પી લેવાથી મનુષ્યનું મૃત્યુ થાય છે, પરંતુ આ વિષય વિષ એટલું ઉગ્ર–ભયાનક છે, કે કેવલ તેના તરફ દૃષ્ટિ માત્ર કરતાં જ મનુષ્ય મૂળમાં બળી જાય છે. કવિઓએ કહ્યું છે કે:—

### (મન અને ઇન્દ્રિયો.)

—: દોહરા :—

" જહાં કામ હિરદય વસ્યો, ભયો પુણ્ય કો નાશ;
માનો ચીનગી આગકી, પરી પુરાની ઘાસ. "
" રહે શાન્ત જે યુવાનીમાં, શાન્ત, ધીર તે વીર;
નષ્ટ થયા પછી વીર્યનો, કો ન બને ગમ્ભીર ? "

તેથી કરીને:-બ્રહ્મચર્ય વડે આરોગ્યનું મહત્ત્વ સમજીને જીવન દીપાવવાનું છે.

ધર્માર્થ કામ મોક્ષાણાં આરોગ્યં મૂલમુત્તમમ્ ।
રોગાઃ તસ્યાડપહર્તારઃ શ્રેયસો જીવિતસ્ય ચ ॥

ભા:–એક માત્ર આરોગ્ય જ ચારે પુરુષાર્થોનું સર્વોત્તમ મૂળ છે અને રોગ તે ચારેને નષ્ટ કરી નાખે છે, એટલું જ નહિ છતાં જીવનનેય પણ અકાળે કરીને ચિન્તા અને ચિતા પર ચડાવી દે છે.

તેથી સત્કૃત્ય કર્યે મનુષ્ય પોતે જ પોતા માટે મિત્ર છે અને અપકૃત્ય કરતાં પોતે જ શત્રુ છે કેમકે:—

સ્વયં કર્મ કરોત્યાત્મા સ્વયં તત્ફલમશ્નુતે ।
સ્વયં ભ્રમતિ સંસારે સ્વયં તસ્માત્ વિમુચ્યતે ॥

ભા:–મનુષ્ય પોતે જ કર્મ કરે છે. પોતે જ તેનાં સારાં અથવા નરસાં ફળ ભોગવે છે, પોતાનાં જ કર્મથી આ કરાલ સંસારમાં ફેરા લગાવ્યા કરે છે. અને પોતાના જ કર્મોથી એ સર્વથી મુક્ત પણ થઈ જાય છે.

ધર્માર્થૌ યઃ પરિત્યજ્ય સ્યાદિન્દ્રિયવશાંનુગઃ ।
શ્રીપ્રાણધનદારેભ્યો ક્ષિપ્રં સ પરિહીયતે ॥

ભા:–જેણે ધર્મતત્ત્વનો પરિત્યાગ કરીને, ઇન્દ્રિય–વશ થઇ સ્વેચ્છાચાર અથવા પોતાનું મનમાન્યું કર્યું છે, શીઘ્ર ધન, પ્રાણ, સ્ત્રી, પુત્રાદિ સર્વ નષ્ટ થવાથી, તેની

મહાન દુર્ગતિ થાય છે, અને જે ધર્મતત્ત્વાનુસાર ચાલે છે, તેનો જોત જોતામાં જ સર્વ રીતે અભ્યુદય થાય છે, અને અંતમાં સદ્‌ગતિ થાય છે. જેમકેઃ—

"તસ્માત્સર્વપ્રયત્નેન ધર્મં શુક્રં ચ રક્ષયેત્ ।"

ભાઃ-તેથી કરીને, સર્વ પ્રકારથી પ્રયત્નપૂર્વક ધર્મ અને બ્રહ્મચર્યની રક્ષા કરવી. ધર્મ જ જીવન છે અને અધર્મ જ મૃત્યુ છે! તથા બ્રહ્મચર્ય જ જીવન છે અને વીર્યનાશ જ મૃત્યુ છે!

તેથી સત્સંગના પરમ મહિમાએ શાસ્ત્રીય કર્તવ્ય કરવાનું છે કેઃ—

સત્સંગઃ પરમં તીર્થં સત્સંગઃ પરમં પદમ્ ।
તસ્માત્સર્વં પરિત્યજ્ય સત્સંગં સતતં કુરુ ॥

ભાઃ-સત્સંગ પરમ પવિત્ર તીર્થ છે. સત્સંગ જ શ્રેષ્ઠ પદ અર્થાત્ મોક્ષ છે. તેથી સર્વ ત્યાગીને કાયા, વાચા અને મનસાએ નિત્ય સત્સંગનું જ સેવન કરવું.

*तुल्याम् लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥
(શ્રીમદ્‌ભાગવત.)

ભાઃ-એક તરફ પાર્થિવ ભોગ, સ્વર્ગ અને મોક્ષ તથા બીજી તરફ સંતના સંગની એક ક્ષણ, તેની તુલના પણ નથી થતી. એવો દુર્લભ સંતોનો સંગ થાય છે. તેથીઃ—

"તાત સ્વર્ગ અપવર્ગ સુખ, ધરિય તુલા એક સંગ ।
તુલૈ ન તાહી સકલ મિલિ, જો સુખ લવ સત્સંગ ॥"
(તુ. માનસ રામાયણ.)

સત્સંગત્વે નિઃસંગત્વં નિઃસંગત્વે નિર્મોહત્વમ્ ।
નિર્મોહત્વે નિશ્ચલતત્વં નિશ્ચલતત્વે જીવન્મુક્તઃ ॥
(શ્રી મચ્છંકરાચાર્ય.)

ભાઃ-સત્સંગથી નિઃસંગની પ્રાપ્તિ થાય છે. નિઃસંગથી નિર્મોહ અથવા વિષયની અપ્રીતિ વધે છે. નિર્મોહથી સત્યનું પૂરું જ્ઞાન અને નિશ્ચય થાય છે. સતત્ત્વ નિશ્ચલ જ્ઞાનથી મનુષ્ય જીવનમુક્ત થઇ જાય છે, અર્થાત્ આ સંસારથી તરી જાય છે.

"પ્રાણાયામ"

"પ્રાણો યત્ર વિલીયતે મનસ્તત્ર વિલીયતે ।
મનોવિલીયતે યત્ર પ્રાણસ્તત્ર વિલીયતે ॥"
—હઠયોગ.

* = કલ્યાણ, વર્ષ ૧૮, અં. ૬, પૃ. ૮૮૩.

ભા:-" પ્રાણોનો લય (યા કુંભક) કરવાથી; મનનો પણ લય થાય છે અથવા મન પણ સ્થિર થાય છે, અને મનનું લય થવાથી પાંચે પ્રાણો પણ સ્થિર થાય છે. તેનો પણ લય થાય છે. "શ્રી મનુ મહારાજ કહે છે કે " જેમ અગ્નિથી ધાતુઓનો મેલ નષ્ટ થાય છે, તેમજ પ્રાણાયામથી મન અને ઇન્દ્રિયો પવિત્ર અને સ્થિર થાય છે."

પ્રણવો ધનુઃ શરો હ્યાત્મા બ્રહ્મતલ્લક્ષ્યમુચ્યતે ।
અપ્રમત્તેન વેધ્ધવ્યં શરવત્તન્મયો ભવેત્ ॥

ભા:-જેવી રીતે બાણ અહીં તહીં ન જતાં, પોતાના લક્ષ મહીં પહોંચીને, તેની સાથે એક થઇ જાય છે, તેવી રીતે જ જીવરૂપી બાણ અહીં તહીં ન ભટકતાં, પોતાનાં પરમાત્મારૂપી લક્ષ્યની મહીં પ્રવેશીને, તેની સાથે એક થઈ જવું જોઇએ. તે અંગે:—

સ યઃ સંકલ્પબ્રહ્મેત્યુપાસ્તે ક્લૃપ્તાન્વૈ સઃ ।
લોકાન્ ધ્રુવાનં ધ્રુવ પ્રતિષ્ટાન્ પ્રતિષ્ઠિતે ॥

ભા:-જે આ નિશ્ચય સંકલ્પરૂપી બ્રહ્મની નિત્યપ્રતિ ઉપાસના કરે છે, તે નિર્ભય બની આ લોક તથા પરલોકમાં, ઇશ્વર તુલ્ય પૂજનીય બને છે અને તેનું સર્વત્ર સન્માન થાય છે.

ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत् ।
इन्द्रोह ब्रह्मचर्येण देवेभ्यः स्वराभरत् ॥

અથર્વવેદ ૧/૫/૧૯.

ભા:-ઋષિઓએ બ્રહ્મચર્યના તપથી જ મૃત્યુને જીતી લીધું અને બ્રહ્મચર્યથી જ તેઓને આત્મપ્રકાશ પણ થયો છે અથવા ઇશ્વરતત્વને પ્રાપ્ત થયા છે."

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥

(ગીતા, અ. ૩, મં. ૪૩)

અર્થ:-આ પ્રકારે બુદ્ધિથી પરે અર્થાત્ સૂક્ષ્મ તથા સર્વ પ્રકારે બળવાન અને શ્રેષ્ઠ પોતાના આત્માને જાણીને (અને) બુદ્ધિદ્વારા મન ને વશમાં કરીને હે મહાબાહો! (પોતાની શક્તિ સમજીને આ,) દુર્જય કામરૂપ શત્રુને માર.

વિદ્યારત્ન સંગ્રહનાર કુમારો! આ છે આપણા પૂર્વજોએ આપેલી જીવન સુખદાયી પરમ વિભૂતિની મહામૂડી, તેને દક્ષતાથી સાચવીને ખરચવી.

---

## પાંખડી ઓગણીસમી.

### યુવકોનાં જીવન જાગૃતિથી જ પ્રસરતી સેવા સુવાસ.

જિજ્ઞાસુઓએ શ્રી ગુરુદેવની કૃપાદ્વારા ધર્મ રહસ્યો જાણી, નિદિધ્યાસન વડે સર્વાત્મહિતની સાધન સીડીએ ચઢવા માટે સેવા જ પ્રથમ પગલું છે.

આપણું યુવકરત્નો જ પરમ ઐશ્વર્ય-ધન છે, હજી પણ હું સ્મૃતિનાં વાકયો સમજાવી નિજ હૃદયમાં અપાર સુખ પામીશ. અમે વૃદ્ધોનું અને સમાજ તેમ રાષ્ટ્ર આદિના દૈવતરૂપ ધનનાં ઉમાણુની થાપણુ પ્રિયકુમારો! તમે જ છો. વધુ કષ્ટો સહી સૌને ધ્રુવમય ઉન્નતિમાં લેનાર, **સાચા તારણહાર નીતિજ્ઞ કુળ-દીપકો જ છો.** યુવાનીના મોંઘા સુસમયને દીનજનોનાં ઉદ્ધારમાં નિત્ય ખરચવા સારું લક્ષ આપી પૂરી જવાબદારી ભર્યું કર્તવ્ય બજાવવું. એમ સત્ય-તુલાધાર માટે **યુવાની જ** ત્રણે અવસ્થાનાં ઉદ્ધાર કર્યામાં સિદ્ધિની મધ્યરેખા હોતાં, યુવકમિત્રોએ જીવનનું મહત્ત્વ સાધવા સારું **સદા આસ્થાવાન અને નિષ્ઠાવાન જ રહેવું.**

પૂર્વે ધીર, વીર અને ગંભીર એવા અક્ષય કીર્તિશાળી શ્રી પ્રહ્લાદ, ધ્રુવ અને અભિમન્યુ આદિ વીરગણો જ **વિશ્વમાં પ્રભાકરરૂપે રહ્યા છે.** શૌર્યવંત સંસ્કૃતિ-સિદ્ધિના આદર્શભાવો નિર્ભયપણે જીવનમાં ધારીને સુયોગ્યે વર્તવાની **યુવાની જ કૈલાસરૂપ ઉજ્જવલ ચોટી છે.**

**યોગ્ય પુરુષાર્થે જ આર્થિક પ્રાપ્તિ થતાં, કુટુંબનું પોષણ.**

સુધનને સર્વહિતનાં સ્થળમાં ઉપયોગ કરવા અર્થે ભાગ્યરૂપ ગુપ્ત કળાવાળી દૈવી તીજોરી ઉઘાડનાર **યુવાની જ વિદ્યુતસ્પર્શી વિજ્ઞાનકુંચી છે.**

શાસ્ત્રોક્ત બ્રહ્મચર્ય પાલન અને ગૃહસ્થાશ્રમનાં "**ત્રિઋણ**" ચૂકવનાર અને ઓજસ્વી પ્રજા નિર્માણમાં **યુવાની જ** ધર્મવિભૂષિત અષ્ટાંગયોગની સુંદર ધારણા છે. એ આદર્શ પ્રાપ્તિએ સંકટોભેદી, લક્ષમાં પહોંચી અને કુટુંબીઓને સદા નિર્ભયપણાંનું પરમ સુખ પહોંચાડવા માટે ગૃહસ્થાશ્રમમાં રક્ષાયલા વિશાળ કિલ્લાનું અજેય દુર્ગદ્વાર **યુવાની જ** છે.

**યુવાનોએ અક્ષય યશ પ્રાપ્તિની સાધનાના સુમાર્ગ વચ્ચમાં, સંકટોનાં વિઘ્નો પડતાં પણ અતુટ ધીરજ ધારવી.**

**યુવાની** એટલે **સંયમવૃત્તિ-બાહુબળના** એકજ ઝાટકે; અનેક દુરાચારો **કાપી તેને દૂર ફેંકવા માટે વિશ્વેશ્વરી** માતાભવાનીના મંગળ **પ્રસાદરૂપે મળેલ અને સંચિતના** મહાપુણ્યોદયથી પ્રાપ્ત કરેલ, એજ **સુવર્ણમય નિત્ય ચળકીત રહેતી વિજયવંતી તલવાર** છે.

**યુવકોનું, પ્રથમ સુઆરોગ્ય જ સાચાં સુખ-સમૃદ્ધિની-ચિંતામણિ છે.**

યુવાનોએ આરોગ્ય રક્ષણના પવિત્રદેહ વડે થતા **સેવાયજ્ઞમાં**, સંયમરૂપી કષ્ટ-સમિધાનાં હવિ સ્વાહા થવાને **વિશુદ્ધિએ** ભાવમંત્ર સાધવાનો સમય; **હોતારૂપ રહેલ ઉત્સાહવંત યુવાની જ છે.**

કૃપાળુએ, મનુષ્યાવતારમાં મહાપ્રસાદે દીધી **યુવાની જ દિવ્ય વિભૂતિનું** "**ચંદ્રોદય રસાયણ**" છે, તેને શરીર પર ચોળી, આરોગી અને દૃઢ મનથી જીરવીને-પચાવવામાં જ પોતાનું તથા **પિતૃભક્તિ, ગુરુભક્તિ, રાષ્ટ્રભક્તિ** અને

પ્રભુભક્તિ માટે મનોવાંચ્છિત સાધનાથી મોક્ષ પ્રાપ્તિનું શાશ્વત: કલ્યાણ ફળ સમાયું જ છે.

યુવાનીનાં સદાચરણોથી જ માનવસમૂહને સુખ મળતાં રહે છે.

યુવાની જ વિશુદ્ધાનંદ ઓઘના ઉત્સાહ થનગનાટે દિવસ અને રાત્રિમાં ઉછળીને મીઠું ગીતડું ગાતે, અતિ ઉમંગથી લ્હેરો લેનાર સદા ઘૂઘવતો સાગર છે. અનિષ્ટોને માનવભ્રાતૃથી દૂર ઉડાવનાર અને સુભાવનારૂપી વિરાટના ગગન-ગુંબજમાં નિર્ભયતાથી વિચરનાર એજ વીરમકુત દેવની રુદ્રમૂર્તિ–યુવાની છે. અગણિત ગુણો શોભિત યુવાનીમાં સતકર્મથી, પ્રથમ પૂ. જન્મદાતાં માત-પિતાની અખંડ ભક્તિથી સેવા કરવી. ગૃહિણી. સંતાનો, પાડોશી, સગાંઓ, જાતિ અને પ્રિય રાષ્ટ્રના યશ ઉજ્જવલે દક્ષતાથી નીતિમાન રહેવું. એમ યુવાનોએ હરક્ષણમાં સન્મતિથી નીતિ રીતિ આચરીને પ્રથમ પાયાનું કર્તવ્યધર્મ દીપાવવું જ તેથી એવી-

યુવાનીનાં દૈવતનું માનદાન.

યુવાનોની સેવા તણી, પૂજ્યોએ રાખેલી આશા;
ગૃહસ્થીમાં મિષ્ટ સુખો તણા, પત્ની નિત નાખતી પાશા. ૧
યુવાનોથી હિતો તણાં, ભારતીય રાખતી આશા;
યુવાનીના અર્પવા રાષ્ટ્રકાજે, પ્રત્યેક શ્વાસોચ્છ્વાસા. ૨

પૂ. જન્મદાતાઓએ અપાર ગુણો કર્યાં બદલ કિંવા ઓશિંગણ થવાનો સમય પ્રિય યુવાની જ છે; યુવાનોથી સૌએ ભલાઇ મેળવવા માટે મીટ માંડી છે. એવી ક્ષાત્રસમી યુવાનીના સુઅવસરને " ભોગે રોગ ભયં " એમ ક્ષણભંગુર મિથ્યા વિલાસોમાં ન વેડફતાં જનતા-જનાર્દનની કલ્યાણકારી સેવામાં ખરચવો. એ આદર્શ અવસ્થા જ જ્ઞાનજ્યોતિથી વધુ ચાલીને સેવા કરવાની દિશા દર્શીકા છે.

" દેખી દુઃખ ડરે નહીં તજે ન હિમ્મત લેશ;
એવા નિપુણ વીરનો સહાયક રામ હમેશ. "

દૂરદર્શીય અનુભવનાં દૈવત વડે વર્તમાન સમયને સુધારનાર યુવાન જ શૌર્યમૂર્તિ અડગ રહેલ યોદ્ધો છે.

યુવાનીમાં ધાર્મિક આજ્ઞાઓનાં પાલનથી ઠરેલ બુદ્ધિ વડે માન-અપમાન સહીને સૌમ્યભાવની ઝળકીત સાધનાએ " मातृवत् परदारेषु " એ પવિત્રદષ્ટિથી શીલવૃત્તિ કેળવી આચાર, વિચાર અને સંકલ્પ-વિકલ્પો શુદ્ધ રાખવા; જેથી સૂક્ષ્મદેહનાં-તત્ત્વયંત્રોનાં સંસ્કારી મંડળો પણ પવિત્ર બન્યાં રહે. પૂ. ભગિનીઓનાં શીયળ-મર્યાદાની રક્ષા માટે પ્રાણ ન્યોચ્છાવરનાં શિસ્તપાલનાર્થે દૃઢ મનોબળ કેળવનાર, શૌર્યવંત યુવાન જ ક્ષત્રિયવીર-રાષ્ટ્રરત્ન મહાયોદ્ધો છે.

સદ્‌બુધ્ધિવૃધ્ધિ તરુણો! અને યુવકવીરો! સંયમ પાળવાની દિવ્યલગનીમાં જ સતત વિચક્ષણ રહેવું.—

" યથાહિ નિપુણઃ સમ્યક્ પરદોષેક્ષણં પ્રતિ।
તથાચેન્નિપુણઃ સ્વષુ કો ન મુચ્યેત બન્ધનાત્॥

ભા:– " જેમ આ પુરુષ પરદોષો વર્ણન કરવામાં બહુજ કુશળ છે **તેમ પોતાના દોષો કહેવામાં નિપુણ હોય**, તો એવો કોણ પુરુષ છે કે જે સંસારનાં કઠોર બન્ધનોથી છૂટતાં **મુકત ન થઈ જાય?** "

**યુવાનોએ** મન, કર્મ અને વચન વડે શાસ્ત્રઆજ્ઞાઓથી **સદાચારોનું સેવન કરતાં**, સમાજ, રાષ્ટ્ર અને સંસારના ખૂણામાંથી કંકાસ આદિ દ્વેષનું વિષબીજ નિર્મૂળ થતાં; માનવભ્રાતૃનું સાચું સંગઠન સધાય." **संवृद्ध** " – " **વિદ્યા વિજયાદિ ગુણયુકત પંડિતો સાથે વર્તનાર યુવાન.** " એમ યુવકો ઉચ્ચશ્રેણીથી નીતિન્ન રહેતાં, સર્વ સ્થળમાં વાતાવરણ **કલ્યાણમય** જ રહેવાનું.

**પણ—કોઇક યુવકના જીવનનું દુષિત વાતાવરણ તો અવશ્ય સુધારવું જ જોઇએ.**

ભણેલ કે અભણ પણ ધંધામાં ગૂંથાયો રહેલ એવો તે યુવક, શ્રીમાતાજી–પિતાજી તથા નિજ શ્રી **સતીરૂપ** ગૃહિણીનાં સુખનો આધાર છે. પરંતુ એમાથી કોઇક યુવાન તો **મૃગતૃષ્ણાએ નરકનો કીટાણું** બની; શ્વાન જેમ અહીં તહીં ભટકતો રહે અને પ્યારાં (ગભરુ) બાળબચ્ચાં, કોમળાંગી ગરીબડી પત્ની, અપંગ વૃદ્ધો અને કુટુંબીઓ તેની વાટ જોવાની વ્યાધિથી કળકળતાં રહે! પાછળ છડી સ્ત્રી તો વરસો સુધી પતિ ઘેર આવ્યાની **વિરહીવાટ જોતાં, જોતાં** અંતે મને કે કમને પાપીયા–ઉદરપોષણ માટે બીજો ભવ કરવો **રહે!! એવા ભટકતા રહ્યા અધમકૃત્યી! કર્મચંડાળો!! કપૂતોના કારણે!!!** અનેક દોષોની નિંદવાતો હું પણ ક્વચિત્ સાંભળું છું! એ કલંકકથા આપણા પ્યારા **સુજ્ઞ** યુવાનોના જીવનયશ વૃદ્ધિ **માટે** પણ અતિ હાનીકારક જ છે!!

**આશાવાદીઓની સદ્‌ આશાઓ ફળીત કરવા અંગે યુવાનો જ સુજ્ઞ બને.**

અહો! જેમના પર સમાજ અને રાષ્ટ્ર ઉન્નતિની ઉજ્જવલ આશાઓનો **ભાવિ આધાર** રહેલ છે તેવો યુવાન, પતિત અને શોકપૂર્ણ નિકૃષ્ટ દશામાં ઘેરાયલો જોઈ: **સમાજહિત ચિંતકોનાં** સુહૃદયો દુઃખોથી ખિન્ન થતાં અપાર ચિન્તા (અગ્નિ) ના ચરુમાં ઉકળી રહ્યાં છે!! એમ ઉન્નતિના કિનારા સામે નિબિડ-અંધારું ફેલાયું છે!!! " **જેમકે સંસારલીલાની મોહિનીમાં કંઈક ચૂર્ણ થતાં લય થઈ ગયા! જેનો તેનાં વાલીઓને પત્તો મળવો પણ મુશ્કેલ છે.** "

પરંતુ દિવ્ય રાષ્ટ્રના **અશોક સ્થંભરૂપ,** શૂરવીર, સંયમી અને દક્ષ યુવાનોએ

પૂ. ભગિનીઓનાં **શિયળમર્યાદાની** રક્ષા માટે હજારો અને કંઈ લાખોએ હસતે મુખે અમૂલ્ય દેહોનાં બલીદાન આપી, માનવી કાયાઓની અને **તેના દેહી ચૈતન્યદેવોની બ્રહ્દ રાષ્ટ્રમાં કલ્યાણી કીર્તિ પ્રાપ્ત કરી; તેનાં ઇતિહાસોની ગાથાઓનાં સુવર્ણાક્ષરોએ રહ્યાં અમર પુરાવાનાં ઝળહળીત સ્મારકો છે.**

આજ જનતંત્ર રાજકારણના સુરાષ્ટ્ર રક્ષીય યજ્ઞમાં સમસ્ત **સુજ્ઞકુમારોનાં** આત્મદૈવતનાં અને ઉચ્ચ ચારિત્ર્યબળોનાં સદ્‌સામગ્રીની અતિશય જરૂર છે. **"પર-તિય માત સમાન"** એ ભારતવર્ષિય આર્યવીરોની દૈવીવનના ભવ્ય આદર્શોથી મહિલાવર્ગનાં શીલગુણ (પરમ ધર્મ) ની રક્ષા માટે સત્ય કર્તવ્યધર્મનાં પાલનથી **"શાન્તિના વિજયવંત માર્ગે" અને માનવકુળના જીવન નિર્ભયપણામાં** કૂચ કરાશે.

**યુવાનોને સર્વદા મળતી સુયશ પ્રાપ્તિના-સ્વર્ગદ્વારની ઉજ્જવલ ચાવી પણ નેત્રોની અમીમય દૃષ્ટિ કેળવી રાખ્યામાં જ સમાઇ છે.**

**જન્માષ્ટમીના** સર્વમંગળ આદર્શ ઉત્સવના તે પ્રથમથી રમાતા રહ્યા **"ધર્મરાસમાં"** કોઈ વાલીઓને લક્ષ્મીજીનાં સ્વરૂપ-ગુણો સમાન પોતાની **પ્રિય વધૂશ્રીઓ, ધર્મસ્વરૂપ પૂ. પુત્રીઓને** માનવોભર્યા ચોકમાં જવા માત્રની આજ્ઞા આપવામાં પણ મન, વિચાર અને **શરીરો કંપે છે!** સદા નિંદ્ય, છકેલા! અને કુળને અપકીર્તિના નર્કકુંડમાં ડૂબાડનારા પતિત યુવાનોનાં છાકટાંપણાં પર દરેકના હજારો, અરે!! **લાખો ફિટકારો જ હજો!!!**

**સતી અને યતિનાં** પરમ પૂનિત આચરણો ધારણથી રક્ષાયા વડે જ સંસાર-નાવ તરી તેમ તરતી જ **રહેશે. અગ્નિદેવ, બ્રહ્મદેવ, વૈદિક મંત્રો, અંતરિક્ષે વ્યાપક દેવો અને પૂ. માત-પિતા આદિ પંચ સમક્ષ "સપ્તપદી" થી પાણી ગ્રહણ કરેલ; તે વિણ સંસારમાં અન્ય પૂ. માત અને ભગિનીઓની જ તથા પિતા, બંધુઓની સૌંદર્યમયી**-પવિત્ર દેવી અને દેવતાઓની જ મંગળમૂર્તિઓ છે. તેમના સુવિચાર-સરોજની મંગળવિભૂતિની દિવ્યગુણ-સુગંધીને નિત્ય **માતૃત્વે તેમ પિતૃત્વે** વંદતે, સર્વની નિર્ભયતાનું દૈવીસદન અહીં જ દર્શાતાં **સર્વનાં** અ-ભયતાનું અમૃત વર્ષાશે. પ્રિય કુમારો! **"સાચું સુખ તો વિષયોનાં શમન કર્યાનાં સંયમ-વૈરાગ્યમાં છે,** ભોગોમાં તો નથી જ."

ગીધ અને કાગડા જેવી ચપળ દૃષ્ટિવાન; અભક્ષાભક્ષ ચાટના અડકનારને તરત ઓળખી, તેની દુર્વૃતિની દુર્ગતિના ઝેરી કુસંકલ્પ તંતુઓ તોડી નંખાવવા. જેમકે—

"ભીતર સોં મૈલો હિયો બાહર રૂપ અનેક;
નારાયણ તાસોં ભલો, કૌઆ તન, મન એક."

કાગડા જેમ વિષ્ટા ભરખવાનો કુસ્વભાવી ઉચ્છૃંખલ માત્ર ટાપટીપવાળો દુષ્ટ, દુર્ગુણી અને ઉધ્ધત-કુલાંગાર યુવાન; સમાજ અને રાષ્ટ્રઅભ્યુદયના સુંદર માર્ગની વચ્ચમાં

નડનાર મોટા કાળમીંઢ **પથ્થરો જેમ વૈરી છે!** શ્રી માત–પિતાનાં ઉજ્જ્વલ યશ-વંત કુળમાં નિરર્થક ઉગી નીકળેલ એ કપુત–અંગારીઓ છે!! **શ્રી જન્મદાતાનાં રહન સહનનાં સારસત્ત્વનું દૂધ બગાડવા માટે** અંધતા–તિમિરે લપાતી, છૂપાતી, આડી અને વાંકી કુચાલ ચાલી, તેમને જ ભરખનાર એ મહા વિષધર નાગ છે!!!

**તે ભયંકર પ્રાણી કબજામાં લેવા માટે સુજ્ઞ મિત્રોએ ઐક્યઆદર્શની મધુરી મોરલીનો નાદ ગજવતાં જ રહેવો.**

સુવ્રતધારી ઉત્સાહી કુમારોએ પોતે ગુણવંત–**ગારોડી** સમાન ધર્મરહસ્યનાં નિદિધ્યાસનની **ગુણબુટ્ટી** ગ્રહણે ચતુર રહી, એ ઝેરી (વિકારોભર્યાં) કાળા–નાગને સુધારના પ્રેમરૂપી ચકોરનીતિની સાધનાના–સાંબુસાની દાબથી ચપળતાપૂર્વક પકડીને ગુણ–ગૂંથણીઓના–કરંડીયારૂપી **નિજ મહામંડળીમાં** ઘેરવો. શનૈઃ શનૈઃ એટલે વખતો વખત મોટા ઝાપટા ક્ષેમામય–સમજાવવાની ચીવટની ભીંસ આપી તેની કુસ્વભાવની વૃત્તિમાં ભર્યું વિકારી–હળાહળ ઝેર સાવ નીચોવી જ નંખાવવું. એના પાપલીલા કુકૃત્યના **બાહુ તીક્ષ્ણ** અને કુટુંબ, સમાજ તેમ રાષ્ટ્રમાનવોનાં પવિત્ર–સંસ્કારોનાં કલેવરમાં ભયંકર ઝેર પ્રસરાવતા લાંબા અને તીણા રાક્ષસી–ક્રૂર દાંતો તત્કાળ ઉખેડી જ નાખવા! તેને પણ ધર્મરહસ્ય–સાહિત્ય સંસ્કારની મોરલીના મધુરનાદથી, જીવન હિતોપદેશનું–નિત દૂધ પીવરાવી તેના તન, મન અને વૃત્તિઓના **કુસંકલ્પ–ફુંફાડાઓ શુદ્ધ અને શીતળ** કરાવવા. તેને વળી જાગૃતિહિતે કેસરિયાં પહેરેલ મરણિયો યોધ્ધો કેળવાવી, સાર્વજનિક સેવાનાં–સમરાંગણમાં શૌર્યપણે નૃત્ય કરાવતાં જ રહેવું. દક્ષ મિત્રોએ એ મહત્કાર્ય ચીવટથી પૂરું સંભાળવા માટે **મોહન–મંત્રના** વીરહાંકની મોહક મોરલીમાં તત્પર થવાના–નાદોથી સર્વોત્કૃષ્ટ મીઠું ગીત ગાવું. એમ શૌર્યવંત પ્રચારમાં **માનવ મિત્રનાં હિતનો મહાન આદર્શ સમાયો જ છે.—**

" સત્ય વચન અરુ દીનતા, પરતિય માત સમાન;  
ઇતને પર હરિ ના મિલેં, તો તુલસીદાસ જમાન. "

" કબીરા, કબીરા ક્યા કરો, શોધો આપ શરીર;  
પંચ ઇન્દ્રિયાં વશ કર્યે, (તો) આપ હૈ દાસ કબીર. "

**— રાષ્ટ્ર નીતિ, રીતિ સંસ્કૃતિની પરમોત્કૃષ્ટ ઉજ્જ્વલતા —**

ઋષ્યમૂક પર્વતપર શ્રી રામચંદ્રજીએ, બંધુશ્રી લક્ષ્મણજીને તે મળ્યાં આભૂષણો વિષે પૂછતાં, લઘુબન્ધુશ્રીએ આર્યોજ્જ્વલ નીતિમતિનાં વર્તને ઉત્તર આપ્યો, કે,—

" नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले ।  
नूपुरेत्वमिजानामि नित्यं पादांभिवंदनात् ॥ "

આર, શ્રી વા. રામાયણ. કિષ્કિ. કાંડ, પૃ. ૨૩૬.

ભા:— એ સર્વ (ઘરેણાંઓ) માં કેવલ નૂપુરને ઓળખી શકું છું, જો કે દરરોજ **વંદન કરવા સમયે; હું શ્રી સીતામાતાના ચરણોને નિહાળતો** હતો. આ કેયૂર, કુંડલો આદિને હું ઓળખતો નથી. કેમકે ચરણારવિંદોનું ધ્યાન છોડી, મેં દ્રષ્ટિ ઉંચી કરી; કદી પણ જોયું જ નથી.

વાહ, ધન્ય, ધન્ય હો; આર્ય જાતિના સંસ્કાર શિરોમણિ-સુભાગીરત્ન **વીરશ્રી લક્ષ્મણજીએ મનોનિગ્રહ અને બ્રહ્મચર્યથી પાળ્યા પવિત્ર આદર્શને.** આપણા શિષ્ય-આત્માઓના પરમ શ્રધ્ધાથી એ પૂર્ણ તપસ્વી-યતીવર્યાત્માના દિવ્ય સંયમ-વ્રતના ગૂહ્ય ગુણયશને નિત્ય વંદન છે.— **તેવો ઇન્દ્રિય નિગ્રહ તથા દમન** નો પવિત્ર અને સુખદાયી સંયમ સાધવા,

—: ગીતિની ચલતી :—

યુવાની દીપાવવી, એ છે **પ્રભુતા યોગ;**
મળી નથી યુવાની કંઈ માત્ર ભોગવવા **ભોગ.** ૧
યુવાની **સંયમે** સાચવ્યે હડશેલે **બુઢાપો—રોગ;**
સદ્નામના જીતી જવા, મળ્યો **યુવાની યોગ.** ૨

બ્રહ્મભાવની મેધાબુદ્ધિ માટે સર્વોત્કૃષ્ટ ધ્યેયની નિત્ય પ્રાપ્તિ સારું તરુણો અને યુવકોનાં તન, મનની આદર્શ કેળવણીનું વીરવાણીના આલાપોથી ગીત ગાવું.

**યુવકોનાં અંગો પરનું વિશ્વમાનવોમાં અતિ વહાલું રહ્યું એવું સત્વર ધારવાનું વ્યાપક સુંદર ભૂષણ.**

યુવાની શોભાવી આજ ધર્મ તણી બની **પાજ;**
વેરી કરી **ગુણો** સારા યુવાની **દીપવવી** આજ. ૧
પ્રેમી પ્યારા, **પુત્રો** અમારા સત્યની છો સાચી **પાજ;**
ધર્મ, હિતે **વ્રત** તણી હૈયે કોરી રાખી **દાઝ.** ૨
રાષ્ટ્ર તણી, ખરી [1] **આણી**– વેળાએ બચાવી **લાજ;**
પૂર્વેના યુવાને **પહેર્યાં,** ધરી એવાં રૂડાં [2] **સાજ.** ૩
પ્રાચીન **ભટવીરો** જેવી, હૃદયે ધારી **ધર્મદાઝ;**
**કરજ** સાથે ચોખ્ખું કરીને હોંસેથી ચૂકવવું **વ્યાજ.** ૪
સેવાર્પણના **લ્હાવ** જ **લેવા** શિરપર પહેરી **કંટક તાજ;**
**શૌર્યશાળી**– વિજ ચમકથી કૌશલ્યે રણમાં વાગે **નાદ.** ૫
સંપ–**સ્નેહે** જીવન જીવી ભોગવવું નિષ્કંટક **રાજ;**
એજ અમારું **વૃદ્ધનું કહેવું,** **મિત્ર**–યુવાનો! **ધારો,** આજ. ૬

---

૧= માનવ સેવા કરવાના વર્તમાન સમયમાં, ૨= રાષ્ટ્રિય સેનાના રણયજ્ઞે કેસરિયાં કરવાં.

—અસ્તુ, વંદેમાતરમ્ ( પુનઃ તે નાદ ગુંજ્યો )

પૂ. શ્રીમાને સમયોચિત પદ્ધતિસરનાં સુવાક્યોથી, યુવાનોને **સંગઠનનાં** તથા **જિતેન્દ્રિયપણાંનાં** શિસ્ત પાલનનું વિસ્તૃત સંબોધન આપીને સર્વોતમ વંદન કર્યું. શ્રોતાઓના હર્ષભર્યાં ધન્યવાદો પ્રાપ્તિથી વડીલે સ્વસ્થાન લીધું, અને શ્રી મંત્રીજીએ ઉભા થઈ; પ્રસંગ અનુસાર ભજન ગાયું.

—: પદ :—

" અનારી મન કામ નરક કો મૂલ; ધ્રુવ.

૨ રંગ રૂપ મેં રહ્યો લુભાના, ભૂલ ગયો **હરિનામ** દિવાના;
યા **યોવન** કા કૌન ઠિકાના દો દિન મેં હો ધૂલ ૧
અમૃત— ભરે કલશ બતલાયે, ધરિ ધરિ કે આનન્દ મનાવે;
ચમડેકી થૈલી હૈ મૂરખ ! જા પે રહ્યો બડો ફૂલ ૨
" જા મુખકો ચન્દાકર " માનો, થૂક, લાર વામેં લિપટાનો;
છી છી છી છી તુમરી મતિપર વિષ્ટા મેં ગયો ભૂલ. ૩
કૈસા ભારી ધોખા ખાયા, હાડ, ચામ પર મન લલચાયા;
" વામન " ઇશપર **ગૌર** કિયા કુચ્છ? યહી કાલકો શૂલ. ૪
" હાડ, ચામડ માળખું, મહિં માસ ને ભર્યું રક્ત છે;
ઉપર મઢેલું ચામડું કહો ક્રીલ કયાં આસક્ત છે ? "
—કવિનો, વૈરાગ્ય વિચાર.

" તે સ્ત્રીના દેહને પ્રથમ તું એ દષ્ટિથી જો કે, તેના દેહ પરનું બધું ચામડું ઉતારેલું છે " ( માળાનો એક મણકો. પૂ. યોગી શ્રીમદ્‌રાજચંદ્ર. )સ્મૃતિ.

---

## પાંખડી વીસમી.

### ભ્રાતૃત્વ વૃદ્ધિમાં, શાસ્ત્રીય સંગઠ્ઠન સુવાસ.

સભાઃ-(ઉભા થઇ) આપણા સુધારસાથી તેમ પરમ અદ્વૈતભાવનાવાહી પૂ. વડીલશ્રી વાશણબાપા, સૌની પ્રાર્થના સ્વીકારતાં સમયોચિત હિતની રસપ્રસાદી પીરસશે; તેનો સજ્જનવૃંદ લાભ મેળવશો.

---

૨= પૃ (૧૨૪) થી (૧૩૦) સુધી જે શ્લોકો; દોહરા આદિ છે તે સ્વામી શિવાનંદ કૃત " **બ્રહ્મચર્ય જીવન હૈ** " તેમાંથી લઇને તેને વાંચક મિત્રો સરળતાથી સમજીને લાભ મેળવે તે માટે ગુજરાતીમાં રાખેલ છે તે મૂળ પુસ્તક દરેક યુવક મિત્રો અને યુવતીઓ એ જરૂર વાંચવું.
" ઠે. છાત્ર–હિતકારી પુસ્તક માલા. દારાગંજ પ્રયાગ, " ત્યાંથી મળશે. મૂ. બાર આના. લેખક.

વા:— ॐ સર્વાત્માને નમો નમઃ

**वसुदेव सुतं देवं कंश, चाणुर्मर्दनम् ।**
**देवकी परमानंदम् श्री कृष्णं वंदे जगद्गुरुम् ॥**

ભા:-વાસુદેવના પુત્રદેવ (અને) કંશ, ચાણુરના મર્દન કરનાર, દેવકીજીના પરમ આનંદમય (એવા) જગદ્‌ગુરુ શ્રી કૃષ્ણ ! આપને વંદન કરું છું.

**मूकं करोति वाचालं पंगुं लंघते गिरिम् ।**
**यत्कृपा तमहं वन्दे परमानंद माधवम् ॥**

ભા:-મૂંગાંને બોલતાં કરો છો, લંગડાંને પર્વત ઓળંગાવો છો, (તે બધું) આપની કૃપા વડે. (એવા) પરમ આનંદરૂપ (હું આપને) વંદું છું.

**असितगिरिसमंस्यात् कज्जलं सिन्धुपात्रे**
**सुरतरुवरशाखा लेखनी पत्रमूर्व्वीं ।**
**लिखती यदि गृहित्वा शारदा सर्वंकालं**
**तदपि तव गुणानामीश पारं न याति ॥**

હે ઇશ ! નીલગીરી જેટલા કાજળની સમુદ્ર જેવડા પાત્રમાં સમાઇ રહે એટલી સાહી કરી, આ જગતપરનાં જેટલાં દેવતાઇ ઝાડો છે, તેમની શાખાઓની લેખણો કરી, પૃથ્વીના પડ જેવડા કાગળમાં; સર્વના કરતાં ચપળ લખનાર સરસ્વતી સદાકાળ લખ્યા કરે તો પણ આપના ગુણોનો પાર આવે નહીં.

પરમ માનનીય શ્રી સભાપતિજી ! સાક્ષર શ્રી સદ્‌ગૃહસ્થ મિત્રો ! ધર્મપ્રેમી ભાઇઓ ! પૂ. બહેનો ! તથા પ્રિય પુત્રો ! અને પુત્રીઓ ! આપણે એકાગ્રચિતથી સત્ય સાંભળ્યું, તેમજ નિત્ય અનુસરતાં **પરમાનંદ મેળવવો.** અત્યારે સમય વધુ નથી. ફરી એકત્ર મળતાં હું સ્વાનુભવસિદ્ધ વાર્તાને વિસ્તારથી કહેવા કોશિશ કરીશ.

પૂ. શ્રીયુતે વેદ, ગીતા આદિનાં રહસ્યનું અમૃત પીરસ્યું તે લોકસંગ્રહે જીવન-પુષ્ટિમાં હિતકર છે, તેના સાંગોપાંગ અંગીકારે પાન કરવાથી જ બંધુઓનો સઘળો પરિશ્રમ સફળ છે. તે અંગે—

## એક મહત્ત્વ ભરી યાદી.

અમને તથા સુધારક ભાઇઓને તત્ત્વ સમજવામાં, સંકટો સહન કર્યાનો અભ્યાસ કેળવતાં × વર્ષો થયાં પણ આપણે **"એક મગ ને બે ફાડ"** જેમ જ રહેલ. ખેતરો, વાડીઓ, લેવડ-દેવડ, ધંધારોજગાર અને દરેક વહેવાર વહીવટમાં પરસ્પર સહાયક રહ્યા; તેમજ રહીશું. આપણે, બાળકોનાં **લગ્નોમાં** અને દરેક વર્ષના વૈશાખ સુદિ પુનમના દિવસે + **કુળદેવી શ્રી ઉમીયાંજીનાં** પૂજન માટે

---

× = **"કર્તવ્યને પંથે"** પૃ. ૩૩ માં વાંચવું.

+ = પરિષદો અને સંમેલનોમાં ઠરાવો ઘડી, એ પુણ્યપર્વ દિવસ સંગઠનથી સંપૂર્ણપણે ઉજવવો. લેખક.

**ઉજાણી અને યજ્ઞોપવીતની વિધિ સારું શ્રાવણી આદિ પર્વો ઉજવી, તેને પ્રીતિ-ભોજનથી દીપાવીએ છીએ,** એવી જ શ્રદ્ધાથી ભ્રાતૃપ્રેમનો મંગળયશ અવિચળ છે. (ધર્મ જયનાદ) સૌનો ઇષ્ટદેવ એક જ હોતાં, આપણાં સ્વચ્છ મન મનન-માળામાં પરોવીને ઐક્યપણાંથી સુકર્તવ્યો કરવાં—

÷ **आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।**
**ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥**

મનુસ્મૃતિ, અ. ૧, શ્લો. ૧૦.

ભા:–જળ નરમાંથી ઉત્પન્ન થયું તે કારણથી તેનું નામ નાર છે. તે નાર એ જ પરમાત્માનું પ્રથમ આશ્રય અર્થાત્ નિવાસ સ્થાન છે, તેથી જ પરમાત્માનું નામ **નારાયણ** થયું.

"* પોતાની અપાર કળાથી બ્રહ્માંડો રચીને વિશાળ ઉરમાં ધારનાર, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, ગ્રહો અને તારાદિનો પ્રકાશીક, વાયુ, જળ અને આકાશ આદિ પંચ-તત્ત્વ–પ્રકૃતિનો નિયામક સ્વયંજ્યોતિશ્વર ગુણાતીત બ્રહ્મ છે." એ **સચ્ચિદાનંદ** અલીપ્તપણાથી સ્થાવર અને જંગમમાં, ચૈતન્ય અણુંઓનાં સૂક્ષ્મ અંતઃકરણ–વ્રજનાં રૂપાળાં ચોગાનમાં "**महतोमहीयान् अणोरणीयाम्**" રૂપે અખંડ રાસલીલાનું દિવ્યનૃત્ય કરી રહેલ છે.

એ પ્રેમસ્વરૂપ–સર્વાંગ સુંદર, ત્રિભોવનજ્યોતિ મનોહર લીલામૂર્તિ જગન્નાથ જ વેદધ્વનિની–પ્રેમળબંસીનું સર્વકાળ ગુંજન કરનાર પુરુષોત્તમ–**બ્રહ્મ છે.** એવાં રહસ્યનાં અમૃતનો ગુહ્ય મર્મ શ્રી ગુરુજ્ઞાનની પરમકૃપાથી સમજી, દેવોના અધિપતિ મંગળસ્વરૂપ **લક્ષ્મીજીના સ્વામી શ્રી નારાયણનું** આપણે શ્વાસોચ્છ્વાસે હૃદય-મંદિરમાં નિત્યધ્યાને દર્શનથી **આત્મતૃપ્તિનું** સુખ પામી રહ્યા છીએ. આપણો લક્ષ ચોરાશીના કષ્ટમય ચક્રાવાથી ઉદ્ધારક એજ ઇષ્ટદેવ **શ્રી નારાયણ છે.** સૌનું અંતરમુખી વૃત્તિથી એ વહાલા પ્રિયતમને રીઝાવવા માટે કર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને અનન્ય ભક્તિનું અંતિમ લક્ષ છે, એજ "**વેદના વેદાન્તે**" પ્રતિપાદન કર્યું; માનવોનાં જ સુકર્મનું ઉત્કૃષ્ટ અમૃતફળ છે. ભગવતી શ્રુતિ બોધે છે—

**विचारान्मोक्षो भवति । तस्मात्सदा विचारयेत् ॥**

પૈઙ્ગલોપનિષદ.

તથા ભગવાન શ્રી શઙ્કરાચાર્ય કહે છે—

**नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः ।**

—અપરોક્ષાનુભૂતિ.

ભાઃ–વિચાર સિવાય અન્ય (કર્માદિ) કોઇ સાધનદ્વારા **જ્ઞાનોદય** થતો નથી.

---

÷મનુ. અ. ૧, શ્લો. ૫ થી ૬૧ સુધી સ્વાધ્યાયથી મનન સાથે નિદિધ્યાસન કરવા.
*મનુ. અ. ૧, શ્લો. ૫ થી ૬૧ સુધી મનન કરીને પરમ લાભ મેળવવો.

એ અમૃત નિત્ય પીતાં રહેતાં, નિજ સંકલ્પ-વિકલ્પો કેળવીને ભ્રાતૃસંગઠ્ઠન પણ સત્વર થવું જ જોઈએ. સત્ય ધારણમાં હજી વિરમ્યાં રહ્યાં બન્ધુ રત્નોને મારી હાથ જોડીને નમ્રતા છે કે વહાલાંઓ! જીવનની અમૂલ્યક્ષણો નિરર્થક ગુમાવવી નહિ, આપણી ઉજ્જવલ વર્ણ અને કુળ-ગોત્ર યોગ્ય રૂડાં કાર્યો કરવાં. સૌએ પતિતપાવન સમાજના અપૂર્વ પ્રીતિવહેણના કલકલ કરતા મધુર નાદમાં મીઠોનાદ મીલાવી, યોગ્ય સ્વતંત્રે નિર્ભય બનીને જીવનનો વિશુદ્ધિ યાત્રામાર્ગ સુખપૂર્વક માપવો જરૂરી છે.

પૂ. શ્રી વસિષ્ઠ ગુરુદેવ ઉપદેશે છે કે—

**धर्मे नष्टे अखिले राम त्रैलोक्यं नश्यति ध्रुवम् ।**

વા. રામા. ઉત્તરકાંડ, સર્ગ ૮, શ્લો. ૬૧ નો પૂર્વાર્દ્ધ પૃ. ૩૯૨

ભા:— "હે રામ! સંપૂર્ણ ધર્મનો નાશ થવાથી, નિશ્ચય પણ ત્રિલોકીનો નાશ થઇ જાય છે." તેવાં બહુશ્રુત જ્ઞાને કરી—

આજનાં ગૂંચવાયલાં દેખાતાં કોકડાંનો શાસ્ત્રીય વિચારોપૂર્ણ, યુક્તિ અને પ્રયુક્તિના સારગ્રાહી સુતર્ક—કાળજીથી ઉકેલ કરીજ લેવો.

દ્વિજોને દર્શાયાં દૂષણનો તો અમે ત્યાગ જ કર્યો. શ્રદ્ધાથી પ્રભુજીની અખંડ ભક્તિના શરણાગત થઇને જીવન દીપાવના પૂ. મહાત્માજનોના સત્સંગ વડે અમે સત્યગ્રહણના પ્રેમપાલનથી તેમ સાથેજ ઉત્સાહી ઓ એ પણ ગુહ્ય ધર્મનું રહસ્યાંમૃત મેળવીને પીધું, તેમ આત્મપ્રિયોએ મેળવીને અવશ્ય પીવું જ જોઇએ.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

શ્રી ગીતા. અ. ૩. મં-૩૫, પૃ, ૧૫૦

અ:— કેમકે સારી રીતે આચરણ કરેલા પરધર્મ કરતાં ગુણરહિત પણ પોતાનો ધર્મ અતિ શ્રેષ્ઠ છે. પોતાના ધર્મમાં મરવું (પણ) કલ્યાણકારક છે. (અને) પારકો ધર્મ ભય ઉપજાવનારો છે.

વિરમ્યાં વહાલાંઓ! કદી પણ અર્થ ન સરે એવો ભયાવહી કુસંગ મૂકી, સંસ્કાર-જળથી અંતર ઉજ્જવળ કરવાં. સૌએ આજનાં તડાં તોડાવવાનાં સુકાર્યોમાં મચ્યા રહીને ધર્મના ઉત્સવ મંડપની શીતળ છાયામાં વિસામો મેળવવો. આપણે પરસ્પર ભ્રાતૃભાવથી હૃદયો ભેટાવીને જે સંસ્કારવિણ કહીં ભળાયેથી, તેવાં સૌનાં ઘરોમાં ધર્મતત્ત્વનાદ પહોંચાડીને લાભ આપવા—

— શુદ્ધિ (ભાન) ની સમજણ વધારવી જ જોઇશે.—

શુદ્ધિ સમજ્યે સાર માર્ગ મળતો સિધો,
શુદ્ધિ ગ્રહો સાર જ્ઞાન પ્યાલો પીશો;
શુદ્ધ મેળવીને આજ નથી રેવું બેસી !
શુદ્ધ-બુદ્ધે, દૂર કરો? કુરૂઢિ રહેલી પેશી !!

*શુદ્ધ ન પ્રગટે જ્યાં સુધી સ્વરાષ્ટ્ર સઘળો રંક છે!
શુદ્ધ તત્ત્વ સમજ્યા તણું એ માનવ જીવનનું લક્ષ છે.

ગંગા સ્વરૂપ જાતિય જનોમાં અભિન્ન વાતાવરણ રચવા માટે અનુભવ્ર સેવાસાથી ઉત્સાહીઓ નિયતસ્થળે સંમેલનમાં એકત્ર થઇ, સૌને મંગળમયી સમજણ આપી તે પ્રિયવંતોથી અનિષ્ઠપણું દૂર કરાવીને પરમ ઐકયનું વહાલપણું સાધવું. સંસારયાત્રાની સ્વર્ગીયલીલામાં દૈવીદયાએ ઐશ્વર્યનું જે (રજમાત્ર) નિર્ભય–સુખ દર્શાયલું, તેનાં વિતરણે એટલે સૌનાં કલ્યાણનાં કર્તવ્યે ચાલવા માટે–

આપણે ધારી પ્રિયવ્રત, ઉચ્ચ વ્યાખ્યાનો કરવાં;
પૂર્ણ થતાં બુદ્ધધારી, સુધારા ઘણેરા કરવા;
અડગ બની પ્રણધારી, શિર સર્વહિતે ધરવું;
નિર્મળ થઈ પ્રેમાનુરાગે, વિભુ ચરણે જ નમવું.
આપણે જાગી ગયાં પણ જાગ્યે નિદ્રા સેવતાં જ્યારે?
મિત્રો! રાષ્ટ્રમાં, કર્મયોગ સાધતાં રૂડાં ફળો ખાશું જ ત્યારે.

ગુણીજનો! મારા કથનમાં જો કોઇને પણ ઓછું કે અધીકું દર્શાયું હોય તો તેની (હાથ જોડી) હું ક્ષમા માગું છું. આપણે આજ બુદ્ધિવાદના પ્રકાશગ્રાહી સંગ્રામ સમયમાં, બાંધવો પૂરાયેલ કુરૂઢિ (વર્તુલ) નો કપટ કિલ્લો હૈયા ભેદવો જ છે; એમ વિચક્ષણે દૂરદર્શીય પ્રગતિની દિશાએ ઠીક મોરચો ગોઠવીને અતિશય યુક્તિપૂર્વક વર્તવાનું છે. કહેવાની જરૂર નહિ રહે કે, જે ભાંડુઓનાં દિવ્યદ્વાર–સુખમંદિરોમાંથી અયુક્ત શબ્દો સરે છે! તે આપણે તેઓથી તરત નશાવીને છેક ભૂલાવવાના જ છે.

**આપણાં "ૐ પ્રભૂતિમાં વ્યાપક"** ઈષ્ટ,અદ્વૈત–વિભૂતિમય **શ્રી હર હર હર મહાદેવ! શ્રી લક્ષ્મીનારાયણ! પ્રભુ શ્રીરામ!** અને યોગેન્દ્ર શ્રી કૃષ્ણ! એવો ત્રિવેણિનાં અમૃત–જળમય તન, મન અને વાણી આદિ અંગપ્રત્યંગોને શીતલથી શુદ્ધ કરનાર, ત્રિભુવન વિજયી મીઠામંત્રોનો પવિત્ર ઉચ્ચાર આપણે વહાલાંનાં મુખારવિંદોથી સાંભળ્યે જ **એવાં ધર્મપ્રિયોને દૈવિક આદર્શની ગ્રહણવૃદ્ધિએ બાથમાં લઈને આપણી ઉજજવળ ગૃહસ્થાશ્રમ શ્રેણી દીપાવવી.** એજ બંધુત્વે પૂર્ણ વિવેક, એજ આપણો સંગઠન શકિતથી સદા અભય બનેલ રાષ્ટ્રિયદુર્ગ અને એજ છે વિશ્વશાન્તિમાં કર્તવ્ય કુશળપણાંનું; આર્યત્વના વિશાળ **સત્ય સનાતનના શંખનાદનું પરમ ઉત્કૃષ્ટ રહસ્ય.** (ધર્મજયનો બુલંદ ઘોષ.)

પરોપકારની **વાત્સલ્ય પૂર્ણ પહેલી** વ્યાખ્યા.

જેમ તળાવ અથવા નદીમાં ડૂબતું દુઃખિ મનુષ્ય જોઈ તેને ઉગારનાર એ સમયે જ કષ્ટોને ભૂલી તરત તે ઊંડાં જળમાં કૂદતાં તરબોળ થાય. એમ પ્રિય ભાંડુને

*= સત્યની પરમ પ્રાપ્તિ વડે જ્ઞાનભાન થવું.

એકદેશી તિમિરનાં આવરણુથી ઉગારવા માટે પોતે **અમુકક્ષણો** ત્યાં જ વિલંબી તેને સંગમાં લઈને પુનઃ પ્રકાશમાં અવાય; એ પૂજ્યવર્યોંએ **ધારેલ** ગૂઢ નિર્ણય. તેવી નીતિરીતિની વહાલભરી પ્રીતિને તેના પ્યારાસુપુત્રો (સેવકો) એ મન વૃત્તિ અને સુકર્મમાં ઉતારવાનું પ્રબળ પ્રમાણ સૌ સમક્ષ પ્રકાશી જ રહ્યું છે, કે—

**प्रकृतेर्गुणसंमूढा सज्जन्ते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत ॥**

ગીતા અ. ૩, મં. ૨૯, પૃ. ૧૪૬

અર્થઃ– અને–પ્રકૃતિનાં ગુણો વડે મોહિત થયેલા પુરુષ ગુણ અને કર્મોમાં આસક્ત હોય છે, તે સારી રીતે નહીં જાણનાર મૂર્ખોને, સારી રીતે જાણનારો (જ્ઞાની પુરુષ) ચલાયમાન કરે નહિ.

**એવાં અટળ સિદ્ધાંતોથી જીવનમાં ધારવાનું પરોપકારી રહસ્ય.**

જેમ માતા-પિતા, **નિજાત્માની સૌંદર્યમૂર્તિ**–બાળકને કાદવમાં રમવાની ચેષ્ટા નિહાળતાં પુત્ર વાત્સલ્યે તરત ગોદમાં લઈ તેનાં પ્રભાવંત મુખચંદ્ર પર ચુંબન આદિ મીઠા પ્યારથી ઘેર પહોંચાડે છે. તેમ પ્રમાદથી ભૂલ્યાં સ્વબાળકરૂપ–આત્મિય પ્રિયવંતોને સમાજના પૂજ્યોએ પરોપકારી ભાવનાથી **બાથ ભીડી,** સંયુક્તે સાથમાં લઈને અખંડ પ્રીતિ નિભાવવી.

**जन्मनां जायते शुद्रो संस्कारो द्विज उच्यते ।**—મનુસ્મૃતિ.

ભાઃ–જન્મથી શૂદ્ર છે પણ સંસ્કારોથી દ્વિજ થાય છે.

તેમ સંતવાકયો પણ પ્રમાણ છે—

" પશુનાં પનીયાં બને નરકા ન આવે કામ;
નરમાંથી નારાયણ બને જો કરતાં જાણે કામ. "

**અંતઃકરણમાંથી એકદેશી તિમિરાચ્છન્ન હઠાવી, તેમાં અનુભવ વિચારોથી સર્વદેશીય ભ્રાતૃપ્રેમનો–પ્રકાશ પ્રગટાવતાં તેને હંમેશાં દીપાવીને સાચવવો.**

જીવન ઉપયોગી પદાર્થો બહારથી મેળવતાં રોજની આવશ્યકતા પૂરી થાય છે, તેમ સ્વજનો સાથે પ્રેમવૃદ્ધિના મહદ્દ પ્રશ્નને કર્તવ્યોમાં પણ ઠીક રીતે ઉતારવો જ જોઇશે. પ્રવીણ યુવાનો હૃદયોદ્ગાર કથે છે. કે—

**× દિવ્ય સ્વર.**

—: હરિગીત છંદ :—

મમ જ્ઞાતિ સરિતાના પ્રવાહો ભિન્ન ભ્રાન્તે જે થયા;
અજ્ઞાન ખડકોએ કરી જુદા પડી જાયે વહ્યા.
જુદાં પડેલાં વ્હેણુ તે શું ? એક મહાનદ ના થશે ?
એ દિવ્યસ્વર કાને સુણ્યો કે ! સૌ થશે, એ સૌ થશે. ૧

× = યુ. ઉ. અને ભ્રાતૃભાવ, પુષ્પ ત્રીજાનું કાવ્ય, પૃ. ૩.

જ્ઞાતિ મહીં વ્હેમો તણી ભીંતો વચ્ચે બંધાઈ જે;
લોખંડ સમ લાગે ભલે તોયે નક્કી તૂટી જશે!
પણ શુદ્ધિના ચક્કર મહીં ચચરાઈ ચૂરણ ના થશે?
એ દિવ્યસ્વર કાને સુણ્યો કે! સૌ થશે, એ સૌ થશે. ૨
કુસંપ કુખમાં કેમ સુજ આજે પડી કચરાય છે!
વળી દ્વેષ ને દુઃખ કલેશ–કંટકમાં પડી ચચરાય છે!
દુઃખમય ગતિ જ્ઞાતિ તણી, સુખ શાન્તિમય શું ના થશે?
એ દિવ્યસ્વર કાને સુણ્યો કે! સૌ થશે, એ સૌ થશે. ૩
ક્યારે થશે? એ એ બધું હું ઉચ્ચરૂં સ્વર સ્થાનમાં;
પ્રત્યુત્તરે પણ "સૌ થશે, નવયુવક જીવનો ઉદ્યાનમાં."
ઓ પ્રાણ પૂરણ જ્ઞાતિના નવયુવકો! ઊઠો હવે?
તમ જીંદગીમાં જ્ઞાન જ્યોતિ ને જગાવો આ સમે? ૪

—સ્વ. મિત્રશ્રી દાનાભાઈ.

આપણે વહાલાંથી વિમળ સંપ સાંધવા વચ્ચે નડતા દ્વેષરૂપી કુસંપ–કાજળના પર્વતને સદ્‌વિચારોના જ્ઞાનગોળાઓથી તોડી, ફોડી દૂર ઉડાવી જ દેવો. સંસ્કાર અનુરાગીઓની પ્રીતિને સન્માની ઐક્ય સાધવું, તેવી ભાવવૃદ્ધિએ સત્વર—

હિત કરવા મિત્રો! ધર્મ સંમેલનો ભરો?
પ્રકાશ ફેલવવા ભાઈઓ! + પ્રચાર સાહિત્યનો કરો?
જીવન દીપવવા બહેનો! વૈદિક સંસ્કારો ધારો?
તરુણો! અથડાતી કુમતે!! નૈયા, હૈયા ઉગારો?
સમજી વિશ્વ કણુની વિશાળતા, (એ) મીઠાં જીવનનો સાર છે;
મિત્રો! કર્તવ્ય બજાવવા જાગવું આજે ઉદયની જ સવાર છે.

પૂર્વજ નીતિ છે કે—

आत्मा नदी संयमपुण्यतीर्था सत्योदका शीतलटा दयोर्मि ।
तत्राभिषेकं कुरु पाण्डुपुत्र न वारिणा शुद्ध्यति चान्तरात्मा ॥

—મહાભારત.

+ = એકજ પ્રહત કેન્દ્રથી "શ્રી પા. સમાજ પ્રેસ" વસાવી, ત્રિમાસિક કે વાર્ષિક જ્ઞાન સંસ્કાર અંકો પ્રગટ કરી; બંધુઓનાં પ્રત્યેક ઘરે લાભ અપાય. સં. ૨૦૦૭ થી નવમાં નાગપુરથી પાટીદાર પત્રિકા પખવાડિક તે પણ ત્રણ વરસ માટે પ્રગટ થયેલ. એમ સમાજહિત શુભ કાર્યકર્તા ઉત્સાહી યુવક વીરશ્રીઓને અમે મિત્રોના હાર્દિક અભિનંદન છે. તે અથવા બીજી પત્રિકા પુનઃ પ્રગટ થાય; તે પત્રિકાના વ્યવસ્થાપક મિત્રોએ, એમ સાહિત્ય રસિકોની આશાની પૂર્તિ કરવી જ જોઈએ.

ભા:–હે પાંડુપુત્ર ! સંયમ જેનાં પુણ્ય તીર્થ હોય, જેમાં સત્યરૂપી જળ ભર્યું હોય, શીલરૂપી જેનો ઘાટ-કિનારો હોય, દયાની જેમાં લહેરો ઉઠતી હોય, એવી આત્મારૂપી નદીમાં નહાઇને તું પવિત્ર થા. અંતરાત્માને જળ શુદ્ધ નથી કરી શકતું. તેમ મહાનિર્વાણ તન્ત્રમાં કહ્યું છે—

ब्रह्मण्यात्मार्पणं यत्तच्छौ च मान्तरिकं समृतम् ।

ભા:–આત્માને બ્રહ્મમાં અર્પણ કરવો એજ આન્તરિક શૌચ (પવિત્રતા) છે.

दुष्प्रतिग्रह दुर्भोज्यं दुरालापादि सम्भवम् ।
पापं यत्तत्कीर्तनेन रामगीता विनाशयेत् ॥ ५३ ॥

—શ્રી અધ્યાત્મ રામાયણ મહાત્મ્ય, શ્લો. ૫૩, પૃ. ૧૫.

અ:–બૂરું (અપાત્રે) દાન, નિષિદ્ધ ભોજન અને ખોટી બોલચાલ આદિથી જે પાપ થાય છે તેને રામગીતા પાઠમાત્રથી નષ્ટ કરી દે છે.

(અને) "× વેદમાર્ગથી બહિષ્કૃત, મનની શુદ્ધિ રહિત, પાપ-કર્મમાં લાગ્યાં રહેલ મનુષ્યોનો ઉધ્ધાર હરિ નામસ્મરણથી જ થઇ જાય છે."

નામ જપના મહિમાનું શાસ્ત્રીય પ્રમાણ.

અજામીલે જે પરમ પાવનકારી નામ પુત્રપ્રાપ્તિની કરુણાથી "નારાયણ ! નારાયણ !!" ઉચ્ચાર્યું. બ્રહ્મનામ સંજ્ઞાની સહાયની અજર નાવથી આ સ્વપ્નવત્ત (અસ્થિર) ભવસાગરમાં વિસ્તરી માયાછોળોની દુસ્તર દુખ્ખાને પાર કરી પ્રભુજીનો દયાપાત્ર બન્યો. તત્કાળ નારાયણનું દિવ્ય સ્વરૂપ પામીને વિશ્વજ્યોતિના વાત્સલ્ય હૃદયકુંજની સાન્નિધ્યમાં (વૈકુંઠે) ગયેલ. તેમ જિજ્ઞાસુ કહે છે કે—

+" દેવનાં તો દ્વાર કોઈ, બતાવો, બતાવો કોઇ ? "
× × × ×
" ડૂબ્યાં જીવન જ્યોતિનાં, જગાવો, જગાવો કોઇ ? "

નામ મહિમાએ શ્રીમદ્‌ભાગવતની અપાર દિવ્યતા.

* यत्फलं नास्तितपसा न योगेन समाधिना ।
तत्फलं लभते सम्यक्कलौ केशवकीर्तनात् ॥

ભા: -અન્ય યુગોમાં તપસ્યા, યોગ અને સમાધિથી કરીને જે ફળની પ્રાપ્તિ નહોતી થતી, તે ફળ કલિયુગમાં ભગવાન કેશવનાં કીર્ત્તનમાત્રથી, સારામાં સારા–પદાર્થ-રૂપે પ્રાપ્ત થાય છે.

" તુલસી જાકે મુખનિ તે, ધોખેહુ નિકસત રામ; ।
તાકે પગકી પગતરી, મોરે તનકો ચામ ॥ "

શ્રી તુ. ગોસાઈનું સુવાક્ય. જીવન ચરિત્રમાં રામા. પૃ. ૩૧, ગોરખપુર.

---

× = કલ્યાણ (ગોર.) અં. ૧૨ વ. ૨૮, પૃ. ૧૪૯૨ ના શ્લોકનો અર્થ.
\+ = શ્રી કવિવર નાનાલાલ દ.
* = કલ્યાણ, વર્ષ ૧૯, અંક ૧૦, પૃ. ૭૯૬ ની ટિપ્પણી.

" કલિમેં જીવન અલ્પ હૈ, કરિયે બેગી સ્મહાર;
તપ સાધન નહિ હો સકે, કેવલ નામ આધાર."

—ભક્ત કબીર.

નામ–ભક્તિના રસિક સદ્‌ગુણો મેળવીને તેથી એવડું પવિત્ર–નામ **શ્રી લક્ષ્મીનારાયણ** નિત્ય ભજ્યું, તેમ નિત્ય ભજાતું જ રહેશે. **"પ્રભુ હૃદય જ ભક્તો છે."** એવાં વૈષ્ણવજનો નામજપના મહાતપથી કંચન સમાન છે. આપણે મૃત્યુલોકમાં રહેલાઓએ તો તે પ્રિય મોંઘેરાં રત્નોને પ્રીતિદૃષ્ટિથી બાથમાં લઈ–સમાજના–વિશાળ પેટારામાં સાચવવાં જ. પ્રથમ **તેવા "વૈષ્ણવ પદને કોણ જાણે !"**

**तद्विप्रासो विपन्यवो जागृवांसः समिन्धते
विष्णोर्यत् परमं पदम् ।** યજુર્વેદ, ૩૩–૩૪.

ભાઃ– + " સર્વ વ્યાપક અને સર્વશક્તિમાન્ આત્માનું નામ **વિષ્ણુ** છે. તેનું સ્થાન સર્વત્ર છે, છતાં તેને લોકો **જાણી શકતા નથી.** એ જાણવા માટે જે વ્યવધાન છે તે દૂર કરવું જોઈએ. પ્રથમ તો **વિપ્ર અર્થાત્** જ્ઞાન મેળવવા માટે પ્રયત્નશીલ થવું જોઈએ. સંસાર ઉપરની આસક્તિ **અર્થાત્** કામ, ક્રોધાદિ ઉપર કાબુ મેળવી તેની ગુલામીમાંથી છૂટવું જોઈએ. ઇન્દ્રિયોની અને વિષયોની જાળ સર્વત્ર પથરાયલી છે. અવિવેકી–આંધળાં માણસો તેમાં પડી જાય છે માટે સદા **જાગતા** રહેવું જોઈએ, અર્થાત્ વિવેક **બુદ્ધિના** પ્રકાશમાંથી કદી પણ દૂર થવું નહિ. વિષયમાં ફસાયેલાં માણસોને વિષ્ણુનું સ્થાન જોવા મળી શકતું નથી. જ્ઞાની, નિષ્કામ કર્મ કરનારાઓ અને વિવેકીબુદ્ધિમાં સદા જાગતા રહેનારા પવિત્ર માણસો વિષ્ણુના પરમ પદને જાણી શકે છે અને મેળવી શકે છે."

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥**

— ગીતા અ. ૯, મં. ૩૦

**તથા બીજો પણ મારી ભક્તિનો પ્રભાવ સાંભળ —**

**અર્થ**:– છતાં ( કોઈ)અતિશય દુરાચારી પણ અનન્યભાવથી મારો ભક્ત થઈ મને ( નિરંતર ) ભજે છે, (તો) તે સાધુજ માનવા યોગ્ય છે, કેમકે તે યથાર્થ નિશ્ચયવાળો છે. (અર્થાત્ તેણે સારી રીતે નિશ્ચય કર્યો છે કે પરમેશ્વરના ભજનના સમાન અન્ય કંઈ પણ નથી. )

**क्षिप्रंभवति धर्मात्मा शश्वच्छान्तिनिगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥**

— ગીતા. અ. ૯ મં. ૩૧.

+= " આર્ય પ્રકાશ " વર્ષ ૪૧, અંક ૪૧, તા. ૭–૧–૪૫.

**તેથી ફરીને—**

અર્થઃ— જલદી જ ધર્માત્મા થઈ જાય છે. (અને) સદા રહેવાવાળી પરમ શાન્તિને પ્રાપ્ત થાય છે. હે અર્જુન! (તું) નિશ્ચયપૂર્વક સત્ય જાણ (કે) મારો ભકત નષ્ટ નથી થતો.

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥३२॥**

— ગીતા અ. ૯, શ્લો. ૩૨

અ:— કેમકે હે અર્જુન! સ્ત્રી, વૈશ્ય (અને) શૂદ્રાદિક તથા પાપયોનિવાળા પણ જે કોઇ હોય, તે પણ મારા શરણે થતાં (તો) પરમ ગતિને (જ) પ્રાપ્ત થાય છે.

કલ્પવૃક્ષ-ધર્મની વ્યાપક મહત્તાએ જ આર્યોની સંગઠ્ઠન શકિતનો ઊંડો અને વજ્રસમાન સુદઢ તેમજ સદા અભય રહ્યો નક્કર **પાયો રચાયો છે.** દીનદયાળુને ભજતા અંશમય-અમૃતપુત્રોનું મુખ્ય કર્તવ્ય છે કે જે **પિતાના મહાન સદ્દગુણો છે, તેવા જ ગુણોની ભાવના પુત્રોમાં પણ હોય.** પ્રથમ ભાંડુઓને વ્યાપક સત્યની સમજણ દઇને સ્વસમાન આનંદ-મુક્તાફળના આરોગનાર કેળવવાં; એજ વૈષ્ણવોએ પરોપકાર કરતાં રહ્યાની મુખ્ય શ્રેણી છે.

જે બંધુજનો સંધ્યા આદિ ખટકર્મ અને રામાયણ, શ્રી ગીતા આદિ ગ્રંથોનો સ્વાધ્યાય અને તેનાં ઉપદેશાંમૃત જીવનકર્તવ્યોમાં ધારીને નિજ ઘેર બ્રહ્મદેવો દ્વારા વેદમંત્રોના ઉચ્ચારોનાં ગુંજારોથી **શ્રી સત્યનારાયણનું સ્તવન કરે છે,** તેમાં ત્યારે તેનાં જકકી ભાયાતો વિઘ્ન કરવાને તૈયાર જ હોય! અરે!! તેનાં અભાગે-સ્વજનની અંત્યેષ્ટીમાં પણ સાથ આપે નહિ!!! ધર્મસંકટ પડયું જિજ્ઞાસુ જ્યારે ભાવના-પ્રસાદ પ્રભુને અર્પે છે ત્યારે સંસ્કારી મિત્રો આમંત્રણની ભાવનાનો સહર્ષથી સ્વીકાર કરે છે, એમ ધર્મધારણાની લાગણીવંત પ્રિયજનોને સૌએ સહાય આપવાના જ કહેવાતા ઉદ્દગારો છે. આપણે એવી વાતો નિજ જીવનમાં બહુ જોઈ તેમ **પરિષદોના** રીપોર્ટોની સત્યનોંધોમાં વાંચી છે. આપણાં પ્રથમ આગેવાનોના અન્યાયથી કચરાયલાં, **પરાધિન જીવનથી જ વિચારો?**

આપે ભ્રાતૃ રહસ્યની વિશાળ પ્રીતિને શાસ્ત્રાધ્યયન અને સત્સંગ વડે વહેવારોમાં બહુ નિર્ણય કર્યો જ છે. હું, એ મંથનનું સંસ્કાર શસ્ત્રથી પ્રયોગ કરતા **ધન્વંતરિ** સમાન સૌ સુજ્ઞો પર મૂકું છું; કે મારાં વિનંતી વાકયોમાં ઉણપ રહી હોય. સમાજ-સમુદ્રના તળિએ રહ્યા હીરલાઓને ખંતથી સંભાળી અને સાચવી, નીતિરીતિની-શરાણપર પાસાદાર (ભળતીયા) કરી તેની **વિશાળ હારમાળા** ભારતીમાતાના વાત્સલ્ય-હૈયાપર દીપાવરાવવા માટે બંધુરત્નોને બાથમાં ભીડવાની જે મહાનુભાવોનાં હૃદયોમાં સુભાવનાઓ ભરેલ છે, તે વિસ્તૃતપણે કાર્યોમાં પરિણત થાય. * "**વરસોથી**

* = સં. ૧૯૯૪ કારતક સુ. ૬ મંગળ, તા. ૯–૧૧–૩૭ ના દિવસે, ગુજરાતમાં શ્રીમાન નારાયણજીભાઇ રા. ના સ્વાગતનો અહેવાલ પૃ. ૧૭ ની હરોળ પાંચમીમાં, તે અમર ધર્મવીરશ્રીનું મંગળમય ઉદ્દગાર વાકય.

પડેલાં આકાશ પાતાળ જેટલાં અંતર ઘડીના છઠ્ઠા ભાગમાં જ સંધાઇ જવાં જોઇએ." એજ ભ્રાતૃઓનું વિશાળ સંગઠ્ઠન શક્તિની પ્રાપ્તિ માટેનું મહાવ્રત છે.

**ભૂધરો પણ ભક્તોના વિશુદ્ધ ભાવોને વશ હોતાં, તે પ્રેમે અર્પેયો પ્રસાદ સ્વીકારે જ છે.**

જગદાધાર ત્રિભુવનપતિ, ભક્તોની આત્મિક સાધનાનો (ગદ્દગદીત પ્રેમભક્તિનો) **પ્રસાદ** આરોગવાને હરક્ષણોમાં આધિન જ છે, તો જે જિજ્ઞાસુઓ સત્સંગ કરી રહ્યાં છે; તો તેઓને સૌએ સન્માનવાં. આપણે જેમનાથી પ્રીતિ કરીએ અને તેઓ પૂર્ણ ધર્મઆચરણો અંગીકારી લે ત્યાં સુધી તેઓને પણ વિવેકી આશ્રય આપવો; એજ મિત્રપ્રેમનો મંગળ સુમાર્ગ છે. **એવા સત્યપ્રેમનો અદ્ભૂત મહિમા વિશ્વ-ભરમાં ઝળહળતો જ રહ્યો છે, તેમ નિત્ય અખંડપણે જ રહેશે.**

**પ્રેમવૃદ્ધિના મહત્ત્વો ધાર્યાના પરમ લાભ.**

વિરાટે વિસ્તરેલ મહા શક્તિમાનનાં દયાળુપણાંના ખોળા આગળ, આપણે માનવો માયામોહ વડે પળે પળ સંકલ્પ વિકલ્પ ઉદ્દભવેથી જ્ઞાન અને કર્મ ઇન્દ્રિયોના વિકારોમાં રત રહેતા અશુદ્ધિ ભર્યા **કીટજીવો** છીએ. છતાં શ્રી ગુરુગમે વેદાંમૃતના ઉપદેશનું પરમ વિવેક સમજીને **જગદિશ્વરનું** પવિત્ર નામામૃત આત્મ-પ્રીતિથી જપતાં અને પીતાં; બુદ્ધિવૃદ્ધિએ અંગપ્રત્યંગોથી કામ, ક્રોધ આદિ મળ હઠવાથી મન મંજન થતાં જ શુદ્ધ થવાય. એ દિવ્ય રીતિએ પણ બંધુપ્રીતિને ઉત્તરોત્તર દીપવવી, એજ શાસ્ત્રોનો પૂ. સંતોએ સ્પષ્ટ સમજાવેલ શુભ × વિવેક જગત પ્રસિદ્ધ છે.

**પંચભૂતની સંયોગી નગરીઓ, મન, ઇન્દ્રિયો આદિ વૃત્તિઓના શુભાશુભ સંકલ્પો પર આત્મરાજ્યનું અધિષ્ઠાન.**

પ્રકૃત્તિના ત્રિગુણાભાષથી પ્રતિક્ષણે નિત્ય નૂતનપણે દષ્ટિગોચર થતો રહ્યો, ભૂમંડળના પડથાર પર વિશાળ નાટારંગ ખેલાય છે જેને કર્માનુયોગે જે દેહનો પાઠ મળેલ તેમાં તે પ્રેમયુક્ત ગીતડાં ગાઇ, સર્વજ્ઞાતાના અપરોક્ષ દિવ્ય સિંહાસન સમક્ષ થનકારથી **લીલાનૃત્ય** કરી; વહાલા જગનાયક (નટરાજ)ને રીઝાવાય. એજ વિશુદ્ધ-માર્ગ આપણે માનવાત્માઓએ સંપૂર્ણ વિધિથી આચરવો. એમ સુરાજ્યમાં દૈવિકનાં પરમ આનંદ મેળવવા માટે " **જીવન યજ્ઞ** " નો સુંદર સન્માર્ગ કલ્પોથી આજ-પર્યંત અવિચળ છે અને તેમજ રહેશે.

— હરિગીત છંદ —

" છે **પ્રેમમય** આ વિશ્વ સૌ દુર્જન પડે નાં દષ્ટિએ;  
**લીલું થયું છે વિશ્વ આ શુભ સ્નેહ કેરી વૃષ્ટિએ.**

---

× આત્મ સ્વરૂપ-સત્ય છે અને વ્યતિરીક્ત સર્વ અનિત્ય છે, એવો જે નિશ્ચય તેજ વિવેક. (પંચીકરણ શ્રી રામ સદ્દગુરુકૃત.)

જગત નાટક કંપની માલેક તેનો શ્રી હરિઃ;
ને એકટરો ભજવી રહ્યા છે પાઠ વિધ વિધ ફરી ફરી. "

તેથી– उत्तिष्ठत! जाग्रत्!! प्राप्य वरान्निबोधत!!!
क्षुरस्यधारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥
વેદાંક પૃ. ૩૧૯, ગોરખપુર.

ભાઃ–ઊઠો! જાગો!! અને જે મહાપુરુષોથી મેળવ્યું તે અન્યને આપો!!! તેમજ બુદ્ધિમાનો આ માર્ગને સજાયાની ધારપર ચાલવા સમાન બતાવે છે

**શ્રોત્રાદિ જ્ઞાન તથા કર્મેન્દ્રિયોની બળવંત વૃત્તિનાં ચિંતવનનું, પુનઃ સાત્વિક સંસ્કારોમાં જ થતું વલણ.**

× પ્રભુનામ સ્મરણનું જે જિહ્વા અને મુખનું કામ છે, છતાં મનુષ્ય આદિ પ્રાણીઓને કષ્ટ થાય તેવું ક્રોધના આવેશે દ્વેષી વાક્ય ઉચ્ચારાય તો તે અંગો અશુદ્ધ થયાં. પરંતુ પુનઃ પ્રભુનામ જપના પવિત્ર તપ વડે વાણી અને મુખ શુધ્ધ થાય છે.

વિકાર દૃષ્ટિથી નેત્રો અપવિત્ર થતાં, તીર્થસ્વરૂપ શ્રી માત–પિતા અને શ્રી સદ્‌ગુરુદેવની મંગળમૂર્તિઓને વિવેકથી નમવું. શુધ્ધોયં જ્યોતિશ્વર પ્રકૃતિ કાર્ય–કરણ કણકણના ઘટોઘટ મંદિરોના મહદ્દાકાશે વ્યાપક છે; એવા મંગળરૂપ વિહારીનું નિર્મળ અંતઃકરણમાં દર્શન કરતાં નેત્રો પવિત્ર થાય. તેમ ઇન્દ્રિયોનું સમજવું.

મનમાં કામ, ક્રોધ, લોભ, મોહ અને મત્સર આદિ અયોગ્ય ચિંતવનના કુ-સંકલ્પોથી વૃત્તિઓ દોષિત થતાં, પણ એકાગ્ર મનથી પ્રભુજીના વિશાળ ગુણો સમર્યાના મહામંજન મંત્રથી તે પુનઃ શુધ્ધ થાય છે. વિજ્ઞાનસ્વરૂપ ત્રિકાળદૃષ્ટાએ સૌના હૃદયાકાશમાં, તારો વિના અપાર ચતુરાઇપૂર્ણ ગોઠવેલ દિવ્યભાષી–સૂક્ષ્મ તારો સમી ચતુર્થવર્ણી–વૃત્તિઓ શુધ્ધ જ બને છે. ગ્રીષ્મમાં શરીર પરસેવાથી અપવિત્ર થતાં પણ વિશ્રામ કર્યા પછી, શુધ્ધ જળથી ઘર્ષણસ્નાન કરતાં ત્વચા આદિ અંગો શુધ્ધ જ થાય છે. તેનું પ્રમાણ કે—

अद्भिर्गात्राणि शुद्धयन्ति मनः सत्येन शुद्धयति ।
विद्या तपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुद्धयति ॥
મનુ. અ. ૫, શ્લો. ૧૦૯.

ભાઃ–પરસેવા આદિથી અપવિત્ર અંગો જળથી ધોતાં શુધ્ધ થાય છે. તથા નિષિધ્ધ ચિંતાદિથી અપવિત્ર મન સત્યથી શુધ્ધ થાય છે, અને સૂક્ષ્મ આદિ લિંગશરીરમાં અવિચ્છિન્ન જીવાત્મા, પાપનો નાશ કરનારી બ્રહ્મવિદ્યાના તપથી શુધ્ધ થાય છે.

× = અથર્વવેદ ભાષ્ય, કાં. ૭, સૂક્ત ૪, "પ્રાણુકા સાધન" પૃ. ૩૭.

તથા અજ્ઞાનથી અશુધ્ધ બુદ્ધિ યથાર્થ વિષયના જ્ઞાનથી શુધ્ધ થાય છે. "

શુક્ર, શોણિતે બંધાયો યોનિ જ દેહ અસ્થિ અને રોમ આદિ પદાર્થોના સંયોગે ટકેલ છે, તેને શ્રી ગુરુગમ્યે અને શાસ્ત્રીય વાકયોનાં વિવરણોથી વિચારતાં તે અપવિત્ર જ છે. પરંતુ સ્થૂલપર આત્મદૃષ્ટાનું અધિષ્ઠાન અને પૂર્ણબ્રહ્મનું સામ્રાજ્ય તથા તેનાં અંશી તેત્રીશ દેવોનો વાસ હોતાં, તે પવિત્ર રહેલ છે. તેમ–

अस्थिस्थूणं स्नायुयुतं मांसशोणित लेपनम् ।
चर्मावनध्दं दुर्गन्धि पूर्णं मूत्रपुरीषयो ॥

મનુ. અ. ૬, શ્લો. ૭૬.

ભા:–" હાડકાં જેમાં થાંભલા સમાન છે, તથા સ્નાયુરૂપી દોરડાંથી બંધાયેલ, માંસ તથા રુધિરથી લીંપેલ અને ચામડાંથી મઢેલું તથા મૂત્ર તેમજ વિષ્ટાથી ભરેલું રહેનાર છે, તેથી જ દુર્ગંધયુક્ત છે." છતાં આત્માભાષે પવિત્ર જ છે.

નિજે કુટુંબ પોષણ માટે યોગ્યાયોગ્ય વ્હેવારો કરતાં રહી, રાત્રિએ નિદ્રાવશ થતાં, સ્થૂલ પણ પ્રથમ મૃત્યુના આભાસરૂપ બને છે. પરંતુ અંતઃકરણમાં દૈવી-પુરુષના જાગ્રણથી (ચોકીયાત) દેહ રક્ષાયો રહીને બ્રાહ્મમૂહુર્તમાં નેત્રાદિ ઈન્દ્રિયોની વૈખરીવાણી (આઠ સ્થાનમાં થડકાઇને બહાર આવે છે, તે) વડે જાગ્રત અવસ્થા થતાં અને શૌચ આદિ પછી સ્નાન, સંધ્યામાં વેદાનોસાર ગુરુમંત્ર ગાયત્રીનો જપ કરતાં કરતાં અવયવો શુધ્ધ થાય છે.

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

—ગીતા, અ. ૧૩, મંત્ર ૩૩, પૃ. ૩૭૫.

અ:–હે અર્જુન! જેવી રીતે એક જ સૂર્ય આ સંપૂર્ણ બ્રહ્માંડને પ્રકાશિત કરે છે, તેવી રીતે એક જ આત્મા સંપૂર્ણ ક્ષેત્રને પ્રકાશિત કરે છે. અર્થાત્ નિત્ય બોધ-સ્વરૂપ એક આત્માની જ સત્તાથી સંપૂર્ણ જડવર્ગ પ્રકાશિત થાય છે.

પ્રમાદમાં રહી શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવા છતાં, અંધશ્રધ્ધાના સાથથી પણ મૃત્યુ જ છે. પૂર્વના પુણ્યબળે શ્રી સદ્‌ગુરુદેવના સત્સંગ પ્રભાતનો જ્ઞાન–સૂર્યોદય પ્રગટતાં; વિશ્વજ્યોતિ અમૃતસ્વરૂપના સૌ ચિન્મય પુત્રો જ છીએ. એમ વેદ–વેદાંતની નીતિરીતિનો કર્તવ્ય પ્રસાદ આરોગતાં રહેતાં સદા દેહ, મનની શુદ્ધિ જ છે. એ પરમ વિવેક—

**બ્રહદ્ સમાજમાં પરંપરાએ કુળધર્મની રીતિરક્ષાની પ્રીતિથી અહિંસા આદિ પવિત્ર તત્ત્વોનું દઢતાપૂર્વક થતું રહ્યું નિત્ય પાલન.**

(૧) શ્રોતાજનો! ધ્યાનથી સારનું તત્ત્વ ગ્રહણ કરશો. પ્રાચીન શુભાચારોને નિજથી ખંતપૂર્વક પાળતાં રહ્યાના આશ્રયે જ અજ્ઞાન ખીણથી બચાયું છે.

(૨) મંદિરોમાં ધૃતની ત્રિજ્યોતિ પ્રગટાવીને ત્રિલોકય વ્યાપક-અદ્વૈતરૂપ શ્રી બ્રહ્મ આદિ પ્રભૂતિનું નિત્ય જ્ઞાનદર્શન કરવું.

(૩) પ્રાચીનથી કરી આજસુધી નિષ્ઠાએ પૂજેલ તેત્રીસ કોટિ દેવો વસનાર; વિશ્વનું કલ્યાણ કરતી કામધેનુ, પ્રાણપ્યારી સદૈવ પૂજનિય ગૌમાતાઓનું ધર્મ-પ્રીતિ પૂર્વક પાલન. ધનતેરસમાં ગૌધનપૂજન કરવું. ગૌમૂત્રથી ઘર અને દેહ પવિત્ર કરાય છે. વિશ્વ ઉપકારીણીના પ્યારાપુત્ર (મહેશ્વરવાહન—નંદી) બળદોની તન, મન અને ધન આદિથી સંપૂર્ણ સેવા. ખેતી-વાડીમાં બંધુમય સદા સહાયક રહ્યા ધોરીપર પુત્રવત્ત પ્રેમ. બળદો ખરીદતાં, વેચતાં પ્રીતિની વંદનવિધિ. જનતાદ્વારા પાંજરાપોળો, ગૌશાળા અને વથાણમાં ઢોરાંને અપાતું લીલું, સૂકું ઘાસ. પક્ષીઓને ચણ તેમ કીડિયારું પૂરાતાં અને ચીવટ રાખી જળ વસ્ત્રથી ગાળીને જ પીવાતું રહ્યું છે.

(૪) શ્રી ગોવિંદજીભાઇ તે ઉપકારી સિદ્ધાંતોને અત્યાર સુધી જીવનમાં ધારી જ રહેલ. એ નીતિએ તે ધર્મવીર રાષ્ટ્રની પ્રાચીન સંસ્કૃતિના પાળક અને આપણા જોડીદાર થતાં; સાચા સમાજ સુધારક જ રહ્યા છે. તેવાં પુણ્યકર્તવ્યો કરતાં રહ્યાં પ્રેમીજનો, શાસ્ત્રોના સિદ્ધાંતે ગૌમાતા તથા રાષ્ટ્ર સંસ્કૃતિને પૂરી રીતથી રક્ષનારાં સેવકો જ છે. (ધન્યવાદ ધ્વનિ ગુંજી રહ્યો.)

(૫) બળદોને વિસામો આપવાનો જે સમજુ ખેડૂતોનો સર્વમાન્ય નિયમ તે અમાસ પળાય છે. ગાડાંમાર્ગોનું તન, મન અને ધનથી થતું સમારકાર્ય.

(૬) રામનવમી તથા સમરવિજયી શ્રી રામચંદ્રજીના ધામધૂમથી ઉજવાતા દશેરાને અપાતું અનુમોદન. દીપોત્સવીએ ઘરોને શણગારી, દીપમાળાથી શ્રી લક્ષ્મીજી અને શ્રી શારદાજીનું પૂજન. વડીલ, બંધુવર્ગ, મિત્રો તથા સુહૃદોની મંગળભેટમાં શ્રી રામનામનો પવિત્રોચ્ચાર માતા તથા બહેનોએ પુત્ર અને વીરાનાં બહુ માનથી લેવાતાં ઓવારણાં.

(૭) મકરસંક્રાન્તિ, શિવરાત્રિ, હોળી, અને અક્ષયતૃતિયા, નિર્જળાએકાદશી આદિ પર્વોનું વ્રત પાળવાની સાથે જ સન્માન. શ્રાવણીમાં રક્ષાબંધન અને યજ્ઞોપવીતને બદલવાની વિધિ. જન્માષ્ટમીનું ઉત્સવ વ્રત. ક્ષેત્રપાળ અને તેનું નાગપંચમીએ પૂજન. નવદુર્ગાની પૂજનવિધિ. પુત્રીઓએ પાડોશનાં ફળીયામાં ગીત ગાતાં ફરાવાતા ગરબા. ભાઇઓ મળી ગવાતા રહ્યા ધર્મરાસ અને ગરબીઓ. નવરાત્રિની પૂર્ણાહૂતીએ નૈવેદ્ય અને બ્રહ્મભોજન બને છે.

(૮) હળોતરાંમાં બળદ અને ખેડૂતોની સન્માન વિધિ. ધાન વાવતાં પ્રથમ મંગળદાયી ગણનાયક નામનો પવિત્રોચ્ચાર. પ્રત્યેક પાળાનું અનાજ ઘેર લઈ આવતાં, શ્રી રિદ્ધિ, સિદ્ધિદાતા (ગણપતિજી)નું પૂજન—અર્ચન. નવાં અન્નની બનાવેલ સામગ્રી, બ્રહ્માર્પણ મંત્રોચ્ચારે "વૈશ્વાનર રૂપ" અગ્નિમાં ભોગ ધરાવીને તેનો તે યજ્ઞશેષે જ પ્રસાદ લેવાય છે.

(૯) માતા, બહેનો અને પુત્રીઓનું સૌભાગ્ય ચિન્હ માથામાં કુમકુમના ચાંદલા. નાકમાં સોનાની શળી અને સેંથા તેમ આડ (પીયળ) ની પૂરવણી. કરકમળોમાં

હાથીદાંતનાં સોનાથી મઢેલાં કંકણો. સદ્‌ગુરુ દીક્ષા ચિન્હ ગળામાં કંઠીઓ **અને શ્રી રામનામી** જડીત સુવર્ણહારો.

(૧૦) વિશ્વવ્યાપક પરમપિતાના ગુણોની પવિત્ર નામની સંજ્ઞાએ **નારાયણજીભાઈ, દેવજીભાઈ,** રામજીભાઇ, કૃષ્ણદાસ, કાનજીભાઇ, પુરુષોત્તમ, ભગવાનજી, હરિરામભાઇ, શિવજીભાઇ, શિવદાસભાઇ અને શિવગણભાઈ તથા હંસરાજભાઇ આદિ. **દેવકીબાઇ,** પાર્વતીબાઇ, જસોદાબાઇ, ગંગાબાઇ અને પ્રેમાંબાઇ તથા કુવરબાઇ આદિ શુભનામોથી મહતજાતિના યશ સ્થંભમાં દીવાકર **સર્વત્ર દીપતો જ રહ્યો છે.**

(૧૧) બાળકોનાં **નામકરણ.** યોગ્યતાથી થતાં **સગપણો.** વિવાહ આદિ શુભ આચરણોમાં પળ, ઘડી, નક્ષત્ર અને દિવસ આદિ ચોઘડિયાનાં **મૂહુર્તો.** બ્રહ્મદેવોદ્વારા લખાતી **લગ્ન પત્રિકાઓ.** પુત્રોનાં લગ્નોમાં મંગળકારી **શ્રીફળ અને ક્ષત્રિયોનાં શૂરચિન્હ વરને તલવાર** ધાર્યાનું રાષ્ટ્રિય "પ્રતિક" થી **દૈવતશૌર્ય વૃદ્ધિની મહત્તા.** સંતાનોને **પશ** ભરવવા અને વાનેલો. ફુલેકાંની શુભરીતિ. સંતાનોનાં વિધિથી લગ્ન કરવામાં શ્રી ગણપતિજીનું **પૂજન.** અર્થસૂચક પોંખણાથી અને **સપ્તપદીની** મહા ગુણમયી, વરકન્યાને જગતમાં મધુરજીવન વર્તવા માટે ગૃહસ્થાશ્રમના સુપંથમાં ધારવાની **પ્રતિજ્ઞાની સુઆજ્ઞાઓ.**

(૧૨) નવાં ઘરના પાયા સમયમાં પ્રથમ ધરતીમાતાનું **પૂજન.** બારશાંત ઉભાં કરવાં; મોભ ચડાવે અને ઘરોનાં **વાસ્તુમાં** હવન આદિ શુભ ક્રિયામાં **બ્રહ્મદેવોનો સત્કાર.**

(૧૩) જગતકર્તા–શ્રી સત્યનારાયણના કિરણકળાના અંશમય નવ ગ્રહ આદિ **શ્રી ચંડીપાઠ** અને સિદ્ધિદાતા દેવોનું **પૂજન.**

(૧૪) પ્રભુ શ્રી રામચંદ્રજીના અનન્ય સેવક અને ગ્રામોનાં સર્વદા રખવાળી કરતા રહ્યા ધીરમનિધારી **આદિત્ય બ્રહ્મચારી,** રુદ્રરૂપ મરુતવીર **શ્રી હનુમાનજીની** પ્રત્યેક ગ્રામ ઝાંપામાં મંગળવિગ્રહની સ્થાપના. પવિત્રાચરણીનું **તેલમર્દન** અને ભયાનક રંગ **સિંદુરના** લેપનથી તથા આકડાની ઝેરીલી **ફૂલમાળા તેમ શ્રીફળ આદિએ "શ્રી હનુમાન ચાલીશા"** ના મંત્રોચ્ચારે પૂજનવિધિ.

(૧૫) માતુશ્રીઓ દ્વારા (પ્રિય બાળકોની રક્ષાએ) થતું **શીતલાપૂજન** અને તે વિગ્રહમૂર્તિની નિયમથી થતી વંદન ક્રિયા. તુલસીમાતા અને પીપળવૃક્ષનું **વ્રતથી થતું** પૂજન.

(૧૬) ભોજન સમયમાં અગ્નિમાં **આહુતિ** દેવી. "કોઈનું અજીઠું અન્ન, જળ અને ફળો આદિ ખાવું **તેમ પીવું** જ **નહિ અને** એવું કોઇને **આપવું પણ નહિ."** એ સનાતન શ્રેષ્ઠ રીતિ, પૂ. પ્રગાઢ બુદ્ધિમાનો માન્ય આયુર્વેદનો **માનવજીવન રક્ષક** અને સર્વદા આનંદમયી **પૂર્ણ;** પવિત્ર **રહેલ** વિજ્ઞાનનો **આરોગ્યનિયમ સાક્ષાત્‌થી** નિત્ય પળાતો જ રહ્યો છે. (ભગવાન

શ્રી ધન્વંતરિની જયગર્જના ગુંજી રહી.)

(૧૭) ઘૃતની જ્યોતિ અને ધૂપ (અગરબત્તી) પણ પ્રથમ ઘરોમાં પ્રાતઃકાળે તેમ સંધ્યાએ હવન થતાં રહ્યાંની યાદીએ, એ સુગંધી પ્રસારની સુક્રિયા નિત્ય સંભાળપૂર્વક જ થાય છે. (જે ઘેર નિત્ય વેદમંત્રોથી હવન કરાય છે, તેવાં પ્રત્યેક સંસ્કારી ગૃહસ્થાશ્રમીઓ જીવનની સાથે સંપત્તિ પણ સાર્થક કરતાં અભિનંદનોને જ સુપાત્ર રહ્યાં છે.)

(૧૮) નવાણ (કૂવો) ખોદતાં તેનાં પાટાં ખેંચતાં, આપણી વિનયરક્ષા માટે "આવ્યો રામ" કહી; નિર્ભયતાનો પવિત્રોચ્ચાર. સત્વ, રજસ અને તમસ એ ત્રિગુણી શક્તિશસ્ત્ર-ત્રિશળ અને જાળેલકીનું ગાડાં આદિમાં સિંદુર તેમ નૈવેદ્યથી થતું પૂજન. ઘંટી ટાંકેલીના લોટનું ચૌબારોમાં કરાતું સ્વસ્તિક (સાથીયા) નું આલેખાણ.

(૧૯) ગાય, ભેંસ વિયાતાં; દૂધને બારમે દિવસે જમાવી વલોવવું. પ્રથમ તાવણીના ઘૃતમાંથી દેવસ્થાને જ્યોતિમાં પૂરવાની ધર્મ નીતિરીતિ પળાય છે.

(૨૦) બાળક જન્મતાં છઠ્ઠીની વિધિ અને વિધાતાની પ્રાર્થના. આગન્તુક-બાળકની માતાજીએ સવા મહીના સુધી રસોડાંના કાર્યોથી અળગાં રહેવું, ત્યાં સુધી તેમણે પવિત્ર સ્થાનમાં ન જવું અને પછી કુટુંબીઓએ મળીને વિધિવત ગંગાજળ પીવાનો શુદ્ધિ નિયમ.

(૨૧) અંત્યેષ્ટી (અગ્નિ) સંસ્કાર (તે પણ જોહુકમીઓનો ભય ત્યાગી,) દરેક ગ્રામોમાં પ્રચલિત રહ્યો છે.

(૨૨) સ્મશાનથી આવતાં, સ્નાનથી કરાતી દેહની શુધ્ધતા. ઘર લીંપવાં અને વાસણો (નિત્ય) માંજવાં આદિ સુકર્મ. ગ્રહણમાં દરેક રીતની થતી શુધ્ધતા. સ્ત્રીસમાજે પૂરા નિયમથી શાસ્ત્રોક્ત આજ્ઞાએ પાળવાનો રજસ્વલાધર્મ.

(૨૩) પિતૃપક્ષમાં પૂ. પિતૃઓની ગુણયાદીએ શ્રધ્ધાવંતું × શ્રાધ્ધ કરતાં; અન્નનું પુણ્યદાન કરાય છે.

(૨૪) કુળ મર્યાદાનું અપૂર્વ ગૌરવ રક્ષનાર, પરમશૌર્યથી જાતિ અને રાષ્ટ્ર સંસ્કૃતિની વિશુધ્ધિ રક્ષવા પર જીવનપુષ્પ ન્યોચ્છાવર કરનાર; શુરધનોનાં કીર્તિકાર્યોનાં સદૈવ દીપતાં સ્મારક-સંભારણા. ગ્રામ ઝાંપામાં તેના પાળિયાઓનું વિશ્વવિદીત ઐતિહાસિક ગુણ-સન્માનનું પૂજન; ત્યાં વર-વધૂએ પણ કુળના રીવાજથી કરાતા નમસ્કારો.

(૨૫) સંસાર વિરક્તોનો ભોજનદાનથી થતો સત્કાર.

(૨૬) સ્વજનો શુભ આચરણોની પ્રતિદિવસ સહાય જ મેળવે છે. જેઓ ઉપલ-

× શ્રધ્ધા ભર્યું નિત્ય શ્રાધ્ધ તો વર્તમાનમાં આશીર્વાદો આપતાં, પૂ. પિતૃજનોનું કરવું જ યથાર્થ છે.— લેખક.

કીઓ ભ્રમ સેવે છે તે ભૂલ અત્યારે જ સુધારીને ઉત્તમ સ્વકુળનાં મોટાં-ઘરોની પવિત્ર મહત્તા સંભાળવાથી તો તેમણે સુધારાનો વિધિવત લાભ મેળવ્યો જ, જીવનમાં સંસ્કારોના શુભાચારો સાચવતાં સાત્વિક ઐશ્વર્યથી દીપવાની લાખોગણી સુકમાઈ કરી જ લીધી. વિશાળ વિધિ પાળવા અંગે સૌ પર પૂ. શ્રી સુંદરજીભાઇ અને પૂ. શ્રી શાસ્ત્રીજી મહારાજ જેવા પરમ સુહૃદો ધન્યવાદો વર્ષાવે જ છે.

(૨૭) જે સદાચરણો કહ્યાં તે સર્વ હિતનાં જ છે. શ્રી નાનજીભાઇ જેવા સમાજ સુપુત્રરત્નો અદ્વૈત વિચારો કેળવતાં જ્ઞાનના પ્રકાશ પુંજમાંથી લાભ મેળવશે. એવા પ્રિયોનાં પરિવારો અને મિત્રો પણ સત્યનું જ અવલંબન કરશે. સંસ્કારી જનોને આપણે અંતઃકરણના ઉમળકાની પ્રેમવૃદ્ધિથી ભેટીએ છીએ, એજ ભ્રાતૃત્વધર્મના અખંડ સ્નેહ સાચવ્યાના આત્મિક ઉદ્‌ગારો છે.

(૨૮) બહુ ચર્ચાઇ રહ્યા પ્રશ્નનો, સત્ય ઉત્તરથી સાર મેળવવા માટે સંક્ષેપે કહીશ. જે પ્રેમીજનો, મિત્રોને પ્રેમથી ચાહશે, તેઓજ તેમને સ્વૈર ભોજનનાં આમં-ત્રણોથી આર્થિક ભાર વેરશે.

(૨૯) બંધુને બાથમાં લેવાનું, શ્રી લક્ષ્મીનારાયણ ( માત-પિતા ) નાં આત્મઅંશો [ પુત્રો ] નું મુખ્ય કર્તવ્ય છે. કલ્પોનાં શ્રી ઇષ્ટની પ્રેમભક્તિના-અમૃત ખોળામાં બિરાજીને નિજાત્માનું સ્વરૂપ દર્શાયાનું ચરણામૃત પી, હૃદયપાત્રમાં ધારીને જીવનકૃતાર્થ બનવવું; એજ આપણો ભ્રાતૃત્વ વૃદ્ધિએ સંગઠ્ઠન શક્તિનો વ્યાપક રહેલ મિત્રપ્રેમ છે.

" વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે;<br>પરદુઃખે ઉપકાર કરે તોયે મન અભિમાનન આણે રે. "

(૩૦) આપણે માનવ હિતોના કર્તવ્યગુણો ધારનારું, સત્સંગીના સાચા અર્થનું મન અને વૃત્તિપર સુંદર-જ્ઞાનભૂષણ પહેરવું.

(૩૧) ત્રણેકાળમાં જે અબાધિત સત્ય રહ્યું છે, તે પૂર્ણત્વ તત્ત્વને શ્રી ગુરુમુખથી જિજ્ઞાસુભાવે શ્રવણ કરી, તેને વિચાર સાથે મનનથી વર્તનમાં ઉતારી નિત્ય નિદિધ્યાસન કરે છે અને તે સત્ય નિજ સાથીડાંને યથાર્થોથી સમજાવી રહ્યા છે, એજ આપણા સત્સંગી " પરાઈ પીડા જાણનાર વૈષ્ણવ જનો છે."

(૩૨) બંધુઓના વિચારોમાંથી કુપ્રથાના સડાને જ્ઞાન-ઔષધિ ઉપચારો વડે સ્વચ્છ કરવા માટે જે કર્તવ્ય ને પંથે ચાલવા અંગે કેસરિયાં કરી તે સુબોધપાઠો જીવન-રંગમાં છાપનાર જ આપણાં ઉત્સાહી સ્વયંસેવકોનાં યુવક મંડળો છે.

(૩૩) સૌની સંગઠ્ઠન શકિતમાં ધર્મધારણાની પ્રીતિવૃદ્ધિથી (સુધારક શસ્ત્રોપચારે) નિત્ય કંઈ ગણી વિશાળ જન સંખ્યા વધી રહી છે, તે સમુદ્રની મર્યાદા સમાન રત્નો સાચવી રહેલ; આપણો ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડનો

શ્રી બ્રહદ પાટીદાર સમાજ છે. બાંધવોની પ્રીતિરસ ભરેલ–રત્નાકર છે, તેમાં નિત્ય દૂધ, સાકર જેમ મિઠાશથી ભળી સમાઇ જ રહેવું. જાતિય સુપુત્રોની સંગઠનમાં શકિતવૃદ્ધિ કરવાની એ પરમ નીતિ છે. અસ્તુ. જયશ્રી નારાયણ. (પ્રિય શ્રી વડીલે નમ્રતાથી સૌને વંદી સ્વસ્થાન લીધું.) ધર્મનો જયઘોષ ગુંજ્યો.

શ્રી મંત્રીજીની તથા શ્રી સભાપતિની અનુમતિથી શ્રી ગોપાલજીએ કવિતા ગાઇ.

— સ્વધર્મની અખંડતા —

— સવૈયા એકત્રીશા —

વેદ મંત્રના મહાવાકયો જે શ્રુતિ, સ્મૃતિ વચનોનુસાર;
ધર્મ આશ્રમો અતિ બનાવી વેદ ધ્વનિના કરી ઉચ્ચાર. ૧
ત્રિકાળ સંધ્યા યજ્ઞાદિક જે ધર્મક્રિયાનો કરી પ્રચાર;
અંતઃકરણના ઉદ્‌ગારોએ તન, મનથી થાવું તૈયાર. ૨
સમજો વહાલા પ્રેમી વીરો અર્જ મિત્રની ઉર ધારી;
શુભ રીતિ સંભાળી સરવે દુષ્ટ રીત કરવી ન્યારી. ૩
ૐ નામને જપતાં હરક્ષણે મન શાન્તિ મળતી જાશે;
ઓમ્કારે—ઇશ્વર અવિનાશી સ્મરણથી શાન્તિ થાશે. ૪
સુખમય એછે સદૈવ તેવિણ અન્ય બધી છે ઉપાધિ;
વખત તણો વ્યય કરવો શાને ફોકટ એ ભ્રાન્તિ આંધી. ૫
શુદ્ધ પ્રેમથી શ્રીહરિ ભજતાં સુખ શાન્તિ મિત્રો થાશે;
મુક્તાનંદ હૃદયે પેખ્યાથી તિમિર મનનું છેદાશે. ૬

સૌ પ્રેમથી બોલો? સત્ય સનાતન મહતાએ બંધુ અને રાષ્ટ્ર સાથે, વિશ્વનાં વહાલાં મિત્રોનું સંગઠન સાધનાર પ્રેમીમહાજનોની; બ્રહ્માંડમાં સદાય જય હો.

---

## પાંખડી એકવીસમી.

### સત્ય આચરણોનાં સૂચનોની સુગંધ.

ગાઃ–(ઉભા થઇ, ઉપસંહારે કહ્યું.) વિદ્યાનાં પ્રેમીઓ! અત્યારે પૂરતો સમય ન રહેતાં, ભક્તશ્રી આદિ હિતેચ્છુઓના ઉપદેશનો લાભ આપણે આવતી સભામાં મેળવીશું. સૌએ કેળવણી તેમ ઐક્યતામાં પ્રેમ પ્રગટાવેલ તેને કેન્દ્રે પહોંચાડવો, તેનું સ્વજનો અનુકરણ કરીને વિશેષ લાભ મેળવે. તે અંગે—

આપણે સંગઠન જાળવવાને નિત્ય સાવધાન જ રહેવું.

પરસ્પર વાતાવરણ નિર્મળ રાખવું. વિતંડાવાદે ભેદવૃત્તિથી લોભ, લાલચ આદિ વહેમ જ ઉદ્‌ભવે, તેને નિવૃત્ત કર્યાંની ઔષધિ "પ્રભુનામનો જપ કર્યાં વિના"

**બીજી ભગવાન શ્રી ધન્વંતરિ તથા દૈવવૈદ્યો શ્રી અશ્વિનીકુમારો પાસે પણ નથી.**

**એમાં વિદ્વાનોના સુવિચારોનાં પ્રમાણની પુષ્ટિ.**

× "પ્રકૃતિના સત્ત્વ, રજસ અને તમસ ગુણોમાં જ્યાં સુધી સામ્ય હોય છે, ત્યાં સુધી જ અબાધિત સુખદાયી શાન્તિ હોય પણ જ્યારે તેમાં વૈષમ્ય દાખલ થાય છે ત્યારે એક પછી એક વિકૃતિઓ દાખલ થવા માંડે છે. માનવ સમાજને પણ એ જ નિયમ લાગુ પડે છે. **બ્રાહ્મ, ક્ષાત્ર, વૈશ્ય અને ક્ષુદ્ર** શક્તિઓ જ્યાં સુધી પોતપોતાની મર્યાદામાં રહી એક બીજાને ઉપકારક રહે છે, ત્યાં સુધી જ જ સમાજમાં શાન્તિ, સંપ અને આર્થિક યોગ્ય વિભાગ રહે છે. પણ જ્યારે તેમાં વૈષમ્ય દાખલ થાય છે ત્યારે ઇર્ષ્યા દુઃખ, લડાઇ આદિ વિકૃતિઓ થવા માંડે છે."

"મનુષ્યમાં બળ, ઐશ્વર્ય અને બહિર્મુખ બુદ્ધિ ગમે તેટલા વધારે પ્રમાણમાં પ્રાપ્ત થયાં હોય, પરંતુ જો તેનામાં **દૈવીસંપત્તિનું સ્વરૂપ, વિવેકપૂર્ણ બુદ્ધિ; આર્જવ અને અંતઃકરણની નિર્મળતા** આદિ ગુણોની ક્ષતિ હોય, તે ક્ષતિ થવા માંડે એટલે દેવકોટીનું મનુષ્યમાનસ પણ રાક્ષસ-વૃત્તિનું માનસ બને છે." તેથી–

**આપણે નિત્ય દક્ષતાપૂર્વક ગુણ-ઝવેરાતની જ રક્ષા કરવી.**

માનવવૃત્તિમાં દૈવી સંપત્તિની ઝવેરાત ભરી છે, તેવા પવિત્ર કોઠામાં કામ, ક્રોધ, લોભ અને દંભ આદિ બળવાન ચોરો પેસવા ન પામે! એવી સદૈવ તકેદારી જ રાખવી. તે જો પેઠા તો **શારીરિક તથા માનસિક** સંકટથી સંગ્રહ્યાં સદ્‌ગુણ-કંચનને, પતંગિયા રંગોએ મોજ-શોખના વિશાળ કરો વડે બળ તેમ ગુપ્ત કળથી ઝૂંટવશે, વર્ષોનું બંધાયું ગાઢ પ્રીતિબંધન પણ તોડાવશે. પરસ્પર સ્વાર્થવૃત્તિનાં વજ્રદોરડાંથી બાંધીને **સર્પરૂપ ઝેરીલી ઇર્ષાના નિર્દયી** ધોકાથી પીટશે. અહા! વધુ રીબાવવા માટે અસહાય-સૂકા અને દંભથી તપ્યા નિર્જન મરુભૂમિના ભયંકર તિમિર-રણમાં રઝળાવી, પુનઃ ભ્રાતૃપ્રીતિની શીતળપણાંનાં આશ્રય (સ્વસ્થાન) માં ન જ પહોંચવા માટે દિશાભાન ભૂલાવાને કાવાદાવાઓ પણ કરશે!! સુજ્ઞોએ દુષ્ટદંલથી બચીને વાતાવરણ નિત્ય મર્યાદાયુક્ત વિશ્વાસુ રાખી, **જીવનનાં સમયનો પૂરી આંકણીથી સદુપયોગ કરવો.**

"રઘુકુલ રીતિ અહી ચલી આઇ। પ્રાણ જાય અરૂ વચન ન જાઇ ॥"

તુ. કૃત માનસ. રા. અયોધ્યા કાંડ.

તેમજ—

**धर्मे नष्टे अखिले राम त्रैलोक्यं नश्यति ध्रुवम् ।**
**प्रतिज्ञाते परित्यक्ते धर्मो भवति निष्फलः ॥**

અધ્યાત્મ, રા. ઉ. સર્ગ. ૮, શ્લો. ૬૨, પૃ. ૩૯૨.

---

× = આર્ય પ્રકાશ, વર્ષ ૪૨, અંક ૭, તા. ૨૦-૫-૪૫, પૃ. ૨ જાની હરોળ.

અર્થ:–હે રામ! સંપૂર્ણ ધર્મનો નાશ થવાથી, નિશ્ચય પણ ત્રિલોકીનો નાશ થઇ જાય છે. પ્રતિજ્ઞા ભંગ કરવાથી બધા ધર્મો નિષ્ફળ થઈ જાય છે.

પ્રાણપ્રિય 'રમણીયં ધર્મ' સૌને હરક્ષણમાં સંસ્કૃતિના આદર્શોનું દાન આપીને સત્યથી ઝળહળતો દીવાકર બતાવે છે, તે ધ્રુવે પહોંચવા માટે કામ, ક્રોધ આદિ પ્રતિકૂળ પ્રસંગે દૂર હઠાવ્યે; વૃત્તિનો સંયમ સાધવા માટે શાસ્ત્રોની આજ્ઞાનું અનુશરણ કરવું.

" काम क्रोधौ लोभ मोहो देहे तिष्ठन्ति तस्करा ।
ज्ञानरत्नो पहर्राय तस्मात् जाग्रहि जाग्रहि ॥ "

અર્થ:–" કામ, ક્રોધ, લોભ અને મોહરૂપી ચોરો શરીરરૂપી ઘરમાં પ્રવેશીને જ્ઞાન-રત્નનું હરણ કરે છે, તેથી કરી જાગો! જાગો!! "

**દરેકે એવાં વ્રતથી જીવન વહેણને સુમાર્ગમાં વર્તાવવાની આત્મિક શક્તિ કેળવવી.**

આજ આપણા ઉભય વીરોએ શાસ્ત્રીય ઉચ્ચ દિશાના અનુભવથી અનુકરણીય માર્ગમાં ધનદાન આપી, **જ્ઞાનપરબથી** પુણ્ય કર્યાના સચોટ દાખલાથી સૌને આગળ વધવાનો સુમાર્ગ દર્શાવેલ તે સ્તુતિપાત્ર છે. પ્રિયશ્રીએ તો **વિદ્યાવૃદ્ધિએ સાચો ભેખ જ ધર્યો, માટે વિદ્યાપ્રિયોને અભિનંદન.** આપણું અધુરૂં મન ચળાવનાર; માયાનો રૂપાળો છાંયો તો અસ્થિર જ છે. તેથી—

" નના નિર્મળ જેની દશ્યા, તેના હૃદયે સદ્ગુરુ વસ્યા. "
—કાવ્યદોહન.

" પરધન પથ્થર જાણીએ— " —શ્રી તુલસીદાસ.

પૂ. શ્રી સદ્ગુરુદેવોએ પીરસ્યો અદ્વૈતબોધનો પ્રેમરસ પી, જીવનકાર્યો કેળવીને પરાઇ લક્ષ્મીએ નિર્લોભી જ રહેવું. એજ ભારતીઓનાં ગંભીર ગુણનું સુંદર ભૂષણ છે. વિદ્યામાં દાન આપનારાંઓને ધન્યવાદો. **સન્મિત્રોએ સરસ્વતી પૂજન સારૂં આર્તીના સજાવ્યા થાળમાં, જે મંગળ ભાવો ધરાવ્યા તે સર્વાનુભાવથી સ્વીકાર છે.**

**આપણી અનન્ય રસવંતી ઐક્યતાને સૌએ નિભાવવી.**

વર્તમાનમાં ઉપલકીયા મતભેદોનો ભ્રમ દૂર કરતાં, વેદોની ગૂઢતાનાં આદર્શોનો માનવોનાં પવિત્ર અંતઃકરણોમાં વાસ થવાથી; અગમ નિવૃત્તિથી વિશ્રાંતિ મળી રહી છે, એટલે કે **વિશ્વમાનવ–આર્યભાંડુઓનાં પંચશીલ તથા અહિંસાનાં સત્ય ગ્રહણથી પરમ ઐક્ય સંધાઇ રહ્યું છે. તે ન્યાયે પ્રથમ આપણો બૃહદ્ સમાજ જે ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ આદિ સ્થાનમાં છે તેમાં વિશાળ ભાવે સત્વર ઐક્ય સાધવું, એથી જ આપણે વિશ્વમિત્ર પ્રેમની પૂરી ખૂબી ભર્યા સમસ્ટી " આર્યપરિવાર " ઐક્યત્વના નાદ સાથે નિત્યનો મીઠો સૂર મીલાવવા ભાગ્યવંત થઇશું.**

**સેવા-યજ્ઞમાં કર્તવ્ય પરાયણના-મહામંત્રોચ્ચારથી, રસિક-ઘૃતની આહુતિઓ હોમવી.**

ઇશ્વરનાં વિશાળ દ્વાર આગળ આપણે તેની પરમકૃપાની યાચના કરતા ગરીબ જીવો જ છીએ, તે અંગે નીતિકારોએ પ્રેમવૃત્તિએ જ્ઞાનવાક્યો વીણ્યાં છે કે-

—: રાગ દેસ-દાદરા :—

તૂં દયાલ, દીન હૌં, તૂં દાનિ, હૌં ભિખારી!
હૌં પ્રસિદ્ધ પાતકી, તૂં પાપપુંજહારી. ૧
નાથ તૂં અનાથ કો, અનાથ કૌન મોસો?
મો સમાન આરત નહિ, આરતહર તોસો. ૨
બ્રહ્મ તૂં, હૌં જીવ, તૂં ઠાકુર, હૌં ચેરો!
તાત, માત, ગુરુ, સખા, તૂં સબ વિધિ હિતૂ મેરો. ૩
તોહિં મોહિં નાતે અનેક માનિયે જો ભાવે!
જ્યોં ત્યોં તુલસી કૃપાલુ ચરન—શરન પાવૈ. ૪

માટે- **स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला ।**
**मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥** —નીતિકાર.

ભાઃ-ગરીબ તે છે, જેની લાલચ (ઇચ્છા) વધેલી છે. મન સંતુષ્ટ હોય તો ધનવાન અને ગરીબમાં કંઈ પણ ભેદ નથી. કેમકે મહેલ ભલે મોટો હોય પણ સૂવાને માટે કેવલ સાડાત્રણ હાથની જગ્યા જોઇએ.

તેથી ગરીબ, ધનવાનો પ્રત્યે ઉદ્દગાર પ્રગટાવે છે કે—

" ગરીબીમાં મઝા મીઠી એ શું, તવંગર જાણે;
ભર્યાં જ્યાં પાપના અંબાર એ સત્ય કયાંથી પિછાને. "

× × × ×

" તમારા વૈભવો કરતાં મને છે ઝુંપડી પ્યારી!
ભલે આવે ગરીબી લાખ લાગે તે મને સારી!! "

**સત્ય આચરણમાં સંકટ પડતાં, ધીરજ ધરવી એ બંધુની સહાયતા મળવા તુલ્ય જ કાર્ય કરે છે.**

કૌરવોએ છળથી, સત્યવાદી પાંડવોને વનવાસ મોકલ્યા તેવા સંકટ સમયમાં સતી શ્રી દ્રૌપદીએ સ્વજનોના સાથમાં, જંગલનાં દુઃખો પણ સુખમય માન્યાં અને બાપુકા રાજ્ય સમૃદ્ધિનું સ્વામિત્વ પુનઃ મેળવાવી દેવા માટે શ્રી કૃષ્ણચંદ્ર જ પાંડવોના દૂત બની દુર્યોધનને સમજાવવા ગયા ત્યારે શ્રી કૃષ્ણચંદ્રજીએ ધૃતરાષ્ટ્રને કહેલ કે—

**कुरूणां पाण्डवानां च शमः स्यादिति भारत ।**
**अप्रणाशेन वीराणामे तद्याचितुमागतः ॥**

ભા:– કૌરવો અને પાંડવોમાં વીરોનો નાશ કર્યા વિના જ શાન્તિ થઇ જાય, હું એજ માગવા આવેલ છું.

પછી શ્રી કૃષ્ણચંદ્રજીએ જ દુર્યોધનને કહ્યું— " शमे शर्मं भवेतात "

ભા:– " હે પ્યારા ! સમયપર સાવધાનીથી વર્તવું." ( તે બધું દુર્યોધને સાંભળી કરી:—)

यावद्धि तीक्ष्णया सूच्या विद्धयेदग्रेण केशव।
तावदप्य परित्याज्यं भूमेर्नं पाण्डवान् प्रति ॥

— મહાભારત ઉદ્યોગપર્વ—

ભા:– હે કેશવ ! હું સોયની અણી બરાબર પણ ભૂમિ પાંડવો માટે દઇ નથી શકતો.

દુર્યોધનને ઐશ્વર્યનો મદ ચઢયાનું અને સત્યવ્રતનાં ધર્મની રક્ષા માટે શ્રી કૃષ્ણચંદ્રજીએ પરમ શાન્તિ ધાર્યાંનાં ઉચ્ચ પરિણામનું દિવ્ય આદર્શ, આપણે શ્રી મહાભારતના અમૂલ્ય રત્નોભર્યાં ધર્મગ્રંથમાંથી **મનનનાં–મંથન વડે પ્રાપ્ત કરી રહ્યા છીએ.**

એ નીતિ ગ્રહણથી ગરીબોની વૃત્તિઓમાં અને તેમના પરિવારોમાં નિર્મળપણે રહેણી કરણીથી સંપના મીઠા ગુણો ભરેલા જ છે. અત્યારે વિદ્યાવૃધ્ધિનું પુણ્ય-કાર્ય સાધવામાં મોટે ભાગે ગરીબોનાં જ પ્રેમભાવ ભર્યાં કોમળ અંતઃકરણના સહાયની આવશ્યકતા છે. કેમકે સત્યની લાગણીથી, ગરીબ તરુણો અને યુવકસુપુત્રો વિદ્યામાં આગળ વધતા જ રહેલ છે. જેઓને સુકરણીના પ્રતાપથી માત–પિતા, કુટુંબીઓ અને ઠીક પ્રમાણમાં રિદ્ધિ સિદ્ધિ મળેલ તેવાં પ્રિય યુવક-રત્નોએ તો જનતા–જનાર્દનની સેવા સાધવાને વધુ ચળકવું જ જોઇએ.

**અતિ હોંસપૂર્વક સાહિત્ય રસિકોનાં સન્માને અપાયાં માન–ચાંદ.**

વીરશ્રી શિવદાસજી અને શ્રી ગોપાલજી આદિ તત્વપ્રેમીઓએ સભામાં જે લોકગીતો ગાયાં, તેનો સૌ ગુણીજનોએ લાભ મેળવ્યો છે. તેમાં મુખ્ય પદો શ્રી મનજીભાઇએ આપ્યાં છે. આપણામાં પહેલાં પત્ર લખવા–વાંચવા પૂરતી પણ વિદ્યા નહોતી! તે સ્થાને આજ સુજ્ઞ યુવકો મહાભારત આદિ અનુપમ સાહિત્ય મંથનથી ભાવકાવ્યો રચી રહ્યા છે. ભાગ્યવંતોને + તે કાવ્યોનો અને લેખન-કળાના દૈવી આદર્શના ચૈતન્યરસનું પાન કરાવતાં સાચીસેવાથી જનકલ્યાણ સાધે છે. મિત્રોનો હજુ લોકગીતોમાં માત્ર પ્રવેશ જ છે તો પણ એ આદરણીય ગૂઢાર્થોનાં મનન વડે સૌમાં વિદ્યાકાર્ય સાધવાને અપૂર્વ ચૈતન્ય પ્રગટવાનું પરમ હિત નિહાળી; એ પ્રિયવંતને ગુણગ્રાહી સમાજ રૂા. સવાપાંચસો ઉપહારે આપે છે. (સરસ્વ-તીજીની જય ગર્જના ગુંજી રહી.)

તરુણ શ્રી વિશ્રામજીને તત્વ ચિંતામણિ તથા રામાયણ શ્રીગીતાજી એમ

---

+ = " કાવ્ય અને કવિતા " એ પુસ્તિકા વાંચવી. લે. સ્નાતક સત્યવ્રત, વેદ વિશારદ મુંબઇ. (પ્રાપ્તિસ્થાન, કાકડવાડી આર્યસમાજ, મુંબઈ.)

ત્રણ ગ્રંથરત્નો ભેટ અપાય છે. આવા શુભ પ્રસંગોમાં પ્રિયપુત્ર જેમ કિશોરો, સ્વતઃઉમંગથી માર્ગસૂચક કવિતાઓ મધુરરાગે ગાઈ અથવા નાના મોટા સરળ લેખ, કાવ્યો બનાવીને વધુ જ્ઞાનપ્રકાશ પ્રસારાવવા અંગે મિત્રોને સહયોગી બનશે; એવા ઉન્નતિદેવીના પ્રિય પૂજારીઓને ગુણી આહારા ઉત્સાહપ્રેરિત પારિતોષિકો અપાશે.

(પૂ. શ્રી શાસ્ત્રીજી, શેઠશ્રી, ડૉ. શ્રી, વૈદ્યશ્રી અને ઠક્કુરશ્રી આદિ "ગ્રામ પંચના" અગ્રગણીઓ તેમ ઉપસ્થિત મહાનુભાવોની પ્રેમભરી સૂચનાથી વડીલશ્રી સુંદરજીએ વકતા સ્થાને પધારી:–) "ગુણગ્રાહકો, શ્રી પ્રેમજીભાઇને "સાહિત્ય રત્ન" ની પદવીદાન મળવામાં સુવર્ણચાંદ આપે છે. (સરસ્વતીજીનો જયનાદ) વિદ્યાપિયુષ પ્રેમી, ભાવવૃદ્ધિથી જનકલ્યાણ સાધ્યા જ કરશે. સૌના આશીર્વાદો છે." (શ્રી સભાપતિજીના કરકમળોથી સુવર્ણચાંદ શ્રી પ્રેમજીએ સ્વીકારી, જનવૃંદને વંદી સ્વસ્થાન મેળવ્યું.)

શ્રી સભાપતિઃ– આપણને સંસારયાત્રાએ દ્વિજોમાં શુભસમય મળેલ છે. શાસ્ત્રોનું બોધાંમૃતપાન અને તેનાં નિત્ય અનુશીલનથી જીવન શોભાવનાં, ગૃહસ્થાશ્રમ સુખોનાં મીઠાં ફળો આરોગતે રહેવાં.

**अनेक : शास्त्रं बहुलाश्चविद्या ।**
**अल्पश्चआयु: अति विघ्नता च ॥** (શ્રી ચાણાકય નીતિ)

ભાઃ– શાસ્ત્રો ઘણાં તેમ વિદ્યા બહુ છે. જીવન (અલભ્ય)નો સમય અલ્પ છે, વિઘ્નો અનેક છે. (તેથી સુકાર્યો કરી તેનું ફળ પ્રાપ્ત કરવું.)

સ્વાશ્રયી ખેડૂતોમાંથી ઘણા બંધુઓને વ્હેલી સવારમાં ઘઉંને ત્રીજું પાણી પણ પાવું છે. વેપારી, કારીગર બંધુઓ, પૂ. માતાઓ અને પૂ. બહેનોએ વિશાળ પ્રમાણમાં પધારીને ગઇ રાત્રિ જેમ અત્યારે વધુ સમય સુધી ઠંડીમાં કષ્ટવેઠી, ધીરજવ્રતથી બેઠાં રહી; વિદ્યાવૃદ્ધિ થવામાં અનુમોદન આપ્યું છે. સાથે જે પ્રેમીઓએ દૂર ઉભાં રહી, સંતાઇને પણ લગનીથી સત્ય મેળવ્યાં માટે તન, મન, ધન તથા વાણીના તેમ શુભેચ્છાઓના અને અમૂલ્ય સમયના ભોગો આપ્યા સાટે, કર્તવ્યનિષ્ઠો દ્વારા ધન્યવાદો છે. અસ્તુ. (સ્વસ્થાને બિરાજ્યા.)

**સભા વિસર્જને આગામી કાર્યોની સૂચના.**

મંત્રીજીઃ– આપણે, અત્રે પધાર્યા શ્રીમાનોના સહકારથી મહત્ત્વભર્યું કાર્ય સાધવાને ભાગ્યવંત થયેલ છીએ. શુભેચ્છુઓ! વખતો વખત અમે યુવકોને શુભકાર્યોની નિષ્ઠા વૃદ્ધિએ સૂચના આપતા રહેશો. વિદ્યાગુણો મેળવતાં રહેતાં શિશુજીવન-જ્યોતિઓથી વધુ પ્રકાશકિરણો પથરાશે. પૂ. શ્રીમાન સભાપતિજી, શ્રીમાનો, મિત્રોએ અને શ્રી કાન્તિલાલનાં માતુશ્રીએ જે ધર્મકર્તવ્ય રૂડીરીતે સૂચવ્યું છે, તેમાંથી ગુણગ્રાહીઓ! લાભ મેળવશો.

આપણે આવતી પુનમની સવારથી સંમેલન ભરવારૂપે અહીંજ એકત્ર

થઈશું, ત્યારે રકમ ભેગી કરીને કાર્યવાહી પંચની નીમણુંક કરીશું. એ ધનરાશિનો પૂરા વહીવટથી લાભ મેળવાય. સર્વ ગામોના વિદ્યાપ્રેમી ઉત્સાહીઓને આમંત્રણો પહોંચાડવાં, તેઓ પુનમની પ્રભાત પહેલાં અહીં પધારીને પોતપોતાના સર્વજન હિતસ્વી વિશાળ વિચારો પ્રગટાવે. એ વ્યવસ્થા વચ્ચગાળામાં કરવી રહી. સ્વકુટુંબ, પાડોશી, સ્નેહી અને મિત્રોને વિદ્યાવૃદ્ધિથી થતા લાભ સમજાવવા, એજ આપણો પ્રચારમાર્ગ છે. અત્યારનું કાર્ય પૂરું થાય છે, આપણે સત્યેશ્વર પિતાનો ધન્યવાદ ગાઈએ.

— ચાંદની —

ચાંદની તું ચમકાવ !
નવલખ એના લ્હાવ;
નાથજી ! ચાંદની તું ચમકાવ! ટેક—૧

વહાવી દે રસરેલ સરિતા,
પૂણ્ય સલિલ ઉભરાવ;
રસ તરસ્યાં રસકુંજ કુંજમાં ભમે, તૃષા જ છીપાવ ! ના. ૨
ગુર્જરીના સાહિત્યોદ્યાને,
પ્રકાશ પ્રભુ ! પ્રગટાવ;
રસભોગી હૃદયે પ્રગટાવો, વિશુધ્ધ નવલખ ભાવ! ના. ૩
ભવ્ય ભારતે અહીં ભભક કંઈ,
ઑર અનેરી ખિલાવ !
જન્મભૂમિ સંતાન સહુને, તપ ને ત્યાગ ભણાવ ! ના. ૪
રગ રગમાં હો નસેનસોમાં,
શોણિત ક્ષાત્ર વહાવા,
ડગે ડગે નહિ અર્પાઈ જાયે, એ બળ તું પ્રગટાવ ! ના. ૫
વિશ્વ હિતાર્થે અર્પાવાનો,
શોધે વિરલા દાવ;
દયા, દાનનાં અમોઘ ઝરણાં, પ્રભુ હવે તું વહાવ ! ના. ૬
સર્વ રાષ્ટ્રમાં ભારત અગ્રે,
શ્રી શારદ પ્રગટાવ.
સંપ, શાંતિ, સત્કિર્તિ, ઉદ્યમે, સ્વર્ગ સમોવડ થાવ ! ના. ૭
સ્વરાજ્ય મુક્તિદાન હવે તો,
લાવ —— નાથજી ! લાવ !

. મણિમય ચાંદનીના ચમકારો, ભારતમાં ચમકાવ ! ના. ૮

( પાદરાકર )

— સૌ બોલો, અક્ષયધર્મની જય. ૐ શાન્તિઃ ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

પ્રિયવાંચક ! ગુણીજનોએ જયનાદ ઝીલી, સભા વિસર્જનના શાન્તિ નિયમે વંદન અને પ્રેમવૃદ્ધિથી; થયાં ભાષણોપર મનન કરતાં રહેતાં સ્વસ્થાનમાં ગયાં. આપણે પણ વહેલી સવારમાં નિત્ય કર્મથી પરવારી, સુધારકોને મળતીયા રહેતા મિત્રોને કુટુંબમાં જ કેટલું કષ્ટ ભોગવવું રહે છે અને તેઓ નિજ કર્તવ્ય લગનીને કેવા શુભ-માર્ગે સદુપયોગ કરે છે. તેમાંથી ગુણ મેળવવા માટે આપણે તેવા સંસ્કારી ઘરોનું યાત્રારૂપે ભ્રમણ કરીને પરમ લાભ મેળવશું. મિત્રો એજ વાત ઠીક છે. હવે (હાથ જોડી) પ્રેમભર્યાં વંદન છે.

---

## પાંખડી બાવીસમી.

### પુત્ર અને પુત્રવધૂએ, પૂજ્યોની સેવા કર્યાંની રસગુણી સુવાસ.

પૂર્વભણીનાં ઘરો સામે આઠ માલવળાનું એકલઢાળીઉં બનાવેલ તે સ્વચ્છ હતું, તેની મધ્યમાં દશ દશ હાથને છેટે લીમડો અને પીપળી એ ઉપયોગી વૃક્ષોની છાયામાં ગાડું હતું. એકલઢાળીયામાં ઘોડાપેટા ધોળા રંગના બળદોની પ્રિય પોપટીયા જોડી. દુઝતી ગાયો, એક કપીલા બીજી ધોળી તથા મળતલ ચાંદરી ભેંસ, વાછર-ડીઓ અને પાડીને શિવજીએ જોઇ, પાવડીથી છાણ હઠાવ્યું. ઉપકારી પ્રાણીઓની પીઠપર હાથ ફેરવી, પંપાળી, મીઠીઓ દઈ અને સ્વચ્છ ગમાણોમાં ઢોરોને ગુંદળી જુવાર નીંગલેલનું નીરણ આપતો હતો. પૂજ્યો પણ શૌચ, સ્નાન આદિ ખટકર્મોની નિવૃત્તિથી પરસાળમાં બેસી ભૂતકાળમાં સુખદુઃખે વિતેલ માર્ગદર્શક વાતો કરતાં હતાં, તે સમયમાં—

**– શ્રી આના ભગતે બીજની પ્રભાતે, પુત્ર સાથે કરેલ રસિક વાતચીત –**

આનો ભગતઃ– શિવજી ! (કડકાઈથી) અહીંયાં તો આવ.

શિઃ–(આવ્યો જી કહી, બાજુમાં આવી, માત–પિતાનાં ચરણકમળોમાં વંદી, નમ્રતા અને ધીરેથી.) પૂ. પિતાજી ! મને નિત્ય જેમ આજનું પણ શુભ કાર્ય કરવાનું સમજાવો ?

માઃ–એ કામ બામની અત્યારે વાત મૂક; તેં ગઈ રાતે ફન્દમાં (વિદ્યાફંડમાં) સવાસો રૂપિયા ભર્યા ! તેનું તેં મને તો ન કહ્યું પણ (સહેજ તપીને) તે વાતની મને પૂરી જાણ નાનજીએ આજ પરોઢમાં કરી !! મારો દીકરો થઇ, તેં એ ઠીક તો નથી જ કર્યું !!! મેં મધરાતની પૂજા, સંઘ જવો અને આવવો, ગોઠિયાનાં મન ઘડવાં એમાં ભાગ લેતાં; મારી તો આપણાં રંગાણી કુળ તેમ ગામ અને પાંચાડામાં નામના વધેલ, તે માથે તેં તો પાણી જ ફેરવ્યું ! (ધીરેથી) મારાં કહ્યાંથી, આ

ભાંભરકે જ તું ભરેલ રકમ પાછી લઇ આવ; **એની ચર્ચા નાત તેમ સગામાં ન પહોંચે!!**

શિ:-(વિચારથી હસતે મુખે) પિતાજી! **નાનજી** વડીલને માન કે અપમાનનો કંઈ વિચાર જ નથી, તે ખરે નીંદક અને ચાડીખોર છે!! જેમના શ્રીમાન જેવા રસ-ગુણી કુટુંબી છે, **તેઓશ્રીની** અને નાનજીભાઇમાં કેટલું બધું અંતર! એ તો એ જાણે. (ગંભીરપણે દઢતાથી) પૂ. મેં તો શું પણ **આપણા શ્રી સોમજી બાપો અને શ્રી પરબત બાપુજીના આજ્ઞાકારી પુત્રોએ પણ મોટા ફાળાઓ આપ્યા.** તેઓ અત્યાર સુધી સુધારકોને અંદરથી મળતીયા રહેલ. પરંતુ તેમણે આજની જ્ઞાનરાત્રિના પ્રકાશમાં **"રજ્જુ અને સર્પના ન્યાયે"** ભય મૂકી, સુધારામાં ભળ્યા છે! બાપાએ તો વધુમાં **સારું ભાષણ કર્યું!!**

**સૌએ પોતાનું પૂરું હિત સમજવા સારું અવશ્ય દિર્ઘદષ્ટિ કેળવતાં જ રહેવી.**

મારા મોટા ભાઇઓ જેમ, શ્રી લાલજીભાઈ અને શ્રી દેવજીભાઇનો હું **પાડોશી બાળમિત્ર છું.** મને જીવનના વહેવારો સાચવ્યાનો વિચાર થયો કે જો હું પ્રપંચોમાં ફૂટાતો જ રહીશ તો મિત્રો, મને મૂઢ સમજી **પૂજન અને હવન આદિ** પવિત્ર કાર્યો થતામાં બોલાવશે જ નહિ. પિતાજી! મને મિત્રોથી **વિભક્ત** રહેવું નહિ જ પાલવે.

હું ટૂંકમાં કહું છું, કે એ અનર્થની બેડીઓમાં જકડાયા કરતાં; મને મારા **સમોવડિયા સુજ્ઞવંતોથી** જ ઘણું કામ રહેલું છે. પૂ. પિતાજી! હું મિત્રો સાથે નિત્ય સત્સંગ કરું છું તેમાંથી **નિજ અંતરપટમાં લાગ્યો સાહિત્ય સ્વાધ્યાયના ગુણમય-મજીઠનો રંગ.** મેં પ્રપંચ-પૂંછડું છોડી, સ્વાર્થીને પહેલે જ તિલાંજલિ આપી; મારું મન સર્વમાન્યના સત્ય અંગીકારમાં તત્પર થયું છે.

**(પૂજ્યોનાં જ વહાલની જીવનવ્રતમાં ધારેલ સેવાભક્તિ.)**

વ્યાવહારિક રીતે પૂજ્યો જ સંતાનોને નીતિ-રીતિ સમજાવી કલ્યાણ કરે છે. વખતે એવું પણ બને છે કે જેમ માતૃ-પિતૃભક્ત શ્રવણે, પૂજ્યોને કાવડમાં બેસાડી તીર્થો કરાવ્યાં તેમ આપનો ગરીબ પુત્ર તમે આત્મ પ્યારાંઓને ત્રિલોકીનાથની ભકિતનું શુદ્ધોય તત્ત્વ સમજાવી, અઘટિત કર્મપુંજ ભસ્મિભૂત થવાને વંદનીય મુનિઓ પૂજિત સરળ માર્ગમાં દોરી જાય. તેય **તીર્થ** કરાવવારૂપે ઇચ્છવા યોગ્ય તો છે, એ વાતની રચનાથી તમે મારાં **આત્મપૂજ્યો!** મનમાં ઓછું ન જ આણજો.

પિતાજી! (હાથ જોડી, પૂજ્યોનાં ચરણકમળોમાં વંદી.) હું આપને દૂભવતો નથી, મેં પુત્રધર્મ બજાવ્યો છે. એક જ ઘેર અદ્વૈતનાં પવિત્રતત્ત્વો પળાય છે; તમે ગોઠિયાં પ્રીતિ સાચવો. હું હવે **એકદેશી-દંભી-દોરડાંમાં બંધાવાને રાજી તો નથી.** મેં તેનું કારણ આપશ્રીને ચોખ્ખું સમજાવેલ છે.

આજે સૃષ્ટિનો વિચક્ષણ સુધારક સંતોનો માનવપ્રવાહ વિવેક બુદ્ધિનાં યુક્તિમય ત્રાજવામાં સર્વ કલ્યાણનાં સત્ય સિદ્ધાંતો તોળી, યથાર્થ વહેણના-ઉજાશભણી ચાલી; ઇશ્વરી શાન્તિસૂત્રોના કેન્દ્રમાં પહોંચવા માટે જીવન દીપાવે છે. મારે જગતયાત્રામાં સુખથી વ્યાવહારિક-વ્યાપારો નિર્મળપણે સિદ્ધ કરવાને અંતરમુખીવૃત્તિથી ચિત્તવૃત્તિઓનું સંકલ્પ અને વાણી વહેણ મૂળતત્ત્વ (આદિ)ના સમુદ્રરૂપી સત્યજ્ઞાન ભણી વાળવું જ જોઇએ. તેમજ—

**સુધારકોનો વિશાળ પ્રેમ પણ સર્વપર સરખો જ દીપી રહ્યો છે.**

આપણને અંધારાં-ગરણથી ઉગારી, બાથભીડી અને સંગઠ્ઠન શક્તિવૃદ્ધિ માટે મિત્રોનાં હૃદયોમાં સ્નેહ ઝરણાં વહેતાંને મારી દષ્ટિથી અનુભવેલ છે. હું મારાં, આપ પ્રાણપ્યારાં જન્મદાતાંને નમ્રતાએ (હાથ જોડી) કહું છું કે પૂ. બાપુના ધર્મધારણે, **કલ્યાણકર્તા સુધારા અને તેના નમ્ર સેવકોના સાથીદાર બનવું જ ઘણું સારું છે.** તમે પૂજ્યો જીવનનાં પાકાં પાન થવાથી સદા અખિલાનંદનું નામ જપવાની નિવૃત્તિમાં; પુત્ર તથા વધૂની સેવાથી **સુખ માણતાં રહેનાં,** અમે રંક ઋણીઓને નિત આશીર્વાદો જ આપતાં રહો. પ્રિય પિતાજી! તમે હવેથી "**ધર્મ-વિભૂષિત થતાં**" સર્વેની ભલાઇમાં ભાગ લેતાં તો આપ પૂજ્યશ્રીનો સુયશ મહાજનોમાં ચોગુણો વધશે. હું તમારો ચરણરજ કરગરી, એજ જ્ઞાનભાનનાં ધ્યાન ધરવાનું જ આપ પાસે માગું છું.

**(પુત્રનાં ગૂઢજ્ઞાનનાં સત્ય, નમ્ર તેમ પરમ મીઠાં વચનોનાં સદાચાર)**
**સેવાની અપાર ભક્તિના-અમૃતપાનથી; પિતાજીને શાન્તિનો**
**મળેલ અત્યારે જ "પ્રગટ પરચો."**

ભાઃ— (હોંસ પૂર્વક) દીકરા! મારાં મનમાં ઘણાં વરસોથી જે મિથ્યાનો કાટ (ભૂલ) લાગેલ તેને **ચીવટના-ચવેથા** વડે ઉખેડવો અઘરો તો જણાશે!! હું સાવધાન થઇને મારી અંધશ્રદ્ધાભરી રીઢી મન-માટલીમાંથી તે દંભનું કાચું. સડયું અને દુર્ગંધ મારતું નકામું-**અથાણું** અત્યારે જ દૂર ફેકું છું!!! પૂજ્યવર્યોએ અષ્ટાંગ યોગાગ્નિની ઉચ્ચ અને ઉગ્ર સાધનાઓએ નિજ અને **વિશ્વશાન્તિ સારું,** તાવી તૈયાર કર્યું સનાતન ધર્મપરની અપારશ્રધ્ધાનું તત્ત્વમય-શુદ્ધ ઘી, મારાં દૃઢ મનના **-પ્રેમપાત્રમાં સવેળાથી જ ભરું છું.**

**બાપુકા સત્યના** જળહળતા **સુમાર્ગમાં** ચાલવા માટે હવેથી તારી સાથે અમારા વિચારો ભેગા જ છે. તું **સપૂત** જે શુભરીત અમને સમજાવીશ તેમ વરતવા રાજી છીએ. પોતામાં નિરર્થક કંકાસ કરવાથી શું વળે? પૂ. **ભાભારામે** કહ્યું છે કે "**ઘરમાં સંપ વધારવો.**" સંપીલાંનાં ઘરોમાં જ રિદ્ધિ સિદ્ધિ રહે છે.

ગુણી દીકરા! અમે **તારા કહ્યામાં રાજી છીએ.** અમારી વય ગણી ગઇ ને હવે થોડી રહી છે, હજી પણ ખોટી મમત તાણી તમુંથી વિરૂદ્ધ રહીશું તો અમને બીજું કોઇ ખાવા પીવા દેનારું જ નથી! આ **પરાધિન પિંજરાંરૂપ દુઃખદાયી**

વૃદ્ધપણામાં, અમારું પોષણ તેમ સાજ માંદાઈના અને અપંગ સમયમાં વહાલભરી નિત સેવા કરનાર; તમે આત્મવહાલાં સિવાય અંતરનાં સગાં તો કોઇ જ નથી!! (ત્યારે પુત્ર વાત્સલ્યથી આંખોની કાંસુડીઓમાં જળ ભરાયાં ને રોકયા છતાં એ, ચાર અમૂલ્ય ટીપાં ધરતીમાતાના હેતાળ હૈયાં પર પણ પડી જ ગયાં.)

અમારાં આત્મારામને સદા શાન્તિ દેનાર કલ્યાણ કર્તા સદાશિવ! ભણતર વધારી, વહાલાંઓનાં મન–મંદિરોમાં આત્માની સનાતન સખી સરસ્વતી (બુદ્ધિ) નાં સર્વત્ર ઝગમગી રહેલ દીવાઓથી દૈવતનું અજવાળું કરવું તેને હું હવેથી સારું માનું છું. એનાં પ્રત્યક્ષ પ્રમાણ અંગે કે તું ભણ્યો. ખેતી–વાડીનું દરેક કામ તથા વ્યાવહારિક યોગ્યપણુંની કુશળતા અને ભાયાતો, વેપારીવર્ગ, સુધારકમિત્રો અને કામેરાઓ સંગે અને "ગ્રામપંચ" નો સભ્ય રહીને સત્યથી શોભતાં જનહિત કાર્યો કરવામાં વધુ ગણ્યો છે. અમને દેવના દીધેલ તેં પરમપ્રિયે તેમજ આપણાં ગરીઓનાં ઘરની મહા ભાગ્યવંતી શ્રી ભગવતી–જ્યોતિની કિરણરૂપે ઉચ્ચ ગુણ–રંગોથી ઘરમાં શોભાના સાથિયા પૂરનાર, કુળદીપાવીત–દીકરાવહૂએ અમને પૂરણ સુખ આપ્યે જ રહેતાં; અમે બહુ જ રાજી રહ્યાં છીએ.

અમોએ તમને આજસુધી કડક વેણ કહ્યું નથી, આવી મીઠી ભલાઇના નમ્ર-ગુણોને લીધે કહેવું પણ નહિ જ રહે. મેં પહેલાં તને તપીને જરૂર કહેલ. (બહુ ખુશી થતાં અને પુત્રના ગાલ પર હાથ રાખી પીઠ થાબડીને) વહાલા દીકરા! તેં મને પૂછ્યા વિના ફાળામાં રૂા. ભલે ભર્યા. તે સદ્‌વિદ્યામાં ઉગવાથી સફળ છે. હજી પણ વિદ્યાના વિકાસમાં વધુ ધન આપતો જ રહેજે, એ મારી તને આજ્ઞા છે. ભગવાન નિત્ય સારું કરે, વિદ્યાવૃદ્ધિ કરનાર ચિરંજીવિ પ્રિયોનું. એજ મારા સનાતન તત્ત્વ ધારણથી પ્રેમી બન્યાં મનડાના હર્ષભર્યા વિશાળ ઉદ્‌ગારો છે. (હસતે, હસતે પુત્રને હૈડાંએ દાબી એ પાંચ મીઠીઓના દૈવીસુખ સંતોષનો લ્હાવ જ મેળવ્યો)

ભણી, ગણી "રાજ્ય–શાસનના" પ્રજાહિત ધારાઓની યથાર્થ બારીકીનાં પૂરાં રહસ્યો જાણવાથી, શેઠ–શાહુકારો તથા આપણા મહાજન–આત્માઓમાં હળ્યા મળ્યાની પ્રસિદ્ધિએ તેમ પ્રમાણિકપણાંથી યશ મેળવેલ ભાઇઓ; યોજનાઓ ઘડી સૌની ભલાઇ કરી રહેલ છે તે બહુ ઠીક જ છે; એવું મને તારાં સુવર્તનોથી આજ પૂરતું સમજાયું છે.

(પૂ. પિતાજીએ તો પાકટ વયમાં બહુ પશ્ચાતાપ જ કર્યો.)

(કપાળમાં બન્ને હાથ ઠોકી) ફટ છે રે! આ અભાગીયા જીવડાને!!! કે હું અઘોરીપણે ઘણા વખતથી જગ્યાના ખૂણાનાં અંધારામાં પડયો રહેતાં, મેં સૌનાં ભલાઇ થતી રહ્યાની વધુ વાતો સાંભળી જ નહોતી. અહા! ઉલટું મેં તો કાનોમાં આંગળીઓ ઘાલી તેને વધુ દાબી રાખતાં, ઘણુંજ ખોયું!! દીકરા!

એ મારી મૂર્ખાઇની વરતણુથી મને જ ખોટ ગયાનું આજ પૂરું સમજાયું!! અમે ટૂંક વિચારવાળાં તારા જેમ વર્ણન, વિવરણ અને વિવેચનોથી સમજાવ્યા વિના પ્રથમ સુધારાનાં ભલાઇભર્યાં ગુણતત્ત્વો ધાર્યાંની ઊંડારત નથી સમજી શકયાં. હજી પણ ગાડરીયા પ્રવાહમાં! જો અમે એક તરફી ખોટી અને મોટી મમત તાણી, તમે પ્રિયવંતોથી બગાડવા માટે કલેશ કરીએ તો પુણ્યપ્રતાપથી આ પવિત્રવર્ણમાં મળેલ મીઠા માનખાની–ચિંતામણિનું અપાર સુખ વૃથા ગુમાવ્યા જેવું જ બને. પૂ. વડવાંઓની અર્થજોગ કહેવત છે કે—

**"કલરનું ખેતર ખેડવાથી, મીઠાનું જ ભતાર આવે."**

(શ્રી ભગતજીના હૃદયમાં આજ પ્રભાતના મંગળ પ્રકાશથી સ્વતઃ આત્મજ્ઞાન પ્રગટ્યું.) પ્રિય દીકરા! મને ભેદવાદીઓએ શિખવેલ ઢોંગ–ધુતારાની સૂકી સાધનાઓની રોચકદુગ્ધા હું આ પળે વિસારી મૂકું જ છું!! **"આકાશ, વાયુ આદિ પંચતત્ત્વો, સૂર્યની સર્વત્ર પથરાયલી જ્યોતિ અને ગ્રહોનાં બ્રહ્માંડો નિયમમાં રાખનાર સર્વેશ્વરને ભજવા માટે આદ્યઅંતના ૐ શુધ્ધોયં–બુધ્ધોયં કેવલ તત્ત્વરસ-સાગર–મહેરામણના અપાર મહિમાને"** મનસા, વાચા અને કર્મણાથી અંગીકારૂં છું. નિજ હૈડાં–પાત્રને જ્ઞાન–ગંગાજળના મંજન વડે ઉજળું અને શીતળ કરું છું. (ઠીક ત્યારે જ સૂર્ય કિરણોનું ક્ષિતિજમાં દર્શન થયું. જડ, જંગમ પ્રકૃતિના જીવો સાથે પૂ. શ્રી ભગત બાપુજીએ પણ જ્ઞાનસ્ફૂર્તિ મેળવવાને શ્રી વિષ્ણુરૂપ–વ્યાપક કિરણો વડે પવિત્ર સૂર્ય સ્નાન કર્યું.)

**સારી વાતો, હંમેશાં સર્વના આત્માઓને બહુ જ પ્યારી લાગે છે.)**

**"मातरः सर्वभूतानां गावः सर्व सुखप्रदाः"** એ પરમ ઉપકારી, જગતકલ્યાણ કારિણી અને તરણ તારિણી, ગૌરક્ષાની સેવા ભક્તિમાં–સંવર્ધન સિધ્ધાંતોના તપ ઓજસથી દીપેલ; **અખંડ શૌર્યશાળી** અને સાહિત્ય–માતુશ્રીનાં નિત્ય સ્વાધ્યાયનાં પયપાન તરસ્યા પ્રિય મિત્ર વાંચક! પરશાળમાં બાંધ્યા **બંધુમય–બળદો, ગાયમાતાઓ** આદિ ઢોરાંને વાડીપર હાંકી જવાનું અને સીમમાં ચરવા માટે છૂટવાનું વખત થયેલ. આજ ઉચિત સમયયોગે શ્રી ભગતજીને પોતાની તન, મન, ધન, વાણી અને **આત્માથી પૂર્ણ રક્ષાના નિત્ય સહાયક એટલે સનાતન સત્ય તત્વાંમૃત પીવાના સાથીદાર થવાની દૃઢ પ્રતિજ્ઞા સાંભળી** એ રાષ્ટ્ર પ્રિય ધનનાં એટલે માનવજીવનનાં સદા સહાયક, પરમ હિતસ્વી વહાલાં ઢોરાંના હૃદયાકાશોમાંથી દિવ્ય ઘંટાનાદે; **ખરે જ પૂ. દેવેશ્વરોની મધુર દુદુંભી આદિ વાજિંત્રોના મંગળનાદો જેમ!** મીઠાશભર્યાં ફરી, ફરી રંભવા અને રણકવાના **ધન્યવાદો અપાયા!!** તે સૌની શ્રવણેન્દ્રિયોને અત્યંત પ્રિય પણ થયા.

**(આત્મિક પ્રાર્થનાના પ્રભુત્વનો, સર્વજનોને પાવનકારી કર્યાનો મહાપ્રસાદ) વહેંચાયા સાથે જ આરોગાયો.**

શ્રી શિવજીએ હર્ષથી હાથ જોડી, ઉગતા સૂર્યદેવનાં શુભ્ર કિરણોને પુનઃ પુનઃ

વંદી; બુલંદઘોષથી સુવાક્યો ઉચ્ચાર્યાં–"**હે ત્રિભુવનપતિ સચ્ચિદાનંદ ઘન! સર્વના અંતર્યામી! ઐશ્વર્યપતિ દેવ! જ્ઞાન-વિજ્ઞાન સ્વરૂપ, ત્રિલોકના અધિષ્ઠાન બુદ્ધિદાતા દયાળુ અને ન્યાયી પિતા! આપ કરૂણાનિધિની સર્વદા જય હો! જય હો!! જય હો!!!** (પ્રિય વાંચક! ભગતજીના મૂળ મિત્ર **શ્રી મૂળજીભાઈ** પાડોશમાં રહેતા હતા, તેમણે જય ગર્જનાઓ સાંભળી તરત જ બાજુમાં આવી અને હાથ જોડી સૌને સ્નેહથી રામ રામ કર્યાં. ભગતજી તો આશ્ચર્યે, મુગ્ધપણે અને ચકિત દ્રષ્ટિથી આજનું અણુચિંતવ્યું નવું દૃશ્ય નિહાળીને શાન્તિ ધારી બાજુમાં ઉભા રહ્યા.)

**શુભ સમયની પ્રાપ્તિથી, જીવન-ઉષામાં સેવા-જ્યોતિનો સર્વત્ર વિસ્તરેલો પ્રકાશ.**

મા:–(અતિ હર્ષથી ઉભા થતાં, શિવજીની માતુશ્રી પણ ઉભાં થયાં.) હું આપણા ભાયાતો, પાડોશી અને મારાં વિશ્વાસુ ગોઠિયાંઓને "કરોડો કલ્પોથી ક્ષીરસાગરમાં શેષશય્યા પર યોગનિદ્રાએ ધ્યાન ધરનાર **વિશ્વપિતા** અને નિત્ય વિશ્વની માતુશ્રી લક્ષ્મીજી સેવીત, **એવા પરમકૃપાળુ પુરાણપુરુષ શ્રી નારાયણને જ ભજવાનું"** પરોપકારી રહસ્ય સમજાવીશ. (એ સુવાક્ય બોલતાં તે સ્વતઃ રસાદરૂપ દર્શાયા. સંચિતે સચવાયાં સંસ્કારોનું મહાસત્ય **બીજતત્ત્વ** હૃદયપટમાં અંકુરિત થતાં, તેમનાં મુખકમળમાંથી વિશુધ્ધ શબ્દો ઉચ્ચારાયા.) "સતવેણી" માંથી જ **ગીતા** આદિ સમુદ્રભર્યાં–તત્ત્વમોતીડાંને મળતા શુધ્ધઅર્થો પણ પ્યારાંઓને નિર્ણય કરાવી, તેમને **આપણા સત્ય, સેવા અને ભ્રાતૃ સંગઠનમાં લઇશ.**

(શ્રી ભગતજી સમાજ સેવા કરવાની લગનીમાં, રસબસ થતાં.) "તમે ધર્મીય મા, દીકરા સમક્ષ, પ્રગટીને દર્શન દેતા ભગવાન સૂર્યદેવ તથા સામે ઉભાં **પરમાર્થથી પવિત્ર** રાષ્ટ્રધનથી સાક્ષીએ અને મારા (શ્રી મૂળજીનો હાથ ઝાલી) વહાલા મિત્ર સમક્ષ કહું છું કે આપણા "**ભીષ્મ પ્રતિજ્ઞા**" સંભારવાની નીતિ પગલે ચાલવાને **આજ મારૂં શુધ્ધ તત્ત્વ ધારવાનું સત્યવ્રત છે! સત્યવ્રત છે!! સત્યવ્રત છે!!! પરમપિતા નિજ ગરીબ અને ભૂલ્યા બાળકને વિશેષ બુદ્ધિબળ દઇને તે પવિત્ર ભાવના રક્ષાવે."** (પુત્ર અને મિત્રને પ્રેમપૂર્વક બેસાડી પોતે બેઠા અને શિવજીની માતુશ્રીને બેસવાની આજ્ઞા કરી, પછી શ્રી વડીલે જ વાક્યો કહ્યાં.)

**(જનોમાં ધર્મમય રહેલ, સંબંધીઓનું મીઠું ભાવબંધન.)**

પ્રિય તારો નાનો, નાની, મામાશ્રીઓ, મામીશ્રીઓ અને ભાઇઓ તથા ભાભીશ્રીઓનાં ધર્મધારણથી; તારી માતાજી સત્ય સમજે છે. હું તેના નિવૃત્તિમાર્ગમાં વિઘ્ન કરનાર **મહા કુસંગી હતો!** આપણે સાચા સુધારાનો મંગળમય આશ્રય મેળવતાં, હવે તારાં સાસરીયાં જો કદી આપણાથી કોચવાય તો તેમને તું અને પ્રિય વધૂ સમજાવજે. તમને સગાંને ત્યાં જવાનું રહ્યું છે.

શિઃ–(ઉલ્લાસે તેમ ધૈર્યથી.) પૂજ્ય ! મારા સસરાએ અને ચારે સાળાઓએ તો મુખ્ય રહીને ત્રીજા વર્ષમાં પોતાનું ગામ ઉદયપુરમાં, ભાઇઓનાં સંગઠન વડે શુભ કાર્ય કર્યું છે. "અપાર દયાસાગર અખિલેશ્વર, જગતનિયંતા ત્રિયાત્મપિતા પ્રભુ-શ્રીની શૃંગાર સજ્જિત ત્રિભુવન મનમોહિની પ્રેમમૂર્તિને" તૈયાર કર્યાં ભવ્ય-મંદિરમાં; બ્રહ્મદેવાત્માઓ દ્વારા શ્રુતિમંત્રોના મીઠા ગુંજારવથી સ્થાપના કરેલ છે.

શ્રીમાન મહાજનાત્માઓના સહકારે, પૂરી ધામધૂમથી મંગળ આરતી ઉતારેલ. પ્રેમીજનો સવાર, સાંજ પૂજા–અર્ચન, ધ્યાન અને ધારણાએ સાવિત્રી સ્વરૂપ સદા શાન્તિદાયક, જીવન ઉજ્જવળ કરતી "શ્રી ગુરુમંત્ર ગાયત્રી" જપીને સંધ્યાઓ કરે છે. જનવૃંદ પણ રાત્રિમાં સમય પ્રાપ્તિએ અથવા પ્રત્યેક એકાદશી અને અમાસ તથા તહેવારોમાં વાજિંત્રોની રસીલી ધ્વનિએ ભજન, કીર્ત્તનો, ધર્મકથા અને રાષ્ટ્રજનતાનાં જીવન વિકાસની હિતચર્ચાઓ સાથે × ધર્મરાસ ખેલે છે. એવા નેત્રદર્શનીય સામાજિક અને રાષ્ટ્ર જનગણ ઉન્નતિની લ્હાણીના શુભ પ્રસંગે હું ત્યાં જ હતો. પ્રિય પૂ. પિતાજી ! (અમૃતના-મીઠાશની લાગણીથી.) મારા જીવનમાં મેં તો પ્રેમથી અદ્ભૂત આનંદ મેળવ્યો. ત્યાંના પૂ. ગોરશ્રી મૂળશંકર જાનીજી પાસેથી મેં શ્રુતિસાર "ગાયત્રી ગુરુમંત્ર" કંઠે કરેલ. એજ દિવસના ચડતા પહોરે ઉમંગીઓના સંગમાં મેં પણ યજ્ઞોપવિત વિધિવત્ પહેરી છે, સૌની જેમ મેંય શ્રીજાનીજીને દક્ષિણા આપેલ. ધર્મનાં આચ-રણો અંગે હું, આપ તીર્થરૂપ પૂજ્યોની સમક્ષ તેમ વાડીના મોટા ઓટલા પર સવાર, સાંજ શુધ્ધતાયુક્ત સંધ્યા, શ્રી ગીતાજીના કંઠે કરેલ મંત્રો અને રામરક્ષા આદિ સ્તોત્રોનો પાઠ કરું છું. આપની વધૂ પણ શુધ્ધ રીતિથી ઘરકામ અને સ્રીઓનું સૌભાગ્ય ચિન્હ જે કુમકુમના ચાંદલાથી નિત ભાલ શોભાવે છે, એવાં આદિ આપણામાં ઠીક આચરણોનાં સુધારો થયાની વિવેકભરી વાત તમે મારાં માતુશ્રીદ્વારા તો જાણો જ છો.

અત્યારે ત્રણે પાંચાડામાં દરેક ગામોનાં ધર્મપ્રેમીઓ, નવજીવન માટે વિદ્યા-પ્રચારથી મુકતાફળ મેળવી તેને આરોગવા અર્થે સુયોગી કાર્યો કરી રહેલ છે. તેના અનુભવનો માપદંડ મેળવવા આપશ્રી આવતી પુનમની સવારમાં એટલે સમાજ અભ્યુદયે વ્રત ફળવાનાં પર્વમાં મારી સંગાથે, સભાની–ત્રિવેણિનાં દર્શને

---

× = અતિ હર્ષની વાત છે કે આત્મિક રસની તત્ત્વજ્ઞાન સંસ્કૃતિની વૃદ્ધિએ સન ૧૯૫૨–૫૩–૫૪ અને ૫૫ માં દિલ્હીમાં ૨૬ મી જાન્યુઆરી તથા ૧૫ મી ઓગષ્ટે, શ્રીમાન માનનીય રાષ્ટ્રપ્રમુખની સુઆજ્ઞાના છત્ર તળે શાસન દ્વારા દેશભરનાં રસિકોનું નૃત્ય કરાય છે અને તે પરંપરા જાળવવાને પારિતોષકો અપાય છે. અમદાવાદ. સં. ૨૦૧૧ મહા વદ ૧૦ રવિવાર તા. ૨૦ મી ફેબ્રુઆરી, ૧૯૫૫ "પ્રજાબંધુ" વર્ષ ૫૭, અંક ૫૮. લેખક.

ચાલજો. પિતાજી! હું નમ્રભાવથી કહું છું કે હિતેચ્છુઓનાં સંગઠનમાં રહેતાં જ આપણા જીવનમાં સાર ગ્રહણથી પૂરો ઉધ્ધાર છે,

ભાઃ–(ઉમંગથી) શ્રી લક્ષ્મીજીનું મહાપૂજન કરીને સર્વની પ્રિયેશ્વરી, જગતદિવ્યેશ્વરી વિદ્યામાતુશ્રીનો પરમ આશીર્વાદ મેળવશું. સભા મળતાં, ત્યાં હું જરૂર ચાલીશ. મને એક, બે વાતોનો નિર્ણય કરાવવો છે. મેં પાંચ વરસથી ગોઢિયાં પાસેથી રૂ. છસો ઉઘરાવેલ, તેમાં ઘરના રૂપિયા સવાપાંચસો પણ મેળવશું. બંધુઓના પરસેવાના સાચા પોયરાના ધનથી શ્રી લક્ષ્મીજીનાં સાચાં પૂજનથી સદાય પુણ્ય થતું રહેવા સારું, પ્રિય બાળકો ભણાવવા માટે મહાવિદ્યાલયો અને વિદ્યાર્થી ભુવનો તથા વાંચનાલયો સ્થાપવા અંગે તે રૂપિયા સવા અગિયારસો કર્મકુશળ વીરોને જ સોંપીશું. (શિવજી અને મિત્રશ્રી મૂળજીએ અપૂર્વ હર્ષથી વાહ! વાહ!! ના મંગળ ઉચ્ચારો કર્યા.)

શિઃ–(હાથ જોડી, ઉમંગથી પૂજ્યોનાં ચરણકમળોમાં પુનઃ વંદી) અમારાં, પ્રભુસ્વરૂપ વહાલાં દેવાત્માઓ! અમ પર રાજી રહો. આપશ્રીઓની અમૃતઆજ્ઞા માની ભોજન, વસ્ત્ર આદિનું પૂરું સુખ આપી તમોને બહુ શાન્તિરસ પીવરાવવા માટે નિત સંતુષ્ટ રાખવાં, એજ અમારી ત્રિતાપોથી પળે પળમાં રક્ષા કરી; પ્રભુ-ભક્તિના પ્રેમમાર્ગનાં મંગળમંદિરનું દ્વાર દર્શાવનાં અત્યારે જ મુક્તિ અપાવનાર, વિશ્વમાં અવિચળ રહો અમારો સંતાનધર્મ છે. પિતાજી! અમને પૂ. ગોરશ્રીએ પિતૃધર્મનું મહાવ્રત સૂચવેલ, તેનું હું બની શકતું પાલન કરું છું.

(ગરીબ ખેડૂત પુત્રનાં હૈયાંની નિર્મળ કરુણાથી, ગામઠી હરિગીત ઉચ્ચારાયું.)

મુજ હિત કાજે બાળપણમાં અતિ કષ્ટે શિક્ષણ આપીયું;
સારું ન રેવા તન સમે દે દવા દુઃખડું કાપીયું.
જીવન ઉજાળવા કર્મથી સુપંથ પ્રિતે માપીઓ;
બહુ કર્યા ઉપકારથી, ઉભરાયે અંતર વ્યાપીયું.

(પૂજ્યોની, ધર્મરત સેવા કરવાની વિશાળ ધારણા.)

— પ્રેમપૂર્ણ ચલતી. —

એ છતાં—

નિજ દેહનું....ચર્મ ઉતારીને....પૂજ! ચરણે પહેરાવું જો;....
અધિક કર્યા....ઉપકારથી....ઓશિંગણ નહિ, થાવું તો....
હે;....વિશ્વેશ! હે....આત્મેશ!! કીર્ત્તન પૂજ્યનું હું ગાવું છું;....
જન્મદાતાં!....જીવન શરણે....પિતુ!–માત! નિત્યે....થાવું છું....

મને બહુ શિખવ્યું છે કે— -: ગઝલ :-

સુખે ખાવા કમાવાનું વળી ગૃહસ્થી જમાવાનું;
ગુણી ભાયાતની સાથે બની ને નમ્ર, ભળવાનું.
યશના ભાવ નહિ ભૂલું મન ભક્તિ માંહિ ગળવાનું;
ભજી પ્રભુરૂપ વૃદ્ધજનને અમૂલખ રત્ન મળવાનું.

"–માતૃદેવો ભવ પિતૃદેવો ભવ–"

અમે રંક સંતાનોની નીતિ રીતિ તો આપશ્રી અદ્વૈતસ્વરૂપ-દેવતાના ઉપકાર કરેલ મધુરા ગુણો સંભારી તેને અમારાં હૈયાં–મંદિરમાં; શ્રદ્ધાસિંહાસન પર પધરાવીને સત્યની પ્રીતિ વડે નિત આરતી ઉતાર્યાની જ છે.

રાગ : અંતરમાં આનંદમયી–ત્રિવેણિનાં અમૃતમય નિર્મળ નીરનાં.
ભાવ– વહેણના કલકલ કરતા નિનાદનો.

માત–પિતા! છો, દેવ મારાં, શાસ્ત્ર બજાવે નિત નગારાં; ટેક
માતાએ પયપાન કરાવ્યું, પુત્ર વાત્સલ્યે મન ઉભરાયું;
નિજ સુખડું મા! નિત વિસાર્યું. માતપિતા!—પ્રભુ, મારાં. ૧
બહુ પુણ્યે આ મેળો મળીયો. ધન્ય મા! અવતાર ફળીયો;
વીણી, ગુણ–સુવાસ કળિયો, હર શ્વાસે, એક ધારા. ૨
કૃષ્ણ માતા, દેવકી–દેવી, પૂજ જનની! તું મ્હારી એવી;
ક્ષણ, ક્ષણમાં મા!! તુજને સેવી, મારાં અંતરનાં આધારાં. ૩
માતા! મારી, આરતી તારી, નિત ઉતારું હું વારી, વારી;
જાયે તું, ને શિશુ બલિહારી, લક્ષ્મીરૂપ છો મ્હારાં. ૪
દર્શન કરતાં દાડી, દાડી, સ્નેહ–ભક્તિનો ભાવ વધારી;
કુટુંબ–વાડીનાં ચતુર માળી! ક્ષમારૂપ છો દયાળાં! ૫
ચરણ વંદી–ચરણામૃત પીધું— વૃત્તિઓનું, મેં સંયમ કીધું.;
પરમ સુખડું અહીં જ લીધું, જીવન ઉદ્ધારક મારાં. ૬
માત!–પિતા!! તવ ઋણ ઉતારું– ધર્મ સિદ્ધાંતે વર્તન ધારું;
નિત સેવામાં શરીર પ્યારૂં, અર્પી રહ્યાં સંતાન તમારાં. ૭
આત્મારામ! કિરતાર હમારાં અગણિત વંદન નિત્ય અમારાં;
" વેદાંમૃતનાં સૂત્ર " રૂપાળાં, શિખાવ્યાં ગુરુદેવે–પ્યારાં. ૮

( ત્યારે પુત્રે, પૂજ્યનાં ચરણોમાં સાષ્ટાંગ વંદન કર્યું. )

( માતૃનાં હૃદયમાંથી વર્ષતી શીતળતા, સંતાનોને નિત્ય સુખાનંદ, )
આપનાર સત્ય સ્વરૂપનાં રસથી જ ભરાયું માનસરોવર છે.

(શ્રી શિવજીની પૂ. માતુશ્રીનું ચિત્ત-કમળ, પુત્ર કીર્તનના-અમૃતરસ સિંચનથી વધુ ખીલતાં મીઠાશથી કહ્યું.) "અમને શાન્તિ દેનાર-ગુણીયલ શિવ! જેવો તું નીતિમતિ ધારી છે. તેમજ સૌભાગ્યવંતી પ્રિયવધૂ-દીકરી પણ પરમ ચતુર તેમ પ્રામાણિક સંબંધી અને વહાલી સુજ્ઞ વેવાણ(સહીયર) ના મોટાઘરમાં, શિક્ષા-સંસ્કારોના-શરાણપર કેળવાયલું સુપાત્ર મંગળમણિ છે. સદ્‌ગુણ-રત્નોએ શણગારી શ્રી લક્ષ્મીજીદેવી પધારવાથી, આપણું ગરીબોનું ઝૂંપડું પણ સુખ-શાન્તિનાં સમૃદ્ધિપ્રાપ્તિથી ઇન્દ્રભૂવન જેમ રળિયામણું જ રહ્યું છે."

(પૂ. વૃદ્ધજનોની થતી સેવા અને પ્રિય વધૂશ્રી ઘરકાર્ય)
આદિ સ્વચ્છપણે કરવાની ઝાંખી.

અમને, વધૂ સવારમાં માગ્યા પહેલાં દાતણ, નહાવાને ઋતુ અનુકૂળ જળ આપે છે. વહાલી પુત્રીએ પૂરાં સાધનોનાં સુખનાં સગવડે કરી, મારાથી તો નિવૃત્તિએ સચ્ચિદાનંદના ચિન્મય (અમૃતનામ)નું ધ્યાન પણ ઘડીભર વધુ કરાય છે. રસોઇ તૈયારીના વખતમાં તું ઘેર ન હોતા પણ અમને માન-ભાવે નમ્રતાના મીઠાં અને વિનયી વેણુથી બોલાવી, તેમ બોલાવરાવીને મોહન, નાનાલાલ અને પાર્વતી-બહેન એ હૃદયપ્યારાં (ફૂલડાંઓ) સાથે બેસાડી જમાડે છે. દીકરીથી બનતું દળવા આદિ ઘરકામમાં પણ નિત ગાવાનાં પ્રભાતિયાં. ગાયો, ભેંસના ચારતું-ખાણ. દુઝાંણુંનાં ઠામ સંભાળી કેળવવાં, વાસણો માંજવાં. તેમ નવરાશમાં ભરત આદિ જોગતાં કાર્યો ખંતથી, વખતસર અને ચોખ્ખાઇથી કરે છે. સમય સાચવીને "ઘરવૈદું" તથા "શાક, પાક અને પકવાન પોથી" તેમ ગીતા આદિ ધર્મ-ગ્રંથોનું વાંચન પણ કરે છે. કુટુંબી, વધૂઓ, પુત્રીઓ તેમ ભાયાતો સગાંઓ અને ઘેર પધાર્યાં પરોણાંઓ આદિનું સન્માન નમ્રતાની સાદાઇથી જાળવે છે. અમને તેમ સંતાનોને નિત ધોયાં વસ્ત્રોથી શણગાર્યાં રાખવાં આદિ કામ સંભાળથી કરે છે. દીકરા! પ્રિયવધૂ રત્નનું જેવું શુભનામ છે. એવાજ મર્યાદા-ગુણો વડે પ્રીતિભર્યાં સુવર્તનોથી હું મારાં હૃદય- મંદિરમાં હરપળે રાજી છું. નિવૃત્તિથી પરિબ્રહ્મના પવિત્ર નામ જપની નિત સવાર, સાંજે અને રાત્રિમાં પાંચ માળા પણ વધુ ફેરવી શકું છું. (મિત્ર વાંચક બંધુ! અત્યારે આપણા નાના મુખથી, પૂ. કવિશ્વરોની ભાવ ઉભરાઓએ અમૃતરસ છલકતી; વિશાળ હિતસાધક વાણી બોલાઇ જ જાય છે કે-

+ "ગુણી યુગલ અમ રાષ્ટ્રમાં કિરતાર! સઘળે આપજે;
થાવા ઉદય સૌ ભ્રાતૃનો તારી પ્રભા તું સ્થાપજે."

(એ વખતે જ શ્રી શિવજીનાં ગૃહસ્થાશ્રમ માનસરોવરમાં નીતિરીતિનાં-નિર્મળજળે દીપેલ, મોંઘાં મોતીરૂપ-ગુણીયલ ધર્માંગી શ્રીમતીજી ઝોમતીબાઇ

---

+ = યુ. ઉ. અને મિત્રોની વાર્તા, પ્રથમ પુષ્પના પૃ. ૧૧ માં પૂરી કવિતા વાંચીને લાભ મળવવો.

બાજુના કૂવેથી પાણી ભરીને આવેલ. ચળકતી ત્રાંબાંની હેલ ભરી પરશાળ વટાવી ઘરમાં આવતાં, પૂ. સાસુજીની વાતોના મીઠા શબ્દો સાંભળ્યા. વધૂશ્રીએ હેલ પાણીયારા પર સંભાળથી મૂકી; ઢાંકી અને પાણીગળણું ખીંટીએ મૂકી ઓસરીના દરવાજાની આડમાં મર્યાદાપૂર્વક ઉભી રહી, પૂ. સાસુજી જ સાંભળી શકે તેવાં સમયસૂચક વચનો મધુરાકંઠે, નિર્મળપણે અને ધીરેથી કહ્યાં.)

ગો:– માતાજીરૂપ પ્રિયબાઇજી! એ તો શીલવંત શ્રી લક્ષ્મીભાભીજી, કંકુબહેન, સાક્ષાત્ પ્રેમસ્વરૂપ માતુશ્રી પરમબાઇ. વૃદ્ધમાતુશ્રી ગંગાબાઈ અને કર્મણુંબાઇ આદિ મારી ×બહેનપણીઓએ, મને નારીશિક્ષા તેમ અક્ષરજ્ઞાન દીધાનો જ ઉપકાર છે. મહાન આભાર તો પૂ. વહાલાં માતાજી! તમારો જ (હર્ષથી નેત્રોમાં આંસુઓ ભરાતાં ગદ્‌ગદ વાણીથી.) કે મને બહેનને સેર સત્સંગમાં જવાની ક્યારે પણ ના નથી કહેલ.

માતાજી:–(હોંસભર્યાં હૈયાંથી શાન્ત સ્વરે) એ ગુણીયલોને ત્યાં હું પણ તમારી સાથે ચાલીશ. મેં સાંભળેલ કે બહેનો, કન્યાઓ અને સૌ. વધૂઓને નીનિરીતિ સાથે પતિ પરમેશ્વર, દેવમૂર્તિ–બાળકો અને તીર્થસમાન પૂ. સાસુજી, સસરાજીની મર્યાદા જાળવી, સેવામાં નિત પાળવાના અને ઘરોમાં ઉચ્ચકોટીએ સ્વચ્છતાના પવિત્ર આચાર વિચાર સૌને યથાયોગ્ય શિખવે છે. તેને વર્તનમાં ધારીને લાભ લેવા નિયમથી મળી, ભજન–કીર્તનો ગાઇ ધર્મગ્રંથ વાંચી સંભળાવી; તેના અર્થો સહિત મનન સાથે નિદિધ્યાસન કરાવે છે. પ્રિય પુત્રવધૂ! હું પણ હવે ગેઢપણમાં ભણું અને મોટા અક્ષરવાળી રામાયણ, ગીતા અને વૈદ્યકગ્રંથો વાંચું; એમ મારું મન કોળાતાં હોંસીલું જ થયું છે.

વધૂ:–(હાથ જોડી, ધીરે અને આનંદથી) બહુ સારું, પ્રિય બાઇજી! હું તમને મારી સાથે નિશ્ચયે જ ત્યાં લઈ જઈશ. તમે ચીઢશો એવી મને કંઇક ભીતિ રહેતી તે મટતાં હું શ્રી માતાજીરૂપ–વહાલાં સાસુજીની પ્રિય તેમ અભયવાણી સાંભળીને નારીશિક્ષાના પ્રકાશમાર્ગમાં આગળ વધી છું. હું "પતિવ્રત્ય ધર્મનો રંગેલ રૂપાળો પ્રેમપાલવ ઓઢી, પતિસેવાનો અંગે મંગળ શૃંગાર સજી" ત્રિલોક્યપૂજ્ય સતીમાતા શ્રી સીતાજી, કલ્યાણી માતુશ્રી પાર્વતિ અને શ્રી અનસૂયા તથા રાષ્ટ્રમાતા શ્રી કસ્તુરબા આદિ પૂ. દેવીશ્રીઓએ પૂર્ણ સાચવ્યાં, સનાતન સત્યવ્રતમાં પહોંચવા માટે ધીરજ પગલે ચાલવાને નિર્ભય બની છું.

**(શ્રી માતાજીનાં શીતળ હૈયાંના મંગળ આશીર્વાદો જ વરસ્યા.)**

માતાજી:–(ઉભાં થઇ, વધૂના શીર પર બન્ને હાથ ધરી; વળતાં પ્યારથી ચુંબનો કરી.) મીઠી દીકરાવધૂ! જીવન દીપાવતા ગંભીર ગુણોથી તો તમે ફળિયામાં શ્રી

× = યુ. ઉ. અને ભ્રાતૃભાવ, પુષ્પ ત્રીજું. પૃ. ૫૯ માં વાંચવું.

કાકીજીઓ, દેરાણીઓ, જેઠાણીઓ, નણંદો અને બહેનપણીઓમાં સન્માનથી પૂજાઓ છો!!! તેમાં તમે તમારાં પવિત્ર વર્તને (નાની પુત્રીઓ તથા વધૂઓને નવરાશમાં ભણાવતાં રહેતાં.) કરી ઉપાડયાં પણ ઉપડતાં નથી!!! (માતાજીનાં નેત્ર કમળોમાંથી હર્ષાશ્રુઓ વહ્યાં, એ પ્રેમજળે મીઠા સુવાકયો ઉચ્ચારતા હોઠોને નવરાવી જ દીધા. તે વખતે બાળકો એક પછી એક જાગ્યાં. તેઓ મોં હાથ ધોઈ શ્રી દાદાજી, શ્રી દાદીજી આદિને વંદી; બાજુમાં આવી શાન્તિથી બેઠાં.)

માતાજી:-અમારાં માનસ-સરોવરમાં શાન્તિના હિલોળાઓ પર તરનાર પ્રિય **હંસોની સુંદર જોડલી! અમને સુખ દેનાર કુળદીપક સંતાનો! તમારી પૂણ્યજ્યોતિમય આ વંશનો વેલો ઉચ્ચ શિક્ષાવંત થઈ, નિર્ભય રહીને ઐશ્વર્યસુખ માણતાં યશવંતું દિર્ઘજીવન જીવો.** સુપાત્ર પ્રજા, તમે ઉભયની કલ્યાગરી અને નીતિપાળક-(નાગરિક) થાઓ. મહાપુરુષો જેમ તમે પણ શ્રી જગન્નાથજીનાં નામામૃત જપનું નિવૃત્તિસુખ ભોગવો, એ મારા ગરીબડી માતાજીના આશીર્વાદો છે.

**(માત-પિતાના ઐકય આશીર્વાદોની ગાઢ વર્ષાથી, સંતાનોની)**
**નિત્યનાં જીવન સુકાર્યોમાં રસભરી કલ્યાણ વૃદ્ધિ જ રહી છે.**

(શ્રી ભગતજીએ સાસુ અને વધૂશ્રીના સ્નેહની રસભરી મીઠાશ આજે જ નિરખતાં, આંખોમાં પ્રેમજળ ભરાતાં કહ્યું.) "સમજુ વહાલા! અને આપણે **ઝૂંપડાંવાસીના કુળનો પૂ. શ્રી સાવિત્રી સતી જેમ ચોમેર યશ ઉજાળનાર સૌભાગ્યવંતી! મંગળમણિ પ્રિય પુત્રવધૂ-દીકરી!! આજ મારો માનખો સફળ થયો!! મારા મનમાં વૈકુંઠનાં બ્રહ્મસુખ ભોગની પણ ઝંખના હવે રહી જ નથી!** અમે માનવજીવનનાં લ્હાવનું દૈવીસુખ અત્યારે જ મેળવ્યું. પ્રભુજીની લીલા વિસ્તરેલ સ્વર્ગીય-સંસારમાં અમે જીવવું સફળ કરી, શ્વાસોચ્છ્વાસની પલ, ઘડી, દિવસ અને રાત્રિને ધન્ય કરી; સનાતન-સ્થંભ (મેરુ) ના ઓથમાં રક્ષાયાં એવાં તમારાં નિયમી આચરણોનાં-વર્તનરૂપ **રૂપાળાં યશવિમાનમાં બિરાજી, પ્રભુજીના દીપ્યમાન વૈકુંઠધામમાં પહોંચ્યા છીએ; એવા બહોળા બ્રહ્માનંદનો મુકતાનુભવ અમારાં અંતર માણી રહ્યાં છે.**

વહાલાં! અમારી સેવા કરવાનું **તમારું સંતાનધર્મ સાચું. બ્રહ્મતત્ત્વ ધારવા માટે આત્મિકપ્રાણ અને જનસુધારામાં રહીને વિદ્યાવૃધ્ધિમાં ફાળો ભર્યાનું દીકરા! તારું ધ્યાન પણ સાચું. શિવરાજસિંહ! (બહુ હર્ષથી) આજથી જ તું યુવક મંડળનો સભાસદ જરૂર બનજે!! હું રાજીથી આજ્ઞા આપું જ છું!!!**

**રાષ્ટ્રિય સેવા કરવાનાં દૃઢ વ્રતધારી એવાં, સંતાનોનાં મંગળ દર્શન**
**ભાગ્યવંતોને જ સાંપડે છે.**

રઘુકુળભૂષણ ક્ષાત્ર-મૂર્તિ મર્યાદા પુરુષોત્તમ **શ્રી રામચંદ્રજી, બંધુભક્ત શ્રી**

**લક્ષ્મણજી, મહાન વ્રતનિયમના સંયમી શ્રી ભરતજી અને શ્રી શત્રુઘ્નજી** જેવી રાજ્યપ્રજા સાથે પિતૃઓની નિત્ય અમૃતમયી સેવા કરનારાં સંતાનો તો સત્યથી ઝળહળતા વૈદિક આદર્શોએ તન, મન, વચન અને કર્મથી પ્રભુ પ્રેમભક્તિ પરાયણ; આત્મપ્રીતિથી–સંયમ લગ્નીના રહસ્યમાં પરસ્પર સંતુષ્ટ રહ્યાં ભાગ્યવાન દંપતીઓનાં રળિયામણાં ગૃહમંદિરે જ નિર્માય છે. **તેઓ પ્રિય પુત્ર, પુત્રીઓનું અને વધૂશ્રી (લક્ષ્મી) ઓનાં નિર્મળ વર્તનોનું વિશેષ સુખ માણે છે.** (શ્રી વડીલે ઉમંગથી વાકયો કહી, પુત્ર અને વધૂનાં વહાલનાં વહેણમાં રસબસ થતાં હાથ જોડીને શબ્દો ઉચ્ચાર્યાં.) સત્યધર્મના આદિ અનાદિના સ્થંભ, ક્ષીરસાગરમાં શેષ શય્યા પર યોગ–નિદ્રામાં પોઢનાર; **શ્રી લક્ષ્મીનારાયણ પ્રભુજીની જય હો! જય હો!! જય હો!!!**

**માનવકુળોને સદા પ્રાણપ્યારી રહી, સાવિત્રીની સંધ્યાનો સાર.**

પ્રિય મિત્ર વાંચક! ગુણીયલ સુપુત્રે પૂજ્યોનાં અંતઃકરણની ભાવનામાંથી શુદ્ધ વહાલે વહેતી–ભાગીરથીની શીતળ ધારામાં સ્નાન કરી, ગદગદ થયે પૂજ્યોનાં પવિત્ર ચરણકમળો હર્ષાશ્રુએ પખાળી તે ચરણોદક શિરપર તથા હૃદયપાત્રમાં ધારી પૂજ્યોને વંદન કર્યું. શ્રી માત–પિતાને દૈવી સુખ આપવાની અને તેમના આશીર્વાદો ભરી **સર્વદા રહસ્યયુક્ત સાવિત્રીમય–ગાયત્રી ગુરુમંત્રના પૂરા મહિમા ભરી ત્રીજી શ્રેણીની પ્રાતઃસંધ્યા અને શ્રી ભગવતી ગીતાના ૧૫મા અધ્યાયનો સ્વાધ્યાય અને રામરક્ષાનો પાઠ કર્યો.** પછી શ્રી શિવરાજસિંહે શ્રી માતાજી, શ્રી પિતાજી, બાળકો અને શ્રી મૂળજીભગત સાથે બેસી; × શિરામણથી પરવારી લીધું.

**સંસ્કારી યુગલની ધર્મધારી નીતિરીતિનું દર્શન.**

મિત્ર આપણે આજથી તેમના પિતાશ્રીએ સંબોધ્યા અનુસારે તે જ ગુણ-સંબોધન નામ કહીશું. **શિવરાજસિંહ** બાજુના ઘર જોડેના ઓરડામાં રાસ, જોતર અને પરાણો લેવા ગયો, **ત્યાં પ્રિય સદ્દર્શિણી અર્ધાંગીજી સાથે** ધર્મ-વિજયના ઉલ્લાસથી હસતે અને ઓજસ્વી મુખકમળે તેમ ધૈર્યગુણથી અર્થસૂચક પણ સંક્ષેપ વાર્તાવિનોદ કર્યો.

**પિતૃભક્ત અને કર્તવ્યકુશળ કૃષિકાર સુપુત્રે, બંધુસમાન આત્મપ્યારા બળદોની સુંદર જોડી હાંકી,** વાડીનું કામ સંભાળવાના માર્ગમાં જતાં; ઉત્સાહી યુવકોના કર્મયોગ–કર્તવ્યોની પ્રચારવૃદ્ધિ માટે કંઠના **બ્યુગલથી** મધુરનાદ કર્યો.

**— વીરોની જય ગર્જના. —**

**(દ્વિવ્ય છંદ)**

અમ જ્ઞાતિ સુધારક આજે;
કહીશું, કંઈ કંઈ બાળ;

---

× = **શિરામણ** શબ્દ, મૂળ **શ્રીરામ** કરવું; એમ યોજાયો હોવો જોઇએ. વર્તમાનનો ઉચ્ચાર સૌએ સુધારવો જરૂરી છે. લેખક.

સુખ શાન્તિ ભ્રાતૃ કાજે;
થૈ ઉત્સાહી તત્કાળ.
અમ અંતરને ઉદ્દેશી,
ઉદ્ગારો કહીશું કાંય;
બસ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!
કરી શાન્તિઃ જ્ઞાતિ માંય. (૧)

× × × ×

ઘર ઘર મહીં ફરી કરશું,
અમ ભ્રાતૃ કેરાં ગાન;
જય જય ઉમિયાં જપ કરશું,
સૌ આર્યોના સંતાન.
જય નાદ વૈદિકતાનો,
ગજવશું સૃષ્ટિ માંય;
જય માગી રહ્યો છે "દાનો"
જય કરજે ઉમિયાં માય. (૨)

—અપૂર્ણ.

**સર્વદા આત્મપ્યારું રહ્યું, ધર્મામૃતનું જ પાન કરવાનો પ્રચારમાર્ગ.**

જાગૃતિનો મીઠો સ્વર સાંભળી બાજુની વાડીઓના ચતુર કોસીયા ભાઇઓ, ઘઉં કૂટની તૈયારીમાં નાનાં ઝુટાંઓ સંભાળીને ક્યારીઓમાં પાણી વાળતા ખંતીલા અને ખેતી નિપજાવવામાં પારંગત તરુણો, યુવાનો, કૂવા પાસે કૂંડી આગળ ઢાળિયામાં માટી ડોળતાં નાનેરાં પણ સમજણાં પ્રિય બાળકોએ; કાર્યો વિરમાવી એ ભ્રાતૃહિતના મંગળસૂરની પૂરવણી કરી. કોસો ખેંચવા સાથે જ એ પ્રાકૃતિક જડવસ્તુઓનાં પણ માનવોને અતિ ઉપયોગી રહ્યાં એવા નિત્યનાં સંગાથી પૈડાંઓ, ગરેડીઓની આરીઓ અને જળધોધના ઘોષો પણ મહત્ત્વભર્યાં મંગળગીતમાં સ્વર–તાલથી સામવેદની ધ્વનિના ચિત્કારી શબ્દો મિલાવીને જડ, જંગમનું સામ્ય સાધતાં સંગીત સ્વરની પૂરવણી કરી. વીરગણોને સમાજ અને રાષ્ટ્ર સંગઠનમાં શાન્તિનું ગીત ગાતાં રહેવાની શિક્ષા સૂચવી તેઓ પણ નિજ ધર્મતત્ત્વ ધારણાના ઘોષોમાં તન્મય બનેલ, બાજુમાં જ **શ્રી રૈયાભાઇ તથા શ્રી રતનાભાઇ પટેલનાં** કઠોળ ભર્યાં મોટાં ખળાંમાં ખારેવાં તથા હોલાંની **જીવનસખી–જોડીઓ ગીતગુંજન નૃત્ય ખેલી રહેલ.** ઝાડો પર કોયલ, મોર આદિ પક્ષીઓ ટહુકાર, કેકારવ અને કલરવ કરતાં, મહાસરસ્વતીજીની વિશ્વવીણાના તીણા આદિ તારોની મધુરતંત્રીથી તાન ગજાવી જ રહ્યાં. બાજુની વાડીઓના ઘટાદાર વૃક્ષોમાંથી "**શ્રી લક્ષ્મી**

**નારાયણ પ્રભુની જય.** "ની મંગળ ગર્જનાઓ ગુંજી રહી. સૌ માનવભ્રાતૃઓને એ નિત્ય આચરણ કરવા માટે નાની કંઠ-ઘંટડીઓથી સૂર પૂરવણીનો એજ સુમાર્ગ છે.

**સત્યને વધુ પ્રસારવવા માટે પૂજનીય શ્રી માતાઓ અને પૂજ્યશ્રી ગુણીયલ ભગિનીઓનો સંપૂર્ણ રહેલ સાથ.**

આજના આનંદી સમયમાં ખેતી-વાડીનું કુશળકાર્ય કરતા "શ્રમજીવીઓને" શિરામણ જમાડવા તથા ઘઉંનાં નીંદામણે બળદો, ગાયો અને ભેંસો આદિ માટે ચારો લેવાને સવારમાં જ ઘરકામો આટોપીને નિત્ય **જેમ નાહી, ધોઇને માથાંમાં કંકુના ચાંદલા કરી, સભ્યતાથી સુયોગ્ય સાડીઓ પહેરેલ અને સૌભાગ્ય આભૂષણોનાં ચિન્હોએ દીપતી પાડોશણો,** ફળિયાંની બે, કે ચાર ચોપડી ભણેલ **તેમ નિશાળોમાં રાસ શિખેલ તરુણી પુત્રીઓ, સૌ. યુવતી વધૂશ્રીઓ** અને સુધારાના સાચા રંગમાં સદા રંગાઈ જ **રહેલ હોંસીલી પ્રૌઢ** માતાઓ એક પછી એક ટોળે મળીને વાડીમાર્ગે જતી **હતી. ઉન્નતિ ગીતનું ગુંજન સાંભળતાં જ** કોઇ ટોળું વાડીના ઝાંપા પાસે તો કોઈ વાડીમાર્ગ વચ્ચે અને કોઇ છેડે પણ હતું, ગુણવંત સાહેલીઓ ઉલટપૂર્વક ચાલી; ભેગી મળી અને ત્યાંજ ઉભી રહીને પ્રિય-**પુત્રો તથા વહાલા વીરોની કતર્વ્ય પૂર્તિએ ધન્યવાદો આપવા માટે હાથ જોડીને સૂર્યદેવના પ્રકાશિત દાતાશ્રીની આરાધના કરી.**

**શ્રી વિષ્ણુરૂપ-અગ્નિદેવની મંગળ પ્રાર્થના.**

"હે દયાસાગર વિશ્વજ્યોતિ! જડ, જંગમના પાળક અને રક્ષક **પ્રાણેશ્વર!** જેમ તારો દિવ્યપ્રકાશ બ્રહ્માંડોનું પરમ કલ્યાણ કરી રહેલ, તેમ અમે અલ્પજીવી તારાં જ બાલુડાંઓ **પણ** સ્વજાતિ સાથે બ્રહદ્‌રાષ્ટ્રને સદ્‌વિદ્યા પ્રકાશના અથાર્થ જ્ઞાન-દાનમાં હિતસ્વી રહીએ. સદા રસવંતી સહાયતા કરવાને પ્રથમ નિજ પુત્ર તથા પુત્રીઓનાં હૃદયોમાં તારી "**જ્ઞાનપ્રભાએ આપ્યા દિવ્ય સંસ્કારો**" કેળવી; જીવન સમય નિત્ય કલ્લોલ આનંદમાં વિતાવીએ. પરમપિતા! તારી ગરીબ પુત્રી-ઓની સંસ્કૃતિ વૃદ્ધિનીજ ઊર્મિઓ છે. ( નાની વધૂશ્રીઓને ભોજન-સામગ્રીઓ સોંપી, ટોળાંની માતાઓ અને નાની બહેનો સંગાથે મળી, પ્રથમ પહોરનાં અમૃત ચોઘડિએ વીર વધાવાનો-રાષ્ટ્રહિતનો પરમ રસવંત- )

— રાસ ગાયો. —

ધન્ય વીરો! ધન્ય વીરો!! ધન્ય વીરો!!! ધન્ય; (૨)
રાષ્ટ્ર હિત ચિંતકો ને, વંદીએ સહુ જન. ટેક. ૧
શોભ્યું તિલક ભાલમાં નિજ વહાલનું વતન "
ધર્મ પ્રિતે કીર્તિનું કરી, શ્રુતિ વડે જતન. ધ.-૨
જાગૃતિનું કાર્ય કીધું રાખી બહુ લગન; "

વીરતાની માળ દીપી, સંસ્કારીય રતન. ધ.—૩
વિભુવરનાં શિશુ રહી, તિમિર કરી ભંજન; ”
બુધ્ધિ, વૃધ્ધિનો માર્ગ જાણ્યો જ્ઞાનનેય અંજન. ધ.—૪
સત્યે દૈને હાથ—તાળી કરી અંતર મંજન; ”
પ્રિય પ્રાણુ—પ્રેમ મૂરતિ દર્શી ભવભંજન. ધ.—૫
માતા ઘણેરી ભાગ્યવંતી, કુળદીપને દઈ જનમ; ”
બ્હેનો લિયે ઓવારણાં, વીરા! મોંઘેરાં રતન. ધ.—૬

—: સાખી: —

ઘઉં નીંદામણ— ચારને ગાય, ભેંસ બળદો ખાય;
એમ પાખંડ નીંદયે રાષ્ટ્રથી પ્રિયજન સુખિયાં થાય. ધ.—૭

ધન્ય વીરો! ધન્ય વીરો!! ધન્ય વીરો!!! ધન્ય; ,,
રાષ્ટ્ર હિત ચિંતકોને, વંદીએ સહુ જન. ધ.—૮

સૌમ્યગુણી પ્રિય વાંચક સખા! આપણે શ્રદ્ધાનાં વિનયથી પૂ. પ્રભુરૂપ—શ્રીમાતાજી —શ્રી પિતાજીનાં પરમ ઉપકારી ચરણોની પ્રીતિરસમાં ભક્તિભાવે વંદન—સંધ્યા આદિ સુકર્મો કરીને દાંપત્યધર્મ સાચવ્યાનું જીવનઋણ ચૂકવીએ. સર્વનું વિજયી ગીત ગાતાં નિત્યનું ઉત્તમ પુરુષાર્થ સંભાળી, સંતાનો પાલનના સદ્આર્થિક ગ્રહણના કર્તવ્યોમાં મગ્ન થવા માટે—

શૂરવીર હોતાં શક્તિ કેળવવા સદા તૈયાર થા!
વીર થઇ વીરતાઇ મેળવવા સદા તૈયાર થા!!

( કર્તવ્ય પ્રેમીઓનો અખંડ આનંદી માર્ગ. )

— ગઝલ —

અમે તો પ્રેમના પંથી અમારી પ્રેમ મસ્તી છે;
પ્રભુની ગોદમાં જવા ચલાવી સીધી કીસ્તી છે. ૧
પવિત્ર એ પ્રેમથી મનડું બની આહ્લાદ નાચે છે;
મળે પ્રેમી સદા નિત્યે વહાલા ને જ યાચે છે. ૨
ધરી છે પ્રેમની—કફની અમે તો નિત્ય અંતરમાં;
થવાને શર્ણ પ્યારાની ખુશી સહુ તાન—મંતરમાં. ૩
સ્વજ્યોતિ—મિત્ર માંહી તો સદા રસ—બસ થવાના સૌ;
+ જગત,ધન, ધામ ને ત્યાગી અલખ માર્ગે જવાના સૌ. ૪

+ = જન્મ, મરણનો ફેરો ટાળવા માટે શ્રી સદ્ગુરુદ્વારા જ્ઞાનામૃત મેળવી પાન કરવું.

સૌ ઉમંગથી બોલો, ધર્મનીતિની પરિમળ પ્રસરાવનાર તેમજ કર્મયોગનો પુરુષાર્થ સાધક રાષ્ટ્રમિત્રોની અને પ્રવીણ રહેલ સખીઓની જય, જય, સદાય જય હો.

---

## પાંખડી તેવીસમી.

### મહાજનાત્માઓનાં સદ્‌કર્તવ્યોની સુવાસ.

(કારતક વદિ ૫ રવિવારની સવારમાં શ્રી સુંદરજીભાઈએ નિત્યકર્મથી નિવૃત્ત થઈ; પૂ. શ્રી વાલજીબાપાને ઘેર પહોંચી, વંદન કરી કહ્યું–) "વડીલશ્રી! પૌત્ર મોહનલાલને કહો કે **શ્રી નાનજીભાઈ ધોળુને** અહીં બોલાવી લાવે!

વાઃ–(વંદન ઝીલી,) બહુ સારું. (પૌત્રને ત્યાં બોલાવવા મૂકયો.)

નાઃ–(તેણે અડધી ઘડીમાં આવી, શ્રીમાનોને નમ્રતાથી હાથ જોડી વંદન કર્યું.) આપ પૂજ્યોને મારું તે એવું કિયું કામ પડયું, **મને સેવાકાર્ય કહો?**

સુંઃ–શ્રી નાનજીભાઈ! અમોએ, તમને એક બે **હિત વાતો કહેવાની છે.**

નાઃ–હું, આપ વડીલશ્રીઓનો પાડોશી ગરીબ પુત્ર છું. પૂજ્યોની શિખામણ **અવશ્ય હૃદયમાં ઉતારીને જીવનમાં ધારીશ.**

સુંઃ–(સુધારવાના સિધ્ધાંતો કહ્યા) પ્રિય! તમે પુત્રની **વિદ્યાવૃદ્ધિ** તો કરી રહ્યા જ છો, તેમ **બાળલગ્ન નિષેધે** અને બ્રહ્મચર્યવ્રતનું પૂરું પાલન થવા માટે હજી સુધી **ચિ. કેશવની સગાઈ** પણ કરી નથી. તમે પુજ્યોની પાછળ ઉત્તરક્રિયા પછી + **પ્રેતભોજન પણ નથી** જ કર્યું અને **એકાંતમાં રામાયણ** આદિ ધર્મગ્રંથોનું અધ્યયન કરો છો. તમે સત્સંગ અને સ્વાધ્યાયથી **અનુભવરસ ધાર્યાની ઉત્તમતા જાણીને તેમ વધુ લાભ માણી જ રહેલ છો** માટે તેવા સદ્‌ભાવો અમને દર્શાઈ રહ્યા છે.

તમારી સુઆજ્ઞાથી ભાઈઓ ચાલતાં, આપનો યશવૃદ્ધિ થતાં અને ખેતીવાડીના દરેક કામની **"વિકાસ" સુવ્યવસ્થા** પણ અજોડ હરિફાઈથી સૌને અનુકરણીય રહી જ **છે.** તમે યોગ્ય વહેવારોથી વ્યાપારી આદિમાં **સુનામના પ્રાસ** કરેલ છે. પ્રભુએ તમને **ગુણીપુત્ર–રત્ન** અને ઐશ્વર્ય આપેલ, તેમ તમારાં ગ્રહજનો

---

+ = મુંબઈ, કરાંચી અને કચ્છ મોટી વિરાણીમાં ભરાયલી પરિષદોમાં પરમ હિતેચ્છુ નેતાઓના નિર્દેશથી અને બહુમતિના અનુમોદનથી, સર્વનો કલ્યાણકારી ઠરાવ જે **પ્રેતભોજન ન જ કરવા અંગે થયેલ છે.** તેને સૌ ભ્રાતૃઓએ સમજીને ગરીબડાંઓની આર્થિકતા વેડફતી સાચવાવવા માટે પૂરાં ધ્યાનથી માન આપવું. **સમાજમાં ક્યાંય પણ પ્રેતભોજન થવું ન જોઈએ.** ઉત્સાહી યુવાન વા કોઈ પણ સુધારકોએ વા નિજ કુટુંબીઓએ તો તેવા નિંદ્ય પ્રસંગમાં ભૂલથી પણ જવું નહીં. લેખક.

આરોગ્યવંતાં જ છે. ભાઇ! એ પાર્થિવ સુખ પૂર્વના સુકર્તવ્યયોગથી મળેલ, એ પરમપિતાની કૃપાદૃષ્ટિનું જ **મીઠું ફળ છે.** હજી તમારા પ્રારબ્ધના કર્મ-પડદામાં વધુ સૌંદર્ય સંગ્રહાયું રહ્યું છે તે પણ પ્રાપ્ત થવાથી ભાઇ! એને વિશ્વપિતાના માર્ગે એટલે **પરમાર્થમાં** કંઇક **સદ્ઉપયોગ થાય તો બહુ સારી વાત છે.**

"આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી આદિ પ્રકૃતિના નિયામક (સર્વ સત્તાધિશ) ના ભ્રૂકુટિવિલાસે બ્રહ્માંડોનાં અકળિત કાર્યો સદાય નિયમપૂર્વક ચાલે છે. સૌના પ્રાણ-પુષ્પની રક્ષા, એજ **વિશ્વનો માળી (અંતરાત્માનો સાક્ષી)** કૃપાસાગર **ચૈતન્યદેવ** કરે છે." **એવા શ્રેષ્ઠ દયાળુ દાતાનો ઉપકાર સ્મરવો એજ અમૃતપુત્રોનું પ્રથમ કર્તવ્ય રહેલું છે.**

માનવોને સંસારલીલામાં સુયોગ્યથી કર્યાં કર્તવ્ય-વ્યાપારોની પરીક્ષામાં ઉત્તીર્ણ થવું એજ બુદ્ધિમત્તા છે. વૈદ્યાચાર્યોના ન્યાયી અધિપતિએ, વિશ્વબંધુ-વેદતત્ત્વોનાં મહાઔષધિનું ગુણ રસાયણ પૂ. પૂર્વજ ધન્વંતરિ-મનીષિઓ દ્વારા આપ્યાં ને નિર્માનવૃત્તિએ મહાપુરુષો દ્વારા પ્રાપ્ત કરીને સ્વસંતાન, રાષ્ટ્ર અને **વિશ્વહિતમાં તેનો અનુભવ-પ્રસાદ વહેંચવો જ.** શાસ્ત્રમાં કહ્યું છે કે—

"અજ્ઞાન જેવો કોઈ શત્રુ નથી અને"
"જ્ઞાન સમાન કોઈ બીજું પવિત્ર નથી."

પ્રથમ કુટુંબીઓ, ભાયાતો, પાડોશી આદિ સાથે **વિશ્વાસયુક્ત ભ્રાતૃભાવ સાધીને** અહીંયાં જ નિર્ભય સુખ મેળવવું. મારાં કથાંને આપ સુજ્ઞે અમપર કૃપાવંત થઇને ધ્યાનમાં લેવું એ જ "**સેવાકાર્ય**" છે. (બહુ ઉપયોગી શિખામણો આપી.)

શ્રી વાશણબાપાએઃ-પ્રિય પુત્ર! શ્રીયુતે આપને જે સમજાવ્યું **તે તમે ધૈર્યગુણથી સાંભળતાં;** તમારામાં સ્વહિત પારખવાનું વધુ ધ્યાન થવાથી, હું અત્યંત રાજી થયો જ છું. "**સૌના ધર્મઉદ્યોગે પ્રિય બાળકો અર્થ આદિનું શિક્ષણ મેળવશે.**" એવો વિશેષ લાભ લેવા માટે જ માનવતા છે. આપ સુજ્ઞે તો વર્તમાનનું પાસું પૂરું બદલાવવું. યમ, નિયમ આદિ સત્યનું પાલન કરવા સારું અરણ્યોમાં ગંગાતટવાસી પ્રાતઃસ્મરણીય ઋષિવૃંદોએ ધારી **અપૂર્વ જ્ઞાનવિભૂતિની અપાર સિદ્ધિઓ છે;** એ રહસ્યની ધારાઓમાંથી અંજલિયો પી તેને જીવનપુષ્ટિમાં ઓતપ્રોત કર્યાથી સમય સફળ કરવા જ માનવોને ગુણ માટે ગ્રહણવૃત્તિ મળી છે.

ઉદયમાં આપના સાથની **બહુ આવશ્યકતા હોવાથી,** આપ સજ્જને કુટુંબ-**યશ વિશેષ દીપાવવો** પ્રભુ ઐક્યપણામાં **રાજી રહે છે.** આપણી સ્થૂલ-નગરીમાં ઇન્દ્રિયો આદિ સત્ત્વ, તેમ રક્તકણોના કોષો અને કીટાણુંઓ સંપી રહ્યાની સામુહિક રચના જ નિહાળો? તમે સુધારાને વંદી. જીવનના મંગળ છાયારૂપે અંગીકાર્યો છે, તે રહસ્ય સાચવ્યાંની વિવેકભરી નિષ્ઠાની બધી વાતો અમારી તો જાણમાં જ

છે. **આપ ચતુરે** સમાજ સુધારક યજ્ઞવેદીમાં કૂદી પડવાથી તો તમારી પ્રતિભા દ્વિજોમાં દ્વિગુણી દીપશે, **તે માટે સમયને સેવામાં ધન્ય કરવાનું આજ ઐતિહાસિક ટાણું મળ્યું છે.**

(પોતાના જમણા હાથથી શ્રી નાનજીભાઈનો જમણો હાથ ઝાલીને નિજ સ્મૃતિમાં આવ્યાં; પરમ સમાજ સેવાથી અમરપણું વરેલ આદ્યસુધારક શ્રી નારાયણજી વીરશ્રીનાં ઉદ્દ્ગાર વચનો જ કહ્યાં.) **પ્યારા! "તમારા વીરત્વની શૌર્ય-ભેટ સમાજસેવાના પવિત્ર ચરણમાં ધરો.** આજુબાજુનાં રોચકવૃત્તિઓની જકીયલ શેહમાં ન દબાતાં, આપના અનંત વિચાર–વ્યોમના જ્ઞાનપ્રકાશમાં સ્વાત્માને ભ્રમણ કરાવી; ધર્મતત્ત્વની દિવ્ય ફોરમે મઘમઘતાં પુષ્પો ખીલી રહ્યા સાહિત્ય–બાગમાં રમણ કરાવીને **સુધારક જિજ્ઞાસા વ્યાપક બનાવો.**" "ઉન્નતિના **નાવિકોની** વીરહાક ઝીલી તેને શ્રદ્ધાથી સાથ આપી નિજ ઓજસ દીપવા માટે સમાજનાં રૂડાં નાવડાંને સુરક્ષિતપણાના–અભય કિનારે પહોંચાડવાને ધર્મધારણનાં ઉત્સાહ હલેસાં વતી પ્રબળ પુરુષાર્થ કરવો જરૂરી છે. **શૂરવીર પૂર્વજોના પુત્રો!** તે પવિત્ર અટલ પુરુષોની કાર્યકીર્તિને ઘડીભર નિહાળી વંદો, તેઓએ સર્વના કલ્યાણમાં જીવનજ્યોતિ અર્પેલીનું **સૌએ અનુસરણ જ કરવું છે.**"

"આપ ઉત્સાહીએ કુશળ વૈદ્યરાજ થઇ, કુરૂઢિ–સડાથી સમાજની વ્યક્તિઓને સ્વચ્છ રાખવા માટે તેને જ્ઞાન– ઔષધિ દેવાનું પણ પૂરું સ્વામિત્વપણું જ છે. **દંભીના ક્રૂર–પિશાચી પંજાથી નિરાળા રહી તેને પણ સર્વરીતે સુધારી, એમ સૌનું અહોભાગ્ય ઘડવાને પારંગત બનવું.**" વહાલા! હવે બુદ્ધિ, વિચારોમાં યોગ્ય સમજાયું હોય તેમ કરો? (એ પ્રકારે પ્રથમ નિબંધોથી પ્રચાર થયા આદર્શ સિદ્ધાંતોમાંથી બહુ બહુ સમજાવ્યું.)

ના:– (એક એક અર્થભર્યાં શબ્દો તીક્ષ્ણ શસ્ત્રમય બનીને તે પ્રિયભાઇનું કાળજું કોરાતાં, પૂરા વિચારોના અંતે.) આપશ્રીઓ તો **મારા નર–નારાયણરૂપ પૂજ્ય હિતસ્વીઓ જ છો.** (ઉભા થઈ, પૂ. વડીલશ્રીઓનાં ચરણ–કમળોમાં વંદી બેઠા.) **હું જ ભૂલ્યો!** અજ્ઞાનની-સ્વપ્નાવસ્થામાં નિત **ડૂલ્યો!!** મારાં ઓછાં મન મૂરખડે જ મિથ્યાપણાંથી **બહુ ફૂલ્યો!!!** મને મળેલ સમૃદ્ધિ તો "**તેણે** (......) જ" આપેલ, વડીલો! એવું મેં અત્યાર સુધી તો માનેલું. (હાથજોડી કરી) **હે સૃષ્ટિ સર્જનહાર! બ્રહ્માંડોના અધિષ્ઠાતા પુરાણ પુરુષ!** તારા ક્ષુદ્ર કિંકરને ભ્રમ પોષ્યાની ક્ષમા આપી, વર્તમાનમાં સાક્ષાત્ દર્શન દેતા રહ્યા **શ્રી સદ્દગુરુદેવો દ્વારા તારો અખંડ સત્યમાર્ગ ભળાવ. એજ મારો અનહદ પશ્ચાતાપ છે!** (રુદન કરતાં આંસુઓ જ વહ્યાં.)

(પૂજ્યો સમક્ષ સદ્દભાવો પ્રગટાવ્યા.) આપ શ્રીમાનોએ જે અમૂલ્ય ઉપદેશો મને દીધા તે મેં શિષ્યની પ્રીતિથી હૈયાં–મંદિરમાં ધાર્યાં. જેમ શ્રી જાંબુવાને શ્રી **મારુતિને** વિસાર્યું શૌર્યબળ યાદ કરાવ્યું, તેમ હે પૂ. ગુરુવર્યો! આપે પણ હું

અલ્પબુદ્ધિ ક્ષુદ્રનું ભૂલાયલું; દિવ્યજ્ઞાન જાગ્રત કરાવીને દીનપર મહાન ઉપરકાર કર્યો છે. હું મૂઢ નહોતો જ! મેં તો સાવ ખોટા વટથી કરીને અત્યાર લગી શુભકાર્યોનું જ્ઞાનાનંદ મેળવ્યાથી વંચિત જ રહેલ છું. (પસ્તાતાં માથું ધૂણાવ્યું.) અમારું હિત ચાહક પૂજ્ય શ્રીમાનો! હું ઘણી વાતો ન કહેતાં, આપશ્રીઓની દીધેલ જ્ઞાનશિક્ષા શ્રદ્ધાપૂર્વક હૃદયમાં ધારીને અત્યારે જ જડતા પરહરું છું!!!

(તેઓશ્રીનું મન ગંગાજળ સમાન નિર્મળ થતાં, તેમાંથી પ્રથમ તો કુટુંબમાં રસબસ રહેવાની જ લગની પ્રગટી.) હું મારા દેવતુલ્ય–શ્રી ભાઈજી પાસે ઉગતી સવારે જ પહોંચીને પ્રિયના ચરણોમાં વંદી; કુટુંબના સંગઠન સારું વિનવીશ. સેવકની નમ્રતા સ્વીકારે, એવા મીઠાશભાવે આપ પૂ. શ્રીયુતો પણ ભાઈશ્રીને જરૂરથી કહેશો.

સું:–(અપાર હર્ષના ઉભરાથી) સમજ્યા. વીરપુત્ર! અમે પણ શ્રીમાનને ઘેર દિવસના બીજા પહોર પછી અવશ્ય પહોંચશું.

ના:–આપ પરમાર્થીઓનું પ્રભુ સારું કરે. મારી ધર્મપત્ની અને પુત્ર તેમ ગોઠિયાંને એકઠાં કરી, આજે સમજેલ જ્ઞાનના આનંદની વાતો અત્યારે જ ઠીક રીતથી કહી સમજાવીશ. આપનો ચિરંજીવિ કેશવ તો "વાંચનાલયમાં" સ્વાધ્યાય કરે જ છે. આપશ્રીઓએ સત્યતત્ત્વ કહેલનો સાર સમજવા માટે પુત્ર પણ મને પ્રથમ ગૂઢતાથી વ્યાપક સિધ્ધાંતો કહેલ, તેવા પવિત્ર ગુણો સમજવાથી કરીને આજ આપશ્રીઓની ભલાઈ ભરી વાતો "સમાધાન" ચિત્તે સાંભળતાં; મારી સૂક્ષ્મ જ્ઞાનવૃત્તિની ભૂખ જાગ્રત થતાં જ સંતોષાઇ. પૂજ્યો! મને અજ્ઞાનના–ગરણથી ઉગારવા માટે, હું ગરીબપુત્ર; આપશ્રી સદ્ગુરુઓનો (વાણી વિહ્વળ બની ગઈ.) શું પ્રત્યુપકાર કરી શકીશ?

વડીલો:–(સંયુક્તે પણ ક્રમથી) તમે દિર્ઘ વિચારવાળા રહીને ભ્રાતૃ ઉન્નતિના લક્ષનો પરમ લાભ મેળવો અને વિશાળ બંધુત્વ પ્રેમ કેળવો, એ જ અમારો થવાનો પ્રત્યુપકાર.

ના:–પૂ. વડીલો તો આપ સમાન દયાળુ જ હજો. મારા જેવા પામરોના અલ્પ વિચારોમાં ધર્મ રહસ્યનાં પ્રેમળતત્ત્વો દૃઢ કરાવી; વળતા આશીર્વાદો આપીને શાન્તિરસ પાનાર જ હો. હવે સાંજ થવાથી, આપ પૂજ્યશ્રીઓને મારા સાષ્ટાંગ વંદન. (હાથ જોડી, મહાનુભાવોનાં ચરણકમળોમાં અંતરાત્માની પ્રેમભક્તિથી નમી, આજ્ઞા માગીને સ્વસ્થાનમાં ગયા. પૂ. વડીલો પણ શ્રી નાનજીભાઇને કલ્યાણભર્યા–આશીર્વાદો દઇ, નિવૃત્તિથી સંધ્યા આદિ શ્રી ઇષ્ટનાં ધ્યાન–ધારણામાં તન્મય બન્યા.)

---

## પાંખડી ચોવીસમી.

**બંધુ મેળાપની જ સર્વત્ર સુખદાયી રહી પ્રેમળ સુવાસ.**

(જ્ઞાનચંદ્રિકા પ્રકાશી છઠ્ઠ ને સોમવારના શુભ દિવસે ક્ષમાનું શીતળ જળ પીતાં, બન્ધુનું અંતર રાજી રહ્યું.)

માધવજીઃ–(નાનજીભાઇને ત્રીસ વરસમાં આજ સવારમાં જ દિવસના ચડતા પહોરે નિજ ડેલીમાં નિહાળી, પ્રેમવૃદ્ધિએ ઉભા થઈ; ચાર છ ડગ આગળ આવી.) પ્રિય બંધુ! આજ અચાનક જૂનાં ઝૂંપડાંમાં પધારીને અમ ગરીબો યોગ્ય કિયું શુભ કામ લાવ્યા?

નાઃ–(હાથ જોડી, માથું નમાવી અને કરુણાથી ચરણોમાં ઝુકીને) પૂજ્યશ્રી! મારા આપને અગણિત રામ, રામ. જરૂરી કામ તો એજ કે આપ દેવતા જેવા ગુણવંત સામે મેં ભૂંડી ઇર્ષા કરવાથી હું સ્વકુળ તેમ મહાજનોમાં કલંકિત થતાં, **બહુ કપટી! કુસંગી!! પૂરો અંતર્ભેદુ, દુર્ગુણી અને ખૂટલાઈ ભરેલ પાપી છું!!!** મોટાભાઇ! મને મૃત્યુસમાન એ અપકીર્તિની ખાઇમાંથી ઉગારવાને મારી આજીજી સાંભળી **ક્ષમા આપો! ક્ષમા આપો!! ક્ષમા આપો!!!** (આંખોમાંથી જળધારાઓ વહી જ રહી.)

માઃ–(સ્નેહ સ્વીકારી, હાથ મેળવી, વહાલથી ભેટી, આશ્વાસનના માનપૂર્વક બેસાડી, હસતે મુખે, ધીરે તેમ મીઠી વાણીએ કહ્યું.) ભાઈ! તમે મારો શો **અપરાધ કરેલ કે દીનજન પાસે ક્ષમાની માગણી કરી?**

નાઃ–પિતા તુલ્ય પ્રિય ભાઈ! મેં **સજ્જનોનો સવેળાએ સંગ કરતાં,** મારા મનમાં લાગેલ **સાચા રંગથી** કે જે પૂર્વેના મહાજનોએ જીવનમાં અપૂર્વ તત્ત્વનિધિ ધારેલ; તે મારી પણ કલ્યાણી જ છે એમ મને હવે સમજાઇ. હું મારી મોટી ભૂલ થવાથી, **આપશ્રી પાસે ક્ષમા માગું છું.**

**(જીવનનું વહેણ પણ સત્સંગ કરવાથી જ બદલે છે.)**

શ્રી ગુરુવર્યોએ, મને ગઇ કાલે હિતશિક્ષાના સુમંત્ર–ઉપચારો સમજાવ્યા વડે જ **મારી આંખોમાંથી ભ્રમનો–કમળો દૂર થયો.** મારાં અંતરપટથી તેનું (...) કર્યું "**કાવત્રું" તરત ધોવાયું!** ઘર, કુટુંબ અને ભ્રાતૃઓના ભવિષ્ય નિર્માણનું જે સંસ્કારો ધારણામાં સદા હિત સમાયું છે **તેનું દિવ્ય પ્રતિબિંબ શ્રધ્ધા વડે નિજ અંતઃકરણની આરસીમાં જોવાયું!!**

વડીલ! (નેત્રોમાં પુનઃ જળ ભરાતાં) **આપણા પૂ. પિતાશ્રીઓ** તે ઉભય મા જાયા ભાઇઓ રૂડી કીર્તિ વૃદ્ધિએ વર્ષો થયાં કૈવલ્યધામમાં સિધાવ્યા, તેમના **આપણે પુત્રો પણ સગા ભાઇ જ છીએ.** હું કેવળ તામસવૃત્તિએ મૂર્ખાઇની અંધશ્રધ્ધાથી, અહા! સત્યતત્ત્વના "**દ્વેષીઓને જ**" મારા અચૂક તારણહાર **પણ માનતો રહેલ!!** (કપાળમાં હાથ ઠોકી, અતિ પસ્તાતાં માથું ધૂણાવ્યું.)

કુટુંબસંપ સાંધવા અને પરમાર્થ કાર્યોની ઉજળી ગાંઠડી બાંધવાની વચ્ચમાં નડતા રહેલ એ "પ્રપંચીઓ" મને હવે તો હૈયામાં ઝેરી ત્રિશૂળ ભોંકાયા સમાન, કાળશત્રુઓ જ દેખાય છે! (આવેશથી દાંત કકરાવી, સાત્વિકગુણે મનોમય શાન્તિ જાળવી પુનઃ કહ્યું.) પૂ. હિતસ્વી-દેવતાઓના સદુપદેશ-જળ વડે મારૂં હૃદય-પટ પલળતાં **તેમાં કુટુંબ સ્નેહનું-સદ્‌બીજ વવાયું, એમાંથી પ્રગટેલ સત્ય-ભાવનાં વૃદ્ધિ વૃક્ષની છાયામાં જ સુખ મેળવ્યું.**

**મેં જ કર્યાં પાપ-દોષના પશ્ચાતાપથી, હું હવે દુષ્ટતા ભરી ઇર્ષા પરહરીને શીતળઅંગ બન્યો છું.**

આપશ્રી દેવતારૂપ બન્ધુની **પરમ ધૈર્યગુણી-વિભૂતિને** મનોમય પુનઃ પુનઃ વંદી તેનું તિલક કરી-આરોગતાં, આપ પ્રૌઢ ગુણીજન સાથે મારો **સંપ સાંધવા** આ અમૃત ઘડીમાં દોડીને કરગરવા આવ્યો જ છું! પૂ. વડીલ! આ દુષ્ટ તરફ નહિ તો પણ **આપના ગરીબ પ્રિયશિશુ કેશવ સામું વાત્સલ્યથી નિહાળી,** મારા અનર્થભર્યાં અપરાધોની ક્ષમા આપશો.

**(સૌએ નિજ વ્યાવહારો સુધાર્યાં જ રાખવા.)**

(શ્રી નાનજીભાઇએ, વડીલ પાસેથી બત્રીસ વરસ થયાં **રૂપિયા પાંચસો** જે વાડીનું કામ અટકવાના સમયમાં તે પણ **બળદની** જોડ લેવા માટે લીધેલ; તે રૂ. અત્યારે વ્યાજ સુધ્ધાં ભાઇજીને ચૂકવતાં-)

વડીલઃ-(વિચારોમાં પડી) ભાઈ! આવડું બધું આ શું છે?

નાઃ-પ્રિયબંધુ! (સજળ નેત્રોએ) એ આપની જ સાચી કમાણીની રકમ; **હું દૂધે ધોઇને આજ પાછી વાળી આપું છું.** સાથે રૂ. નવસોસાઠ શાહુકારી વ્યાજના ગણી લો અને રહ્યું ખાતું ચોખ્ખું કરો.

વડીલઃ-એ તો દીધા લીધાની વાત આપણા ઘરની ઘરમાં જ છે, ભાઇ! તેનો તમે જ નિજ ખર્ચમાં સદુપયોગ કરો.

નાઃ-પૂ. (નમીને, નમ્રતાથી) આપે વર્ષોની રાખેલ વડપણની ધૈર્યવંતી ધારણાને પણ **મારાં સહસ્ર અભિનંદનો છે.**

મને કંઇક ઇર્ષાળુ-દંભીઓએ તો ઊંધી મત દીધેલ કે "તારા મોટા ભાઇ પાસેથી લીધાં નાણાં, તું પાછાં નહિ આપ તો પણ ચાલશે. **ભાઇ, ભાઇનું** જ ખાય તેમાં વળી ખોટું શું છે?"

પરંતુ પૂજ્ય! નિજમાં વ્યાવહારો તોડાવી, **અને ઊંધા માર્ગના ભયંકર ખાડામાં ધકેલતી;** તેવી ખોટી ઉશ્કેરણી ભરી મિથ્યા વાતો પર મેં તો કંઇ લક્ષ આપેલ જ નથી. આપ નાણાં સ્વીકારી લો. સર્વદા આપણામાં સંપગુણની વૃદ્ધિ જ બની રહે. બીજું એ છે કે અત્યારે હું ભૂંડામાં મોં ધાલીશ તો પણ મને સત્ય **બ્રહ્મ-ચિત્રગુપ્તની સાક્ષીએ પરભવમાં,** આપનો બળદ બની; હળમાં

દુઃખથી વહીને પણ અહીં લીધેલું કરજ તે સમયમાં જરૂર ચૂકવવું જ પડશે. (ભાઈ! એ છે અજ્ઞાની જીવડાના કર્મબીજની કહાણી, તેથી મેં વાત સુધારી લીધી જ પુરાણી.

વડીલઃ–પ્રિય ! એ નાણું મેં લીધાં. (લઈ, શ્રી લક્ષ્મીજીને વંદી; બહુ જ ખુશી થઇને પોતાના બન્ને હાથથી નાના ભાઇના હાથમાં નાણું પાછાં સોંપી તેની પીઠ થાબડીને) તમે વહાલાં નિત્ય રાજી અને સુખી રહો; એ જ લખ્યું ખાતું અત્યારે જ વળી ચૂક્યું. (ખાતું લખેલ પણ નહોતું.) હવે તમે કદી પણ એ ખાતા વિષેની ચર્ચા કરશો જ નહીં.

ના :– ( આંખોમાં જળ ભરાતાં, શિર નમાવીને અતિ ઉમંગથી. ) આપશ્રી સાથે, આ ક્ષુદ્રનો બહુ વર્ષોમાં સંપ થયાની મંગળ ભાવનાઓ જાણ્યે, દિવ્યદેશમાં બિરાજેલ આપણાં પૂ. પિતૃ અને માતુશ્રીઓનાં આત્માવાસી " **કારણ દેહનાં** " સૂક્ષ્માંશ ચૈતન્યહંસો અતિ હરખાતાં આશીર્વાદો જ દેશે. બંધુ ! મારી સંપવૃદ્ધિની ચાહના અંગે **એજ અને મારું ભાન ભાળવાની જ ઊર્મિઓ છે.**

* હું જ આનંદ નગરમાં વીરપુત્ર કાન્તિ પ્રત્યે, આપ શ્રીયુતના શુદ્ધ હૃદયમાં ગ્લાનિ કરાવનાર **પામર હતો!** ÷ આપ સભાપતિ સ્થાને બિરાજ્યા સમક્ષ હું મતિમંદથી કઠોર વાક્યો ઉચ્ચારનાર (પગોમાં ઢળતાં, આંસુનાં બે ચાર અમૂલ્ય બિન્દુઓ પણ શ્રીમાનનાં ચરણકમળો પર પડયાં. ( નરકગામી હતો!! શિવજીએ વિદ્યાવૃદ્ધિમાં ફાળો દેવા માટે તેના ગરીબ + પિતાજીને વહેલી પરોઢે ઉશ્કેરનાર હું **સંસ્કાર વિરોધી, સદ્કર્તવ્યહીણ અને ધર્મદ્રોહી તેમ પૂરો ચાડીખોર જ હતો!!!**

( ગળગળીને નમ્રભાવે કંઠ રૂંધાયો. )

**( આર્યોની ઉજ્જવળ સંસ્કાર રત્નરાશિની સૌંદર્યવૃદ્ધિથી, વિશ્વભરમાં )**
**સર્વદા દિપ્યમાન રહ્યું ક્ષમાનું અપૂર્વ વીરભૂષણ.**

મા :– (ભાઇજીને બેઠો કરી.) પ્રિય શ્રી નાનાલાલભાઈ! આટલું બધું દુઃખી થવાનું શું કારણ? સ્વઃઅંતઃકરણ–સમુદ્રે; સાત્ત્વિક વૃત્તિની લહેરોમાં શુભ ચિન્તવનરૂપી શેષશય્યાનાં દૈવીસિંહાસન પર સર્વદા યોગારૂઢે શોભિત, દેવેશ્વર સચ્ચિદાનંદઘન–શ્રી **નારાયણદેવજ–પરમ પિતા છે. એવા અખિલેશ્વર સરકારના સદૈવ ભરાયા રહ્યા પ્રેમમય નાટારંગોના વિશાળ અને સુંદર ભવનના દરબાર સમક્ષ ક્ષમા માગવી જ યોગ્ય છે. એજ સર્વજ્ઞ, શાસન કર્તા કરુણાળુ દેવદાતા,** આપણી ગુપ્તવૃત્તિઓમાં પળેપળ ઉદ્‌ભવતાં શુભાશુભનાં આછાં ચિન્તવનોને ત્રિકાળ–ત્રાજવે તોળી, અને સૌને કર્મફળ ભોગાવવા માટે ન્યાય કરે જ છે; **" તે કેવળ દિવ્યદયાની ક્ષમામૂર્તિ છે. "** કવિકુળ શિરોમણિ શ્રી તુલસીદાસજી ગંભીરપણે ગાય છે કે—

---

* યુ. ઉ. ભ્રાતૃભાવ. પુષ્પ ત્રીજું પૃ. ૬૧ માં વાંચવું. ÷ આગળનું પૃ. ૫૨ ની ચોથી હરોળમાં પુનઃ વાંચવું. + પાંખડી ૨૨ ની પૃ. માં વાંચવું.

" કર્મ પ્રધાન વિશ્વ કર રાખા! જો જીસ કરહિ સો તીસફલ ચાખા. "

વહાલા! તમે મારૂં કંઇ બગાડયું જ નથી, તેમ તમારી એ વલણુની વાતો પર મેં વિશેષ ધ્યાન પણ આપ્યું નથી. ભાઇ! તમને અત્યારે ઉપજી ભ્રાન્તિ ટાળવાને મારા જેવી અલ્પજીવી ક્ષુદ્ર અને વળી **નિમિત રહેલ વ્યકિત તરફથી ક્ષમા જ છે.**

બંધુ! તમે ગુણુવાનોથી સદ્‌બુદ્ધિ પ્રાપ્ત કરવાની શુભ લાગણી સાથે સર્વહિતના મંત્રોની સાધનાથી સદ્‌વિચારો કર્યે જ **અને સનાતન સત્યધાર્યાં વડે સજ્જન-સખા થતાં, ક્ષમાનું ભૂષણ તો તમે રહીને જ દીપો છો.**

મન, વચન અને કર્મ ઐકયથી સંભાળીને શુભમાર્ગમાં વર્તવું એજ **" દેવદુર્લભ માનવજીવનની ક્ષણોમાં નિત આરોગવાનો કલ્યાણી પ્રસાદ છે. "**

ના :– આપ દેવાત્મા વીરશ્રીનાં અમૃતમાં બોળ્યાં **પ્રિય અને મધુર વચનો** સાંભળી, મારા હૃદયનાં ઊંડાણમાં રહી સહી **બધી દુગ્ધા અહી જ ગઈ.** આપશ્રીનો દાસાનુદાસ નમી રહ્યો આપ પરમ કૃપાળુનાં **પ્રેમચરણમાં.** ઘર, કુટુંબ, ખેતી–વાડી અને ધર્મયુક્ત સાર્વજનિક હિતકાર્યોમાં નિજ લઘુબંધુ સદાય છે આપના જ **શરણમાં,** હર્ષવંત થઇને પ્રેમઆંસુઓ વહી રહ્યાં મારાં **નયનમાં.** (હાથ જોડી જ રાખ્યા.)

**આપણી અચળ શ્રદ્ધાને અધિક પ્રસારવી.**

બંધુપ્રેમની–સુંદરમૂર્તિના નિત્ય આરાધક પ્રિયમિત્ર! ઉત્સાહી વાંચક! જગતનાં **દરેક સુકાર્યોની** સત્ય વાતો સાંભળવાની અને સમજવાની સૂચના પણ ઘરનાં જનોને તરત આપવી, કે તેને તેઓ પણ ચીવટથી સાંભળી **તેનો પૂરો લાભ મેળવે,** એજ નિજ ગૃહસ્થાશ્રમમાં મહા મર્યાદાથી રહસ્યભર્યાં મંગળ મંદિરમાં સદા થતો જ રહેનાર **" સત્સંગ અને સ્વાધ્યાય યજ્ઞ છે. "**

( કુટુંબ સંપ સાંધવાના પૂનિત પ્રસંગમાં શ્રી નાનજીભાઇની **સૌ. ધર્મપત્ની** (શ્રીમતી વીરબાઇ) તથા સુપુત્ર **શ્રી કેશવલાલે** પણ અહીં પધારી સર્વને નીતિયુકત વંદન કર્યું. શ્રી ઓધવ, માધવની પ્રિય જોડલી જેમ **શ્રી કાન્તિલાલ તથા શ્રી કૃષ્ણદાસ,** વ્યાવહારિક કાર્યો કરીને ડેલી ઓળંગી આંગણામાં આવ્યા. એકાએક સ્વજનો પર દષ્ટિ પડતાં, શ્રી કાન્તિલાલે ત્યાંથી જ ભાવભીની વાણીથી કહ્યું–)

કા :– આજ અમારા વહાલા **પૂ. કાકાશ્રી તથા દયામૂર્તિ પૂ. કાકીશ્રી અને વિદ્યા દૈવતનું મહા વ્રતધારી પ્રિય સાક્ષરશ્રી લઘુબન્ધુનાં અમને નિજ આંગણે મંગળ દર્શન!** (હર્ષવંત) અદ્વૈતવ્યાપીનાં કરકમળોનાં કરુણા–કિરણોની અમ ગરીબો પર વૃષ્ટિ થઇ જ. (બંધુઓ બાજુમાં પહોંચી, યોગ્યપણે સર્વને વંદી; કાકીશ્રીને કુશળ પૂછયા. પૂ. વડીલશ્રીની આજ્ઞાએ તેઓ પણ સૌના પડખામાં બેઠા.)

ના :– ( પૂરા પ્રેમભાવે ) પ્રિયપુત્રો! હું સત્ય ધર્માવલંબીઓનો હવેથી નમ્ર સેવક છું. **અને આપનાં દર્શનની તીવ્ર ઇચ્છા પ્રગટતાં;** કુટુંબસ્નેહ–સરિતાની પવિત્ર-ધારામાં સ્નાન કર્યું અને મારામાં નિત બળતી **રહી દ્વેષાગ્નિ પરહરી,** શીતળ-

અંગ બનીને કૃતાર્થ જ થયો. જેથી હું સવેળાએ **આ ક્ષમામંદિરમાં** પૂજ્યશ્રીનાં નિર્મળગુણોનું સ્તવન કરવા અર્થે આવ્યો છું, મને નિહાળવા એ ( મા, દીકરો ) પણ હમણાં જ પૂ. **વડીલશ્રીઓનાં દર્શન માટે આવ્યાં છે.**

કા :– બહુ સારું. ( પ્રસન્ન વદને અને શાન્તિથી ) "**સ્વજન પ્રીતિથી**" સમદર્શી ત્રિભુવર તથા સુહૃદો રાજી રહે જ છે. પૂ. કાકાશ્રી કહો તો આપશ્રીને અત્યારે જે **પરમ ભ્રાતૃભાવે સત્ય** દર્શાવ્યું તે પહેલાં જ અનુભવ વૃદ્ધિથી નિરખ્યું હોત તો નિજ મોટાંઘરના સંપના અનન્યપણાનો ઐકયાનંદ નિહાળીને ફળિયાંનાં તથા ગ્રામ આદિ **શુભેચ્છુઓ બહુ જ રાજી થાત?** તો પણ જાગૃતિનો ઉજાશ જોઇ જ્ઞાન–વૃદ્ધોથી તિમિર ત્યાગની જટિલ સમસ્યાઓનો ઉકેલ કરી, **જીવનજયોતિને વધુ જાગ્રત કરતું પરમ સત્ય ધાર્યું એજ સિદ્ધિ ભરી; અમૂલ્ય સમયમાં પ્રાપ્ત થઈ રિધ્ધિ છે.**

ના :– ( પ્રસ્તાવાથી પુનઃ માથું ધૂણાવ્યું. ) વહાલા દીકરા! ભ્રમણાની વજ્રભિંત આડમાં હોય ત્યાં સુધી, ઘુવડ **જેમ** દિવસમાં આંખો મિંચી રાખવાથી **સર્વ પ્રભાવંત સૂર્યનાં** વિશાળ કિરણોનાં અપાર રહસ્યની ખબર ન જ પડે? પુત્ર! તેનાં પ્રકાશનો લાભ તો કેમ જ મેળવાય!! અલ્પમતિનાં–જડતા આવરણોથી કરીને સર્વનું હિત ન જ દર્શાય!!! "**સંગ તેવો જ રંગ, અન્ન તેવું મન અને આહાર તેવો ઓડકાર**" એ પૂ. શ્રી ગુરુદેવેશ્વરોની ઉચ્ચકોટિની કહેવતોનું સત્ય પ્રમાણ, મારા જેવા માર્ગ ભૂલ્યા! **અભાગીયા–મૂઢજીવોને!! રસ્તે ચાલવા સારું ઠીક દીવા દાંડીરૂપ જ છે.**

**હવેથી, વૃથાને તો વિસારવું જ.**

વહાલા વીર! રાતદિવસ એનાં અપૂર્ણ અંધારીયાં **થોથાં** જોવાં, સાંભળવાં અને વાંચવાં. **ગુપ્ત ગૂંથણી**, ઢંગધડા રહિત નિતની એજ વાટાઘાટો. પુણ્યધનના કશનું કુપાત્રોનાં પોષણમાં કરાતું **પાણી!** અને ઉચ્ચ વ્યકિતના ઉજ્જવળ યશ–સુવાસની થતી નિત, નિત **હાણી!!** તે કુસંગોથી મારો જીવનરસ ડહોળાઇને થયેલ **ધૂળધાણી!!!** ગુણીપુત્ર! ભેદભર્યાં સડાથી દૂષિત તથા **શ્રી છીઆભાઈ, શ્રી નારાયણ ભગત** અને **શ્રી હરિભાઈ** આદિ સચોટ સત્ય વાતો કહેનારા નિર્ભય તેમ શૂરા લેખકો અને વકતાઓ દ્વારા **તેમજ "પોલ" ના વાગેલા જબરા ઢોલથી** તે ગંદકી, મારાં જેવા ભોળાંનાં મનમાંથી હઠાવવા માટે મોટી **પ્રચાર** ડાંડીઓ વડે ફરી, ફરીથી ચૂંથાયો; ભોળાંઓનું અહિત કરનાર દુર્ગંધથી ગંધાતો, નારકી (ઝેરી) કીટાણુંઓથી ખદબદતો અને રાહદારી સુમાર્ગમાં પૂરો અળખામણો થયો, તે ઘૃણા–**મય ઉકરડો** ફરી વિખવાની નિરર્થક વાતો હું આજથી ભૂલું જ છું. કેમકે—

**ભાઈ! "જવું નહિ જેને ગામ, તેનું શીદને રે લેવું નામ."**

હું પાકટ વયમાં છાતી ઠોકીને કહું છું. કે "**स्वधर्मे निधनं श्रेयः**" "સ્વધર્મમાં મરવું શ્રેયકારક છે." હું હવેથી કટ્ટર સત્ય ધર્મીઓનો સાથી–

દાર થતાં, સૌનો જિજ્ઞાસુ સ્વજન બન્યો જ રહ્યો છું! "મહારત્ન મનુષ્યદેહની ચિંતામણિ અને પવિત્ર જ્ઞાનાનુભવ–ધનરાશિનો અંબાર આપનાર; દયાસિન્ધુનો" હું સત્ય–શૌર્યવંત–અમૃતપુત્ર જ છું.

**વહાલા વીરા, મેં હવે તો પ્રૌઢ જીવનમાં પણ કુશળતાથી સદ્કર્તવ્યો કરતા રહેવાની જ દઢતા ધારી છે.**

જે મારાં પ્રથમ વિચારોનાં પ્રિયમિત્રો છે તેમને જીવનહિત વાતો સમજાવી, તેઓને પણ ગંદી ખાડ અને "નગીના"ના પાણા નીચે દાબેલા એટલે તેમણે છૂપાવ્યા એવા ભેદી ભરમોથી સત્વર દૂર કરાવીને હું હવે ખરા બંધુ થયાનું જ પુણ્ય મેળવીશ. શ્રી કાન્તિવીર! એ મારી સ્વધર્મ પાલનના–વિશ્વાસથી, **આપ મહાજનો સમક્ષ પ્રાણપ્રતિજ્ઞા છે.** (સ્વજનો અતિ હર્ષથી પ્રફુલ્લિત જ બન્યાં.) મારી ઉમંગભરી આશા છે કે આપ સૌનો (તેની પીઠે હાથ રાખી.) કેશવ બે વરસમાં "**વિધાન**" નો પૂરો અનુભવ મેળવી, પુત્ર પણ સર્વસેવામાં બનતો સમયભોગ આપશે. હવે અમે ગરીબ બાળકોનું વિચાર અને વર્તન પૂ. **બાપુજીના** શુભનેમની રસાળતા સાથે જ છે.

મા:–પ્રિયભાઇ! તમારી કુટુંબ, મિત્રો અને સાથે પૂજ્ય સમાજસેવાની વ્યાપક શુભ લાગણીની વૃદ્ધિથી, હું અત્યંત ખુશી છું. સૌના લઘુબંધુઓ આપ ગુણગ્રાહી જેવા તીવ્રતાથી નીતિ રીતિપ્રિય અને હિતેચ્છુઓની સુઆજ્ઞાધારક નિર્મળવૃત્તિ જ હજો; મારા આપ પ્રિયવંતોને આશીર્વાદો છે, સર્વદા આનંદમાં જ રહો.

**જીવનમાં કુટુંબની જ સદાકાળ રહેનારી મંગળદાયી ભેટ.**

ભ્રાતૃાંમૃતના નિત્ય પ્યાલા પીતા રહેનાર મિત્રપ્રેમી વાંચક! શ્રી નાનજીભાઇ અને શ્રી કેશવલાલે શિષ્ટાચારે ઉભા થઇ, પૂ. **બાપુજીના** ચરણ–કમળોમાં વંદીને બાથ બીડી ભેટયા. શ્રી કાન્તિલાલ તથા શ્રી કૃષ્ણલાલને હર્ષભર્યાં હૈયાંથી યથાયોગ્ય પુનઃ પુનઃ ભેટયા. તેમણે કુટુંબમાતાજીનાં ચરણોમાં વંદીને **નમ્રતાએ ક્ષમા પણ માગી.**

શ્રી વીરબાઇએ મર્યાદાભર્યાં નમનથી, પૂજ્યશ્રીના "**સુખમાં રહો**" એ આશીર્વાદો પ્રાપ્ત કર્યાં. પ્રિયપુત્રોનાં વળી, વળી **ઓવારણાં તેમ મિઠડાં કર્યાં** અને ભાભીજીનાં તીર્થરૂપી–ચરણોમાં વંદી ભેટયાં. વધૂશ્રીએ હાથ સ્વચ્છ કરી રસોડા બહાર આવી પૂજ્યોને આદરથી નીતિપૂર્વક વંદી; પ્રિય દિયેરનાં ઓવારણાં કર્યાં. વહાલાં પૂ. કાકીશ્રી અને બન્ને પૂ. શ્રી વૃધ્ધ માતા (સાસુજી) ઓને નમ્રપણે નમી ચરણકમળો દાબ્યા. "**કુળ દીપાવીત પ્રિય ગુણીયલ વધુશ્રી ' સૌભાગ્યવંતી રહો**" એ ઉભય શ્રી બાઇજીઓનાં મંગળ આશીર્વાદોનું પ્રેમદાન મેળવ્યું. વીરબાઇએ તો જીવનમાં આજે જ સાસુ, વધૂશ્રી પ્રત્યેનું અંતરમાં અપૂર્વ સુખ માણ્યું. કુટુંબ મેળાપના મીઠા વિજયવંતા શુભ સમયમાં સૌનાં નેત્રોની–કયારીઓમાં હર્ષાનંદનાં આંસુઓ ભરાયાં અને પછી વડીલશ્રીની આજ્ઞાએ ધરતીપર બેઠાં.

ના:–પૂજ્યશ્રી ! (અતિ હર્ષપૂર્વક) આજની મંગળ ઘડીથી અમારી જીવનપળો ધન્ય કરવાની પહેલ થઈ. પ્રભુએ, શ્રી સુહૃદોએ અને આપ સમર્થશ્રીએ અમને ભ્રાતૃત્વનાં **મીઠાં વહાલથી સદ્‌બુધ્ધિનું–જ્ઞાનદાન આપ્યું** કે જે વડે અમે આપના પ્રીતિભર્યાં–ખોળામાં રહીને દુખ્ખાઓથી નિર્ભય થતાં, અમારૂં જીવનવૃક્ષ સુંદરપણે બહુ જ ફળ્યું છે. કેમકે **"પારસમણિનો સ્પર્શ થતાં જ લોઢું પણ સુવર્ણ થાય છે."** એ સત્યન્યાય મેં ગુરુજનોથી અને આજ પણ અનુભવ્યો.

મા:–એ તો આપણા પર સર્વદા **વહાલ દીનદયાળુ**–પરમ કૃપાળુનું જ રહ્યું છે માટે બુદ્ધિદાતાનો જ ઉપકાર નિત્ય સ્મૃતિમાં રાખવો.

(ભ્રાતૃગણ વાંચક ! સ્વજન, સ્નેહી અને અતિથિ આદિનું **સ્વાગત** પૂ. માતાઓ અને પૂ. બહેનો જ કરે છે, તેનું ઝગમગતું પ્રમાણ **મહાભારતમાં સતી શ્રી દ્રૌપદીનું છે.)**

કાન્તિની માતા:–(મૃદુતાથી) **વહાલા દિયેરજી !** ધર્મનાં ગૂઢ રહસ્યની પૂનિત વાતોનો મંગળ વિનોદ ફરી નિવૃત્તિના સમયમાં કરતા રહેજો. પૂ. ગોરશ્રી સૌને સમજાવે છે કે × **"सतं विहाय भोक्तव्यं" "હજાર કામ પડતાં મૂકીને વેળાસર જમવાની ટેવ રાખો."** તેથી સર્વે ઊઠો, મોં હાથ અને ચરણો ધોઇ; ભોજન સ્વીકારી લો.

ના:–(હાથ જોડીને) આપ પૂ. કુટુંબીજનો જમી લો. ત્યાં પણ...

વીરબાઈ:–(સમય સૂચકતાએ ધીરે તેમ મર્યાદાપૂર્ણ નીતિથી.) પૂ. શ્રી ભાભીજી ! હું રસોઇ તૈયાર કરી તેને **ઘરીમાં** ઠીક સાચવીને જ અહીં આવેલી છું, એટલે આપ સૌ જમો.

ગં:–(પરમ વહાલથી) પ્રિય બહેન ! એ રસોઇને સાંજે જમજો, સમજ્યાં ? અત્યારે **ભ્રાતૃનાં સ્નેહ બંધનનો પ્રેમપ્રસાદ સ્વીકારવો જ જોઇશે.** કુટુંબ અને સખામૈત્રીની વૃદ્ધિએ, પ્રસાદ લેવામાં આગ્રહ ન હોય ! કેમકે—

**ભક્તોએ ભાવે અર્પ્યો પાવન પ્રસાદ, શ્રી વિશ્વનાથજી પણ અત્યંત પ્રેમથી સ્વીકારે જ છે.**

નોધારાંનો આધાર **ભક્તવત્સલ ભૂધરો** પણ પ્રેમથી આરાધનાર વહાલાં ભક્તજનોની આત્મનિવેદન આદિ શરણાગતિને ક્ષણે ક્ષણે આધીન રહેલ, તેનું શાસ્ત્રો પ્રમાણ છે. દુર્યોધનના અહંવૃત્તિ ભર્યાં મેવા, મીઠાઈ આદિનો સત્કાર ન સ્વીકારતાં, પ્રભુજીની ઇચ્છાપર મગ્ન રહેતા ધર્માવતાર નિર્માની **ભક્ત શ્રી વિદુરજીની ભાજીને** શ્રી યોગેન્દ્રે; ત્રિભુવનનો તેમાં જ મહા અગમરસ એકત્ર મળવા જેમ આરોગી. પ્રેમમગ્ન **સવરીબાઇએ દીધાં બોરાંને આરોગનાર,** આર્તોને

× = ચરક **"આરોગ્ય વિજ્ઞાન"** શ્રી મિત્ર, વૈદરાજ ગોપાલજી કું. ઠક્કુર કૃત પૃ. ૫૧ માં વિશેષ વાંચવું અને આરોગ્યવૃદ્ધિનો પરમ લાભ મેળવવો.

ત્રિવિધ તાપોથી નિર્ભય કરનાર અને સર્વમાં "વૈશ્વાનર" રૂપે અપરોક્ષ રહ્યો; એજ ગરીબોનો સાચો બેલી પ્રિય સચ્ચિદાનંદઘન વિરાટ પ્રભુ છે. એમ ઉજ્જવળ સંસ્કૃતિના આદર્શે જ આપ સ્વજનો! ભાવપ્રસાદ સ્વીકારો.

(હવે તો શ્રી વડીલનાં વિશાળ હૃદયની પ્રેમપૂર્ણતા જ પ્રગટી રહી.)

મા:–ભાઇ! આ ઘર આપનું જ છે. જુદાઇનો કંઈ પણ અંદેશો ધારશો નહિ. બાજુનાં નિજ ઘરોને બહુ સમયથી મૂકી, પેલે ફળિયે ભાડાથી રહ્યાં પણ હવે અહીં જ રહેવું. ચાલો, (ભાઇ તથા પુત્રનો પરમ પ્રિયતાથી હાથ ઝાલીને) આપણને પૂ. ભૂવનેશ્વરી–અન્નપૂર્ણા માતુશ્રીએ જે નિધિનું દયાદાન આપેલ તે અમૃતભાવનો–પાવનપ્રસાદ પ્રીતિપૂર્ણ સ્વીકારી, ત્રિલોકીનાથનાં વિરાટ આકાશે અને તેનાં વિશાળ ઉદર–મંદિરમાં રમણ કરતાં આત્મઅંશ અણુંઓને બ્રહ્મભાવ–યજ્ઞથી તૃપ્ત કરીએ.

(નિજનો પશ્ચાતાપ જ હૃદયમાંનું દુષિતપણું હઠાવી, વૃત્તિઓના) મહામંડળને પાવન કરે છે.

નાઃ–(હાથ જોડી કરુણાથી) પૂ. સંસ્કાર સહાયક સખા! આપ શ્રીમાનજીના મીઠા પ્રેમભાવનો અમે ગરીબડાંને હર્ષથી સ્વીકાર જ છે. વિશ્વમાં સર્વના વડીલો આપ દેવતાસમાન–પુણ્યાત્મા અને લઘુબંધુ પ્રેમી જ હજો. મેં સત્સંગમાં શ્રી રામાયણનું પૂનિતવાક્ય શ્રવણ કરેલ તે પણ અત્યારે કામ જ આવ્યું. મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રજીએ બંધુશ્રી લક્ષ્મણજીને લંકાયુધ્ધમાં શક્તિ વાગતાં બંધુવિરહ પ્રગટાવેલ કે—

देशे देशे कलत्राणि देशे देशे च बान्धवाः ।
तं तु देशं न पश्यामि यत्र भ्राता सहोदरः ॥

સં. શ્રી વાલ્મીક રા. ૧૦૧-૧૪, પૃ. ૪૧૮.

ભા:–પ્રત્યેક દેશમાં સ્ત્રીઓ મળી શકે છે, હરેક દેશમાં જાતિ–ભાઇ પ્રાપ્ત થઈ શકે છે. પરંતુ એવો કોઇ દેશ દેખાતો નથી, જ્યાં સહોદર (ભાઇ) મળી શકતો હોય.

વહાલા! પૂજ્ય!! શ્રીયુત!!! આ નિજનું ઘર છે (ચકિત થઈને) તો પ...ણ શ્રી પ્રભુચરણમાંથી અમૃતવાહીની, વિશ્વવંદનિય, નિત્ય પરોપકારિણી... જગત્તારિણી જાહ્નવી–શ્રી ભાગીરથી–ગંગામાતુશ્રીનું પયામૃત પ્યાલા-લામાં લાવો? ત્રિભુવનપ્રિય દેવેશ્વરીનું, જિજ્ઞાસુવૃંદોને સદા સુકીત કરતું માહાત્મ્ય–જળનું ચરણામૃત પીતાં, (કરુણાથી કંઠ રુંધાયો.) જે પૂ. પૂર્વજોએ પરમ સત્ય સાચવ્યાંને અમે ભૂલેલાં! અરેરે!! તિમિરદળના વંટોળિયાથી બહુ ડૂબેલાં!! તે આપ દયાળુશ્રીની આ નિજ કુટુંબવાડી; પ્રેમવારીએ ખીલેલ સમક્ષ તન, મન, વાણી અને સુસંકલ્પોના શુભાચાર લક્ષણોથી શુધ્ધબુધ્ધયુક્ત બનીને વિશ્વેશ્વરનાં સત્યે જ શોભી રહ્યા સનાતન હિંડોળાપર ઝૂલિયે. આપ પવિત્રાત્મા–દેવાંશીઓની સાથે બિરાજીને ભોજન જમવાનો આજ પૂરો

અધિકાર લાભ પણ પ્રાપ્ત કરીએ. (બન્ને બંધુઓ તેમ જન મંડળનાં નયનોમાંથી પ્રથમના વિરહથી દુઃખાશ્રુઓ, તેમ વર્તમાને રસગુણના લ્હાવા લેવાના વહાલવૃદ્ધિથી સુખાશ્રુઓની ધારાઓ વહી જ રહી.

શ્રી મહાજનાત્માઓનાં મુખ-કમળમાંથી વર્ષે પવિત્રવાણીની-શ્રી જ્ઞાન-ગંગાની ધારા જ જિજ્ઞાસુઓને અખંડ કલ્યાણી શાન્તિ આપે છે.

આઃ-સુરીનર સમાન, શ્રીમાન સુંદરજીએ તેમ પ્રેમ પદાર્થ પ્રાપ્તિએ વિવેકી શ્રીયુત વાલજીબાપાએ તમને આપ્યા સદ્દુપદેશથી અને ભાઈ! તમે ક્ષમા માગવાના જ પશ્ચાતાપે, તમારાં જ મસ્તક-બુદ્ધિમય તંતુઓ ગરૂનનાં કૈલાસ શિખરથી સદૈવ અને અત્યારે પણ સુવિચારોના અમૃતધોધની જ્ઞાન-ગાયત્રીરૂપી-માતુશ્રી ત્રિવેણિ વહે છે, એ પિયૂષમાંથી સત્ય ચિન્તવન અને તેમ ગ્રહણના પ્રેમ પ્યાલા પીતાં તો તમે વૈદિકનાં કિશાળપણે પાવન થયાં જ છો.

(૧) આદર્શ પુરુષનું શાસ્ત્રાનુસાર મધુરું વાક્ય, માત્ર એક વાર શ્રવણ કરી; તેને ધારણાદિ નિદિધ્યાસન વડે જ તેના તાદશ થતા પ્રભાવે કરીને મનુષ્યોનાં કઈ જન્મોના પાતકો ધોવાય છે.

(૨) સત્સંગમાંથી ધર્મતત્ત્વની વિશાળ મહત્તા જાણી, સૂત્રાત્માને કણ, કણના ઘટાકાશ અને મહાકાશે વ્યાપક દર્શીને અંતઃકરણમાં હર્ષનાર અપરોક્ષાનુભવી; શ્રી સદ્દગુરુદેવની ધર્મદીક્ષાએ નિત્ય વર્તવાથી, એવાં અજ્ઞાન અભ્યાસીઓનાં હજારો જન્મોના પાપઓઘ ભસ્મ થાય છે.

बिबसहु जासु नाम नर कहहीं । जन्म अनेक रचित अघ दहहीं ॥

—શ્રી તુ. માનસ, રા. બાલકાંડ.

અર્થઃ-વિવશ થઈને (ઇચ્છા રહીત) પણ જેનું (પ્રભુ) નામ લીધાથી મનુષ્યોનાં અનેક જન્મોનાં કરેલાં પાપો બળી-ભસ્મ થાય છે.

(૪) પ્રિય શ્રી વિભુનું દિવ્યાભૂષણો સહીત, યમ, નિયમ આદિએ નિજ હૃદય-મંદિરમાં આભ્યાન કર્યાથી અમૃતનામ સ્મરતાં સ્મરતાં, આપણું મન હરનાર શ્રીજીની વિશ્વવ્યાપક પૂનિત જ્યોતિની-પ્રેમળ-મૂર્તિનું દર્શન થતાં જ ક્રોટાન-કોટિ જાણે અજાણે થયેલ પાપપુંજ ભસ્મ થાય છે.

(૫) यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

—શ્રી ગીતા, અ. ૪, મં. ૩૭, પૃ. ૧૮૦.

આઃ-કેમકે-હે અર્જુન! જેમ પ્રજ્વલિત અગ્નિ ઇંધણાને ભસ્મમય કરી દે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સંપૂર્ણ કર્મોને ભસ્મમય કરી દે છે,

(૬) તન, મન અને કુસંકલ્પોની શુદ્ધિ માટે આંતરિક પશ્ચાતાપ થવો એ જ પરમ શુદ્ધતા છે. આપ જેવા ચતુર, સમાજ સપુત-રત્નોના ધર્મગુણ

ધારણુથી જીવનની ઘડીઓ અને પળો સાર્થક થઇ! પાંચસો વરસની પેઢીઓ **પણ આ રીતે ઉજ્જવળ સંસ્કૃતિનો આદર્શ ગ્રહી તરી જ ગઈ!!** એવા સ્મૃતિશાસ્ત્રોના, પૂ. ઋષિવૃંદોના. પૂ. શ્રી સદ્‌ગુરુ દેવાત્માઓના અને સુહૃદોએ સમજાવ્યા તેમજ સમજાવાતા પવિત્ર અને અટલ સિધ્ધાંતો છે. એ સ્વરાષ્ટ્ર અને વિશ્વના વિદ્વાનોમાં દીવાકરરૂપે પ્રકાશી રહ્યા છે **માટે પ્રિયવંતોને આજના શુભ ટાંકણે એ સિધ્ધવ્રત જ વિજય અપાવશે.** મારો પણ એ જ બુલંદ ઘોષ છે.

**સૌ ભ્રાતૃઓનું પૂરણ પ્રેમવૃદ્ધિની સફળતાએ જ લક્ષ રહેલ છે.**

અંધશ્રધ્ધા–પિશાચ સામે યુક્તિ પ્રયુક્તિનાં સુતર્ક હથિયારોએ સજ્જ ધજ્જ બનેલા, બનતા અને બનવાને તૈયાર રહ્યા; આપણા સત્ય પ્રચારના વ્યુહ કુશળ વીર સૈનિકોના રક્ષણીય મહારથી યોધ્ધાઓને ધર્મયુધ્ધના મોરચામાં નિત્ય ઝઝુમી; વિજય અપાવવા માટે "**महाजनो येन गतः स पंथाः**" એ પુણ્યભર્યો ગૂઢ સિધ્ધાંત માર્ગ સ્વીકાર જ છે.

ભાઇ! મનને સુવિચારોથી દીર્ઘ કરી, **બ્રહ્માર્પણરૂપ પ્રસાદ સ્વીકારી લો,** એજ ભાગીરથીના માહાત્મ્યનું, તરતમાં મળેલ અમરબુટ્ટીનું ફળ સ્વભાયાતો અને જાતિના અભેદ કલેવરમાંથી ભ્રાંતીના–ક્ષયની અસાધ્ય વ્યાધિ નિવારવા માટે એ પશ્ચાતાપના ઉપચારો વડે તેમ સત્ય શ્રદ્ધાના ઓજસે આરોગ્યવંત રહ્યાનું, **સર્વમાં** દિપ્યું પ્રભુતાએ સંગઠનનું દિવ્યબળ અને ગૃહસ્થાશ્રમનાં શાન્તિ સરોવરમાં સંસ્કારોની પાલન પ્રીતિનોરસ સિંચવાથી; **દૈવી સંપદાનાં ઐશ્વર્ય–કમળો નિત્ય ખીલ્યાં જ રહેશે.**

ના :– પૂજ્ય! (હાથ જોડીને) શ્રી ગુરુવર્યોની અને આપ પ્રેમીજનોની ભલાઈ ભરી આત્મતૃપ્તિની–આનંદી વાતોનું રહસ્યામૃત પીવાથી, મારા મનમાંથી ભ્રમણાઓ મટી જ ગઇ!! જ્ઞાનનેત્રોથી વિશ્વેશ્વરની પ્રેમળ દિવ્યતા સર્વત્ર દર્શાઈ જ રહી!!!

**સાત્ત્વિક ભોજન કરવાનું મંગળ મહત્ત્વ.**

વહાલા વાંચક વીરશ્રી! જમવા બેસેલ **મોઘેરા મહેમાનો** સમક્ષ પાટલા પર કાંસાની ચળકતી મોટી થાળીઓ તેની બાજુમાં તેવા જ વાટકા આદિ વાસણો રખાયાં. શ્રી ગંગાબાઇ દ્વારા **કંસાર** અને તેના પર ઘી, સાકર તથા બાજુમાં ભાત પિરસાયાં. ક્રમવાર શાક, દાળ,ચટણી અને લીંબું, આદુ આદિ વસાણુંભર્યાં **સુગંધીત અથાણાં**, પાપડ પછી જળ ભરેલ ત્રાંબા, પિત્તળના તે પર પ્યાલાં ઢાંકયા ઉજ્જ્વળ **કળશ** પણ રખાયા. નિત્ય નિયમે તે હવિષનું. "**બલી વિશ્વદેવે**" હોમ સારું નાની વેદીમાં અગ્નિદેવ ધરાવ્યો.

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।**
**ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥**

–શ્રી ગીતા અ. ૪. મં. ૨૪ પૃ. ૧૭૨.

અ :- અર્પણ અર્થાત્ શ્રુવાદિક સાધનો (પણ) **બ્રહ્મ** છે (અને) હવિ અર્થાત્ હવન કરવા યોગ્ય દ્રવ્ય (પણ) **બ્રહ્મ** છે. (અને) બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ કર્તા વડે (જે) હવન કરાય છે (તે પણ બ્રહ્મ જ છે તેથી કરી) બ્રહ્મરૂપ કર્મમાં સમાધિસ્થ થયેલા તે પુરુષો વડે (જે) પ્રાપ્તિ થવા યોગ્ય છે (તે પણ) **બ્રહ્મ** જ છે.

(૧) **પ્રાણાય** સ્વાહા, (૨) **અપાનાય** સ્વાહા, (૩) **વ્યાનાય** સ્વાહા, (૪) ઉદા-નાય સ્વાહા, **સમાનાય** સ્વાહા, (એમ પંચપ્રાણોની તૃપ્તિએ અગ્નિદેવને મંત્રોથી આહૂતિઓ અર્પીને આચમન લઇ જમવાનું શરૂ કર્યું.)

**ગૃહસ્થાશ્રમમાં શિશુ કલ્લોલ જ સંસારલીલાનું સર્વદા સૌંદર્યભર્યું તેમ પ્રત્યેક ક્ષણમાં આનંદ માણવા માટે ફળદાયી ઉદ્યાન પ્રાપ્ત રહ્યું છે.**

**શ્રી** કેશવલાલે, **વિનેન્દ્રકુમાર** (શ્રી કાન્તિનો પુત્ર તેની વય ચાર વર્ષની હતી.) ને વિશુદ્ધ પ્યારથી પોતાની બાજુમાં જ બેસાડેલ. તેણે પ્રથમનો કોળિઓ અને પાપડનો કકડો બાબાના મુખમાં આપ્યો. હાથ ધોઇ બીજો કોળિઓ સ્વયં લઇ "**આરોગ્ય વિજ્ઞાને**" ચાવી ઉદરમાં ઉતારીને આનંદથી પૂછ્યું. "વિનુ! આજનાં ભોજનનો સ્વાદ કેટલો બધો મધુર છે? (હાથ ધોતાં, ફરી કોળિઓ આપી) લે પ્રિયભાઇ! આ વાલોળ અને તુવેરનું શાક, **સાથે આદુ અને રોટી-નાની લગીરેક ચટણી.**"

**શ્રી** કૃષ્ણદાસેઃ- સ્વયં વહાલા કાકાશ્રીએ, ભત્રીજાનાં મંગળ મુખડામાં મૂકયા પ્રથમ ગ્રાસના વ્યંજન કણોમાં અમૃતનો જ સ્વાદ ભર્યો છે.

કે :- **એતો મ્હારો વહાલો વિનેન્દ્ર જ કહેશે.** કેમ વિનુ ભાઇ! મ્હારા આપ્યા ગ્રાસનો સ્વાદ કેવો છે? (ચિબુકે હાથ રાખી, સહેજ જુકી તેમ સ્મિતહાસ્યે પૂછ્યું.)

વિનુઃ- **એ તો મધુડો છે.** (એ તોતલી, તીણી અને મિષ્ટ વાણી સાંભળીને સર્વ-જનો પુત્રવાત્સલ્યે પૂર્ણપણે હસ્યાં, શિશુનાં કલ્લોલની નિર્મળતાના રસ-સિન્ધુમાં ગરકાવ થતાં વધુ આનંદી જ બન્યાં. ત્યારે શ્રીદાદી દ્વારા, બિનુ આગળ સામગ્રી પીરસી નાની થાળી પણ રખાઇ.)

(**શ્રી કંકુબાઈ** વિનેન્દ્રની માતાજી, રસોડાનાં બારણાંની આડમાં ઉભી રહીને **દેવમૂર્તિસમા-આત્મપ્યારા વિનુ અને શ્રી કેશવ દિયરનો** વિશુદ્ધાનંદ નિહા-ળતી; હૃદય કમળમાં માતૃત્વપદનું અપાર હર્ષભર્યું સુખ માણીને **વહાલાં શ્રી બાઇજીની** આજ્ઞાએ તેમને જ ભોજનથી ભરેલ વાનીઓનાં વાસણો તથા તે સાથે જ વખતપર છાશની **ભરી માટલી** દેવા માટે રસિકપણાથી રાહ નિહાળી રહેલ. વાંચક! પરિવારનાં જનોએ પ્રેમથી ભોજન કર્યાં પછી, ઓસરીમાં યથાસ્થાને બેસી **મુખવાસ** પણ **લીધો.** બોલો શ્રી અન્નપૂર્ણાં માતની જય.)



## પાંખડી પચીસમી.

### આપણી આજની વાતોનું લેખચિત્ર.

ના :– ( ભેગાં બેસી, હિતવાતો કરવા પછી ) પૂજ્યશ્રી ! વિનુનું સગપણ કર્યાં માટે સારાં સગાં તો નિહાળ્યાં હશે ?

મા :– ( મૃદુપણે હસી ) તમે જ વિચારી જુઓ કે આપે પ્રિય કેશવની સગાઇ તો કરી નથી અને શિશુ વિષે જ પૂછ્યું ! ભાઇ ! તમે જ સારાં સગાં ક્યારે ખોળશો ? સમજ્યા, એજ પ્રથમ કહોને ?

ના :– એવી વાતોને (હાથ જોડી) હવેથી તો અમારાં, **આપ હિતસ્વી પૂ. માવતરોએ જ વિચારવાની** છે.

ગં :– બાળકો ભણી–ગણી નિપુણ થાય ત્યાં સુધી તેનાં સગપણો ન જ કરવાની અને તે નિંદ્ય કુપ્રથાને ત્યાગી, **યુવાનોનાં બ્રહ્મચર્ય પાલન પછી યોગ્યવયમાં એ દૈવી લગ્નનો સંસ્કાર કર્યાનો "બહુમતિથી** ઠરાવ" કરાયો છે.

મા :– એ તો તમે તેમ તમારી તરુણી, પ્રૌઢાઓ, વૃદ્ધા સાહેલીઓ અને **શ્રી સાસુજીઓ** મળી, એ કુરિવાજ ઘરના ઉંબરામાંથી **પૂરાબળથી ( વાટાઘાટનો પ્રચાર ) અને ચીવટ ચતુરાઇની કળથી હડસેલશો; ત્યારે જ તે કુપ્રથા બંધ થશે.** કાન્તિવાન વીરો નિર્માતાં તેઓજ દિર્ઘાયુથી, સંસારમાં નીતિરીતિનું પરમસુખ માણશે. અમે વારંવારે ભેગા થઇને લાપશી ખૂટાડી ઓજરાં ભરતા અને ત્યાંજ ખૂણામાં પડી રહીને ઓજરતાઓ સાથે; ÷ "ઠરાવો" કરતાં ઘણું જ બળ **બતાવતા મૂછાળાઓની તાજ માનમર્યાદા જળવાય.** એ પણ હાલમાં તો તમે સ્રીવર્ગના ગૃહરાજ્યનો જ પૂરો અધિકાર છે ને ?

ના :– આપશ્રીનું, **મારી પૂ. ભાભીશ્રીને કહેવું** સાવ સત્ય જ છે. બારવરસ પહેલાં ચાર, પાંચ વખત ચિ. કેશવનું સગપણ થવા વિષે **તે ફળિયે ગઇઢાં બૈરાં,** વૃદ્ધો **અને પ્રૌઢા વહુવારુઓમાં** વાતો ચર્ચાતાં છેલ્લા વખતમાં તો બાઇ, ભાઇ તેમ બાળકોનો સાંકડા આંગણે ઉભરાવો થતાં, **ઉમંગથી બે દશશેરા** સાકર પણ **વહેંચાઈ હતી !** તે વાત કેશવના કાને પહોંચતાં જ તેણે હિતેષીદ્વારા અમને કહેવરાવેલ કે "હું વિદ્યાભ્યાસ પૂરો કરું, **મારા ગૃહસ્થનો ભાર;** તમે પાળક પર ન રહેતાં અને હું ધર્મ, ઉદ્યોગ અને અર્થ આદિની પ્રાપ્તિથી વહેવારો ઠીક સંભાળું **તેમ સમાજની સાથે બનતી રાષ્ટ્રિયસેવા સમજીને કરતો થાઉં, ત્યાં સુધી મારા માટે એ નિરર્થક વાત ચર્ચશો જ નહીં."**

---

÷ ૧. સં. ૨૦૦૨માં નખત્રાણામાં બંધારણ કર્યાની નોંધ જોવી.
÷ ૨. સં. ૨૦૧૦ ના ચૈત્રમાં બેદલપુરા, હીરાપર (ગુજરાત) માં વિદ્યાપ્રેમીઓએ મળીને સમાજ હિતના ઠરાવો કર્યાનું અવલોકન કરી, તે પ્રમાણે લાભ મેળવવા માટે સૌએ જરૂર વરતવું જ જોઇએ. લેખક.

મા :- ( આશ્ચર્યથી, મગ્ન થઇ ) **ધન્ય! ધન્ય!! બહુ જ ધન્ય!!!** પૂ. શ્રી સુંદરજી વડીલની ઉપદેશ-પ્રસાદિ આરોગતાં **કિશોરો અને યુવકોની સારગ્રાહી તીક્ષ્ણ બુદ્ધિઓમાં, બ્રહ્મચર્ય પાલનના મહિમાએ ઓજસ ઝળકયું.** વિવેકી પ્રિયપુત્રોની બુદ્ધિવૃદ્ધિએ, જીવનમાં પ્રજ્ઞાની-પ્રભા ખીલવવાની સંયમ લગ્ની વડે કલ્યાણ હો.

**જીવન કર્તવ્યોમાં નિશ્ચયપણું જ ધારવું.**

શ્રી નાનજીભાઇ! કોઇનાં બાળકો આજ સુધી કુંવારાં, તો રહ્યાં જ નથી. વિધાતા જેમને જન્મ આપે છે, તેનાં લેણદેણનું બંધન પણ તે, તે જીવ સાથે પ્રથમથી જ નિર્માણ રહેલ છે. જેથી નિત્ય નકામો વલવલાટ કરવાથી શું થવાનું છે! જીવ (બાળક) માતાના ગર્ભમાં હોય છે ત્યાંથી જ તેની **સગાઈ** કયાં કરવી, કેટલું ખરચ કરી **પરણાવવાં,** આણું પિયાણામાં મળતીયાં સગાઓ, ભાઇભાંડુને જમાડવાની **પંગતોનો** સુમેળ સાચવવો આદિ નિરર્થક કલ્પનાની હારમાળા ગૂંથણીની વૃથા ચિંતાઓથી; જ્ઞાનના અભાવે **ઓછી બુદ્ધિવાળાંનાં કાળજાં કોરાઈ જ રહેલ છે!**

ના :- એવી નિત ચિંતા રાખવી તે તો નકામી છે. **પ્રભુ, સૌ પ્રાણીઓનો** સદાય રખવાળો જ રહેલ છે.

( એમ કુટુંબરસના અનેક વિધ સ્નેહથી રંગેલ ઐકયતાની અનુકરણીય મર્યાદા-સંપન્ન યશવંતી ધ્વજા ચૌદિશામાં ફરકતાં, **સર્વને ભ્રાતૃભાવના** પૂનિતમાર્ગે પહોંચવાને કેન્દ્રમય દર્શાઇ રહી. સૌ પ્રેમભંરી વાણીથી બોલો? સંગઠ્ઠને સંપીલાં અને સુતરના કાચા તાંતણા સંભાળવા જેમ વ્યાવહારો સાચવવામાં પરસ્પર રસીલાં રહેલ ભાઇ, મિત્ર, પાડોશી અને સ્નેહીઓ સાથે રાષ્ટ્રનાં જનગણવૃંદની **મંગળમયી જય હો! જય હો!! જય હો!!!** )

**પૂ. વડીલોનું સ્વાગત અને તેઓશ્રીના આગામી શુભ સંદેશ.**

એજ પૂનિત સમયમાં પૂ. શ્રી સુંદરજી, શ્રી વાશણબાપા અને શ્રી શાસ્ત્રીજી એ **વિદ્વાન ત્રિપુટી** શ્રીમાનને મળવા માટે આવેલ. (ડેલી વટાવતાં) હર્ષવૃદ્ધિથી પુરુષવર્ગ સામે ગયો. વડીલોને વિનયથી નમસ્કારોએ સન્માની, ઓસરીમાં પાથરણાં પર બેસારી પોતે બેઠા. મહિલામંડળ પણ પૂજ્યોને વિવેકે વંદી યોગ્ય સ્થાનમાં બિરાજ્યું. શ્રી વડીલોએ કુશળ પૂછતાં શ્રીમાન માધવજીભાઈથી કુટુંબ ઐકયની હિત-વાતો વિસ્તારથી જાણી, **શુભચિંતકોએ હર્ષ પ્રગટાવ્યો.** શ્રી નાનજીભાઈ તથા તેના કુળદીપકને ધન્યવાદો આપ્યા કે-"**ધોળીકુળના વિશુધ્ધ સંપની ધ્વજા સદા ફરકતી જ રહેવાની.**"

**— દૈવતની કળાનો અનુભવ. —**

**શ્રી** શાસ્ત્રીજીએ:-વિવેક તો છે ન કહ્યાનો પણ અમારાથી અત્યારે સર્વનું હિત થવાની સ્નેહધારાએ કહેવાય છે. શ્રી નાનજીભાઇ! આપશ્રીનો શુભલક્ષણો-બાવનવીર-સુપુત્ર **ભવિષ્યમાં જનગણહિત-યજ્ઞમાં હોતા બનીને સેવામાં**

**મહત્ત્વભર્યો ભાગ લેશે,** એમ પ્રિયપુત્રનાં લલાટપરની ઉજ્જવળ રેખાકાન્તિ શુભ ચિન્હોએ દીપી જ રહી છે.

નાઃ–(હાથ જોડી, વંદી) એ સઘળો પ્રતાપ આપ સુદર્શનીય શ્રી વિભૂતિઓના સ્નેહામૃત–આશીર્વાદનો જ રહ્યો છે.

(શ્રી કેશવ વિદ્યાધ્યયન વૃદ્ધિની પ્રભુતા વડે સમાજ સાથે રાષ્ટ્રિય જનગણ-હિતની સાધનામાં આશાપૂર્તિએ **તારલો** જણુકતાં, શ્રીમાનોની ત્રિપુટીએ ઉમંગથી **વીરપુત્રની** પીઠ થાબડીને ક્રમથી કહ્યું.) **"પ્રભાવંત કુમાર! તું દિવ્ય જ્ઞાનનાં પરાક્રમનો પુણ્યપુંજ મેળવીને તત્ત્વગ્રહણના દીવાદાંડીમય બની, પચીસ વરસ કે તેથી વધુ અડતાળીસ વર્ષની આયુ સુધી નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળવામાં ઓજસે; જીવનજ્યોતિ જગમગાવી ગરીબ બાલુડાંઓને વધુ કેળવાવવા માટે પ્રકાશમાર્ગ દર્શીત–અનુભવાર્થી થજે.** અમે તારું દેદીપ્ય-માન જીવનસુરેખાનું દર્શન કરતાં આછી આંકણી કરેલ છે. અમારો સ્વાનુભવ ઝળકી રહે એમ **ગુણીવીર!** તારી જ્ઞાનઉષાથી પ્રગટતા **અભ્યાસ–અરુણની** ગુણ-કિરણોને ધન્યવંત કરવા સારું અને સદાય સત્યબોધના **દાનવીર રહેવા માટે મહાન પુરુષાર્થ આદરજે. સર્વશક્તિમાન ઐશ્વર્યદાતા, બુદ્ધિપ્રદાતા, ત્હારી જ્ઞાન અને વિજ્ઞાન વિભૂતિની પ્રજ્ઞા વૃદ્ધિમાં સર્વદા કલ્યાણ કરે.** એજ અમે પાકાંપાન–વૃધ્ધોના પ્રીતિભર્યા આશીર્વાદો છે." (ત્રણે પૂજ્યોએ ક્રમથી પ્રિય-વંત પુત્રના શિરપર કર–કમળ ધર્યાં. સદ્ગુણી સુપુત્રે ઊઠીને ક્રમપૂર્વક પૂ. શ્રી ગુરુ-દેવ–વડીલોનાં ચરણકમળોમાં શિષ્ઠાચારે પૂજનપૂર્વક વંદનનું વહાલ કર્યું.)

સુંઃ–શ્રી નાનજીભાઈ! શ્રીમાનજીએ જેમ આપશ્રીને બાથમાં રાખી સાચવ્યા તેમ પ્રત્યેક હિતચિંતકો, સ્વબાંધવોને સુધારવાની પ્રીતિની પ્રગતીથી કરીને ઉગતી પ્રભાતે જ આર્યાવૃત્તે ભાંડુઓનાં ગૃહસ્થાશ્રમ મંદિરોમાં નીતિરીતિનાં સુગંધ પ્રસારેલ અદ્વૈત વાતાવરણથી **સૌના જયનાદનો મંગલ ઘંટારવ ગુંજશે; અમારા એજ મિત્ર-પ્રેમ વૃદ્ધિના ઉદ્ભવ્યા સહર્ષ ઉદ્ગારો છે.**

નાઃ–પૂ. શ્રી ગુરુદેવ! (હાથ જોડી નમીને) જીવનમાં બહુ જ આનંદમયી વાત.

વ. વાશણુઃ–(રહસ્યભરેલ વાતોના અનુભવથી ઉમંગપૂર્ણ બની.) ઉગતા દિવસના મધ્યાનમાં શ્રી સુંદરજીભાઇ, શ્રી શાસ્ત્રીજી બ્રહ્મદેવ, શ્રી વૈદ્યરાજ, શ્રીમાન ઠાકોરશ્રી, ડૉકટરશ્રી, શ્રી મોતીશા અને શ્રી ઠક્કુર આદિ આપ સત્સંગ પ્રેમીઓનું; આપશ્રી-ઓના (આ) પ્રેમીજનને **ઘેર ભાવપ્રસાદ સ્વીકારવાનું અત્યારથી જ આમંત્રણ છે.**

શ્રી શાસ્ત્રીજીઃ–ધન્યવાદ! (ખુશી થતાં) **એમ પ્રીતિભોજનના સ્નેહભર્યા ભ્રાતૃત્વે,** આપણે ભારતીય શિશુઓની જીવનઉષામાં "**संवो मनांसि जानताम्**" **વેદો, સ્મૃતિ તેમ પૂ. શ્રી બાપુજીના** બોધ્યા ગુણકર્મના વર્ણાશ્રમ આદિ જનવૃંદમાં પરસ્પર રાષ્ટ્રિય પ્રેમપાલનના વિસ્તૃત વિચારોનાં રહસ્ય નિભાવ્યાની અદ્વૈતતાએ;

પુનઃ રામરાજ્યની પરિમળ પ્રસારથી સ્વર્ગતુલ્ય ભારતવર્ષનું જનગૌરવ સર્વત્ર ઝળહળતું જ રહેવાનું. એમ વિશાળ પ્રેમભાવની નિત્ય વૃદ્ધિ જ કરી.

સજ્જનવૃંદે પણ ગૃહસ્થાશ્રમીઓએ જીવનમાં સુખ, દુઃખ સહી; નીતિરીતિની પાલન પ્રીતિમાં દૃઢ રહી; સંતાનોને આદિત્ય બ્રહ્મચર્ય વ્રતના દિવ્ય સંસ્કારોએ શિક્ષા અને દીક્ષાવંત કેળવવા સાથે, ભક્તોનાં ત્યાગવ્રતોથી સાદાઈ ગુણોની પુષ્કળ હિતવાતોનો સત્સંગ અને સ્વાધ્યાયનો પ્રસાદ આરોગી; સંધ્યા અને × વાળુ માટે નિજ સ્થાનમાં પધારેલ.

ગુણચંદ્રિકા પ્રાપ્તિએ ચકોર દૃષ્ટિ અને હંસવૃત્તિથી નીરક્ષીરના ન્યાયવંત પ્રિય વાંચક મિત્ર ! આપણે પણ સંધ્યાએ, આત્મવહાલા શ્રી ઇષ્ટદેવ દર્શનનાં પવિત્ર કર્મથી નિવૃત્ત થઇએ. પછી મિત્રપત્રોમાં પવિત્ર ભાવોને અવલોકવાના મહા સત્સંગના સ્વાધ્યાય ભણી દૃષ્ટિ વાળી તેમાંથી જીવનહિતની સુવાસ ગ્રહીને નિજ અનુશીલનમાં જ ઉતારીએ. ૐ આનંદદાતા શિવ! ત્હારા વિરાટ ચૈતન્યનો અંશમય છે પ્રત્યેક જીવ.

---

## પાંખડી છવ્વીસમી.

### મિત્ર પત્રોમાં પ્રેમ–સુવાસ.

24-Nov-1955

— પત્ર બીજો — આનંદનગર સં. ૨૦૧૨ કા. સુ.

॥ ઓરમ્ ॥ ૧૦ ગુરુવારનો બીજો પહોર.

**પ્રેમ સર્વદા પવિત્ર જ છે.**

પ્રેમપુર સ્થાને પરમ પ્રિય મિત્રો ! બહુ સમયથી જન્મભૂમિમાં રહીને અનન્ય-ભાવે વિદ્યાવૃદ્ધિથી જન હિત સાધતાં રહેતાં, સૌ ધન્યવાદને જ પાત્ર છો.

* વર્તમાનના સમાચારોની લાગણીઓ મૂર્તિમંત કરી, પ્રેમ પરિમળે મ્હેકતો અને પૂર્ણોપમા આદિ અલંકારોના સૌંદર્યરંગથી ચિત્રણ કર્યો; આપશ્રીઓનો પાંચ-મનો લખેલ કૃપાપત્ર મને બે દિવસ મોડો એટલે આજ દશમની સવારમાં પ્રાપ્ત થયો છે. તેમાં મેં પ્રત્યેક અક્ષરો, વાક્યો અને લીટીઓને પુનઃ પુનઃ અવલોકી, તેનાં સ્નેહામૃતનાં ઝરણાંમાંથી અંજલિયો ભરીને પીતાં હું તૃપ્તિ જ પામ્યો છું. હું સહર્ષ મનોવેગે, આપના સ્નેહસમુદ્રની લ્હેરોમાં ડૂબકીઓ લઇ આપશ્રીઓને સાક્ષાત્ ભેટયો છું, એવો નિજાત્મામાં આનંદ માણ્યો છે.

આપણી પ્રથમ ભેટનાં સ્મરણોની મીઠાશ તો અત્યારે પણ પત્ર–પાત્રોમાં અમૃત સિંચનનાં બિન્દુઓમય પ્રાપ્ત જ છે, પુનઃ સમય મળવાથી ભેટશું. જે પ્રેમ હૃદયપટમાં અંકુરિત થયેલ તે વિશ્વવંદિત અને વિરાટે જ વ્યાપ્યો પવિત્ર

---

× = વ્હાલું–પ્રિય, એમ નિર્ણયથી તે શબ્દ પ્રથમ યોજાયો હોવો જોઇએ. લેખક.

* આગળ પાનું ૫ માં પુનઃ વાંચી જોવું અને લાભ મેળવવો.

**પદાર્થ** છે, વિશુદ્ધ પ્રેમ નિત્ય નૂતન ભાવનાવાહી, દૂરને નીકટમાં દર્શાવીને ભેટાવનાર; ચુંબકરૂપે અગમ્ય સાધનાની વિભૂતિ જ છે.

મિત્રો! મ્હારાં ચર્મ ચક્ષુઓથી દૂર છો રહ્યા! છતાં સૌનો અનન્ય પ્રેમ અતિ આકર્ષક છે. આપણાં પ્રકૃતિ–સ્થૂલો જુદાં દર્શાય છે, પરંતુ "**સૂત્રાત્મા**" ની માળાના મણકામય આત્મમિલન હરક્ષણમાં સમન્વયે જ રહેલ છે! નિજ હૃદયની ભૂમિપર વિશુદ્ધ મન મંદિરમાં **મિત્રભાવનાની પ્રેમ–પ્રતિમાઓ ભાવિની સૌંદર્યપૂર્ણ ગર્ભગુહામાં અવિચળ રહે મ્હારી પ્રિયવર પ્રત્યે એજ ભિક્ષાવૃત્તિ છે.**

**રસપાન મળતું જ રહે.**

આપશ્રીઓના વિશુદ્ધ પ્રેમધર્મને હું દ્વંદ્વાદિએ પણ નહિ જ ભૂલું, એટલે ચાંદનીની **શીતળતામાં** કે ગ્રીષ્મમાં સૂર્યની સપ્તરંગી કિરણોના પ્રખર **તાપમાં.** નીરોગી અથવા તો **રોગી.** તવંગર કે **ગરીબ.** ડહાપણ ભર્યો અથવા તો ગાંડો–**ઘેલો. પ્રેમી કે ફિતુરી.** સુંદર **શહેર** વા પવિત્ર **ગામડામાં.** મેડી કે ઘાસ છાયાં **ઝૂંપડામાં.** ગાડે કે **પગપાળો.** સીધી સપાટી પર અથવા તો પર્વતના **શિખરે.** ગાજ-વીજ સાથે મુશળધાર વરસાદમાં વા કકડતી **ઠંડી રાત્રિમાં.** નદી, તળાવ કે કિરતા-રનું કીર્તન કરી રહ્યા ઘુઘવતા સાગરના કિનારા પર વા **મરુભૂમિમાં.** સૌંદર્યપૂર્ણ વિવિધ કર્તવ્ય આદિ કારીગરી અને કૃષિકારના સ્વાશ્રયી જીવનમાં કે નિસ્પૃહે માયાના **ત્યાગમાં.** મનમોંઘેરા મિત્રોની ગોષ્ટિઓમાં કે સત્ય વિતરણે (લોક સંગ્રહ) કૃપાળુની નવધાભક્તિનાં અંગોની **સાધનામાં લીન થયે.** સુખસેજે અથવા તો **મૃત્યુશય્યાએ.** સ્વર્ગ વા **નર્કકુંડમાં** પણ વહાલા દયાળુની સાક્ષીએ ભાવશુદ્ધિથી મિત્ર, સમાજ, બ્રહદ્‌રાષ્ટ્ર અને "**सर्वे सुखीनः भवन्तु**" એ પૂ શ્રી સદ્‌ગુરુદેવોએ ઉપદેશ્યાં વિશ્વહિત અમરવાકયોને મનમંદિરમાં જપતો જ રહું. **સુમિત્રોનું મંગળ મિલન રહો, એ ચંદ્રોદયરસનું પાન કરતો જ રહું.**

**આનંદી ક્ષણોનું મીઠું સ્મરણ.**

મિત્રો! આપણે તો નિત્ય નિકટમાં બેસી, હૃદયો મીલાવી ભેટવાનું સૌને તાજું સ્મરણ રહ્યું જ છે. આપણું એજ **આનંદનગર** અને જગત ઝાડવામાં ત્રિગુણ–ત્રાગડાઓથી ગૂંથેલ માળાના–એકજ સ્થાનમાં રહી, પ્રભુનામ સ્મરણના પરમ લાભદાયી મૃદુ અને મીઠા ચણ સાથે ધર્મતત્ત્વથી ભર્યાં સ્નેહ ઝરણનાં–શીતળજળ પીતાં રહેવાની આશા સેવીત; જગદિશ્વરીનાં વાત્સલ્યે પંપાળ્યાં અને એ પ્રિયશ્રીની હુંફાળી ગોદમાં આળોટીને ઉઝરતાં પાંખો વિનાનાં **તેમ અલ્પવાણી ઉચ્ચારતાં પંખેરૂઓ જ છીએ.**

પૂ. પાળકો એ દ્વંદ્વાદિએ રક્ષેલ ઋણુબંધન–ગૃહાંગણે, આપણે પ્રિય કુટુંબની –ઘટાદાર વૃક્ષની રૂપાળી ડાળીપર નિર્ભયથી બેસી; મોંઘાં મનોરથોની પૂર્તિએ તીણી ચાંચો ઉઘાડીને સુસ્વાદુ–મિષ્ટરસ ભર્યાં આરોગ્યવર્ધક કુમળાં અને સાહિત્ય નિર્ણયથી પાકયાં ફળો આરોગેલાં, એટલે નિત્ય કરાયલાં **સાત્ત્વિક વાર્ણનો, વિવે-**

**ચનો અને વિવરણોની ગોષ્ઠિઓ છે. એવા આદર્શ વિચારોમાં મનન અને નિદિધ્યાસનરૂપ પાંખો પહોળી કરી, અનુભવ–ચંદ્રિકાએ વૈદિક–મોતીડાંના પ્રેમળચારો ચૂગવા માટે જ્ઞાન-ગગનમાં ઉડીને લાંબી મીટ માંડેલ.**

**અધિકારીઓને આ સઘળું વિશ્વ પ્રેમમય દર્શાય જ છે.**

પ્રેમી આત્માઓ! પરમાર્થ પ્રેમ જ અલૌકિક પદાર્થ છે તે **રસરાજ પ્રભુને સંતોની પરમ વિભૂતિએ વહાલો છે.** જીવમાત્રને ઉર્ધ્વ ભૂમિકાએ જવા માટે શમ, દમ આદિ સાધન–પગથિયાંથી ચઢી, સ્થાવર અને જંગમ પ્રકૃતિનાં કણોની "**सत्यं शिवं सुंदरम्**" વિશ્વજ્યોતિના મહાકેન્દ્રની બીજશક્તિ દર્શનમાં તાંડવ-નૃત્ય કરાવી; જીવન વિકસાવતાં નિત્ય કરેલ અષ્ટ સાધનોના યોગબળે આકર્ષતાં ભેગા-વનાર છે. **શરણાગતિથી** જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ. બાળક. યુવાન અને વૃદ્ધ. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ; એ ત્રિપુટી–ત્રિભુવનમાં તેમજ ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં બ્રહ્મત્વ પ્રાપ્તિના દિવ્યરંગથી **સમય રળિયામણો** કરનાર, નિર્મળ પ્રેમ યથાર્થ પારદર્શક વસ્તુ જ છે. **ભાગવત** આત્માઓ દયાળુ પિતાનાં સ્વરૂપ દર્શનનો અપરોક્ષ પ્રસાદ આરોગીને કર્મફળના ત્યાગથી મસ્તાના થઇ, સાયુજ્ય અને સારૂપ્યાદિ મુક્તિ મેળવી તેમ મેળવવા પ્રયાસો કરે છે. એમ વિશ્વપ્રેમની મધુરવીણામાં મગ્ન થવા માટે **પ્રણવ ઝંકૃતે** બ્રહ્મનાદ ગુંજનનું ગેબી ગીતડું પ્રત્યેક મિત્રોની ચિંતરંજની વૃત્તિઓમાં સુષુમણા આદિ તીગુાતારોની તન્ત્રીઓમાં ગવાતું જ રહે.

આપણે પૂ. સંતોની રીતે જ્ઞાનપિપાસા બુઝાવવા માટે અંતઃકરણ–રત્નાકરમાં ઊંડી ડૂબકીઓ દઇ; તિતિક્ષાની પરખથી મેળવ્યાં અમૂલ્ય મોતીડાંના ગૂંથ્યા સુશો-ભિત હારો હું, ગુણી મિત્રોના સોહામણા કંઠોમાં હરક્ષણે નિહાળી મનોરંજને તૃપ્તિ પામવાનો. એજ મ્હારા નિત્ય સ્નેહે થનગનતા ઉદ્‌ગારો છે.

**પ્રાર્થના મંદિરોનું નિત્યથી મહાનપણું જ રહેલ છે,**

યુવકોત્સાહે **સૌમાં** જાગૃતિનો જુવાળ વધ્યો છે એ આનંદી વિગત જાણીને હું પરમ હર્ષિત છું. **પરમાર્થ ભૂષણથી** દીપનારાઓને અભિનંદન. હજી પણ ભ્રાતૃમાં તત્ત્વધારણની ગુણ મહત્તાએ અને **વિસ્તૃત કેળવણીથી** રચનાત્મક સેવાનું યશરંતું પરિણામ અખિલેશ્વર જ અપાવશે. આપણે અમૃતપુત્રોનાં **સદાય ઇષ્ટનાં ૐની** ધ્વજાઓ ફરકતી રહેલ **ગગનચુંબી** પ્રાર્થનામંદિરો દરેક ગામે બંધાવાથી, તેમાં ભાવિકોદ્વારા શ્રદ્ધાથી શ્રુતિસાર વ્યાહૃતિઓ યુક્ત **ગાયત્રી ગુરુમંત્ર નિત્ય** જપવા **સાથે સત્સંગમાં સ્વાધ્યાયનું અખંડ ગુંજન થતું રહે.** મિત્રો આત્મદષ્ટિની સાક્ષીએ મન, વૃત્તિઓ કેળવીને **શુભાશુભ** સંકલ્પોની નિવૃત્તિએ જીવનમુક્તિનો સચ્ચિદાનંદ જ માણે. આપ **મિત્રો સાથે; સમાજના** ગરીબ ચરણરજની એજ રસોર્મિ. હવે પુનઃ પત્રમાં અસ્તુ.

\+ આ સુકાતું પુષ્પ–હૈયું **પત્ર–પાણી** ઈચ્છતું;

---

\+ = સ્વ. શ્રી દાનાભાઇએ સં. ૧૯૮૪ માં મને કરાંચીથી, કચ્છ નખત્રાણે પત્રો લખેલ તેની મિત્રવર્યોના આનંદ લાભ સારું અત્રે ગૂંથણીથી નોંધ રાખી છે. લેખક.

આ તલપતું મચ્છ-હૈયું પત્ર-પાણી ઇચ્છતું.
આ વિયોગી વચ્છ-હૈયું સુરભિ પય સંભારતું;
આ મુંઝાતું દુઃખી મનડું પુષ્પ પત્ર સંભારતું." ૧
"જે સુકાયું પુષ્પ હૈયું પ્રફુલ્યું હિ પત્રથી;
ને તલપતું મચ્છ હૈયું શાન્ત થયું હિ પત્રથી.
એ વિયોગી વચ્છ હૈયું નાચતું હિ પત્રથી;
એ શાન્ત થયું એ શાન્ત થયું મુંઝાતું મનડું, પ્રેમથી." ૨
"એ પત્ર અમૃત-મય કહોને કેમ ઘડીભર દૂર હો;
મુજ પ્રાણમાં, મુજ હૃદયમાં મુજ નેણમાં ભરપૂર હો." ૩

( અનુષ્ટુપ )

"કહીં હો! કયાં છો! મારા પ્રિયમિત્ર! હૈયા સમા;
પ્રફુલ્લિત પ્રેમનું પુષ્પ પત્ર કાં ન જડે નવાં." ૪

( ઉપજાતિ )

"કાં ન જડે પ્રેમી પુષ્પ પત્ર;
બીના કહો આ શિ બની વિચિત્ર.
આ ભૃંગ હૈયું ભમતું ભમે છે;
એ પુષ્પ વિના દુઃખ કૈં ખમે છે" ૫

( હરિગીત )

"શશિ વિનાની નિશા સમું, મુજ મિત્ર! હૈયું હાલ છે;
પુષ્પ જીવન વિણુ સમાં મુજ મિત્ર! હાલ હવાલ છે."

લિ. મિત્રલગની રંગે રંગાયા રહ્યા, પ્રેમાધિનના પ્રણામ.

**ઉક્ત પત્ર બીજાના જવાબ.**

( ક્રમાંક પ્રેમપત્ર ચોથો ) પ્રેમપુર સં. ૨૦૧૨ કા. વ. ૫
રવિવારની સવારના પ્રથમ પહોર.

**મિત્રાનો અગાધ સ્નેહ, વિશ્વમિત્રની ભક્તિમાં જ અર્પાયો રહે.**

(વાંચનાલય-મંદિરમાં પત્ર વાંચી, મિત્રોની પ્રેરણાથી શ્રી કાન્તિએ વર્તમાન કાર્યવાહી પત્રમાં આલેખી.) "પ્રિય સમાજ અને પૂ. રાષ્ટ્ર સાથે મિત્રોનું શુભ-ચિંતક પરમપ્રિય **મિત્રશ્રી મનજીભાઈ**! તથા આપશ્રીનાં કુટુંબનું દિર્ઘાયુ ઇચ્છીત મિત્રોના પ્રેમભર્યાં પ્રણામ."

આપશ્રીને પ્રેમાલંકારોએ અંકિત પત્ર અમને પુનમની સવારમાં પ્રાપ્ત થયો, તેમાં આપનાં બોધપ્રદ ભર્યાં રસાદ્રવાકયો અવલોકતાં જ અમારૂં "દૈવીજીવન" બનવવા માટે પુરુષાર્થયોગનું પટ પલળતાં વધુ મૃદુ બન્યું છે.

## વર્તમાનના નૂતન શુભ સમાચાર.

મહાવિદ્યાલય તથા વિદ્યાર્થી ભુવન તેમ વાંચનાલયના નિર્માણમાં ધન એકત્ર કર્યું. તેવાજ પવિત્ર ભાવે વધુ ધનરાશિ ભેગી કરીને જનસમુદાયની પરમ રસાળે દીપીત બહુમતિથી; અનુકૂળ રહેલ સ્થાનમાં તેનાં ભવનોનાં નિર્માણની વ્યવસ્થા પણ આવતા માગશરની પુનમે એટલે ભ્રાતૃત્વ વૃદ્ધિના ઐતિહાસિક મહાપર્વના દિવસે કરાશે.

વિદ્યાપ્રીતિ સિધ્ધ થવામાં, શ્રી નાથની જ દયાનો ઉપકાર છે. મિત્રશ્રી શિવરાજસિંહ અને તેના પિતાશ્રી, પૂ. શ્રી બાપુજી અને તેમના સુપુત્રો, તત્ત્વતારક શ્રી મૂળજીભાઈ અને ઉત્સાહી મારા પૂ. કાકાશ્રી તથા તેમનું કુટુંબ તેમજ ઘણાં ગામોનાં સમાજ સુપુત્ર-રત્નો સુધારામાં સહાયક થવા માટે તત્પર રહેલ જ છે. જ્ઞાન-ભાનનાં દેવી કિરણો સૌનાં હૃદયોમાં સુવેળાએ પ્રવેશ્યાંથી વિદ્યાપ્રચારની ઉજ્જવલ પ્રભાત પ્રગટી છે.

— પૂજ્યોનું કાવ્યકળા પર મુગ્ધપણું —

સજ્જનોમાં કાવ્યોનાં ગૂઢાર્થો સમજતાં વિશેષ રસાનંદ પ્રાપ્તિથી સભાનંદે, આપ સાહિત્યની લલીતકળા કૃતિના અધિકારીને પુષ્પહારનું પારિતોષિક આપ્યું. એ આપણા પૂજ્યશ્રીને સોંપાયું છે.

આપશ્રીના મેળાપ થવાનો વિરહાગ્નિ, સૌનાં હૃદયમાં વૃદ્ધિ પામતો જ રહેલ છે.

પ્રિયમિત્ર! આવતી પુનમ પર સંમેલનના સમયમાં અમને દિશા દર્શાવવા માટે અત્રે પધારી, દર્શન આપી અને અમારાં હૈયાંના જનસેવા કરવાના કોડ પૂરા કરાવશો; એ ઋણીઓની અભિલાષા. આપશ્રીની મધુરસ ઝરણી વાણી અને તત્ત્વગ્રાહી પુષ્ટ વિચારો મહા વિદ્યાલય આદિ વ્યવસ્થામાં અને જનગણહિતનાં કાર્યક્રમોની યોજનાઓ અંગે દિવ્ય છે. મિત્ર! આપ અહીં પધારવાનો પત્ર સત્વર પાઠવશો. કાવ્યનાં ચિત્રણમાં પ્રગતિની દિશાદર્શાવી, મિત્રોના નૂતનાભ્યાસની વૃદ્ધિ કરાવશો.

— હરિગીત છંદ —

તમ તણા પ્રિય પત્રને પુનઃ પુનઃ અવલોકતાં;
ગૂઢ તેને સરળ કરવા સ્મૃતિ શબ્દ વલોવતાં. ૧
શબ્દ અનુપમ કાવ્યમાંહે આપે અનુભવથી ભર્યાં;
અમ દૃષ્ટિમાં ગુણી સૃષ્ટિમાં રસથી અતિ ગમતા રહ્યા. ૨
પત્રને અવલોકવાથી ઉર પૂર આનંદ આવતું;
સ્નેહિના એ સ્નેહ સ્તોત્રે થૈકારથી નાચ્યે જતું. ૩

હૃદય વીણા પ્રેમના તુજ પત્રથી ઝણકી રહી;
ઝણકારની પ્રતિધ્વનિઓ ને મોકલી પત્રે ભરી. ૪
શુદ્ધ સ્નેહના–સિન્ધુ મહિં અમ આત્મનાવ હંકારીયાં;
મહિં મોતીડાં મોંઘાં ભરી તમ હૃદય–તીર ઉતારીયાં. ૫
અમ આત્મ અંતર–મોતીઓના આનંદે ગૂંથ્યો હાર આ;
રંક હૃદયની રસઊર્મિથી અર્પીએ મિત્ર! માહ્યરા. ૬
સદ્ સ્નેહ સબંધી હાર ને પ્રિતે કરી સ્વીકારશો.
પ્રિય પ્રેમનાં–સુપુષ્પને નીશદિન મિત્ર! સ્વીકારશો. ૭

( અનુષ્ટુપ )

" વિભુ આ વિશ્વ વાડીમાં, કુસુમો કંઈ કૈં ખિલ્યાં;
અહીં નાનાં કુસુમો એ જગડાળે ઝૂલી રહ્યાં." ૧

( વસંત તિલકા )

૧ " મીઠી પરસ્પર પ્રીતિ અતિ ફૂલડાંની;
દૃષ્ટિ અમી ભરીૅ સદા ભરપૂર હોયે.
ને સ્નેહ ડાળ પર વાસ સુવાસ કીધો;
જ્યાં પ્રેમ હર્ષભર સ્નેહ ક્રિડા કરે તે." ૨

( શિખરિણી )

" લઘુ ફૂલો બે આ, રમત કરતાં પ્રેમ રસની;
હિંચે હિંડોળે એ, હૃદય કુસુમો હેત ભરના." ૩

( માલિની )

" હૃદય કુસુમો આ, બે હિંચતાં હેત ડાળે;
અંચળ અમર રેજો, હેતની ડાળ એ એ.
લઘુ હૃદય ફૂલોની, નિત્ય સુવાસ સારી;
વિમળ પ્રસરજો ને, વિશ્વ વાડી વિષે એ." ૪

( વસંત તિલકા )

" વિભુ સદા વિમળ ભક્તિ વધે અમારી,
એવું કરો જગનાયક વિશ્વ વિષે.
એ આશ આ હૃદયની કર પૂર્ણ જોતો;
તો તે કરો શિશુ તણી સુણી પ્રાર્થના આ." ૫

---

૧. =પૃ ૨૯૧ની ટિપ્પણી પ્રમાણેજ કાવ્યો છે. તે શ્રી દાનાભાઈનાં છે. લેખક.

( શિખરિણી )

" પ્રકૃતિના ખેલો, નિયમિત સદા ખેલન કરે;
બન્યું જે આદિથી, બની રહ્યું તેજ બનશે.
નહીં તેમાં કો દી, જરીક પણ ન્યુનાધિકપણું;
હતું જેવું, તેવું, હજુ પણ અને નિત્યજ હશે. " ૧

" ચડયાં કૈં સૈન્યો જે, ગગનભરમાં ગર્જન કરી;
અને ઘેરી આખું, અતલ નભ ભર્યાં જલદ કૈં.
વળી વર્ષાધારા, પડી ભવનમાં ભવ્ય ભડકે;
ફરી શું એ સર્વે નવ કયમ બને એ કયમ બને. " ૨

" ઉડી તારા સંગે, પ્રિયતમ સખા સ્નેહ ગગને;
ફરી તારા સંગે, પ્રિયતમ સખા સ્નેહ વિપિને.
દીઠા કૈં કૈં દેશો, ગિરિ કુહર ને ભવ્ય શિખરો;
અને સૃષ્ટિ શોભા, કુદરત તણી નવ્ય સઘળી. " ૩

" કંઇ તાજાં તાજાં, અનિલ, જલ ચાખ્યાં અવનવાં;
કંઈ મોંઘાં સોંઘાં ફળ ફૂલ સૂઘ્યાં જગતનાં.
કટુ કે, કો મીઠા, અનુભવ કીધા તારી પડખે;
અને તેના સ્વાદો, હૃદયભર વ્હાલા રમી રહ્યા. " ૪

" કંઈ મીઠી ગોષ્ટિ, કરી ઉભય પ્યારા મલકતા;
અને એ આહ્‌લાદે, નિજ શિર ન શું ! શું ! ધુણવતા?
ધૂણ્યો હું ને તુંયે, મુજ તુજ સખા ! મોરલી રવે;
અને તેમાં શીખ્યા, અદ્‌ભુત ન શું પાઠ ઉરના. " ૫

—અનુષ્ટુપ—

" ઉગાડી ઉરનાં પાનાં, ઉર ઉર ઉકેલીયાં;
શીખ્યા સ્નેહી ! નવા પાઠો ને ઘણા શીખવા હજુ. " ૬

લિ. આપશ્રીના પ્રેમપિપાશુ જ્ઞાનઋચીઓના વંદન.

— શ્રી હરિ —

## પત્ર પાંચમો.

(સ્થાન, વાડીના ઓટલે–વાલોળ છવાગેલ માંડવાની નીચે.)

દિવસનો ત્રીજો પહોર.

## પિતૃનો અપાર પ્રેમ.

રામ રામ કહિ રામ કહિ    રામ રામ કહિ રામ ।
તનુ પરિહરિ રઘુબર બિરહઁ    રાઉ ગયઉ સુરધામ ॥

માનસ રામાયણ, અયો. કાં., દો. ૧૧૫, પૃ. ૪૨.

અર્થ:–રામ રામ કહીને ફરી રામ કહીને ફરી રામ રામ કહીને (અને) ફરી રામ કહીને રાજા, શ્રીરામના વિરહમાં શરીર ત્યાગ કરી; સુરલોકમાં સિધાવી ગયા.

**અમારાં હૃદય–માનસરોવરનાં આત્મહંસો ! અમે વૃદ્ધ જનોને**
**નિવૃત્તિથી વિશ્રામ દેનાર વહાલાં ! સદા સુખી રહો.**

સ્વસ્તિ શ્રી આનંદનગર શુભસ્થાને અમારાં પ્રેમ તરસ્યાં નેત્રોને પ્રિયદર્શનથી સુખ દેનાર, સદ્‌ગુણોની મંગળમૂર્તિ પુત્રરત્ન ! તથા ચિ. રમણલાલ તથા શાન્તિબહેન અને સૌભાગ્યવંતી કુળદીપાવીત ગુણ-રત્નોની જ્યોતિ–પુત્રવધૂશ્રી ! તેમજ ચિ. શ્યામજીભાઈ તથા મિત્રવર્ગ ચિરંજીવિ રહો.

પ્રેમપુરથી લિ. તારા સાહિત્ય સુમાર્ગવૃદ્ધિની રસઊર્મિઓને વેગ આપી, સર્વહિત ચિંતનનો માર્ગ સહેલો કરવાને ઇચ્છનાર પિતાજી તથા તારી મમતાળુ માતાજી અને પૂ. બહેનની સાથે ભાણેજના આશીર્વાદો.

પ્રિય ! અમને મળ્યા પત્રમાં, તારા મોતી જેવા અક્ષરો નિહાળી અમારાં હૈયાં આનંદથી તૃપ્ત પામ્યાં. તેં પૂ સાક્ષરો સંઘે મળીને તેમ શ્રી વિદ્યા-દેવીનાં ચરણકમળો પૂજનની કૃપા વડે તારા મનમંદિરમાં અનુભવજ્યોત જાગૃતિથી જનસેવાની જિજ્ઞાસા દર્શાતાં, એ સાધનાભ્યાસ માટે તારી જિહ્વામાંથી અમૃત-ઝરણું વહ્યું છે. તું સ્વાધ્યાય રસપાનની વૃદ્ધિથી શ્રી કવિશ્વરોનાં રસજ્ઞ–ચરણ-કમળો સેવતાં પ્રવીણનો સાગર હો, અમે નિત્ય તારું મંગળ ઇચ્છીએ છીએ.

## સર્વનો સેવામંત્ર સાધવા અંગે દિશા સૂચન.

જગતનિયંતાનાં ભક્તિ–ચરણકમળો ચૂંમવા સારું નિત્ય અભ્યાસથી " લોક કલ્યાણ કરવું " એ જ આત્મનિવેદનનું મુખ્ય સાત્વિક સાધનાએ કર્તવ્યનું અંગ છે, એ શ્રી ભગવતી ગીતાજીની પવિત્ર–આજ્ઞા લક્ષમાં દર્શાતી જ રાખવી. શ્રી પુરુષોત્તમે અનાદિથી સંભાળેલ, સાચાં-દૈવી પુસ્તકોનાં વિશાળ પાનાં તો માનવાત્મા-ઓનાં પવિત્ર અંતઃકરણો જ છે; તે ઠીક કાવ્ય વા લેખનકળાના સુંદર-સત્યઅક્ષરોએ છપાયાં, અભ્યાસીઓનાં પ્રેમી મનડાં ધૂનિધ્વનિ રંગથી નિત્ય રંગાયાં જ રહ્યાં; તો જ દૃશ્ય પુસ્તકોના લેખ આદિ સફળ થયાં જ જાણવાં. તેથી "તમારા મીઠા પ્રેમભર્યાં શબ્દો, તમારી સહાનુભૂતિ અને તમારો નિઃસ્વાર્થ પ્રેમ જ એ બધું કરી શકશે."

## — વિગતોનું આલેખન —

રસિકવૃંદે તને ઉપહારના રૂ. સવાપાંચસો આપેલ છે. શાળીઓ અર્જુનભાઇ અને હરિરામભાઇ ખેતી–વાડીનું કામકાજ સંતોષજનક કરી રહેલ છે. ચાલુ વર્ષમાં બાજરો સવાબે મૂડા અને રામમોલનું અનાજ ત્રણ મૂડા પાકેલ તે ગઇ સાંજ સુધી ઘેર પોચતું કરી લીધું છે. ઉપયોગનું અનાજ મોટા કોઠારોમાં દબાવશું,

બાકીનું બજારભાવે વેચી દેશું. વખતપર વિઘોટી પણ ચૂકાવી છે. વાડીમાં સારૂં અને સુધારેલ ખાતર પૂરતાં, ઘઉં નરવા ઉગવાથી એ પાણી પાતાં તેના ફૂટની તૈયારીમાં બીજું નિંદામણ થાય છે તેનું ખરચ રૂ. બસો આવેલ છે. આપણું સાચું અને પવિત્રધન કામધેનુ-દુઝણી અને વસુકી ગાયમાતાઓ, બંધુ અને પુત્ર-વત્ત-પ્યારેપોષી બળવાન બળદો, મળતલ ભેંસુ, ત્રણે કપીલા વોડકીઓ અને પાડા, પાડીઓ સાથે વાછરડાં પણ ઠીક છે. પશુધનનાં સુખની સ્વચ્છતા માટે બીજું એકલ ઢાળિઆંનું કામ પૂરું કર્યું છે. તારા કહેવાથી વાડીને ફરતી પાકી ભીંતનું કામ આદરેલ તે પાંચસો ગજ થયું પણ છે અને પ્રથમ જેમ રૂ. સવા-બસો ગ્રામપંચને ગાડાંના માર્ગો સુધારવામાં આપ્યા છે. પૂ. જીવનબાઇ અને પ્રિય-બાળકોએ ગયા વરસ જેમ ખેતી-વાડીમાં ઉજું વરસ પૂરો સાથ આપતાં રહેતાં, અમે ઉપજમાંથી પાંચમા ભાગનું ધાન આજ સવારમાં દઇને નિજ આશ્રિત નીચાંણી સંતોષી છે.

અમે સંતાનપરનાં પ્રેમતરસ્યાં તપસ્વીઓમય ઉત્કંઠીતોની મોંઘી ઉમાંણુ; રમણલાલ તેમ શાન્તિબહેનનો અભ્યાસ ઠીક હશે? પ્રિય કુસુમોને અહીંથી સર્વના માયાળુપણાના પ્યારથી મીઠીઓ દેશો અને ખાવા, પીવા આદિ યોગ્યતાએ મનોરંજન રાખશો.

અમારી પ્રેમાતુર દૃષ્ટિનાં મંગળ દર્શન તમે ચારે પ્યારાંની અમને યાદ જ આવે છે. દુકાનનું કાર્ય શ્રી શ્યામજીભાઇ (શ્રી મનજીનો મસીયાઈ નાનો ભાઇ) ને સોંપી, સર્વહિતના રૂડા પ્રસંગનો મહત્ લાભ મેળવવાને આવતી પુનમ પહેલાં અહીં આવજો. તમારા પધારવાથી આપણે મહાવિદ્યાલયમાં કર્તવ્યઋણ ચૂકવવા માટે બનતી સહાય દેવાને પણ વિચારીશું. બાકી સર્વ કુશળ કલ્યાણ.

## આત્મિયનાં સ્મરણુની વ્યથા —

— રાગ, ત્રણ તાલને મળતો. —

આવો! આવો!! રે....મારાં, આતમનાં....આધાર; (૨)
વિતી રજની ને....પ્રગટી સવાર. ટેક.
ભાવે....ગીતો ગાતાં....પ્રિય! દર્શન થાતાં.... „
રહ્યો છે.....કેવલ આધાર. આ. ૨.
ભોજન સંઘે ખાવું....પ્રેમ વારી પાવું... „
મેળવવા............સઘ સાર. આ. ૩.
ઉમંગ મનડાં માંહી....કેવું શું કો'ને કાંઈ.... „
સેવ્યો........ઉત્તમ વિચાર. આ. ૪.
માયા ગંજ ભૂલી....પ્રેમ ઝૂલે ઝૂલી „

પીવા....અમૃત—ગુણુનો સાર. આ. ૫.
દર્શીય રૂપ તારું........ધ્યાનમાં ધારું.... (૨)
કલ્પોથી........સાચો આધાર. આ ૬.
પ્રગટી હૃદયેશ્વર !....જ્યોતિ સર્વેશ્વર ! !.... „
નેનોમાં........વહે, અશ્રુધાર. આ. ૭.

× × × ×

પ્રિય યુવક, તરુણો....બહુ પ્રગટી અરુણો.... „
પુત્ર !........વર્ષિય રસનીધાર. આ. ૮.
ગુણવંત વીરલા !........ભક્તિધારી હીરલા ! ! „
સત્વર........અત્રેય પધાર. આ. ૯.
સુખો નથી ગમતાં....વહાલાં ! ને....જ જપતાં.... „
વિરહીઓને....મુખડું દર્શાવ. આ.૧૦.

સં. ૨૦૧૨, કા. વદ ૬, સોમવાર.
લિ. નિજ પ્રિયધનની ઉમાંગ-કુસુમો નિહાળીને મંગળમેટ અને દર્શનની નિશદિન આતુરતા સેવનાર, તમારા ગરીબ પિતાજીના આશીર્વાદ.

॥ ઓરમ્ ॥

પત્ર છઠ્ઠો.

પ્રેમપુર, કા. વ. ૭, મંગળની સંધ્યા,
તા. ૬–૧૧–૫૬, સ્થાન હનુમાન ટેકરી.

(શ્રી કેશવલાલે, શ્રી મનજીભાઇને લખેલ પ્રેમપત્ર.)

**મિત્ર સમાચારનું સુધારસ પાન, સંસારની દુગ્ધાથી તારક નૌકા જ છે.**

" ડૂબ્યાનાં જીવન જ્યોતિ, જગાવો ! જગાવો ! ! કોઇ ? "

સમાજ હિતેષી નાગરિક ! પરમ આત્મપ્રિય વડીલભ્રાત **શ્રી મનજીભાઈ!** મારા અલ્પ પરંતુ દૃઢ વૃત્તિના સુવિચારોનું આજ આપ હૃદયપંકજનાં વિશાળ સિંહાસન સમક્ષ; શીઘ્રતાએ નૂતનાધિવેશન ભરાય છે, આપશ્રીનાં વિવેક-મિષ્ટ કાવ્યકલાપનાં ગુણગ્રહણ રણકારે, અમારાં સુષુપ્ત-જીવન માનવતાએ જાગ્રત થતાં, શુષ્ક મનમાંથી નવપલ્લવરૂપી સુવિચારોનાં કુંપળો પ્રગટ્યાં. એમ પ્રમાદે, અમારાં ક્ષિતિજ થતાં જીવનમાં; અનુભવ આદિત્યકિરણના પ્રત્યેક શુભ્રકણુથી જ્ઞાન-પ્રભાનાં દિવ્ય ઉજાશ વડે કુટુંબમાં સંપ-સ્નેહામૃત વરસાવતી સુવર્ણીય પ્રભાત દીપી જ રહી છે.

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतपः ।**
**अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥**

ગીતા, અ. ૯, શ્લો. ૩, પૃ. ૨૮૪.

અ:—અને—હે પરંતપ આ (તત્વજ્ઞાનરૂપ) ધર્મ ઉપર શ્રધ્ધા નહીં રાખનારા પુરુષો, મને નહીં પામીને મૃત્યુરૂપ સંસાર ચક્રમાં ભટકે છે. સંસારમાં સ્થાન જ નહિ એવા અમે પતિતોને વિરાટે દીપ્યમાન રહ્યાં પ્રભુસ્વરૂપના અદ્વૈત કિરણાંશ વ્યાપી—પ્રેમપ્રતિમા બિરાજમાનનાં સિંહાસન સમક્ષ આજ પદ્માસને બેસી, દિવ્ય સ્તોત્રોના ઉચ્ચારોથી વિશ્વ શાન્તિદાયક—પ્રાણેશ્વરનું ભકિત—ચરણામૃતનું પાન કરી રહ્યાં છીએ. મિત્રવર્ય ! અમારાં મનથી દુગ્ધા ત્યાગનું શમન થતાં વિશ્રાંતિ મળી. ભ્રાતૃગણ સાથે અને મિત્રોથી મંગળભેટના અપૂર્વ સ્નેહ વડે અમારી ઊર્મિઓ ઝંકૃત થઇ ! સંયુક્ત કુટુંબસંપના વસંતોત્સવે નિજ ગૃહાંગણીઆમાં સુરંગી સાથિયા પૂરાતાં, સૌંદર્ય પૂરવણીના સુખચંદ્રની ચંદ્રિકા ખીલતાં અને ભ્રાતૃત્વૈકયે પરમ વિશાળપણાંની મિષ્ટતા નિહાળી; મારું અનુભવાર્થી અંતઃકરણ સ્વર્ગીય વા મુક્તિસુખનો આહ્લાદ માણી રહ્યું જ છે.

**મારાં કુમળાં પણ દ્રઢ મનનો ઉમંગી વિચાર.**

આ જીવન નૈષ્ટિક બ્રહ્મચર્યવ્રત ધારણમાં જ રહીને નિજ વિદ્યાનુભવ. પૂ. જનતા—જનાર્દનના તીર્થમય ચરણપંકજમાં ભેટ ધરવાની શિશુની સદાશા ફળીત કરવા માટે ઇષ્ટ—પ્રાણપ્રિય સુહૃદમિત્ર—પ્રભુ ! "धियोयोन: प्रचोदयात्" વિશાળ બુદ્ધિબળની આસ્થા અને નિષ્ઠા અર્પણ કરે. એમ અમૃતમયી સાધનાથી સેવાના—જ્યોતિમાર્ગમાં વધુ ગમન કરાય.

સેવકને આપશ્રીનાં સર્વનાં કલ્યાણમાં રહી; ઉચ્ચ મનોરથોની—સૌંદર્યમૂર્તિની ઝાંખીની તીવ્ર અભિલાષા સર્વેશ્વર પૂર્ણ કરાવશે, તે સમયમાં મ્હારા અલ્પવિચારોની કુમળી વેલડી આપશ્રી ગુરુવર્યના જળધોધમય દિવ્ય વિચારોથી સિંચાવી તેને પાંગરવા માટે આપલે પણ કરીશ

**આપ શ્રીમાનનાં દર્શનની જ પિપાસા વૃધ્ધિ પામી રહી છે.**

પૂ. સમાજનાં ગુણગૌરવ ઉજ્જવળે તરુણો અને યુવકોને સુમાર્ગ પ્રતિ નિત્ય ગતિ કરાવનાર ઓ ટેકીલા ! યુક્તિ, પ્રયુક્તિઓએ પ્રવીણ પરમ પુરુષાર્થી અમ જેવાં અલ્પબુદ્ધિઓને તિમિરભર્યાં ઉદધિના મધ્યથી ડૂબતાં બચાવીને સેવાવ્રતનું આચરણ કરનાર ઓ પ્યારા પૂ. સદ્દગુરુ !—નાવિક ! ! આજ ત્હારાં માધુર્યભાવનાં દર્શનાર્થે મ્હારું તેમ મિત્રવૃંદનાં પ્રેમળ અંતઃકરણો ઝંખે છે. પ્રિયવંત ! સર્વહિતનાં માંગળિક સમયપર પધારીને અમારી જિજ્ઞાસા સફળ કરાવશો.

લિ, આપશ્રીની મધુરવાણીના કાવ્યોદ્દગારોને અંતઃકરણની શુભ્ર ભાવનાની—તકતીમાં ઉલ્લાસ—ટાંકણાંએ કોતરી તેમાં નિત્ય મિત્રપ્રેમના અભ્યાસ—રંગોએ; સૌંદર્યવૃદ્ધિથી તત્વમૂર્તિ દીપાવેલીને આરાધતો જ રહેનાર આપનો કૃપાકાંક્ષી નમ્ર શિષ્ય.

શ્રી. કે. એન. ધોળુના વંદેમાતરમ.

॥ ઓરૂમ્ ॥

આનંદનગર, કા. વ. ૧૦, ગુરુવારની
પ્રભાતમાં પાંચ વાગે.

**(પત્ર સાતમો, પ્રેમપત્ર ચોથાની પહોંચ.)**

શ્રી મનજીએ:-(સંધ્યા આદિ ખટકર્મ તથા શ્રી ભગવતી-ગીતાજીના સ્વાધ્યાય પછી) પ્રિય અર્ધાંગી દેવીજી! આપણે ગઇ સવારમાં મિત્રોનો પ્રેમપત્ર અવલોકયો, તેની અત્યારે પહોંચ લખું છું.

લ:-(**સંધ્યા, હોમ અને સ્વાધ્યાય કરવા પછી**, ગૃહકામ કરતાં રહી; હાથ જોડી નમીને મૃદુતાથી.) **દયાળુમૂર્તિ પૂજ્ય દેવેશ્વર! બહુ જ સારું.**

**મિત્ર વિરહનાં શમનાર્થે, મિત્રદર્શન જ કરવું આવશ્યક છે.**

પ્રિયમિત્રો! આપશ્રીઓનો અનુપમ શૈલીએ અંકિત પ્રેમપત્ર મને સાતમની સંધ્યાએ મળ્યો. આઠમની સવારમાં પૂ. પિતાજીનો કૃપાપત્ર પણ પ્રાપ્ત થયેલ. હું આપશ્રીઓને ભેટવાને **અત્યારે બ્રાહ્મમુહૂર્તમાં પારાયણ મય-પત્ર આલેખી રહ્યો છું.** પૂજ્યશ્રીને પણ તેમજ આવતી પ્રભાતે પત્ર લખીશ. મિત્રો! નિજ પત્રની વિગત સુહૃદયીજનોને શ્રવણ કરાવીને નમ્ર કિંકરના પ્રણામ કહેશો.

કલ્યાણેશ્વરની કરુણાથી અત્રે સર્વ પ્રકારે શાન્તિ છે. આપના સુખાનુભવ વૃદ્ધિના શુભ સમાચારો સત્વર લખશો. **પુનમમાં ત્રિવેણિ સંગમ-પૂજ્યો**, સુહૃદો અને માતા, બહેનો અને ભાઇઓ તેમ મિત્રોનાં મંગળ દર્શનાર્થે **આત્મવંદનીય; વહાલેશ્વરી જન્મભૂમિના પુણ્યમયી અંકુમાં આળોટી** કૃતાર્થ થવાને અવશ્ય પહોંચીશ જ, એનો સંદેશો આપશ્રીઓને તરત કરીશ. મિત્રો! કાવ્યોને નીરીક્ષણથી સુધારતાં, અનુભવનો ઉમંગ લાભ મેળવ્યો જ હશે. અસ્તુ,

લિ. આપશ્રીઓના પ્રેમાકર્ષણ-મોહનમંત્રમાં વશવર્તી
રહેનારના પ્રણામ.

॥ ઓરૂમ્ ॥

( પત્ર નંબર આઠમો. તે શ્રી મનજીભાઈએ, વિદ્યાભ્યાસી શ્રી કેશવને )
પ્રેમપત્ર નંબર છઠ્ઠાની લખેલ પહોંચ.

સ્થાન. આનંદનગર કા. વ. ૧૦, ગુરુવારની
સંધ્યા. તા. ૮-૧૧-૫૬

**શ્રી પ્રેમીજનનું પ્રેમળ દર્શન જ સદા પ્રાપ્ત રહે.**

પરમપ્રિય, નૂતન ઉત્સાહથી જાગૃતિ શોભાવનાર **વીરવર્ય મિત્ર શ્રી કેશવલાલ!** આપ શ્રીયુતનો સાક્ષરશૈલીથી ગદ્યની છાયા તેમ અર્થાલંકારાદિ સુરંગો અને નિર્મળ પ્રેમમંત્રોના સુભાવનાઓથી સાધના ભરપૂર ચિત્રણ કર્યો પત્ર સેવકને તા. ૮-૧૧-૫૬ ના બપોરે પ્રાપ્ત થયેલ છે. મેં પત્ર અવલોકતાં આપ પ્રિયશ્રીના ભાગીરથી-જનતાનાં નિત્ય પૂજન માટે આરતી કરવાના ભાવ-યજ્ઞમાં,

સાહિત્ય સમિધાનાં શાકલ્ય અર્પવાનો ઉદ્દામ અને ઉન્નત વેગ પારખ્યો. મારી સ્મૃતિના પડથાર પર આપશ્રીનો પરિચય એટલે મને, વિસ્તૃત શિક્ષા અને જ્ઞાન પૂજનના લ્હાવ મેળવવા અંગે; આપ ઉત્સાહવંતશ્રીનું શુભનામ જાણવાનું અત્યારે **–આજેજ પ્રથમ મંગલાચરણે અપરોક્ષ સંમેલન છે.** પ્રભો ! મિત્ર પ્રત્યે વિશુદ્ધ પ્રીતિનાં ગાઢ બંધનની સુહાગી વેલ; મિત્રશ્રદ્ધાના વિશાળવૃક્ષ પર વીંટળાવીને **સદા મિલન રહ્યાનાં–પર્ણપૂર્ણે હરિયાળી રાખી, ભાવનાંફૂલ** ફળોએ **ભરેલી અને નિત્ય લચેલીને રક્ષાવજે.**

**જિજ્ઞાસુને તો નિત્ય જનગણ સેવા કરવાનાં જ અખૂટ ભાવ વૃદ્ધિ રસના**
**મીઠા મેવા આરોગાય છે.**

મિત્ર! સંસારના વિદ્દજનો તો " **પ્રત્યક્ષ, અનુમાન યુક્તિ અને આપ્તવચનોનાં " પ્રમાણોયુક્ત સત્યમાર્ગમાં ચાલી;** વિલાસો ત્યાગથી અદ્‌ભૂત કર્મયોગ સાધીને યથાર્થ જીવનલાભ પ્રાપ્ત કરી રહ્યા છે. એવા ઉજ્જવળ શુભ સમયમાં, **આપદક્ષ!** જીવનજ્યોતિની ઉર્ધ્વ સમસ્યાએ બુદ્ધિવૃદ્ધિ અને જ્ઞાનબળની વિસ્તૃત પ્રાપ્તિએ સુવિચારો કેળવીને નિર્ભયતાએ ગુણગૌરવની પ્રતિભા મેળવી રહ્યા છો, એ **અવલંબન સર્વદા સ્તુત્ય જ છે.** અનુભવ તૃપિત ક્ષાત્ર–યુવકોનું ઓજસ ભર્યું અપરિમિત તેજ, એજ કે **જેમના મુખચંદ્રના સુંદર હોઠો પર સંયમ સુરેખાકૃતિની જળહળીત કાન્તિએ સુકર્તવ્યના પાલન મય ધર્મયુધ્ધની આકાંક્ષાએ–રાષ્ટ્રિય સેવામાં–વિવિધ રંગોના ભાવોથી નૃત્ય ખેલવાના અપાર ઉત્સાહનાં શૌર્યે, મૂછની વળાંકનો અનુપમ દોરો પ્રસ્ફૂટિતે દીપતો હોય તે વીરકેશરી કર્તવ્યોની વેદીમાં અવશ્ય કૂદે જ. પ્રિયમિત્ર! મોંઘેરી સેવામાં તપ અને ત્યાગનાં મૂલ્ય તો નથી જ અંકાતાં.**

" **सेवाधर्म परम गहनो** " એ શ્રુતિનાં મહાવાક્યનાં શ્રવણ અનુભવથી, યુવક તો તત્પર થાય જ. જેમના હૃદય અને રક્તવાહિનીઓના ધબકારાઓમાં, ધાર્મિકોત્સાહના જુસ્સાથી કુમારપણાંનું શુદ્ધરક્ત નિશદિન ઉછાળાએ વહન કરતું હોય ! **તે સંયમનાં કેસરિયાં પહેરેલ યશવંતવીર જીવનકુસુમને સમાજ, પૂ. રાષ્ટ્ર અને વિશ્વમાનવોની સેવા માટે શાન્તિવ્રતની મહાયજ્ઞ–વેદીમાં; હવ્યરૂપે બની પૂ. મંગળ દેવીશ્રીની દિવ્યતામાં ન્યોચ્છાવર કરતાં અમરપણું મેળવે જ.**

શ્રી મહાંજનોએ પ્રભુતાએ ધાર્યાં વિશ્વહિતનાં નિષ્ઠા આદિ કર્મયોગનાં સૂત્રોને આપ જીવનમાં ઓતપ્રોત કર્યાંની આદર્શ મનોર્મિને હું મારી અનુભવ–કસોટી પર અંકિત કરી શક્યો છું. ઉપનિષદ સંબોધે છે કે " **ઊઠ! જાગ!! અને તેં જે મેળવ્યું તે અન્યને આપવા માટે કર્તવ્યપરાયણ બન.** "

**શુભ સમયમાં જીવનની આંકણીથી સાચી કસોટી તો કરવી જ જોઇએ.**

આતમ મિત્ર! આપશ્રીના અનુભવયોગ–ધારાઓના પરિપાકે વિસ્તૃત અભ્યાસનો શુભ સમય વધુ ન ખર્ચાવતાં, આપના તીવ્રભાવના ઉમળકાને **હું મારાં મનો-**

મયકોષ-મંદિરમાં શ્રદ્ધાનાં સિંહાસન પર પ્રેમભર્યા-રત્નથાળ અને ઉત્સાહ-દીપમાળાએ સજાવી આરતીથી વધાવતાં અત્રે જ વિરમીશ. હું પુનમના વિદ્યાવૃદ્ધિના-મહાયજ્ઞમાં નિશ્ચે આવીને આપશ્રી પ્રતિભાશાળી સાક્ષરનું દર્શન કરવા માટે અત્યંત ભાગ્યવંત બનીશ.

"આ જીવન નૈષ્ટિક બ્રહ્મચર્યવ્રત ધારણમાં રહીને નિજ વિદ્યાનુભવ, પૂ. જનતા-જનાર્દનનાં તીર્થમય ચરણપંકજમાં ભેટ ધરવાની" સર્વ સેવા-ગુણીઓને પરમ લાભદાયી થની અને તે પણ મારા શ્રોત્રો તથા નેત્રાદિને આહ્લાદજનક મંગળ વિગત જાણતાં, પ્રિય મિત્ર! મને પરમાનંદ પ્રાપ્ત થયો છે.

મિત્ર અભિનંદનનું વહાલ.

પ્રભુએ અર્પેલ, આપશ્રીની દીવાકરરૂપી વિદ્યા-ઐશ્વર્યનાં સદુપયોગ માટે જનતાનાં બાલુડાં, મિત્રો અને પ્રમાદ-ભ્રમણાનાં તિમિરે રહેલ વ્યકિતઓને અનુભવ પ્રકાશનો-જ્ઞાનગુણ પીરસવા સારું અને આપનાં પૂજ્યવર્યો સાથે સહકુટુંબ, પાડોશીઓને મિષ્ટ ફળદાયી રહો. એજ આપશ્રીને સહસ્રાદિ અભિનંદન પાઠવતો—

આપ વીરશ્રીનું વિદ્યા દૈવતની વૃદ્ધિમાં. હિતચિન્તકના વિસ્તૃત
પ્રીતિની રશ્મિ પ્રગટના પ્રભાતે જયહિન્દ.

વહાલા ભ્રાતૃત્વ સેવાની સાધના કરવામાં મુગ્ધપણું.

મિત્ર! હું ગરીબ ગૃહે ઉછર્યો, ધર્મસિધ્ધાંતોની બહોળી મૂડી વિણ, જનવૃંદનાં સેવાનાં-ચરણ કમળોની પરાગનાં ચુંબનનો ઇચ્છુક કિંકર છું. સંજોગાનુકૂળ જનતા-જનાર્દનનાં પૂજન માટે આરાધના કરવી એ મારા જીવનવ્રતમાં, પ્રિયદર્શન પૂ. શ્રી ગુરુવર્યોએ સદુપદેશના મહામંત્રોએ સ્થાપ્યાં અમૂલ્ય સાધનો સાધનાની આધારશીલા છે. સેવાસિદ્ધિ વૃદ્ધિના સામુદાયિક જયઘોષમાં, વિશેષ બુધ્ધિબળની ચિરજયોતિ આપ જેવા નૈષ્ટિક બ્રહ્મચર્ય વ્રતના પ્રભુતાવંત-દિવ્ય પ્રજ્ઞાધારી સમાજના સુજ્ઞ સુપુત્રના હૃદયકુંજમાં પ્રગટી રહી; તે અંગે મ્હારો અતિ હર્ષાનંદ જ છે.

ધર્મશૂરાઓની આસ્થા અને નિષ્ઠા પ્રભુના નિત્ય ગુણાનુવાદ-
સ્મરણમાં જ ભરપૂર સમાઇ રહી છે.

"સર્વાંતર્યામિ સૂત્રાત્મા" ને પ્રાર્થું છું કે આપણી સાન્નિધ્યમાં જ નિહાળીએ કે "જે ગામોમાં કુરુઢિઓની ભયંકરતા છે" તે સેવા-ઔષધિઓના પ્રખર અભ્યાસી, ચતુર વીર-વૈદ્યાચાર્યોના નક્કર પ્રચાર લગ્નીથી સ્વચ્છ કરાવીને રવાં ગામોમાં શ્રી ઇષ્ટદેવેશ્વરનાં પ્રાર્થના મંદિરો બંધાતાં; ધર્મના મનોહર બાગમાં સદ્‌વિચાર-કમળો વિકસ્યાંથી ધર્મતત્ત્વાર્થના રસભોગી મધુકરોના સુખાવિંદોથી સંધ્યાઓએ શ્રી ગાયત્રી ગુરુમંત્રનો વ્યાહૃતિઓ યુક્ત આત્મતૃપ્તિના ગુંજારવમાં જ લીન રહેતાં સચ્ચિદાનંદ મેળવાય.

ઉત્સાહી વીરોએ ઇચ્છીત ઊર્મિઓના બન્ને હાથે–સહકારીપણે તાળી બજાવા માટે આપ જેવા નિતિજ્ઞ મિત્રવર્યોંના સતત પુરુષાર્થ બળે પૂરી કરાવતાં જય અપાવવો; એ **સર્વસાક્ષી જ્ઞાનનિધિના કરુણા–કરે છે.** શિશુઓને વિશાળ **સુબુદ્ધિનાં દયાદાનનું ઓજસ અર્પતો રહો એજ સર્વજ્ઞાતા,** વિજ્ઞાન-**દાતા જ મહાદૈવતનાં–ઐશ્વર્યનો ભંડારી છે.** આપણે મિત્રોએ જ્ઞાનવૃદ્ધિથી સદ્દવસ્તુ ગ્રહણમાં અને તેની ભ્રાતૃમાં વિતરણની જ તૈયારીની પરિપક્વતા કરવી રહી. અસ્તુ.

લિ. આપના મિત્ર મનજીભાઇના અતિ હર્ષપૂર્વક,

**જય હિન્દ.**

**॥ ઓરૂમ્ ॥**

પત્ર નંબર નવમો, તે પ્રેમપત્ર પાંચમાની પહોંચ.

આનંદનગર, કા. વ. ૧૧, શુક્રવારની

પુણ્યમયી પ્રભાત.

**માતૃ–પિતૃદેવની ઉમંગભરી સેવા જ સ્વર્ગીય સંસારમાં સંતાનોને સાચું સુખ દર્શાવી તેને અપાવનાર દિવ્યદર્પણ છે.**

પ્રેમપુર શુભસ્થાને, શિરછત્ર સકળ તીર્થસ્વરૂપ પૂજ્ય પિતાશ્રી! તથા તેવાં જ મંગળતામાન્ય નિત્ય પરોપકારનાં પરમધર્મ પરાયણ, નિજ શિશુની સંસ્કાર ગુણદાયની વાત્સલ્યમૂર્તિ; પૂ. માતુશ્રીનાં ચરણ–કમળોની સેવામાં તેમજ પૂ. ભગિનીના મૃદુભર્યાં પવિત્ર માયાળુના સદ્દભાવોમાં સાદર અર્પણ.

આનંદનગરથી લિ. આપશ્રીનાં અપાર દયાદાનનાં–સૌંદર્ય મણિમય ચરણારવિંદોની પ્રિયરજને સેવા ભાવનાથી ચુંબી તેને શિર પર અને હૃદય–મંદિરમાં ધારનાર શિશુની આત્મિય ઊર્મિઓથી સાષ્ટાંગ નમસ્કારો.

વિ. વિ. કે આપ મ્હારા **પ્રભુમય–પૂજ્યશ્રીનો** પુત્રવાત્સલ્યથી ભરપૂર રસ–રંગની ઉમંગ–પીંછીએ આલેખેલ કૃપાપત્ર મને આગલી સાંજે મળ્યો, વિગત વાંચીને જાણી. ધાન્ય–ધનની ઉપજમાંથી પૂ. **મોટીબહેન તથા ભાણેજોને અન્ન ભાગ આપ્યો** તે આપ દયાળુની સુભાવના વૃદ્ધિથી મને અનહદ સંતોષ છે. પ્રિયેશ્વર પ્રભુરૂપ શ્રી પિતાજી! તથા શ્રી વિશ્વવંદનીય શ્રી માતાજી! તેથી વધતો આનંદ આપશ્રીનાં પ્રિયદર્શન પ્રાપ્તિથી અને પિતૃ સાથે માતૃધર્મને સાન્નિધ્યમાં સેવતાં જ મેળવીશ.

ચિરંજીવિ રમણલાલને ગુ. પાંચમીની **પરીક્ષા** આપવી છે, એના પરિણામ પછી છઠ્ઠા ધોરણનો અભ્યાસ ચાલુ થશે. શાન્તિબહેન ચોથી ચોપડીના અભ્યાસમાં છે, **બહેનની યાદશક્તિની પ્રજ્ઞા તેજસ્વી છે.** અત્યારે કેળવણીની પધ્ધતિ વિદ્યાર્થીઓને સ્વાવલંબન થવારૂપે ઝડપથી બદલાતી રહી છે, તેનું મેં આપ પૂજ્યશ્રીને પ્રથમ પત્રોદ્વારા જણાવેલ. રાષ્ટ્ર ઘડવૈયા–નાગરિકો કેળવતાં જ સુરાજ્યથી રામ-

રાજ્યનું અતુલસુખ જનગણને પ્રાપ્ત થવાનું.

**હિતેચ્છુઓએ મહાવિદ્યાલય અને વિદ્યાર્થી ભુવનો આદિ ભવનોનાં નિર્માણ સારું બહોળું ધન એકત્ર કર્યું છે.** શ્રી ભગત આદિ સંસ્કારનાં પ્રેમીજનો સુધારાની દીપમાળાએ શણગારી વેદીમાં સેવા-સમિધા હોમવાનાં ઇચ્છુક થયાં, તે સૌનાં ભાગ્યોદયનું મંગળ સૂચક છે. એ સમાચાર મને મિત્રોના પત્રથી મળ્યા છે.

**પરમાર્થનું સત્યવ્રત અંગીકૃત કરતા ધર્મધુરંધરોને અભિનંદન.**

**પ્રત્યેક માનવ પ્રભુજીના સૃષ્ટિ-બાગમાં રોપ આદિને જળસિંચનથી પોષી, સંભાળી અને સૌંદર્યભરી ખુશ્બોથી સજાવનાર સુજ્ઞ માળી છે.**

**ઐશ્વર્યદાતા દયાનિધિની સાથે જ શ્રી લક્ષ્મીજીની** આપણા પર મીઠી દષ્ટિ રહી છે. આપ પૂજ્યશ્રીએ ધન સુવ્યય થવા માટે પરોપકારી-ગુણીઓને સુકાર્યમાં સહાનુભૂતિ આપેલ, **તેમજ વિદ્યાપ્રચારમાં** સુજ્ઞવર્ગોને સહાયક રહીને તે શ્રીઓનું પીઠબળ દઢ બનાવવું. પૂજ્ય ! સુધન (વિભૂતિ) ને નિષ્કામનાથી **અભયપણાના-ધર્મકોષમાં નિત્ય સાચવવાનું એજ શાસ્ત્રો વિદીત અને દેશના કર્ણધાર મહામના શ્રીમાન રાષ્ટ્રનેતાઓ કથીત સાર્થક જ છે.**

**કૃત્યજ્ઞતાથી, વહાલને વધાવ્યાની મીઠી વાણી.**

સભાવૃંદે મને મોટું પારિતોષિક આપ્યું, તે આપ પૂજ્યને મળવાનું વર્ણન મિત્રોએ પણ લખેલ છે. આપશ્રી, તે રકમ સાથે બીજા રૂ. સવાબસો મેળવી **તે રૂ. સવાસાતસોની ભાવનાભેટ** વિદ્યારસિકોને આપશો. સાથે નિજ પત્ર વિગત સંભળાવશો.

સાહિત્યોન્નતિ ચાહક શ્રી માન્યવરોએ ભ્રાતૃમાં નૂતનમાર્ગે **સાહિત્ય-ઝુંઝર** પ્રગટાવ્યાની આદર્શ વૃદ્ધિથી, મને મોંઘું પારિતોષિક આપેલ તે મંગળભાવના મેં **સેવાગુણનાં પ્રેમનયનોએ વંદીને વધાવેલ છે.** એ ધનરાશિ ઉગતા સાહિત્ય રસિકોનાં વિચાર કુસુમોના વિકાસક્રમમાં ઉપયોગ થવાથી, પ્રિય રસજ્ઞોને આત્મિકોન્નતિનાં-મોતીડાં પ્રાપ્તિનો લાભ પરાપૂર્વ સધાતો જ રહે.

**સમાજ અને રાષ્ટ્રિય યશવૃદ્ધિની નૌકાને** ચલાવવાના મંગળ મૂહૂર્તની શુભ ઘડીઓએ, સાહિત્ય મર્મનાં રસિલાં સુયંત્ર-સાધનો વડે રસજ્ઞની વૃદ્ધિના નાવિકો તૈયાર થતા રહે અને તે **અભયનૌકાને** અમાનપણાથી લક્ષીત આદર્શોની પ્રાપ્તિના કેન્દ્રે પહોંચાડવા ને દઢવ્રતી રહે. જેમકે—

**સત્ય બોધક અને આત્મતત્ત્વ શોધક સાહિત્યરસની સાધનાના પ્રેમી જ બનવું.**

— હરિગીત છંદ —

અદ્‌ભૂત અમૃત રસ વિષે ઘેલાં થયાં જે જ્ઞાનમાં;<br>
કૈવલ્ય મુક્તિ સાધવા ઉત્કર્ષ અંબુ પાનમાં;

પ્રિય પંકજે ગુંજી રહ્યા અલી યોગ ધારી ધ્યાનમાં;
એ મિત્રતાના મોદમાં ખરી મીટ માંડી ખ્યાનમાં. ૧.

ઉદધિ મતિ અવલંબવા અતિ પ્રેમ પ્યાલા પી રહ્યા;
અનુભવ થવા આનંદના જે તત્ત્વને સમજી ગયા;
એ ભક્તિની શુદ્ધ ભાવના સન્મિત્રના સન્માનમાં;
એ મિત્રતાના મોદમાં ખરી મીટ માંડી ખ્યાનમાં. ૨.

વાણી તણા વાજિંત્રથી સંગીત શબ્દ ધ્વનિ સદા;
પ્રેમી વિષે હરનિશ એવા અંતરે ચોટી જતા;
તે દર્શ કેરા હર્ષમાં દૃષ્ટિ કુશલ મેદાનમાં;
એ મિત્રતાના મોદમાં ખરી મીટ માંડી ખ્યાનમાં. ૩.

પંચેન્દ્રિ આદિ વિષયને ત્યજી, ગુપ્ત પ્રેમ પ્રણાલિકા;
વેદોક્ત રીતે રાગીઓને રાગીની રસ માલિકા;
જ્યોતિ પરસ્પર જગમગી વ્યાપી ચરાચર વાનમાં;
એ મિત્રતાના મોદમાં ખરી મીટ માંડી ખ્યાનમાં. ૪.

ૐકારથી એ ઉદ્ભવી વ્યાપક છતાં વિરમી રહી;
જ્યોતિ હૃદયનાં મંદિરે ને પૂજ્ય પદ પામી રહી;
નિશદિન અહો ! એ મિત્રના ઉદ્ગાર ઉર ગુણ ગાનમાં;
એ મિત્રતાના મોદમાં ખરી મીટ માંડી ખ્યાનમાં. ૫.

સાહિત્યદેવીના પૂજારીઓનાં પ્રેમળ હૃદયમંદિરોમાં સુકલ્પનાની ચાંદનીએ, વૃત્તિઓની–કુમળી ક્યારીઓમાં સર્વનાં કલ્યાણે નૂતનભાવોની સુંદર વેલડીઓ પાંગરે અને પૂર્વજોએ પરંપરાએ સંભાળીને દીપાવ્યા તત્ત્વમથી મહામાર્ગના ઉર્ધ્વપણાંનાં કલ્પવૃક્ષે વીંટળાઇ તેમાં નિત્ય મઘમઘી રહ્યાં સુરંગી કાવ્યપુષ્પો ખીલે અને તે વૃદ્ધિથી **સૃષ્ટિની શાન્તિનાં સૌંદર્યની સજાવટમાં જ અર્પાતાં રહે.**

આપ સુહૃદોની પરમ પ્રીતિ વડે વિદ્યાદેવી દ્વારા, સદ્વિચારોની વિકાસ પ્રાપ્તિથી **શ્રી ભ્રાતૃત્વનાં પવિત્ર કુળની યશવૃધ્ધિનાં પારિતોષિકો અમે તરુણો અને યુવકોને સદૈવ મળતાં જ રહ્યાં છે.** એજ મિત્રપ્રેમની પ્રાપ્તિએ ભગવતી શ્રી ગીતાજીનાં ગહન ગીત ગુંજનનો, થનગનતા હૃદયોમાંથી પ્રગટતો રહ્યો સર્વ વિજયની સાધનાનો સહર્ષ ઉદ્ગાર છે.

ચંદ્ર સંગે ચંદ્રિકા, પૂર્ણ પ્રકાશે **ખીલે** છે!
ઉદધિ સાથે તરંગોના, ઉછાળો બહુ **હીલે** છે!

ભક્ત પ્રિતે ભૂધરો, બંધાય એ દીલે છે!
સમાજ ભેટે પુત્ર તો, ઉપહાર સદા ઝીલે છે! ૧

તેથી—

ચૈતન્યની પ્રભા ખીલી, એ શિશુઓને ઉપહાર છે!
સુસંકલ્પ સૌને પ્રગટ્યા, એજ સત્ય ઉપહાર છે!
ગુણ, યશ, લ્હાવા ઝીલતા, ઉલ્લાસ એજ ઉપહાર છે!
ભ્રાતૃભાવે થઈ ઐકયતા, સંયુક્ત મિત્ર! ઉપહાર છે! ૨

મળેલું પારિતોષિક—

ઉચ્ચ ઊર્મિનું અજવાળીઉં, હૃદયાકાશમાં ભરપૂર છે!
પ્રભુ યાદીની મૃદુ ભાવના, મન મહીં ચકચૂર છે!
ધર્મ-કુંજમાં ભ્રમણથી. સુવિચારનું બહુ પૂર છે!
સાહિત્ય સુવાસિત વેલડી, નિત ફળ્યે અનુકૂળ છે! ૩

માનવસેવા- ઉપહાર કુસુમોની મકરંદમાં સેવક મધુકરો તન્મયથી લીન બનતાં, અંતે પ્રત્યેક સંકલ્પ-ગુંજારો ભગવન્મય થવાને—

## સાહિત્ય રસજ્ઞનો, ઉપહાર મળતાં મુક્તિનાદ.

—: પહાડી ગઝલ :—

સાહિત્ય સાધનાનો [1]યોગી બની જવાનો;
પ્રેમે હૃદય વિંધી ને [2]રોગી અતિ થવાનો. —ટેક ૧.
પ્રમાદ-ઇન્દ્રિય વિષથી અળગો ખરે થવાનો;
પ્રેમી [3]પથીક કનેથી [4]અમૃત સદા પીવાનો. ૨.
ભ્રમર થઈ [5]કુમુદની [6]સુગંધ ચૂસવાનો;
[7]સંધ્યા જ છો, ને પડતી! તેમાં જ બેસવાનો. ૩.
[8]જીવન અતિ ઉજાળી — સાહિત્યથી જવાનો;
મિત્ર ! મળવા હોંસે પ્હોંચી [9]ક, ને રેવાનો. ૪.

---

૧ = નિત્ય નિકટમાં રહેનાર પ્રણયી. ૨ = પૂરો લગનીવંત થયેલ. ૩ = શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્‌ગુરુના ચરણમાં જિજ્ઞાસુ બની આસ્થા અને નિષ્ઠાવાન રહી સત્સંગ કરવો તે. ૪ = સદ્‌બોધનું દિવ્યરસ પાન કરવું. ૫ = ધોળું કમળફૂલ, તેના જેવું શુભ્રમન કેળવીને. ૬ = મગ્ન રહેવાની-અંતરમુખી વૃત્તિમાં આત્મમોજ માણવી. ૭ = દેહવિલયની ભીતિ જ નહીં. ૮ = એ જ્ઞાનસ્વરૂપ કેવલેશ્વરના દિવ્યધ્યાન રહેવાના સાથમાં. ૯ = નિકટ-જ્ઞાનાનંદમાં રહેતાં, સાધનાયુક્ત (સારૂપ્ય) સમાધિમાં સુખમાણવાની પરમાનંદ શય્યા.

અને:-સુજ્ઞમિત્રોની ઐકાંતિક પ્રત્તિમાંનું અમૃતરસ ઝરણું.

કાવ્ય ભાવ સુંદર ચિત્ર;
દૃગ સમક્ષ સદા ચિતરાય!
પૂર્ણ પુરુષોત્તમ વિશ્વમૂર્તિ;
સુષુપ્તિ એ પણ ના વિસરાય! (૧)

અકળામણે આ અંબુધિમાં!
લીધાં ઝોલાં ઝોલમઝોલ.
અંતર-ગુહામાં તન્ત્રી નાદે,
જીવન પળ બની નિત્ય કલ્લોલ! (૨)

ધર્મશસ એવી નૂતન ભાવે;
નૃત્ય-ઉભરા સદૈવ ઉભરાયે!
પ્રિતમ અંગે વેલ વિંટાઇ;
કુસુમ કળીઓ નિત ખીલાયે. (૩)

પુષ્પોની નિવૃત્તિએ ગૂંથી માળ;
લીધી કર મહીં રાખી સંભાળ.
નિરખતાં મોહન પૂર્ણ રસાળ;
નિત્ય પહેરાવી, માગી સહાય. (૪)

આનંદોધિથી મન મહીં;
મંગળ ગીત સદૈવ ગવાય.
સર્વાંગ મૂર્તિ ભાળી રૂપાળી;
મિત્ર, પરમાનંદ શાન્તિ છવાય. (૫)

લિ. શ્રી કિરતારરૂપ હિતેષીઓની, આજ્ઞાનુવર્તીયના સુહૃદોને પ્રણામ. ૐ શાન્તિ:! શાન્તિ:!! શાન્તિ:!!!

---

## પાંખડી સત્તાવીસમી.

**ધનની વ્યવસ્થા માટે પુનમ ને ગુરુવારની મળેલ સભામાં સિધ્ધાંત મહેક.**

આજની સવાર અવર્ણનીય હોતાં, પ્રેમપુરવાસી અને મિત્રોનાં હૃદયોમાં આનંદ ભર્યો છે. સ્વકુળભૂષણ શ્રી વાશણઆપા, સદા સહાયક વડીલ શ્રી સુંદરજીભાઇ. શ્રી માધવજીભાઇ અને શ્રેષ્ઠજન શ્રી મોતીશા આદિ સદ્દગૃહસ્થો અને તેમનાં વિદ્યા-પ્રિય કુટુંબીજનો તથા બાળકો મંડપમાં નિજ સ્થાનમાં બિરાજ્યાં. કેળવણી પ્રિય ભાઇ, બહેનો, તરુણો અને નવયુવકો વિદ્યાસન્માન માટે દરેક ગામથી મોટી

સંખ્યામાં સાંજે જ પધારેલ. સૌનાં અંતઃકરણો હર્ષથી પ્રફુલ્લિત છે. દક્ષ સ્વયં-સેવકોનું ધર્મવિભૂષિતોનાં સ્વાગત માટે વિનયથી સત્કારવાનું ભ્રાતૃત્વ દશ્ય પ્રેમપૂર્ણ જ રહ્યું છે. જ્ઞાન તરસ્યાંઓ પરસ્પર ભેટવાને ભવ્યમંડપમાં એકત્ર મળ્યાં. સર્વાનુમતે શ્રી માધવજીભાઇ સભાપતિ પદે બિરાજ્યા, ત્યારે વિદ્યાર્થી વિશ્રામજીએ રચ્યું સ્વાગત ગીત કિશોરોએ મળીને ગાયું.

કર્મવીર પધાર્યા રે.... પૂજન કરતાં આળો,
સુધારા દીપાવા રે.... વિદ્યા–જ્યોત જગાવો.–ટેક ૧
દાનનાં ઝરણે રે.... મહા વિદ્યાલયો સ્થાપો;
જીવન સુકૃતે રે.... સુખડાં બહુ એ આપો. ક. ૨
સરસ્વતી માતા રે.... તત્ત્વ–ભોજન પીરસાવે;
ગૂઢ જ્ઞાનની વાણી રે.... શાસ્ત્રોમાં હરશાયે. ક. ૩
શિશુઓની આરતી રે.... વિવેક પ્રિતે સરસાયે;
શિક્ષકના વહાલે રે.... વિદ્યારસ વરસાયે. ક. ૪

કેળવણીવૃધ્ધિનાં રચનાત્મક કાર્યોની સંક્ષેપ રૂપરેખા.

નોંધાયલાં નાણાં અને વાર્ષિક દાનની રકમ એકત્ર કરતાં તે સર્વાનુમતે ચૂંટાયલા પંચદ્વારા કોષાધ્યક્ષને સોંપી. સાથે ઠરાવોનું બંધારણ શ્રી મંત્રીજીએ સર્વને વાંચી સંભળાવ્યું.

(૧) વિદ્યા જ માનવનું પરમ ભૂષણ છે, એ નીતિએ આપણે સર્વ સંમતિથી પ્રથમ પ્રેમપુરમાં મહાવિદ્યાલય તથા વિદ્યાર્થી ભુવનની સ્થાપના કરીએ છીએ. દરેક વર્ષનું પુણ્યધન એકત્ર કરતાં રહી, બહુમતિથી મોટાં ગામો અથવા જ્યાં પ્રથમ આવશ્યકતા જણાય ત્યાં અનુકૂળે; વિદ્યાલયો તથા વિદ્યાર્થી ભુવનો અને વાંચનાલયો બનાવવાં.

(૨) આપણા ધર્મસેતુ–મહાજનાત્માઓએ, પુણ્ય કર્તવ્યોથી બંધાવેલ ધર્મશાળાઓ છે છતાં કુટુંબોને આવતાં જતાં શહેરોમાં બંદરોપર સગવડતા સારૂં સૌએ વધુ + ફંડ ભેગું કરાવીને એવાં રચનાત્મક કાર્યો કરવાં.

---

+ = (૧) કપડવંજ ગુજરાતમાં ધર્મશાળા. (૨) ધનસુરામાં બે, સ્થાનમાં. અને (૩) તલોદમાં. (૪) દહેગામમાં. (૫) મોડાસામાં. (૬) હિમ્મત નગરમાં. એમ સાત સ્થાનમાં બંધુઓની સગવડ સાચવતી; સમાજ બંધુઓના સહકારથી હજારોના ખરચે ધર્મશાળાઓ બંધાઇ અને તેનો પૂરતો લાભ પણ મેળવાય જ છે. ધનસુરામાં રૂા. એંસી હજારના ખરચે આદર્શ વિદ્યાર્થી ભુવનનું નિર્માણ કર્યું છે; તેમાં ૨૧ વ્યવસ્થાપક કમિટીના હોદ્દેદારો સાથે મદદનીશ સભ્યો અને એક ગૃહ-પતિ તથા પાકશાસ્ત્રીઓ આદિ કર્મચારીઓનું પૂરૂં નિયમન છે. વિ. ભુવનમાં ૭૫ થી ૮૦ વિદ્યાર્થીઓ લાભ મેળવે છે. કચ્છ વિરાણીમાં રૂા. ૩૯ હજાર તથા

(૩) સુજ્ઞો જેમ, **વિધવા અને બાળ અનાથાશ્રમ** કરવાં જરૂરી છે. (જે વિધવાઓ તથા બાળકો આશ્રમોમાં આવી શકે, તેવી સંખ્યાની પત્રોદ્વારા પ્રથમ સૂચના પણ કેન્દ્રમય પ્રેમપુરના સભ્યોને કરવી.

(૪) બાળકોનાં આરોગ્ય રક્ષવા માટે * શાસ્ત્રીય આજ્ઞા અને શાસનના ધારા-અનુસારે (શારદા એક્ટ) **બ્રહ્મચર્યવ્રત** પાલનની નીતિથી યુવાન વયમાં આરોગ્ય નિહાળીને તેમનાં વાલીઓએ તેનાં સગપણો શોધવાં, વિદ્યાર્થીઓના **વિદ્યાધ્યયનનો** સમય પણ પૂરો થયેલ હોય. આ આદર્શ નિયમથી જાતિ અને રાષ્ટ્રગૌરવ દીપાવનાર **કૌવતશાળી સુપ્રજા** કેળવતાં, સ્વઃ સાથે **વિશ્વકલ્યાણ જ સધાયું રહેશે.**

(૫) ઉગતા સાહિત્ય રસિકોને વિદ્યાવૃદ્ધિમાં ઉત્તેજન દેવા માટે **વાંચનાલયો** સ્થાપી તેમાં વેદવિદ્યા અને હુન્નર–કળા, ઇતિહાસો અને ખેતી–વાડીનાં આદિ વિવિધ પુસ્તકો પ્રચુર માત્રામાં વસાવવાં.

**પ્રજાનું પૂરું સુખપોષક ન્યાયવંત શાસન જ છે.**

(૬) સવિનય સાથે પ્રજાહિતસ્વી શ્રી મહાનુભાવોને નમ્ર નિવેદન છે, કે અમારાં કૃષિકાર જીવનમાં **શ્રમયજ્ઞથી, ધીરધારિણી આભોમની** પ્રત્યેક ક્ષણમાં આરતી કરી રહેલ; પ્રજાજનોનાં બાળકોને કેળવણીનાં સર્વોત્તમ કાર્યને ખીલ-વવામાં જોઇતી **ધરતી, ધન** આદિ સુવિધા મેળવવાને અમે શાસનવાહક શ્રી મહાનુભાવોની સર્વહિત દર્શિય–પ્રેમળદષ્ટિના ઇચ્છુઓ છીએ. **રાજ્યતંત્ર અનુકૂળ સહકારથી સેવા કરવા માટે** તેમજ રાષ્ટ્રયશ રક્ષવામાં નિષ્ઠાધારી નિપુણ નાગરિકો કેળવવાને પણ અમે કૃષિકો ભાગ્યવંત બનીએ. (ઠરાવ છઠ્ઠાની પ્રતિલિપી શાસનનાં વિકાસ કાર્યાલયમાં મોકલી છે.)

(૭) સમયાનુકૂળ જોઇતા ઠરાવો ઘડી, વિશેષ લાભ પ્રાપ્ત કરવો. (સભાસદોએ

---

કોઠડા, મથલ અને વિગોડી આદિ ગામોમાં પણ હજ્જારો અને લાખો રૂપિયાના ખરચે સહકારી શાળાઓ બંધાઈ છે. તેવાં વ્યાપક જન કલ્યાણ કરનાઓને પ્રભુ ! વધારેમાં અતિ વધારે ભાવના બુદ્ધિ આપજે.

* = સંસ્કાર વિધિ અને મનુસ્મૃતિનું મનન અને નિદિધ્યાસન કરવું.

ભુજ (કચ્છ)માં ધર્મશાળા બાંધવી અને નખત્રાણામાં **વિદ્યાર્થી ભુવન** બના-વવા અંગે સમાજના સુહૃદ **શ્રીયુત નેતાઓ** વિશાળ ધનદાન એકત્ર કરવાની યોજના વિચારી રહેલ છે. તે રચનાત્મક કાર્યને સૌએ પૂરું અનુમોદન આપવું, એ સમાજના દરેક **દાનવીર બંધુશ્રીઓનું પુણ્ય કર્તવ્ય છે.** પૂ. સમાજનું બૃહદ્-સંગઠન સાધવાનો જ આ સુવર્ણ યુગનો સમય છે તેને દીપાવવો જ. એ પવિત્ર-કાર્યને અનુકૂળ સ્થાનમાં વિશાળ સંમેલન યોજીને કરવું.

આપનો સ્વયંસેવક પુંજાભાઇ.

ઠરાવો સમજીને અનુમોદનથી વધાવ્યા.)

શ્રી મંત્રીએ પુનઃ કહ્યું:-શ્રી મનજીભાઇની ગઈ તેરસે તારદ્વારા સૂચના છે કે "મિત્રો ! હું પુનમના બપોર સુધીમાં પ્રિયજનોનાં મંગળ દર્શન કરીને કૃતાર્થ થઇશ." (તે પત્ર, સભા સમક્ષ ગદ્ય અને પદ્યની શૈલીએ વાંચી સંભળાવ્યો ત્યારે જનતાનાં હર્ષથી પ્રાણપ્રિય ધર્મનો જયઘોષ ગુંજ્યો.)

**અનુભવીને પ્રેમથી, સંતજનોની પથારીમાં બેસવા વડે જ પરમ લાભ મળે છે.**

પ્રેમવૃદ્ધિના મંગળ પ્રસંગે **શ્રી ભગતજી, શ્રી મૂળજીભાઇ અને શ્રી પરબત બાપુજી** સભામાં પધાર્યાં. તેઓશ્રીને સ્વયંસેવકોએ વંદનથી સન્માની, યોગ્ય સ્થાનમાં બેસાડયા. થોડા સમય પછી શ્રી ભગતજીએ સભાનિયમ પ્રમાણે રજા મેળવી, સ્વ:વિચારોનો ખુલાસો કરાવી, જીવનમાં સત્ય ધારવાને પ્રીતિથી બે વાતો કહેવા માટે ઉભા થયા. ત્યારે કોઇક જનો કુતૂહલ અને આશ્ચર્યમાં રહેલ કે "પ્રથમથી જ ત્રેવડતારો અને ગરીબડાંઓનો બહુ મારો રહેલ, એવી કપટ ક્રિયાઓની માયાજાળ ગુંથનારાની આ ત્રિપુટી તે વળી આજ અહીંયાં ? પરંતુ જે વાતો ચર્ચાશે, તેનાથી આપણે સારાંશ તો જાણશું જ.

**શ્રી ભગતજીના વિચારોનો નિર્ણય.**

ભઃ-(હાથ જોડી) વહાલાંઓ ! મેં આવી સભા કદી પણ જોઇ નથી. મારા બોલવામાં ભૂલચૂકની ક્ષમા કરશો.

(૧) પ્રશ્ન, સ્વધર્મ કોને કહેવાય ? એ અંગમાં અમારે કેવાં આચરણો પાળીને કયા માર્ગમાં વરતવું ? અમારી ઓછી બુદ્ધિથી એવું પણ હવે ન થવું જોઇએ કે "રાખ ઉડતી ઉલમાંથી નીકળીને ફરી એકદેશીની દંભતાભરી (પેટભરું) દ્વેષી ચૂલમાં પડાય !"

(૨) પ્રશ્ન, મૃતદેહોનો અગ્નિસંસ્કાર તો પ્રથમ મને જ ભય ઉપજાવે છે ! તેની ઠીક સમજણ વિના જ સૌ ભ્રમમાં રહેલ અને એ સંસ્કારનો લાભ લેવામાં પણ અમે પછાત છીએ. બુદ્ધિવંતો ! ખરો નિર્ણય મને સમજાવી મારા જિજ્ઞાસુ થયેલ અલ્પ વિચારોનું સમાધાન કરાવશો.

(૩) પ્રશ્ન, હમણાં "વારો" કોયો છે ? વારો એટલે શું ? અમે કઈ હિતવાતોનું મૂળ માનવું ? મેં ન પૂછ્યું હોય, તેવાં સત્યરત્નોએ જડયાં સુવિચાર-આભૂષણો ઓળખાવીને અમારાં અંગ-પ્રત્યંગોમાં ધારવાનાં રહસ્યો પણ સાથે જ કહી સમજાવશો.

(શ્રી ભગતજીના પ્રશ્નોના સમાધાનમાં શ્રી અધ્યક્ષ મહાનુભાવની આજ્ઞાથી, શ્રી મંત્રીજીએ ઉભા થઈ:-) "ૐ જ્ઞાનપ્રકાશી સત્યમાર્ગ સદા દર્શાવનાર શ્રી વિશ્વના પરમ ગુરુદેવને નમસ્કાર છે."

(૧) ઉત્તર, "સત્ય, ધૈર્ય, પવિત્રતા, દયા, નીતિ અને ક્ષમા આદિ ધર્મનાં દશ

**લક્ષણો** જીવનવ્રતમાં ધારવાં. કોઇપણ પ્રાણીને કષ્ટ ન થાય તેવું સદા મન, વચન અને દેહનાં કર્મથી **વેદોક્ત** નીતિરીતિનું વર્તન. આત્મા, બુદ્ધિ, મન અને વાણીમાં જે **સત્યવિદ્યાથી** જગત વ્યવહારો યોગ્ય રીતે પરખાય તેનું જ વર્તન કરવું, એ માનવમાત્રનું અનાદિસિદ્ધ આત્મપ્રિય-સ્વધર્મ છે." શ્રુતિવાક્ય છે કે—

**"आत्मनः प्रतिकूलानि परेशां न समाचरेत्।"**

ભાઃ-પોતાના આત્માને ઠીક નથી, તેવું આચરણ બીજાં માટે ન કરવું.

÷ પ્રભાતમાં શૌચ આદિ પછી સ્નાનથી પવિત્રપણે (મંદિરમાં કે ઘેર એકાંતમાં) બેસી, ૧૦૮ વાર **ગુરુમંત્ર ગાયત્રીના** જપ કરવા. વિશ્વકર્તાનું સંધ્યા આદિ ષટકર્મ યુકત એકાંતમાં તદાકારવૃત્તિએ સવાર, સાંજે ધ્યાન ધરવું. નિષિદ્ધ પાપકર્મ અને દુર્વ્યસનોનો ત્યાગ તેમ સદાચરણોનો સંગ્રહ. **"મૃત્યુમાંથી અમૃતમાં ગમન."** વિદ્યાવૃદ્ધિ આદિ પૂર્વજોમાન્ય પ્રકાશના મંગળમાર્ગમાં વિચરવું એજ વિશ્વવ્યાપક પવિત્ર સત્યધર્મનાં અગાધપણાનું રહસ્ય છે. તે પ્રેમળતત્ત્વ પૂ. મહાનુભાવોએ આપણે માનવોને શાસ્ત્રોમાં બહુ પ્રકારથી સમજાવ્યું છે, એજ મેં સંક્ષેપમાં આપશ્રીને મારી સ્મૃતિ પ્રમાણે કહેલ માટે **ધર્મશાસ્ત્રો સાંભળવાં, વાંચવાં અને પરમ જિજ્ઞાસાથી નિત્ય સત્સંગ અને સ્વાધ્યાય કરવો. એજ સનાતન સ્વધર્મ અને તેનાં સઘળાં અંગો પાળવાનાં એટલે નિત્ય ધારણ કરવાનાં જ છે.**

**અંત્યેષ્ટી સંસ્કાર તો બુદ્ધિવાદથી, પૂર્ણ નિર્ણય લેવાની ગુણ કસોટીએ આદર્શ જ છે.**

**(૨)** ઉત્તર, જ્યાં ગંગા આદિ નદીઓ વિશ્વેશ્વરનું મંગળ ગીત ગાઇ રહેતાં પરમાર્થ કરતી વહે છે, ત્યાં ઘણે ભાગે મૃતદેહને વિધિયુકત + **જળમાં પધરાવાય છે.** જ્યાં પુષ્કળ જળ હમેશાં વહેતું નથી ત્યાં **વિધિ વડે અગ્નિસંસ્કાર જ થાય છે,** જેથી અન્ન ઉપજાઉ તેમ વસતી વધારવા યોગ્ય ભૂમિ ન રોકાતાં એ રીતે જનતા જનાર્દનનાં પોષણનું હિત થવામાં; **સૃષ્ટિનાં અનેક ઘણાં કલ્યાણ કાર્યો જ સમાયાં છે.**

**ક.** એ બન્નેનો જ્યાં મેળ ન થાય ત્યાં માન્યતા યુકત આજ પણ સાવધાનીથી મૃતદેહો × વનમાં રખાય છે. ✢ અષ્ટાંગયોગીઓનાં આત્માકોષોને કીર્ત્તન

---

÷ આગળ પાંખડી ત્રીજીમાં પૃ. ૧૩ થી ૧૬ અને પાંખડી પાંચમી પૃ. ૨૧ થી ૨૭ સુધી વાંચન, મનન અને નિદિધ્યાસનથી પ્રાર્થના કરવી.

+ સ્ટીમરો પર થતાં મૃતદેહો, ઘણે અંશે સમુદ્રમાં જ પધરાવાય છે.

× પારસી બંધુઓ જ વર્તે છે. આપદ્ધર્મ સંભાળીને સમય સચવાય છે.

✢ પૂજ્ય સમર્થયોગી **શ્રી અરવિંદઘોષનાં** સિદ્ધ-સ્થૂલપર પોંડીચેરીમાં સમાધિ બનાવી છે.

આદિ ભાવુકક્રિયાએ, **ભૂમિમાતની ગોદમાં જ આસનો અપાય છે.**

**ख.** પ્રત્યક્ષ ભૌતિક અગ્નિ તો **મૃતદેહોને ભસ્મીભૂત કરે છે.** વનમાં રખાયાં તેમ ભૂમિમાં સાચવ્યાં તથા જળમાં પધરાવ્યાં મૃત સ્થૂલોને જે નાનાં, મોટાં પ્રાણીઓ અને જીવજંતુઓ ભરખે છે, **તેની પ્રદિપ્ત રહી જઠરાગ્નિમાં જ તેના અવશેષો બળીને સ્વાહા થાય છે.**

**ग.** **અગ્નિદેવ વિના જીવોનો સ્વજીવન વ્યાપાર જ સિધ્ધ નથી. કેમકે અમૂલ્ય નેત્ર–રત્નોની જ્યોતિમાં પણ અગ્નિદેવનો જ અપૂર્વ પ્રકાશ રહ્યો છે.** એ વિશ્વવ્યાપક મહાવિજ્ઞાનીનો અખંડ વિવેક ધાર્યે, **મૃત–સ્થૂલો સમિધા સંગે મંત્રક્રિયાથી સર્વમાન્ય અગ્નિદેવને જ સોંપાય છે** માટે જ " સર્વ સંસ્કારોથી તે જીવની સદ્‌ગતિ થાય છે. " વધુ ખુલાસા અંગે **" સંસ્કાર વિધિનું " સ્વાધ્યાયથી મનન કરવું.**

**घ.** અગ્નિનું પૂરૂં લાભદાયી દૃષ્ટાંત કે અષાઢ, શ્રાવણ આદિ મહિનાઓમાં વાદળું ઘટાટોપ બાંધી વરસ્યા કરે છે, ત્યારે મોલ આદિ વૃક્ષો અને જીવજંતુઓ અવનવા રોગગ્રસ્ત બને જ છે. મનુષ્યો અને ઢોરાંઓ **અજીર્ણ, તાવ, વલ્લો, સંધીવા આદિ** વ્યાધિઓથી નિસ્તેજ રહે છે. વાદળું હટી સૂર્યતાપનાં દર્શન થતાં, સર્વમાં તેજ સંચારે નૂતન સ્ફૂર્તિ પ્રગટે છે; ત્યારે **આદિત્ય** અને તે મહાવિજ્ઞાની–વિશ્વઅગ્નિના સ્વયં બનાવનાર પરમ નિયામકનું માનવોનાં અંતઃકરણ–મંદિરોમાં સ્વયં સ્મરણ કરાય જ છે. એમ સત્યપાલનની પૂરી નીતિ રીતિએ; જગતના વિજ્ઞાનવેત્તાઓ **સૂર્ય કિરણોનાં સ્નાનવિધિની મહત્તાનો લાભ મેળવવા સૌને સ્પષ્ટ સમજાવે છે. તેવાં " સૂર્ય સ્નાનનો "** ચતુર માનવો સ્નાયુ સ્ફૂર્તિએ નિત્યપ્રતિ પરમલાભ મેળવી રહ્યાં છે. વડીલ ! આજ તો સૂર્યાગ્નિનાં કિરણોનાં જથ્થાના સંગ્રહ વડે જબરાં ( ભીમકાય ) યંત્રકાર્યો ચલાવવા માટે **છેલ્લા " આવિષ્કાર " ની શોધખોળ પણ ચાલે છે.** એજ સનાતન તત્ત્વાગ્નિ સર્વમાન્ય **હોવાથી, સૌનું** કલ્યાણ કરે છે તેમ કલ્પોપર્યંત કર્યાં જ કરશે. જિજ્ઞાસાથી ઠીક વિચારતાં અગ્નિના વિશાળ પરમાર્થીય **સુંદર**તાની સૂક્ષ્મ ગૂઢતા સમજતાં, જ્ઞાનનો ગુણધર્મ ગ્રહણ કર્યાના **વ્યાપક નિર્ણયે જ અંત્યેષ્ટી સંસ્કાર સર્વોત્તમ અને બુદ્ધિપૂર્ણ સિધ્ધાંત હોવાથી; અદ્વૈતવાદે સભ્ય સંસારનાં** દક્ષ **માનવોમાં અતિ માન્ય છે તેમજ સૌ સુજ્ઞવર્યોને માન્ય બની જ રહેશે.** એજ દક્ષ વિજ્ઞાનિઓની, વિદ્વાનોની અને અમારી સૌની અટળ શ્રદ્ધા છે. વધુમાં સત્યાગ્નિનું મંગળ સ્વરૂપ સમજવાનું કે, **કલ્પોના અંતમાં પણ મહાપ્રલયાગ્નિ પ્રકટતાં,** સ્થાવર અને જંગમ પદાર્થો તે વિશાળ અગ્નિપુંજમાં જ સ્વાહા થાય છે અને નિયામકની અપાર નિધિથી પુનઃ વિશ્વ સુંદર બની જરહે છે.

(૩) ઉત્તર, વારાનો "પ્રશ્ન" એવો છે કે એકાંતરીઓ આદિ તાવ અને બાળકોની રમત ગમતોના વારા હોય, ધર્મના વારા નથી હોતા ! ધર્મ તો યુગો અને કલ્પોના આદિ, અનાદિ અને મધ્યમાં પણ એક જ પરમ સત્ય અચળ નિયમોથી પૂર્ણ પળાતાં રહેતાં ભાવિકોનો સર્વ રીતે ઉધ્ધાર કરતાં, સચ્ચિદાનંદઘન દિવ્ય સ્વરૂપમાં શાન્તિનું કલ્યાણભર્યું દયાદાન આપી રહેલ જ છે. માનવોનું પરમ સુખદાયી આશ્રયસ્થાન અને આપુકું અનાદિ-સિધ્ધ, સંભાવિતો માન્ય સત્ય સનાતન ધર્મ છે. એવું પવિત્ર તત્ત્વનું રહસ્ય ધારી તેનાં આચરણોથી દરેક સમયમાં વિશ્વમાનવોનો સંપૂર્ણ ઉધ્ધાર થયો અને તેમ થતો જ રહેશે, એજ અમારાં સર્વદા પ્રાણપ્યારાં નિશ્ચય-વ્રતથી અંતઃકરણ-મંદિરમાં ધારેલ આત્મિકપ્રીતિની અડગ શ્રધ્ધા છે.

ભગતઃ-(શ્રી ભગતજીએ ધર્મનાં રહસ્ય સિધ્ધાંતો સાંભળી પ્રેમવારીથી અંતઃકરણનું પટ પલળતાં તેમાંથી જ વિશાળ ગુણો ગ્રહણનાં અંકુરો પ્રગટયાં.) ધર્મામૃત નિત પીવાથી મન, વિચારો અને વર્તનથી જીવન પુષ્ટ તેમ નિર્ભય કરેલ પ્રિય અને પૂજ્ય સંસ્કારી આત્માઓ ! સત્યતત્ત્વ ધારણ કરેલ વીરજાતિ શ્રી પાટીદારોનો જય હો ! જય હો ! ! જય હો ! ! ! મારી કુશંકાઓ ગઇ. "જ્યાં જ્ઞાનનું અજવાળું થાય છે ત્યાં અજ્ઞાનનું અંધારું રહેતું જ નથી." એ સનાતન સત્ય ન્યાય મેં આજે મારા મૂઢ જીવનની જાગૃતિ પરથી સાક્ષાત નિહાળ્યો જ. વહાલાં સભાજનો ! હવે મારો યોજેલ સત્ય નિર્ણય જણાવું છું.

મારાં જોડીદારો પાસેથી વરસોંદીની ઉઘરાવી અને તેમાં અમે (પિતા, પુત્ર) મેળવેલ, એમ રૂ. સવા અગિયારસોની સીલક મારી પાસે છે તે ધન હું અહીં બહુ ગુણોવાળું સરસ્વતી મંદિર થવામાં સોંપું છું. (રકમ સભાપતિને આપી.) ભાંડુઓને અનર્થોનાં-ગરણથી સત્વર ઉગરવાનું જ સૌનું મુખ્ય કર્તવ્ય-ધર્મ હોવાથી હું, મારાં ગોઠિયાંને આપણા ભ્રાતૃસંગઠનમાં નક્કી લઇશ. એ આપશ્રીઓને વચન આપું છું. (હાથ જોડી નમ્યા. સભાવૃંદે, ભાવિક-જનના સુવિચારોને સન્માનપૂર્વક વધાવ્યા; કે "ધર્મપ્રેમીઓનો સદાય જય હો" એમ ધન્યવાદોએ મંડપ ગુંજ્યો.)

(શ્રી મંત્રીજીની અનુમતિથી, શ્રી ગોપાલજીભાઇએ પદ ગાયું.)

**સત્સંગીઓની સુવૃત્તિઓમાં નિત્ય વહી રહ્યું છે વિનોદી ઝરણું**
**અને તેનાથી લેવાયું એકેશ્વર પિતાનું જ શરણું.**

— પદ —

એવો રે આનંદ ક્યારે આવશે, કરીએ કૃપાળુનું રે દરશન (૨) —ટેક—
શમ, દમાદિ સાધને કરી, વૃદ્ધિ થાયે ધર્મજ્ઞાન; (૨)
ગુરૂગૃહે પ્રિયતા પૂર્ણે, સત્સંગે કરવું ગમન. ૧.

શ્રધ્ધા યુક્ત મનથી, અની જપવું કૈવલ્ય નામ; "
અંતરમાં વસેલો રે, શ્રીજી થાય રે પરશન. ૨.
મોહ, માયા, મનથી વેગળા, સાથે અતિ રે પરપંચ; "
શ્વાસ ઉશ્વાસે ભજતાં હરિ, કરે સવેળાએ રે જતન. ૩.
મીઠાં સુખડાં માણી કરી, જવું અલખને રે....ભુવન; "
દિવ્ય દરબારે—વૈકુંઠમાં મિત્રો ! રહેવું મગન. ૪.

(ત્યારે, સત્યધર્મ સનાતનની જય ગર્જના ગુંજી જ રહી.)

---

## પાંખડી અઠ્ઠાવીસમી.

### સત્ય ધારણની સુવાસ.

(પાંખડી ૨૨ મીનાં પૃ. ૧૬૨ નું અનુસંધાન.)

મિત્ર વાંચક ! આપણે ઘણા સમયથી અનુભવ મેળવવામાં વિસામો લઈ, પ્રથમની વાતોમાં ચિત્ત પરોવીએ. શિવરાજસિંહ વાડી પર ગયા પછી શ્રી મૂળજીભાઇએ, શ્રી ભગતબાપુજી સાથે ગોષ્ટિ કરેલ તે આપણે જાણતાં; રસપાન કરવાને ઠીક સમજશું.

### થયેલ વાતોનું ધ્યાન.

મૂઃ–(બીજની પ્રભાતે પિતા, પુત્રની વાતો સાંભળી, શ્રી મૂળજીભાઇનાં પવિત્ર હૃદયમાં સંસ્કારો જાગ્યા.) શ્રી માનાભાઈ! તમે પુત્રની અડગ ધર્મભાવનાથી ગૂઢપણું સમજી સત્ય ધાર્યું. હું પણ હવે **"દંભીઓની પ્રપંચી પોલમાં"** નહિ રહું !! વહાલાંની પરસેવાની–ખરી કમાઇનું ધન ખોઈ× ચોરોનાં ઘરમાં ભરવાનું મને પણ ઠીક નથી જ લાગતું !!

" બેઠે દોહિએ બકરી, ઉભે દોહિએ ઊંઠ;
જેવો વા વાય, તેવી ફેરવવી પૂંઠ. "

અને—

" કરતાં હઇએ તે કરીએ, બીજું કરીએ ન ડગ;
માથું રહે શેવાળમાં, ને ઉંચે થઈ જાય પગ. "

પૂજ્યોની હિત કહેવતોની સમસ્યાઓથી તરત સાર લેવા માટે **આજથી જ સત્યમાં જ ચાલી, મને પણ તમારી રીતે ગોટાળો ત્યાગવો છે.** મિત્રોના વિદ્યાપ્રચારથી એક જ પખવાડિયામાં સમાજમાં ઘણું અજવાળું થયું. ઘેર ઘેર સનાતનધર્મ ધારવાની લાગણી ભરી **વાતો ચર્ચાય છે!** ગોઠિયાંનાં બાઇ, ભાઈ,

---

× = આપણા હિત ચિંતકોએ, તેને (...) કહેલ કે "અમારાં ભોળાં ભાંડુ પાછળ શા માટે પડેલ છો ? કેમ કેડો નથી મૂકતા ?" તેથી તે દંભવારી–ચોરો છે.

વહુ, દીકરીઓ અને સમજુ તરુણોનાં મોઢાપર ગૌરવથી જ્ઞાનસૂર્યનું ઝળહળતું ઓજસ દર્શાય છે!! (ઉમંગથી) મિત્રો ભેગા થતાં, તમારી સાથે હું પણ સભામાં ચાલીશ. (ત્યારે સભામાં પહોંચ્યા.)

મૂઃ- (હાથજોડી) અમને તારનાર પ્રિય પંચરૂપ પ્રભુ દર્શનીય મેળાવો. (વંદયા)

**શ્રી ભગત બાપુજીના સંગથી જ્ઞાનરંગ વડે રંગાતાં, ભાવિક મિત્રનો પણ થયેલ તરત ઉધ્ધાર. કેમકે—**

॥ ૐ ॥

— ચલતી ઢબ. —

મૂળો નામ મારું, પાપનું **મૂળ** હું છું !
સર્વ હિત આડે, દુઃખનું **શૂળ** હું છું !! ૧

સન્માર્ગે જતાં—

અંધુ જનોને રોકયાં, **કુલાંગાર** હું છું !
શાણાં ગુણીને ટોકયાં !! ભ્રમનાર હું છું !! ૨

હું, તો—

ખિહામણા કૂપ વચ્ચે શિરે ઊંધે **લટકયો !**
બહુ મારી ને પછાડા !! ભોળાં મને **ભટકયો !!** ૩

* * * *

હવેથી—

સવેળા દોડી આવ્યો ! હું હતો **ન બાપો !!**
પ્રિય **ધર્મ બાપુકાની,** મમ રુદિયે છાપ **છાપો ?** ૪

અરેરે ! મેં તો !!— કરુણાથી હરિગીતની ચલતી ઢબ.—

ચિત્ત **ચોરટું, ચટપું** કરી, પ્રિય **નાત લૂટાવી** બહુ.....
ભ્રમ—જાળમાં **ભોથો** બની, **ધર્મઘાત** મેં **કીધી** બહુ..... ૧

વહાલાં પૂજ્યો ! ( હાથ જોડી, આંસુ ભર્યે નેત્રે )

ધિકકાર હો ! ફિટકાર હો !! મુજ **પાપીને** ધિકકાર હો !!!
અવજ્ઞા કરી, રે! સત્યની કહોને મને, ફિટકાર હો !! ૨
પથ્થર રખાવી છાતીએ ને... નિંદમાં ઘોરી રહ્યો !
માંદો પડયે, મૂઓ નહીં ને કર્મકૂટો જ બની ગયો !! ૩

હવેથી, તો—

કળું કરાવ્યું કાળજું, તે વિવેક—વારીથી ઉજળું કર્યું....
દીલ—દર્પણે દેવનું બહુ ભાવ ભજનિયું ભર્યું.... ૪

(આંસુઓથી ધારાઓ વહેતાં-)

ભાઈ હું, છું આપનો, પણ **"પોલમાં"** જીવતે મર્યો....

ખટકો હતો જે **ખોટનો** મુજ મનથી **અળગો** કર્યો.... ૫
અજ્ઞાન-અંધાં **નેત્રથી** નિજ **હિત** દર્શાયું નહીં!....

પ્રિયવંનાં! તે ઉધડતાં હવેથી—

ગૌરવ વિશ્વે **સત્ય-સૂર્ય**નું, દીપાવવું મહાજન રહી.... ૬

મારો મીઠા ભ્રાતૃ સંગઠ્ઠનમાં ભળી, નિત્ય બંધાવા માટે ઉદ્દગાર છે કે-

— ચલતી ઢબ —

ગોખ્યા ગંદા-**મેલને** હું, ત્યાગવા હુશિયાર છું!....
પશ્ચાતાપથી **મંજન** થવા, આ પળે જ **તૈયાર** છું!!! ૧
ફેંકી કથીરનો-કાચ ને ગ્રહી, પ્રાચીન **લાલને**;....
મગ્ન થઈ પિતા **પ્રેમમાં** છોડી કપટી કુ, ચાલને.... ૨

(ત્યારે શ્રી ભગતજીનાં **ગોઠિયાં** મંડપ સમીપ દોડી આવી, અત્યારનું વિચિત્ર ખૂબીભર્યું વાતાવરણ અનુભવવા માટે એકીટસે અને ચક્તિ દષ્ટિએ નિહાળીને; કહેવાનાં હિત વચનો શાન્તિપૂર્વક સાંભળી જ રહ્યાં.)

**પાપોના તાપો શમન થવા માટે શ્રી વિશ્વપિતાનું ધ્યાન.**

— રાગ, ચલતીએ ત્રણ તાલ —

પ્રભુજી! પાર ઉતારો દીનને;
પ્રભુજી!! પાર ઉતારો?.... ટેક-૧.
મલીન મનડું ઉજળું કરવા; (૨)
દીધો જ્ઞાનનો-પારો.... પ્ર. ૨.
ભવસાગરમાં ડૂબી રહેલાં; ,,
તેને, તારવા આવો?.... પ્ર. ૩.
દૂર નહીં તું, નિજમાં રહ્યો છે; ,,
સંસાર તારક-માવો.... પ્ર. ૪.
તુજને ભજતાં, માયા તજતાં; ,,
મળ્યો અમૂલખ લહાવો.... પ્ર. ૫.
તાપ ત્રિવિધિ દૂર હઠાવ્યે; ,,
અમૃતરસ વરસાવો.... પ્ર. ૬.
જોઇ રહ્યાં સહુ દિવ્ય દષ્ટિથી; ,,
પરબ્રહ્મ—પ્રેમ—મિનારો.... પ્ર. ૭.
**મિત્રો!** નિત્યે, મળી સત્સંગે; ,,
પ્રભુ ઉપકાર સંભાર્યો.... પ્ર. ૮.

( સભાજનોના, ધર્મવીર પર વાહ ! વાહ !! ના ધન્યવાદો વરસ્યા.)

અને— — ચલતી ઢબથી —

સારું કર્યું **ગુરુદેવોએ,** પ્રિયો તણા ઉધ્ધારથી!
અનિષ્ટને છેદન કર્યું !! **સુપ્રચારની**–તલવારથી!!! ૧

તેથીજ— — કરુણાની ઢબ —

હાલ, પાખંડ **હકલાવીને** હર! હર!! હર!!! ઉચ્ચારું....
ભાગીરથી ઝીલનારનું, જપું "સત્યં શિવં સુંદરમ્" પ્યારું ....૧

આત્મમિત્રો ! જે અહીં સંતાઈ, પ્રેમથી સાંભળી રહ્યાં છો તે સારું જ તમને નમ્રતાથી વિનંતી કરું છું કે—

— ચલતી ઢબ. —

મેં તો સારાસાર ના, બહુ **વિચારો** કીધા;
મિત્રોનાં કહ્યાં **સુવેણે,** અમૃત કટોરા **પીધા.** ૧.
તજી આજથી અનર્થો! લીધો રાહ **સીદ્ધો!!**
મરજીવ્યાનો મારગ અતિ હોંસે **લીધો!!!** ૨.

તમારો જ— — ચલતો ઢાળ —

હું હતો બહુ સમયથી, સરવે કાજ માંહી **અગવો;**
પ્રિતે મળીને **સત્સંગે,** નિજ કુટુંબ સત્વર **જગવો?** ૧.

હવેથી, પૂરા સાવધાન થઈ—

સૌને દર્શાયું "કુડ" તે કલંક સત્વર ફગવો?
થોથાં ને "ગંગવે" જ મૂકી, શ્રી ગીતા, રામાયણ મગવો. ૨.

પ્રિય હિતેચ્છુઓએ તો—

કહ્યું ઘણું, **સુણ્યું** બહુ પણ કામ કરવું છે **ખરું;**
અમે ચેતતાં ચાલ્યા, તમે **અનર્થ** કરો સૌ પરું. ૩.

હવેથી, આપણે—

સુધારક બનતાં સૌ **પ્રેમથી** બજાવો ઢોલ જબરો **ધોમથી!**
**હુંડી ખોવી નથી રે!! તે ઉખેળી લે "નગીના ગોમટી"!!!** ૪.

તેથી જ કરીને—

આવો! આવો!! લઈ લ્હાવો!!! સત્ય–શાસ્ત્રીય સિદ્ધાંતનો;
પીયો! પાવો!! પીવરાવો!!! કુળને ધર્મામૃત–**મીઠાશનો.** ૫.

**સુકર્તવ્યોના ઉચ્ચ આદર્શોએ, ત્રિકાળમાં ફરકતી રહી દિવ્યતત્ત્વની**
**વિશાળ ધર્મની ધ્વજા.**

ત્રિગુણ–પ્રકૃતિ તણી આ દર્શાય સર્વત્ર માયા;

ગુરુગમ લાભ અવિચળ ને ચળીત છે ધન-છાયા! ૧.
અનંત બ્રહ્માંડો પોષનારો વિભુ સૌનો બાપ છે;
ગુણીના ઉપકારો સ્મરવા, સહાયક સદા જગન્નાથ છે. ૨.
અલખ નિરંજન સ્વશક્તિધારી વિશ્વજ્યોતિ—રૂપ છે;
દૃષ્ટા-સાક્ષી, સર્વ વ્યાપી કોટિ દેવનો એ ભૂપ છે. ૩.
અગણિત શ્રવણ, કર આદિ અપાર એનાં મસ્તકો;
વિરાટે, પ્રિય વ્યાપીના છીએ જગતાતના જ ભક્તો. ૪.
એ દૂર નથી, પાસે રહેલો, જ્યાં પ્રેમ સુમધુર છે;
"એકં નિત્યં" અચળ નિયમે રજકણ મહીં ભરપૂર છે. ૫.
ધર્મનો એ સ્થંભ રહ્યો સચ્ચિદાનંદ રૂપે જાગતો;
નમાવી શિર પિતા પ્રત્યે શિશુ, ભક્તિ જ માગતો. ૬.

એ વહાલેશ્વર જીવનદાતાનું, અહોનિશ—

( તોટક છંદ. )

પ્રિય જ્ઞાન રહે, વિભુ ધ્યાન રહે;
ગુણ ગાન રહે, ભકિત પાન રહે. ૧.
સત ભાન રહે, કુળ શાન રહે;
મન ધામ રહે, મુનિ માન રહે. ૨.

સર્વકાળમાં સર્વાત્માઓને પરમ કલ્યાણી શાન્તિ આપનાર, વિશ્વધર્મ-સનાતનની અજર વેદી પર વીરતાએ બલિદાન થઇ જવાને અમરતાનો મહામંત્ર જ સાધવો કે—

— ચલતી ઢબ. —

પ્રાણ જાયે, જીવન જાયે! ઘર-દ્વાર, ધન અર્પાઈ જાયે!!
પંચભૂત-થૂલ ફેંદાઈ જાયે!!! (પણ) ધર્મસ્નેહ પલ્લવિત થાયે. ૧

વળી—

સત્ય-જ્યોતિ પૂજવા, અર્પયાં જ અમારાં શિશ છે!
નિર્ભય થઈ યત્નો કરીશું સહાયક સદા જગદિશ છે. ૨

ગુરુ શ્રી નાનકદેવે ધર્મપાલન માટે ભક્તિ-શૌર્યે સદુપદેશ્યું છે કે—

"શૂરા સોઈ જાનિયે જો મરે દીન કે હેત;
પૂરજા, પૂરજા કટ મરે તો ભી ન છોડે ખેત." શૂરા.

ભાઃ- ધર્મપ્રીતિની વીરતાએ જે અર્પાય તે શૂરા ભક્તો છે. ટૂકડા ટૂકડા થઇ જાય છતાં, રણમેદાન-ધર્મક્ષેત્રમાંથી હટે નહીં.

એવી આપણી દૃઢ વ્રતની લગનીએ—
પૂર્વજોનાં સુકર્તવ્યો તણું પૂર્ણ સૌમાં જોશ છે!
અતિ કહ્યે ન જાગતાં! છેવટ રહ્યો અફસોસ છે!!! ૧.
હવે સૌએ ભ્રાતૃ સંગઠનમાં ભળીને—
આશા બહુ હૃદયે ભરેલી સ્વબંધુનાં સુધારની;
નાવ ડોલંતી ઉગારવી! એ કુળ, યશના ઉદ્ધારની. ૨.
માટે જ—
"ધારણ કર્યો ધર્મ" એ કિનારે જ ઉતારે છે;
સર્વે મૂકી, જાવું તીયાં ધર્મ—સત્ય—નાવે છે. ૩.
જન્મ—મૃત્યુના પ્રવાહના, એ વહેતા સતત સિન્ધુમાં;
આશરો રહ્યો તરાપાનો જગજીવન-જ્યોતિ-બિન્દુમાં. ૪.
છતાં આપણે નિત્યથી—
શ્રી વિશ્વેશ્વર તાતના સહુ "શરણાગતિ" જ પુત્રો;
પૂણ્યાત્મા દર્શાવતા વેદોમાં કહ્યાં જ "સૂત્રો." ૫.
શ્રી પૂજ્યોએ જ આપેલો મંગળ પ્રાણમંત્ર—
અહિંસા અને વિશ્વપ્રેમનાં, વારી સર્વત્ર વર્ષાવતા;
તેમાંજ નિત્યે પવિત્ર થાવું, પ્રિય માન્યવરો દર્શાવતા. ૬.
વિશ્વ ભ્રાતૃઓને સમજાવ્યા, પ્રેમ તંતુએ બાંધીને;
શ્રદ્ધાનું શ્રેય બહુ જ ફાળે, પૂજ્યશ્રી બાપુ ગાંધીને. ૭.
એવા નિષ્ઠાના
સેતુ—સત્ય પર ચાલીને જીવન—જ્યોતિ ઉજાળવી;
અહિંસા, પ્રેમે રત રહી, દીન જનતાને જ ઉગારવી. ૮.
સિદ્ધાંત વ્યાપક રાષ્ટ્રનાં ધારવાં વ્રત—"પંચશીલ" છે;
વિશ્વથી બંધાણી દૃઢ મિત્રતા, શ્રી જવાહરનું ઐક્ય દીલ છે. ૯.
સર્વને ભાઈ, ભાઈ સમજવા, પ્રિયશ્રી ભારતીના વિચારો છે;
ભોગવાશે આનંદ સુરાજ્યનો ઉગ્યો કર્મયોગ સિતારો છે. ૧૦.
માટે જ સદાય—
નમસ્કાર છે! નમસ્કાર છે!! અગણિત નમસ્કાર છે!!!
આવીને ખોળે પડયો, પ્રિયોનો હૃદયમાં આભાર છે. ૧૧.
"એકોયં બહુ સ્યામઃ" એ જ સર્વનો આધાર છે;
સ્વપ્ન આદિ જીવનમાં રક્ષક વિશ્વાધાર છે. ૧૨.

(ધર્મનો વ્યાપક જય ધ્વનિ ગુંજી રહ્યો.)

શ્રી ગુરુજનો ! સેવકથી બનતું કર્તવ્ય બતાવો ! તેને હું ખડે પગે બજાવવાને તૈયાર છું. **શ્રી બાપાએ કહેલું કે પ્રથમ વહાલાં યુવક, યુવતીઓનાં સંયમથી શારીરિક અને માનસિક જોમ વધારી, મલ્લરાજો બની રહેવાની જ રાષ્ટ્રને અતિશય જરૂરી છે.** મને જો "કૂટણીઓ" ફુલલાવવા દોડશે તો હું તેથી અનુભવનાં મહાબળથી પૂરી ટક્કર ઝીલીશ. **"અઢી ભ્રમિતો"** ને પણ એ દંભી ખાડથી ઉગારવાને પૂર્ણ યત્ન જ કરીશ. આત્માધાર શાશ્વતઃ ન્યાયી અને દયાળુના તેમ પવિત્ર વ્યાપક સિધ્ધાંતોનાં જ સમર્થને ઝૂઝીશ. હું વીરત્વની રૂપાળી-વેદી પર હસતે મુખે અર્પાતાં પૂ. **જનનીશ્રીનું યશમય-દૂધ-દીપાવા માટે એ પ્રાણપ્રણ નિભાવવામાં જ મારું સદૈવ અહોભાગ્ય માનીશ.** (સભાજનોએ ઉભા થઇ જિજ્ઞાસુ શ્રી ભગતજીને ધન્યવાદો સાથે મંગળ આશીર્વાદો આપ્યા.)

### સદ્દશિક્ષાનો જ સર્વત્ર મોટો પ્રભાવ રહ્યો છે.

વિદ્યા સર્વદા સોહામણું રત્ન છે, તેનો મેં પાવનકારી લાભ આજેજ અહીંયાં પ્રાપ્ત કર્યો. વહાલાં બાળકો, જ્ઞાનગુણી થવાની **મંગળમાળા જપવા માટે** કહું છું કે મારી અત્યારે ગૃહસ્થાશ્રમમાં આર્થિક સંકડામણ રહી છે તો પણ હું હાલમાં સારા સમયનો પુણ્ય લાભ મેળવવા સારું **રૂ. સવાબસો વિદ્યાદાનમાં,** અંતઃકરણના ઉમંગથી આપું છું. પૂજ્યો ! નિજ ગરીબ શિશુની અલ્પસેવા સ્વીકારશોજી. (હાથ જોડી નમ્યા. ધર્મનો જયનાદ ગુંજ્યો.)

—: ગીત :—

એજ રૂપાળી માળા, ફેરી ભ્રાતૃહિતની માળા; (૨)–ટેક.
નીંદા, ઇરષા, વૈર વિરોધી ત્યાગી મમતા ચાળા; ,,
પ્રેમ પૂજનિયું નિત કર્યેથી (૨) હૃદયે લઇને ઉછાળા. ફેરી. ૧
તત્ત્વ રસીલી–નાવે ચઢવું નિત કલ્યાણી ધારા; ,,
નાથ કૃપાની–જ્ઞાન દષ્ટિએ (૨) દુર્થ્યાં ભ્રમ—પરવાળાં. ફેરી. ૨
આત્મજ્ઞાનની સત્ય લગનીએ નેનોમાં પૂરી અજવાળાં; ,,
માનવોનાં, સંઘે રહેતાં (૨) શુદ્ધ થયાં, કર્મ–રજવાળાં. ફેરી. ૩
મિત્રપણાંની જ્ઞાન ગોષ્ટિએ ફેંદયાં મનનાં જાળાં; ,,
મૂઢતા મારી, કરી જ ન્યારી (૨) ઉઘડયાં માંહ્યલાં તાળાં. ફેરી. ૪

(ધર્મતત્ત્વપ્રિય શ્રી મૂળજીભાઇએ ચેતનાપ્રેરક અનુભવ વાકયો કહી, સર્વને વંદી પોતાનું સ્થાન લીધું. સત્ય, અહિંસા, ન્યાય અને સત્યેશ્વરની ભક્તિનાં રહસ્યામૃતનાં પાનની પ્રાપ્તિથી; જગતમાં સુવર્તેવારોથી વરતનાર સમાજ અને રાષ્ટ્ર સપુતો પર ધન્ય હો ! ધન્ય હો ! ! ધન્ય હો ! ! ! ની સભાવૃંદની પુષ્પ વૃષ્ટિઓ

વરસી જ રહી.)

શ્રી વાંચક મિત્ર! શ્રી જિજ્ઞાસુ ભગતજીએ માનવ ધોધની ત્રિવેણિ સમક્ષ આજ પર્વના દિવસમાં, જ્ઞાનતત્ત્વોનાં અગમ રહસ્યભર્યાં અજ્ઞાતપણુંમાં ડૂબકી દઇ; સ્નાન અને પાનથી પરમ શાન્તિ મેળવી. એવા જ જ્ઞાન અનુભવે આપણે પણ પરમ શાન્તિ મેળવવી છે.

---

## પાંખડી ઓગણત્રીસમી.

### ખરાં ગ્રહણની સુવાસ.

મિત્ર વાંચક! જે ગુણીજનો સમજી ભ્રાતૃ સંગઠ્ન સાધે છે, તે વહાલાંનાં દર્શન કરીને આપણે પણ અહોભાગી બનીએ.

શ્રી પરબત બાપુજીએઃ-(અતિ હોંસથી સભા નિયમે અનુમતિ મેળવી, વકતાસ્થાનથી નમસ્કારીને) અમારું હિત કરતા **સજ્જનો!** ભાઇઓ! પૂ. બહેનો! દીકરીઓ! અને **વહાલાંના ઉદયનો મહામંત્ર સાધક પ્રિય પુત્રો!** મારાં હૃદયનો ભાર ઠાલવી "**મૂળબંધ**" કહેવો તો બહુ છે, હું અમૂલ્ય સમયમાં ટૂંક સાર કહીશ; જેથી વિદ્વાનોને વિચારો કહેવાનો સમય મળે.

**(પરમાર્થ ધ્યેયીઓનાં ઓજસ પથરાતાં, પ્રેમળ હૃદયમાં હિતાહિત) સમજવાને પ્રકાશ થયો.**

મારા પુત્રો ચાર વરસથી આપશ્રીઓના સાથમાં ભળ્યા છે અને આઠ વરસ થયાં,**શ્રી ગીતા આદિ શાસ્ત્રો** ઘરોમાં નિત રાત્રે (અમાસ પૂનમ વિના, તે બે દિવસ સત્સંગ અને મંદિરમાં કીર્ત્તનનો લાભ લે છે.) વાંચે છે. હું પણ દિવસમાં નિવૃત્તિએ રુચિથી ગ્રંથ વાંચું છું તેના પ્રેમરસ પ્રાપ્તિથી: મેં જમવાનું એક ટંક રાખતાં મને સુખ મળ્યું. **મારી આંખો દેખે ત્યાં સુધી પવિત્ર ગ્રંથો વાંચું.** કાનોની શ્રવણ શક્તિ સુધી પ્રિય પુત્રો, પૌત્રો અને પૌત્રીઓથી; પ્રભુજીના વિશ્વહિત થતાં રહ્યાના **મંગળયશ વિસ્તારથી સાંભળતો જ રહું.** પુત્રોએ મને તત્ત્વ-ગૂઢાર્થો શાન્તિથી સમજાવતાં રહેતાં મેં પણ રાજીથી પાંચ વરસ થયાં, "**હુંભાનું સુખીપણું**" ત્યાગ્યું છે! (સૌનો ધન્યવાદ ધ્વનિ.)

### જગતમાં નિઃસ્વાર્થ પ્રેમનું જ સાચું આકર્ષણ છે.

મારા જોડીદારોમાંથી શ્રી માનજીભાઇ, શ્રી સોમજીભાઈ, શ્રી નાનજીભાઇ તથા શ્રી ભગતજી તેમ મારા "**શાંખિયા**" **પ્રિય યુવક શ્રી મૂળજીભાઇએ** તો હાલેજ સત્ય ધાર્યું! મને તો અચરજ થાય છે કે તમે મધુરસ ભરી વાણીથી સર્વનાં મનમાં પ્રેમ-પદારથ આરોગવાનો અપાર સદ્ભાવ જગાડી, **સુધારાનાં અજવાળામાં ખેંચવાનું કામણ કર્યાની મહાસિદ્ધિરૂપ-મોહિની જ સાધી લાગે છે.** જેમણે એક ચિત્તે સાંજ, સવારમાં ઝાલરોનો ઝંકાર અને બોલાતા મધુર શ્લોકોથી સ્તુતિઓ અને

ભજન ભાવોનું પ્રભુભક્તિ રસથી તરબોળ સત્ય સાંભળ્યું; તેમ શૃંગાર સજીત શ્રી **પ્રભુજીની** અદ્વૈત વિરાટ–પ્રેમમૂર્તિ સામું ધારીને લગીરેક નિહાળ્યું જ કે એ જ પળથી સૌ ભાવવૃદ્ધિના મંગળ સાથમાં ભળી જ ગયાં. **લોહચુંબકના આકર્ષણ પેઠે** પ્રભુધ્યાનના–પ્રેમપ્રભાવ–મહામંત્રની પૂરી સાધનાથી તે **અહીં ખીડાઈ,** કોટડા, માનકૂવા, વિથોણ, અંગીયા, મથલ, ટોડીયા, ધારેશી અને દેશલપુર, ગઢશિશાથી કરી દુર્ગાપુર સુધી. **ગુજરાતમાં આધવ,** રામસી, વિશ્નુપુરા, શાન્તિપુરા, ખરોડ, આસુદ્રા, મગનપુરા, હીરાપર, ગઢ, લાલુ, દૂધાતડ, હડમતીયા, ડેરોલ અને ધોલકા તથા **એદલપુરા** કંપો આદિ ગામો તેમ મુંબઈ, નાગપુર, જબલપુર આદિ શહેરોનાં જ્ઞાનપ્રેમીઓ **ભ્રાતૃસંગઠનમાં ભળ્યાં, તેમ નિત બહુ જ ભળી રહ્યાં છે. એમ સાચા ચમત્કારનો પ્રચાર થતો રહેલ જોઈ, અમે (મોટાઓ) તો મનમાં થીર જ થઈ ગયા!** એ શુભ વાતો મેં પુત્રોથી સાંભળી હું પણ સર્વની ભલાઈભર્યાં પવિત્ર વિચારો મનમાં ગોળતો હતો. વહાલા પુત્રોના આગ્રહે **હું આજ અહીં આવવાને આકર્ષાયો છું!!** શ્રી પ્રભુરૂપ–પંચનું દર્શન કરતાં જ મારા મનમાંથી (પૂ. બાપુજીના વિજ્ઞાનમય કોષમાં સૂક્ષ્મપણે રહેલું, નિત્યનું અન્તર્જ્ઞાન જાગ્રત થતાં; સત્યનો પ્રકાશ થયો.) માન, મોટાઈ, ઈર્ષા અને કુટિલ સ્વાર્થ, દંભ આદિ ઘોર–શત્રુતા રાખવાનું અંધારું તો સદંતર ભાગી જ ગયું! (સ્વચ્છ હૃદયમાં કેટલો બધો **પ્રીતિરસ ભર્યો વિશુદ્ધ ભ્રાતૃપ્રેમ!!** ધન્ય હો તત્વના વિચારો પુષ્ટ કરનાર ધર્મપ્રેમીઓને.) મારા કહેવાથી ગામભાઈઓ નાનું મોટું કામ કરે છે, એવો મારો મોભો જળવાયો છે તો પણ તમે **સદ્‌ગુણી પ્રેમીઓએ મળી નિર્માણ કરેલાં ઐક્યમંદિરમાં, હું મારા ઉમળકાભેર અત્યારે જ આવું છું.** (જનોએ ધન્યવાદોનાં પુષ્પો જ વર્ષાવ્યાં.)

હું "**ઈતોભ્રષ્ટસ્તોભ્રષ્ટઃ**" એવા અર્ધદગ્ધ **કુટણી અને સાવ લૂટણિયાનો** કુમાર્ગી–મેલ, ગુપ્ત કુચાલી તુચ્છ વાતો આ પળે ઓકીને (ભૂલી) એની ભૂરી ગંદકી તેની જ ભૂંડી ખાડમાં પાછી ફેંકું છું "**गतं न शोच्यं**" ન્યાયે મારું હૃદયપાત્ર પશ્ચાતાપની જ્ઞાનાગ્નિના મંજન વડે ખરું ભાંખી **સત્સંગમાં ભળું છું.**

**શ્રી પંચોનું ધર્માદા ધન, સૌના રાજીપાએ દીધા વિના કોઈને કદીએ પણ પચતું જ નથી.**

અમે જે ઉગમણી **રંગાણ વાડીમાં** ઘટાદાર ઝાડો વચ્ચે **ચારકોસી કૂવો ખોદાવી પીત કરીએ છીએ, તે અને વીસ ઘોડાના બળવાળું ઓઈલ મશીન** વડે જે **કારખાનું** ચલાવીએ **છીએ;** (કરુણાએ કંઠ રૂંધાતાં) તે પૂજની...ય નાતનાં ધર્માંદા નાણાંથી...જ બનાવેલ. મહા પાપિણી! અરેરે!! સદાકાળ અતૃપ્ત રહેતી તૃષ્ણા ડાકીણી ડોશીએ દેખાડેલ મમતાની ભૂખડ લાલચોથી, હું પણ

લપટાયો !!! છૂપાવેલા પૈસનો કડવુ-કણુકો અમારાં પેટમાં પડતાં, મેં તો ચોખ્ખું જોયું જ કે થોડા લાભ સાટે; **મારા ઘરમાં ધન તથા પ્રિય પુત્ર, પૌત્ર આદિ અને ઉપકારી વહાલાં ઢોરોના ઘસારાથી હાનિ જ થતી દેખાણી !**

**મન મેલાંનો મિથ્યા મોહ પણ સુકર્તવ્ય સમજવાથી, દૂર હડસેલાયો જ.**

મારા અંધાધૂંધીના સ્વાર્થ વડે **ગોઝારાં-ગુપ્ત પાપો થયાંથી** છૂટવા માટે અમે પશ્ચાતાપ કરીએ છીએ. હું પુત્રો સાથે નિર્ણય કરી, આવતાં સંકટોનો મહા ભય ટળવાને કહું છું કે **એ પાકો કૂવો, વધુમાં તેના પીતની ધરતી, કારખાનું અને સાથે** કમાઇના રૂ. પંદરસો મહાવિદ્યાલય તથા વિદ્યાર્થી ભુવનોનું નિર્માણ થવા સારું પ્રિયવંતાંની કેળવણીમાં આપું છું. (વાહ, વાહનો વાણીઘોષ.)

**શ્રી પંચદેવો સમક્ષ નમ્રતા ધાર્યાથી જ દોષ રહીત થવાય.**

હું પાઘડી ઉતારી, હાથજોડીને આપ પરમાર્થ કરવાના પ્રેમીઓની સંસ્કાર-રુચિરજ શિરમાથે ધારી; કરગરીને કહું છું કે **" ગત ગંગાના પરિવારનો હું તો વહવો જ હતો! "** છતાં પણ મારાં મનમૃગલાંથી, બુદ્ધિ વિષયનાં-નિશ્ચય એવાં **મનનનાં** માંયલાં મજાગરાં પર અંકુશ ન રહ્યો. અરે! તેણે તો મહાન કહેવાતા-ઓને પણ ભરખેલા જ છે!! એવા ભૂંડા,**ભૂખાળવા મહાલોભથી** ચંચલમાયા સાવ મફત મળ્યાની અને તેથી મનમાંજ રાજી, રાજી થવાથી ગળ્યો સ્વાદ માણવાની અંધારી ખાઈની ભૂલ, ભૂલામણીમાં મારું કાચું મન પણ લપસણું થયું !!! અહોહો! **આ અમૂલ્ય માનવજીવન, એમ ચોરટાઈના જૂઠા જંજાળોની** મેલાઇ અને નીચ કાવા-દાવાઓની કીચડમાં જ રગદોળાયું !!

**વહાલાંઓ! ગરીબડાં વિશ્વાસુઓએ પ્રમાદ રાખવાનું પણ અંતે ભયંકર પરિણામ જ આવ્યું.**

વરસો સુધી હિસાબ મેળવીને જોવાનું ધ્યાન ન રાખનારા **પરમ વિશ્વાસુ વહાલા ભાઇઓને** મેં તો નાણાં છૂપાવીને ન કહેવાનો ઊંડો ભેદ પણ રાખેલ ! વધુમાં તો હું ધર્મ-કર્મ ખોઈને કુબુદ્ધિ-પિશાચણીના મેલા વળગાડથી જ ડોલાયો. કુટણોમાં ભળીને ઠીક ચાલતાં રહેલ ઘરોની વહુ, દીકરીઓના **છૂટાછેડા** આદિમાં કુકર્મોનાં-કપટની ગુપ્તકળો અને મિથ્યાબળો બતાવી! તેનાં વાલીઓથી (છાતીપર હાથ ધરી) આ દુષ્ટ ખાંધિયાએ!! **મનમાની લાંચો લીધી!!!** એમ મેં સૌનો **" વિશ્વાસઘાત તે મહાપાપ "** ની મોટી ભૂલ કર્યાની આજ હું દુષ્ટ (કીટ) પ્રપંચીપ્રાણી, આપ શ્રી પંચોની દયાથી ભરપૂર વહેતી ત્રિવેણિનાં સંગમ સમક્ષ **ક્ષમા માગું છું! ક્ષમા માગું છું!! ક્ષમા માગું છું!!!** (આંખોમાં જળ ભરાતાં, નમ્રતા રસમાં વિહ્વલ બન્યા.)

**( જીવનની સંધ્યાએ પણ પ્રિય સંતાનોનું કલ્યાણ કરવાની ભાવનાથી, ) માનવતા સચવાઇ જ રહી.**

પૂ. દેવાત્માઓ ! તમે મારાં તેમ સ્વબાળકો અને પરિવારજનોનાં શિરપર ભલાઈ-હાથ વડે છાંયો કરો,કે અમારાં મોઢાં ઉજળાં થાય. આંખો જ્ઞાન-દીવડાના પ્રકાશપુંજને પુનઃ દેખે. શ્રી ગુરુજ્ઞાન પ્રાપ્તિના અનુભવથી અંતઃકરણમાં ઈષ્ટદેવેશ્વરને નિત ભજી, સૌનું ઉપકારી કર્તવ્યધર્મ સમજતાં મારો તથા મારાં અંતરપ્યારાંનો મોંઘો માનખો સફળ થયો; હું મારી વૃદ્ધપણાંની નજરે તો જોતો જ જાઉં. મેં છૂપાવેલી મહાભૂલોને પાધરી કર્યાંથી; મારા જેવા માયા લોલુપો પૂરો ઘડો લઈ શિક્ષા આદિ શુભ પ્રવૃત્તિઓમાં જીવન-ધન ઝળકાવશે, એજ સૌનો સેવા અને સંગઠનમાં વૃદ્ધિ પામતો ભ્રાતૃપ્રેમ છે. હવે—

**મારી ધર્મનિષ્ઠાથી કર્તવ્યમાં પરાયણ રહેવાની પ્રાણ પ્રતિજ્ઞા છે.**

આપ પ્રભુરૂપ શ્રી પંચ સમક્ષ, સૂર્યનારાયણ અને સદા ધીરધારી નિજ કળાઇમાં સૌને રમાડી; નિત પાળતી અને પોષતી રહી પ્રિય ધરણીમાતાએ ધારણ કરેલાં સ્થાવર, જંગમનાં પ્રત્યેક અણુંઓમાં ઓતપોત વિશ્વજ્યોતિની અદ્વૈતરૂપ (વ્યાપક) મંગળમૂર્તિ-પ્રાણેશ્વરની સાક્ષીએ; તેમજ ૧૦૮ પૂ. સદ્‌ગુરુદેવ શ્રી ઓધવરામજી અને આપણા સાચા તારણહાર પૂ. ગુરુવર્ય શ્રી નારાયણજીભાઈની સેવા-ભક્તિની અમરભાવનાઓમાં; સંસ્કાર વૃદ્ધિની વિશાળ મંગળમૂર્તિઓ વ્યાપી રહી છે તે સમક્ષ દઢ સંકલ્પ કરું છું કે આપ મહાજનોના સત્સંગમાં રહી, સૌનાં હિતકાર્યો જ કરતાં રહીશું. પ્રભુ; અમને ભવોભવ આવી ભ્રાતૃ ભલાઇના સાથી જ રાખે. કેમકે **" કોઈનું સુધારી તો ન શકાય પણ કોઈનું બગાડીને અહિત તો ન જ કરવું,"**

**સત્ય મેળવવામાં તત્પર થયાં પણ હજી કંઈક પ્રમાદ સેવનારાંને**
**નમ્ર સૂચના કરું છું કે—**

÷ પૂ. શ્રી વાશણબાપાએ જે સદાચારોને પાલન કર્યાંનું બહુ સમજાવેલ તે બાઈ, ભાઇઓમાં ઠીક પળાતાં જ આપણું દ્વિજપણું દીપી રહેલ છે. કોણ ધર્મદ્રોહી ! અને કુલાંગાર હશે ! ! + કે આંખો છતાં + કુમાર્ગીનાં ગંદકીની અધોગતિમાં પડી ડૂબશે ?

તત્ત્વાનુભવીએ જે કુળાચારોનું સુંદર ચિત્ર દર્શાવેલ તે દ્વિજજીવન માણી રહ્યા સારું અમૂલ્ય છે, એજ નિત આચરણોની સત્ય નીતિરીતિ છે. × કોઈ

---

÷ આગળ પાંખડી ૨૦ મી માં પૃ. ૧૬૦ થી પૃ. ૨૫૫ સુધી અવલોકવું.

+ " પટેલ ફકીરદાસ ગો. ને મીસ્ત્રી નારાયણજીભાઇ રા. એ આપેલ જવાબ. પૃ. ૧૧ થી ૧૮ " + " સં. ૧૯૭૪ પીરાણામત (સતપંથ) તંત્ર. ભાગ ૧-૨ શ્રી છીમાભાઇ ભૂલાભાઇ કૃત." × સં. ૨૦૦૧ ના ભાદરવામાં શ્રી જખના મેળામાં બનેલ વાત, તેવું નિંદાકૃત્ય કદી કહીં પણ થવા ન પામે. સૌ ઉત્સાહીઓએ મળીને ભ્રાતૃરક્ષામાં દક્ષતા જ રાખવી.

ધૂર્તાંધ શના અંધારામાં, સ્વાર્થાંધો (ભોળાંભટ) ને **આપુકાં સદાચરણોથી** વેગળાં કરવા માટે કો દી ઝેર ભેળવેલ **રોચક લાડવાની લાલચો દેખાડે;** છતાં પોતાના પવિત્ર દ્વિજકુળના શુભાચારો કદી પણ ન જ ભૂલશો! ઉલટા તેવાના દુષ્ટ (પ્રોકળ) **દંભના પોલંપોલની** જાણ પણ સમાજ રક્ષા માટે તત્પર રહેલ આવા વીર સૈનિકોને તરત કરવી કે **ધર્મતત્વધારી શૂરાઓ** એ ધર્મધ્વજી (રાક્ષસ) નો કાન પકડી; તેની શાન ઠેકાણે લાવવાને સત્વર રાષ્ટ્રથી બહાર ધકકેલી કાઢે. **એજ આર્યત્વે માતૃભૂમિ શ્રી ભારતીનાં નિત્ય સન્માન રક્ષાથી,** વિશ્વાત્મા–જયોતિનાં દર્શનની લાભદાયી સુવર્ણકક્ષા છે.

**સ્વદેશની રહેણી, કરણીનું જ તન, મન અને વાણીપર ધારણ.**

જે ભાવિકો સંતાઇને સાંભળી રહેલ છો તે તમારામાં અગાધ ધર્મપ્રેમ જ પ્રગટેલ છે. સૌને સત્ય સંદેશો તરત પહોંચાડવા માટે હું આપને વિનવું છું કે "**દેશ તેવો વેશ**" અહીં અને બ્રહદ્ ગુજરાતના **સ્વપાટીદાર બાંધવોનાં** સાદાં પણ અંગે શોભિતાં વસ્ત્રો જેવાં, સૌએ ઘરશીજતે કપડાં પહેરવાં તે વાત આપણા હિત ચિન્તકોએ સુધરાવી જ છે.

પૂ. દેવર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ આદિ ભકતોને તત્વનો મહાપ્રસાદ આરોગવા અર્થે પ્રભુએ અર્પેલ **બ્રહ્મવાણી સંસ્કૃત ભાષા છે. "વિદ્યમાન સંસારમાં પ્રચલિત તમામ ભાષાઓની જનની માનવામાં આવી છે."** એમાંથી પ્રગટી શુધ્ધ **દેવનાગરી** "તેની સુંદર, ગુણીયલ અને વહાલી તરુણી પુત્રીરૂપે ઉછરીને ચાંદની સમાન પ્રભાવતી અને બ્રહદ્ ગુજરાતના આંબાના બાગમાં (ગુજરાતી સાહિત્યે) કોયલના મીઠા ટહુકાર કર્યાં સમાન **શુધ્ધ ગૂર્જર ભાષા છે."** એવી સ્વભાષાની સર્વાંગુણી બોલચાલની સાદાઇથી જ પૂ. શ્રી વૃદ્ધો, પૂ. શ્રી માતાજીઓ, દીકરા, દીકરીઓ અને **સૌ.** વધૂઓ રૂડીરીતે * અર્થો સહિત રહસ્ય સમજીને ભજન-કીર્ત્તન, પ્રભાતિયાં આદિ ગીતો ગાઇ; સર્વજ્ઞાતા દયાળુદાતાને રીઝાવવા મન, કર્મ અને વાણી પવિત્ર કરવી. તાદશ પુરાવો છે કે પ્રિય સુપુત્ર શ્રી મૂળજીભાઇએ **વિવેકે સત્ય વાણી વીણી, પ્રતિજ્ઞા લઇને સ્વધર્મી જિજ્ઞાસુ-સેવક બની રહેવા અંગે સૌને દાખલો આપ્યો છે.** (મહાન ધર્મનાદ ગુંજ્યો.) વહાલાંઓ! જગમાં હાંસી કરાવતા એશુરાસાહની **કાગબોલી** તરત **ભૂલી** તન, મનનાં સૂક્ષ્મઅંગોને નિર્ભય, શિતળ અને શુદ્ધ કરનાર **ઇશ્વરી વાણીમાં કીર્ત્તનો સાથે સ્તુતિમંત્રો** ગાઓ. હવે–

**અગત્યની સૂચના શ્રવણમાં પૂરતું લક્ષ પરોવશો.**

વિરાટ વ્યાપક સ્વયંજ્યોતિ, અદ્વૈતસ્વરૂપ પૂ. વિશ્વગુરુ–દેવેશ્વરના સર્વ ઉપકારી ગુણો સ્મરવાના અનાદિથી ઉપદેશ્યા **પવિત્રાંમૃત–શબ્દો છે;** એ અપૂર્વ રહસ્ય-ભર્યાં–વિશાળ અર્થો સહિત શબ્દાક્ષરોને અંતઃકરણોમાં લખાયલા જ **રહેવા** દઇ

* સાર્થ ગુજરાતી જોડણીકોષ તથા વિનીત જોડણી જોવો. આ મિત્ર પ્રેમ પુષ્પના શબ્દો પણ તે કોશના આધારે જ છે. લેખક.

તેથી પણ વધુ વેદો, ભગવતી શ્રી ગીતા આદિ પાવનમંત્રોનું વિજ્ઞાન કંઠે કરી (સંગ્રહી)ને સાચવવું. વિશ્વ સન્માનનીય, વૈદિક વીણાની સુધારસ વાણીને નિત્ય કથન કર્યાનાં ગુંજન સાથે પીવામાં જ સર્વ રિદ્ધિ સિદ્ધિની તૃપ્તિ થવાનું–મુકતાફળ છે.

**દેવનાં દર્શન, કીર્ત્તન આદિ સુવ્રત પાળવામાં; આપણી પૂજનીઓએ જ હંમેશાં પૂરતું ધ્યાન રાખ્યું છે.**

" **आहार, निंद्रा, भय, मैथुनं च** " એમ પશુ વર્તનની પૂર્તિમાં ÷ અમે કલંકિત થયા મતિમંદ દિવટીયાઓ કરતાં તો **પૂ. માતાઓ અને પૂ. દીકરીઓ જ સ્વધર્મધાર્યાનાં આચરણોમાં નિત્ય સુદૃઢ રહેલ છે.** કેમકે પૂજ્યોએ દીપાવેલ સુયશો અમે તો સમૂળા ખોઇને કૂકરઓલીનું મિથ્યાપણું, માત્ર નાણાંથી જ ખરીદ્યું હતું ! ( દિર્ઘશ્વાસ લીધો. )

સંસ્કાર સ્મારક પૂ. જગદંબાસ્વરૂપ શ્રી માતૃશક્તિઓએ જાગૃતિ વડે હમેશાં **પ્રપંચોથી** મુખ મોડયું રાખી, ત્રિભુવન સુંદર–દિવ્યધામ વ્રજભૂમિના આદર્શોને " યાવચ્ચંદ્રદિવાકરૌ " સ્મરણ રહેવા માટે × " **ગોકુળ વિનાનું ગામ નજ હોઇ શકે** " એ ઉચ્ચ ભાવના સદૈવ સાચવી. દેવાંગી ઓઢણીઓએ ગુજરાતી મહિલાઓનાં સાડી, પટોળાં અને ચોળી, માથામાં કંકુના ચાંદલા કરવા આદિ સાદાં અને શોભિતાં (મર્યાદા સાચવતાં) વસ્ત્રોના આચારોથી અંગો દીપાવવાનો શુભાચાર **આજ સુધી દિવ્ય ભારતવર્ષની સન્નારીઓ રહીને જ સાચવેલ છે.** શ્રી કૃષ્ણચંદ્રજીની બાળલીલાનાં–વીરતા પૂજનની વિશુદ્ધ ભકિત વડે સાર્વભૌમ આદર્શોના સદ્દગુણો પૂરી દક્ષતાથી સંભાળી જ રાખેલ છે. ( ધર્મ જયનાદ ગુંજ્યો. )

અમે મહામૂઢોએ અંધશ્રદ્ધાએ સેવી જે અજ્ઞાન–રાત્રિમાં, પૂ. ગુણીયલ લક્ષ્મીજીઓએ આત્મમંદિરોમાં ભાવનાં સિંહાસનો પર ધારેલ તે સદાચારનો ધ્રુવમત્ર–**ધર્મદીવો જ સદા જળહળી રહેલ છે.** તેથી મહાજનો માન્ય પુણ્યજ્યોતિના પ્રકાશમાં સૌએ સત્યદર્શીને આગળ ચાલવું. વ્યાપક રહસ્યોની મીઠી અને મોહક **શ્રી ગીતાજીની મોરલી** સર્વકાળ વગાડનાર યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રજીનાં, સર્વાત્મપ્રિય કીર્ત્તનોથી મહાયશ ગાતાં રહેવાનું ભક્તિ સ્વરૂપાત્મા–સંસ્કાર મૂર્તિઓએ નિત્ય સમાજ આંગણાંને દીપવતું જ રાખ્યું છે. **ધર્મરાસ** ઉજવવા માટે શ્રદ્ધાવ્રતથી વ્રજની આત્મિયધ્યાની પવિત્ર સંકલ્પમયી ગોપકન્યાઓનાં પ્રેમનેમની ઉચ્ચ મનોભાવના પોષી, અખિલ રાષ્ટ્રિય આર્ય તહેવારના ઉત્સવનો મહિમાયજ્ઞ–**જન્માષ્ટમી**

÷ = દંભીઓએ પાખંડ મનાવ્યાનું કેન્દ્ર પણ ઉધારી વાણીનાં–નિરર્થક ભોગ વિલાસોમાં જ પરિણમે છે.

× = દરેક ગામે રાસલીલા આદિ શુભ પ્રવૃત્તિ થાય છે, એ અતિ સતુત્ય છે. પરંતુ તેમાં કંઇક સુધાર થવો યોગ્ય છે. લેખક.

**ઉજવી જ રહેલ છે.** (ધર્મજયના મંગળનાદોથી મંડપ પુનઃ ગુંજી જ રહ્યો.)

પ્રિય ઉજળીવર્ણની, અમે સાવ લાલચુ અને ભોળી વ્યક્તિઓ તો એ પ્રપંચ-ગરણમાં ગરકાવ થયે * મટવાની જ હતી! પરંતુ **ધર્મરાસનાં-વિશાળ દોરડાં વડે સૌને દ્દઢતાથી** સંસ્કારમાં બાંધી, તરત ઉગારી લેવા માટે પૂજનીયો જ મેરામણ (મેરુ) જેમ વિશાળ યશસ્થંભરૂપ બની રહી!! માતા શ્રી પાર્વતિજી આદિ જગદંબાઓનું પવિત્ર દૂધ પીધેલ, સંસ્કાર સ્વરૂપથી **શીલશૌર્યવંતી પૂ. જનનીશ્રી**ઓના **ઉપકારી-ચરણ કમળોમાં, મારા ભક્તિથી નમસ્કારો છે! નમસ્કારો છે!! નમસ્કારો છે!!!** (આંખોમાંથી પ્રેમઅશ્રુની ધારાઓ વહી, તેને શુદ્ધ ખાદીના ખેસથી લૂંછતાં, લૂંછતાં—)

પૂજનીયોએ મહાપર્વના કીર્તન-**યજ્ઞ કરવા વડે સૌની** મંગળ **મર્યાદા સાચવી જ લીધી.** ઉજ્જ્વલ ધર્મપતાકા વિશ્વમહાજનોમાં ફરકતી રાખનાર પૂ. માતા, બહેનો અને વહાલી દીકરીઓનાં સંસ્કારયશની-ત્રિવેણિનાં જળમાં નિત સ્નાનથી તેનું પાન કરી, ઓ શ્રી ઉમિયાંજી અને શ્રી લક્ષ્મીજીનાં લાડીલાં સુસંતાનો! **સંસ્કારે પાવન અને સુયશથી અમર બનીને મહાપર્વો વિશેષ મહત્તાથી જ ઉજવજો.**

**સદા વિવેક પ્રાપ્તિનું કર્યું સુકર્મ અને પૂજાની સત્ય ભાવનાથી જ સચવાઈ રહ્યો છે સાચાં સનાતન ધર્મનો ગુહ્ય મર્મ.**

(૧) જે આદિથી શબ્દબ્રહ્મનાદના કુટસ્થ એવા તેજોરાશિ **વિષ્ણુતત્ત્વપર** દિવ્ય-વેદોની ચિંતામણિઓનું સ્થાપન રહેતાં, પોતે અન્તર્જ્ઞાનનાં એકાગ્રચિત્તે **ચિદ્દશક્તિથી અનુપમ શ્રુતિમંત્રો આલેખ્યા;** એ શ્રી દેવેશ્વરના સૌંદર્ય-પૂર્ણ ખીલ્યા રહેલ આ **પ્રકૃતિ-પાટના** સિંહાસનનું નકશા-ચિત્ર પૂજવું જ વિવેકે સુદર્શનીય છે. વિશ્વજ્યોતિનાં અપાર કિરણોની ચીનગારીપૂર્ણ અણુ અને પરમાણુઓમાં સર્વદા વિદ્યમાન રહેલ, **એજ શ્રી પૂર્ણત્વ-બ્રહ્માજીના દિવ્યમય-અંતકરણના-પાટનો સાચો લક્ષાર્થ છે.** (સનાતન ધર્મનો જયનાદ)

(૨) કળશમાં વરુણદેવની પૂજા માટે **અન્નપૂર્ણા માતાજીનો સત્કાર કરવો,** એ પણ પંચભૂતના-અન્નમયકોશ-સ્થૂલના ઉદરરૂપ-કળશમાં ÷ "**अन्नाद्भवन्ति भूतानि**" એ શ્રી ગીતામાતાજીનાં મહાવાક્યોએ ઇશ્વરીય તત્ત્વઅંગોનો "**વૈશ્વાનર**" રૂપે નિત્ય અન્ન યજ્ઞ કરવો જ પરમ સત્ય છે. (પુનઃ ધર્મ

* = વાંચો "આર્ય પ્રકાશ" વર્ષ ૪૨, અંક ૨૧, પૃ. ૫ મે તા. ૩૦-૯-૪૫, લે. શ્રી. ગંગારામ અન્ના, "**ભયનો ઘંટ**"

÷ = ૧. અર્થ = સંપૂર્ણ પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે.
૨. શ્રી ગીતા, અ, ૩, મંત્ર ૧૪, પૃ. ૮૮ માં જોવું.

જયનાદ ગુંજ્યો.)

(૩) પ્રાર્થનાં મંદિરોમાં ધૃતથી ત્રિજ્યોતિ જાગૃતિથી વિશ્વજયોતિશ્વરનાં મંગળ-સ્વરૂપને અપરોક્ષે (અંતઃકરણમાં) ભજી, પ્રભુઅર્ચને સુગંધી દ્રવ્યોથી ધૂપ કરી; (સૌનાં ઘરોમાં પણ નિત્ય થાય છે.) પરમ પિતાનું ધ્યાન સાધવાની સંધ્યામાં લીન રહી પદ્માસનો જેમ ઠીક રીતે બિરાજવું, એજ **આપણાં દ્વિજોનાં શુભ લક્ષણો છે. એમ નિર્ણયથી વાર, તિથિનું મૂળ સાચવવું જ.**

વિશાળ દષ્ટાંતે કે જેમ વાડી અને ખેતરોના રૂપાળા મોલમાં લોલર, શાટોડી, ડુંગળો, ચરમો, ચીગો અને ચિમેડ, ધમાણું, ધમાશી, ગાંઠિયો, ડચુમો, કુરી તરોલ, શરીયાળ, લાંબડી, ડાભડો, જીંજવી અને બેઠિયો, મરીગો તેમ ઈકડ (ગધેડાં) આદિ નિરર્થક તૃણો ઉગેલાંને આપણે નીંદી બહાર ફેંકી અથવા તેમાંથી યોગ્યને સૂકવી; સાચવતાં પણ **મોલની તો રક્ષા જ કરીએ છીએ તેથી જ સૌનો જીવન નિર્વાહ સિદ્ધ થાય છે.** વહાલાં-ઓ! સ્વર્ગીય સમાન ગૃહસ્થાશ્રમમાં સર્વની માનસિક આરોગ્ય રક્ષા માટે પતિત ગંદકીનો કુરૂઢિ કચરો, દૈવીવાસનાં અમૂલ્ય મન મંદિરોમાંથી તરત ધકેલી બહાર ફેંકશો.

પુણ્યવંત પૂર્વજો શ્રી હરિશ્ચંદ્ર, શ્રી રામચંદ્રજી આદિ દૈવીપુરુષોના ચિરંજીવિઓ! "ઉંચે છાપરે ચડાવેલી એટલે કે બહુ વગોવાયલી ગાડર ચાલ મૂકી," **વીરવર યશસ્વી-કેશરીઓની જગદ્‌વિજયી રઢિયાળી ચાલ ધારો. ગરવી ગુજરાતના દક્ષ શ્રી પાટીદાર બંધુઓની ગૌરવવૃદ્ધિએ તેમજ અત્રે પધાર્યાં પ્રિયશ્રી નેતાજીઓના રૂડાં પ્રયત્નોએ અને સાથે સૌનાં વિશાળ સુવર્તનોથી એવાં પૂ. બ્રહદ્ ભાગીરથ-સમાજનાં વહાલાં પૂ. જનવૃંદોથી સત્વર ભ્રાતૃસંગઠન થાય તોજ આપણાથી આજે જ જગ જીતાયું જ.**

**પૂ. દેવોના નમસ્કારોથી જ પૂરણ સચવાયું રહેલ સનાતન ગૌરવ.**

**" आकाशात्पतीतं तोयं यथा गच्छन्ति सागरम् ।**
**सर्वं देवा नमस्कारः केशवं प्रति गच्छति ॥ "**

ભાઃ-આકાશમાંથી વરસેલું જળ (નાળાં અને નદીઓમાં થઈ) અંત્યે સાગરમાં જ જાય છે, તેમ કોઈ પણ દેવને નમસ્કાર કરેલા અંતે પુરુષોત્તમના અવિચળ ચરણે જ પહોંચે છે.

મારા કહ્યામાં રહેતા પ્રિયવંત વીરાઓ! સૌનાં માથાં પરની શિખા પણ **શુધ્ધાક્ષર ૐ ના કેન્દ્રે પહોંચવા માટે સદાકાળ દિવ્ય સંસ્કારો** શિખેલાને સાચવ્યાનું જ સૂચન કરે છે. **ઉપવીતોનાં** સંસ્કાર જાગૃતિના સ્મારકથી, આપણે પુનઃ અંગો દીપાવશું. એ દ્વિજોનાં આદર્શ ચિન્હોનાં પરમ ગુહ્ય રહસ્યો વડે સૌ ભારત ભૂમિનો યશ રક્ષીય રહ્યા. (ધન્યવાદ અને અતિ ખુશાલીથી તાળીઓ.)

" તુલસી સીતા રામકો, રીઝ ભજો કે ખીજ;
ઉલટા સુલટા બોઇએ, જ્યોં ખેતનમેં બીજ."

જાણે, અજાણે પણ **તેત્રીશ કોટિ દેવોને** શ્રધ્ધાપૂર્વક નિત્ય પૂજવાની સંજીવનીના પ્રભાવથી **કામધેનુ ગૌમાતાઓ, વેદવિદ્‌ વિપ્રો અને રામાયણ આદિ સદ્‌ગ્રંથોનાં વાંચન તેમ શ્રવણને જિજ્ઞાસાથી સન્માન્યું** રાખ્યું; એ **જ સનાતન ધર્મનાં તત્ત્વો સદા પાળવાનાં ગૌરવભરી આનંદી** વાત છે. (ધન્ય ધન્યનો વ્યાપક નાદ.)

**આપણું સૌનું સત્ય ધારણની શ્રધ્ધાથી જ વિશ્વ કલ્યાણ**
**થયું અને તેમ વધુ થતું જ રહેશે.**

ત્રિજ્યોતિ (બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર.)અદ્વૈત–દેવો અને પરાશક્તિ–શ્રી **ઉમિયાંજીને નિત્ય " અજંપા જાપ "** (સ્મરણ) ના મહાપ્રતાપે, એમ વ્યાપક દેવેશ્વરની મીઠી દૃષ્ટિની પ્રેરણાથી જ સૌનો જય થયો. અમર કીર્તિ વરેલ વીરશ્રી **નારાયણજીભાઇ અને તેના** જિજ્ઞાસુ જોડીદારોની જ પૂરી ભ્રાતૃસેવાની જાગૃતિથી કરી તે સમાજ–નાવના **ચતુર નાવિકો** અથાગ પ્રયત્નોએ એ નાવ સંસ્કાર–કિનારે લાવ્યા. પ્રિય વીરશ્રીઓની પુરુષાર્થ ચાતુરીએ અખંડ જાગૃતિની નિપુણતાથી **આપણે દંભની દુગ્ધા–નદીથી પાર ઉતર્યાં.** પાછળ રહેલ ભાંડુઓ પણ ઇશ્વરી–સત્યધારી સૌ જેમ નિર્ણય થશે. (પશ્ચાતાપ અને હર્ષ સાથે, આંખોમાંથી પ્રેમાશ્રુની ધારાઓ પુનઃ વહી જ રહી.)

**વિશ્વવ્યાપક સદ્‌ ભાવના.**

વિદ્યાવંતો! બંધુઓનાં ઘરોમાં શ્રી ગીતા આદિ પાવન ગ્રંથોનું **સાર્વભૌમ સાહિત્ય પહોંચાડવું,** એ યુક્તિસંગત વિકાસનાં અવલંબનથી ઉગતી પ્રભાતે જ **આપણે વેદસંદેશ ૐ ના ઝંડાધારીઓનો જય છે! જય છે!! જય છે!!!**

સભાજનો! સમાજ રચનામાં અમને જે કર્તવ્ય સોંપશો તે અમે રાજીથી કરીશું. અત્યાર જેવું મહાપ્રયોગથી ઝાડઝૂડ (ચોખ્ખાઇ) નું કાર્ય કરતાં રહો, થોડા સમયમાં **દંભીઓનાં કુકર્મ–ભૂતડાંથી ભોળી વ્યક્તિઓ દૂર થશે જ.** મને તો મારાં વૃધ્ધ જીવનની પૂરી જાગૃતિ થવાથી ઠીક જણાય છે. (સભાજનોએ શિષ્ઠાચારે ઉભા થઇ, વડીલશ્રીને અભિનંદનો આપી; ધન્યવાદ ગજાવ્યો.)

**સૌથી પ્રથમ પોતે અને સાથે જ કુટુંબ સુધારવું.**

પઃ–પ્રથમની ચાલતી શાખાઓ જ સાચવવી. ભાયાતોની શાખા કોઇએ પણ કદી વડીલો પરથી બદલવી નહી, એમાં જ સૌનું પરમ હિત છે. મારી **રામાણીની વિશાળ શાખામાં ભળતા પ્રિય ભાઇઓ! અને ગુણીયલ સુપુત્રો!** મંડપથી દૂર શા માટે રહ્યા છો? અહીં આવો. (સૌ બાજુમાં આવ્યા.)

વહાલા સુધારકો સૌના પરમ હિતસ્વીઓ હોતાં; તેમનાં મન–કમળોની

ભાવના (સુગંધી) અતિ વિશાળ છે. આપણે પણ સર્વ વહીવટોમાં કર્તા હર્તા છીએ, સૌ પ્રેમે ઐક્યસંપથી મળી પુણ્યધનને આજથી જ બાળ શિક્ષા આદિ શુભકાર્યોની-ધરણીમાં પોંખવું છે. આપણે સંગઠ્ઠને મળી, સર્વહિતના સુધારા-દીપમાળાની સુંદર પુરવણીમાં ભાવનામૃત પૂરિયે. સૌ નિહાળે સેવા, સંગઠ્ઠન અને ભ્રાતૃભાવના હર્ષથી જગમગતું પ્રેમપુર, એવાં આદર્શોનાં દૈવત વડે દરેક ગામોમાં વ્યવસ્થાથી યુવક મંડળ સ્થપાતાં; ચડે સુજ્ઞવર્યોને સત્ય ગ્રહણનું શૂર.

આજ હું, આપ ક્રિયવંતો સાથે પરિવારોની સાચવેલ સત્ય ધર્મની પ્રીતિથી પ્રતિજ્ઞા કરૂં છું કે આપણા સંગઠ્ઠન પ્રયત્નોએ અને શુભેચ્છુઓના સહકારથી નિજ ગામમાં ભવ્ય મંદિર બનાવવું. એમાં પૂર્ણ પુરુષોત્તમની વિશ્વવ્યાપક તેજો-અંશી, "સદા સંતોનાં હૃદયકમળોમાં લક્ષરૂપે વસી;" દીપ્યમાન પ્રેમ-મૂર્તિ પધરાવતાં નિત્ય વેદમંત્રોની મંગળ ધ્વનિઓએ ઝાલરોનો ઝંકાર કરીશું. (ભાયાતોના ઉત્સાહી વીરાએ પ્રતિજ્ઞાપૂર્વક સંમતિથી, ઇષ્ટદેવની જય ગજાવી.)

સંગઠ્ઠનના પ્રેમીઓનું સત્ય સિદ્ધાંતો ધારવાને અનુમોદન.

(શ્રી મૂળજીભાઈ અતિ હર્ષથી ઉભા થઈઃ-) "સત્ય ગ્રહણનાં જિજ્ઞાસુ મારાં જોડીદારો ! તમારા પ્રેમ-ચરણ કમળોમાં વિનવું છું કે સત્સંગથી જ સત્યવ્રતી વાળા પ્રિય ભ્રાતૃઓને પ્રભુ નામામૃત જપવા સાથે પીવાથી શાન્તિ મળી. શ્રી બાપુજીની હિત આજ્ઞાએ સૌ પ્રાર્થના મંદિર, મહાવિદ્યાલય, વિદ્યાર્થી ભુવન અને વાંચનાલયો થવામાં સહાયતાનું કર્તવ્ય બજાવશો." (શ્રી ભગતજીએ પણ ગોઠિયાંને સ્વધર્મ આચરણોનો સુધારો સવેળા અપનાવવા માટે સભાના પડથાર પરથી નમ્રતાએ ઉચિત વચનો કહ્યાં.)

ગુણગ્રાહી વાંચક ! પ્રિય વડીલે સારવાતો સમજાવીને આજ પુનમના ચડતા પહોરમાં, સૌમ્યગુણી પૂ. બાપુજીના ઉચ્ચપદનો અપાર યશ મેળવ્યો. સભાવૃંદના અભિનંદન સન્માનના-સુવર્ણચાંદથી અંગ-પ્રત્યંગો દીપાવ્યે જ સ્વકુળ તાર્યું. પૂ. બાપુજી વારે વારે શ્રી પંચ-પ્રભુજીને નમી, નિજ સ્થાને બિરાજ્યા.

શ્રી મંત્રીની અનુમતિથી, શ્રી ગોપાલજીએ પ્રેમગીતો ગાયાં.

— ગઝલ —

થઈને સત્યનાં ધ્યાની સુધરવા વાર છે શાની ?
શ્રુતિ વાક્યો-પીય પાણી શ્રદ્ધા વૃદ્ધિએ થયાં જ્ઞાની. ૧.
હતાં જે મોહમાં-માની થયાં સૌ જ્ઞાનનાં દાની;
અનન્યે આશ્રયે આવી વિધવિધ આરોગી વાની. ૨.

— હરિગીત છંદ —

કામણ કારિણી વિદ્યા નથી (પણ) બંધુઓ સ્વજન છીએ;
સત્યાચારી પ્રિત નિભાવતાં અમૃત ને વ્હેંચી પીયે.

### યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રજીની યાદ.

ગઝલ (પહાડી)

શ્રી કૃષ્ણ ! નાથ વહાલા !! મીઠી બંશી બજાવો;
સુતા છે ત્હારા ભાઈ ગીતા જ્ઞાનથી જગાવો. –ટેક.
કંશ રૂપી કુરૂઢિથી આજે સહુ ઘેરાયા;
સત્વર સહાય દઈને આવી, શત્રુ ભગાવો. શ્રી.૨.
સહુને તૃષા રહી છે વૈદિક ધરમની પ્રિતે;
ગંગા, યમુનાં જળનું– **ગીતા જ્ઞાન**, આવી પાવો. શ્રી.૩.
આશા અનેરી રંકની સહાયક હમેશ રહેજે;
તુજ મિત્રોની તૈયારી દિવ્ય દર્શન બતાવો. શ્રી.૪.

### ધર્મ-પ્રેમપય પુત્ર, પુત્રીઓએ પીધું.

— ગીત —

માત–પિતા ! સુહૃદયી સજ્જનો ! ગાવાનાં ગુણદાયી ભજનો;
ભગિનીઓ ! શીલવંતી અમારી, ભ્રાતૃ વંદી રહ્યા દાડી, દાડી. ૧
અંતરાત્મા ઉચ્ચ જ કરીને તિમિર દળ હઠાવી દઈને;
પ્રેમ—વારીએ મનડાં ભરીને અક્ષય ગુણી નેમ જ ગ્રહીને. ૨
છે ઉત્સાહ જ રસભીનો ધર્મ રક્ષ્યે, સમય શોભ્યો સૌનો;
સેવા કરી અતિ સુખવાળી, સુનામના પ્રસરી સઘળે તમારી. ૩
ધન, ધન મ્હારી જગદંબાઓ ! સન્માને વિશ્વમાં પૂજાઓ;
કર્તવ્ય—સુગંધ ને પ્રસરાવો સૂર્ય, ચંદ્ર સુધી યશ રે તમારો. ૪
સત્ય ધાર્યું, ગુરુઓનું કીધું અનંત તત્ત્વ જાણી ને લીધું;
સંગઠ્ઠન સંગાતી અનન્યતાએ પ્રેમપય પુત્ર, પુત્રીઓએ પીધું. ૫

### નિત્ય પ્રેમામૃત પાન.

— રાગ, શાન્તિએ ઝૂઝવાનો. —

પ્રેમ મંદિરની પ્રેમ અંદર, પ્રેમની જ્યોતિ નિરાળી....(૨)
પ્રેમ પ્રસાદનો ભોગ ધરાવી (૨) સૌ, પ્રેમનાં રહ્યાં પૂજારી.... –ટેક. ૧
પ્રેમનાં ભોગી, પ્રેમનાં યોગી, પ્રેમ દયાનાં રોગી.... „
પ્રેમ–પ્રભુ સિંહાસન બિરાજે „ પ્રેમ મૂર્તિ દયાળી.... સૌ. ૨

ભવરોગ એવો, ટાળે દેવો, પ્રેમ-બુટ્ટી દિયો સારી.... „
પ્રેમ કણુ એ વૃજવેણુમાં „ પ્રેમ સૌંદર્યતા ધારી.... સૌ. ૩
પ્રેમરસ પ્રેમીએ પીધો, પળ પળ પ્રેમ વધારી.... „
જ્ઞાન-ગગનમાં ગુંજન ગીતે „ પ્રેમ સાધના ધારી.... સૌ. ૪
પ્રેમી રહી નવનીત ખાધું, પ્રેમે ગૌધન ચારી.... „
પ્રેમી વૃંદોને રાસ રમાડયાં „ પ્રેમ સ્વરૂપ નિજ ધારી.... સૌ. ૫
પ્રેમ ધ્યાને અદ્વૈત દર્શી, મંગળ છબી રસાળી.... „
'પ્રેમ રસરાજ શ્રી કૃષ્ણ ચરણે' „ રહ્યાં શરણમાં દાડી.... સૌ. ૬
પ્રેમ-ધન ધનનનની નાદે, તૂરીયા—તાર તૈયારી.... „
ભૃકુટિમાં એ, ચપળા ચમકી „ પ્રાણ ઊર્ધ્વ કરનારી.... સૌ. ૭
માત ઉરે દુગ્ધ ભર્યું,.... એ....પ્રેમામૃત પાનારી.... „
પ્રેમી થઇને ચરણો ચૂમ્યાં „ જગજીવન! આભારી.... સૌ. ૮
પ્રેમ! પ્રેમ! એ પ્રેમ! જપતાં, પ્રેમ સ્વરૂપ નિજ ધારી... „
પ્રેમી! પ્રેમ-પ્રસાદ સ્વીકારી „ પ્રેમીએ લીધાં ઉગારી.... સૌ. ૯

× × × ×

જ્યાં પ્રેમનો નિત્ય ભાવ છે, એ જ જીવન લ્હાવ છે;
સંગે સુવાસ જ ચાલશે તે પ્રેમ પ્રાપ્તિ લ્હાવ છે. ૧૦

(સત્ય ધર્મના પ્રેમનો જયનાદ.)

---

## પાંખડી ત્રીસમી

### મિત્રપણાની પ્રેમ-સુવાસ.

(શ્રી મોતીશાએ શ્રી મંત્રીજી અને શ્રીમાન સભાપતિજીની આજ્ઞા મેળવી, વકતાસ્થાનથી હૃદયદ્રવતા ઉદ્‌ગારો કહીને " **अहिंसा परमो धर्म** " ને જીવનમાં જાળવેલો મર્મ.)

શ્રી મોતીશા :- વિશ્વજ્યોતિ ગુણેશ્વર! ન્યાયકારી દયાળુદાતા! હે બ્રહ્માંડવ્યાપક અકળિતપણાના રિદ્ધિસિદ્ધિના વિજ્ઞાનભંડાર પરમપિતા સચ્ચિદાનંદ! આપ દયાનિધિ પરમ સત્યતત્ત્વને નમસ્કારો છે. સાથે જ આપનું ચૈતન્ય વ્યાપી **અદ્વૈતરૂપ પ્રિય સત્સંગી સમાજને નમસ્કારો છે.**

**આપણો પરસ્પર ચાલતો રહેલ વહીવટ.**

વહાલા શ્રી સભાપતિજી! બન્ધુ સજ્જનવૃંદ! પૂ. માતાઓ! પૂ. બહેનો! ઉત્સાહી તરુણો! અને યુવકમિત્રો! અમારા વડવાઓથી તે આજ પર્યંત આપણું

તેમજ બાજુનાં પંદર, વીસ ગામોના બન્ધુઓને મોટે ભાગે અમારી દુકાનથી વસ્તુઓ નામાથી લેવાની તથા અનાજ, કાપડ અને રોકડ આદિ જમે, ઉધાર લેવાનો વહીવટ અરસપરસ નભી રહેલ છે. અમને જુની વહીઓ અને ચોપડાઓમાં **સંવત, તિથિ, વાર અને નામ, શાખ તથા ગામ આદિ** તપાસતાં જણાયું કે આપણા અમુક ખેડૂતબન્ધુઓ પાસેથી તો ખાતામાં નાણાં એથી ત્રણ વખત મળી **ચૂકેલાં.** પરંતુ એ રકમ મૂળખાતામાં જમા પણ નથી થઇ. હું અને મારા પુત્રો **દયાલાલ અને કર્મશીએ** નામા તેમજ ખાતાઓમાં બારીકીથી ચાર વરસ સુધી તપાસ્યા કર્યું, તેની રકમોના કોઇ કોઈ મુદ્દાઓ તો મળતા જ નથી.

" સંસાર સમુદ્રની સુખદુઃખ આદિ લહેરોથી પાર થવા માટે ગૃહસ્થાશ્રમની સુદૃઢ નાવમાં બેસેલાં પ્રિયજનો યાત્રાળુરૂપે સંગાતી જ છે." સ્વજનો સચ્ચિદાનંદ (શ્રી નાથજી) ના અનંત મહિમાને અનુભવતાં ધર્મનાં પ્રેમી જ રહ્યાં છે માટે એવા આનંદથી મારા હૃદય-દર્પણમાં ભ્રાતૃઓનું હિતાહિત દર્શાયું. મહામોહભરી મૃગ-તૃષ્ણાથી સંપત્તિ સાચવેલ તેમ પરિવારનો પ્રિય સાથ પણ દિવ્યપંથમાં ભેગો તો નહિ જ આવે!

**( સ્વાધ્યાય અને સત્સંગથી જ વૃત્તિનું સામંજસ્ય અને તેની )**
**પરોપકારમાં ચિંતવન સ્ફૂરણા.**

**પ્રેમી મિત્ર શ્રીમાન સભાપતિજીએ** આનંદનગર જવા પહેલાં અને પોતાની + વાડી-ખેતરો, ઘરો તેમ સરસામાનની સ્થાવર અને જંગમ સંપત્તિ, **શ્રી ભીમજીબાપાના વખતનાં ખાતાની ચૂકાવેલ.** એ ખાતું અમારા વહીવટ પહેલાં લખાયલું છે. જમા કર્યા વિના રહેલ ખાતાં, **સ્વાશ્રયીઓને** દુઃખોની વજ્રબેડી-ઓમાં જકડનાર બનેલાં **તેનો આજે મને અતિ ક્ષોભ થાય છે.**

**" પરધન પત્થર જાણીએ. "**

ચોપડામાં લખેલ અઢળક માયાની હું સ્પૃહા ત્યાગી, **મિત્રધર્મના** અને સૌની ભ્રાતૃસેવા લગનીની પવિત્ર રજને વંદી; આપ મહાજનો, વિદ્વાનો અને માતૃવર્ગની **ત્રિવેણિ સંગમ સમક્ષ ક્ષમા માગું છું. અમે ખાતામાં જમા લીધી અને વાડી તેમ ખેતરોની પેદાશ સુદ્ધાંની સર્વ રકમ અનામત રાખી છે તે હું શ્રી ભાઈજીને આજ સોંપું છું, તેને મિત્રશ્રી સ્વીકાર કરે.**

**"વિદ્યાધન સર્વોત્તમ છે"** એમ હું સમજીને પાડોશીની નીતિએ વિદ્યાલયના નિર્માણમાં રૂા. એક હજારને એક આપું છું તેને ગુણીજનો! સ્વીકારશો. આપણો પરસ્પર સ્નેહ રહેલ છે તેવો જ આપણા યશની વૃદ્ધિ કરનાર, માનવ પ્રીતિને સંસ્કારોની-**રગોમાં** રંગનાર **ગુણવંતી સુપ્રજા નિભાવ્યા જ કરે.** (શેઠશ્રી **સુવિચાર** ચિંતવને સ્થંભી ત્યાં ઉભા જ રહ્યા, તેટલામાં-)

---

+ પુષ્પ ત્રીજામાં અવલોકીને સારાંશ મેળવવો.

શ્રી માધવ :– (સ્વઆસનથી ઉભા થઇને અતિ શાન્તિથી.) પૂ. મહાજનોમાં સદ્વહેવારે કુશળ, નિર્માની તેમ સત્સંગપ્રેમી અને પ્રભુભક્ત શ્રેષ્ઠજન! આપે જે ભાવ વાક્યો કહ્યાં તે આપ શ્રીમાનના સૌમ્યગુણો પ્રભાવીત, સજ્જનોનાં વર્તન યોગ્ય તેમ સૌમાં પ્રશંસાપાત્ર જ છે. આપના આ ગરીબ થયા પાડોશીભાઇએ, સર્વ રકમ દૂધે ધોઇ, આપશ્રીને ચૂકાવેલ માટે તે આપની જ છે.

મિત્ર! સાંજ પછી સવાર, રાત્રિ પછી દિવસ, બાળાવસ્થા પછી યુવાની અને પુનઃ વૃધ્ધાવસ્થા; એમ નશ્વર જગતમાં છાયા અને તડકાનું સુખદુઃખ થવું સ્વાભાવિક જ છે. પતન પછી ઉત્થાન થવું પણ અવસ્યમેવ છે. દીનોનું સંકટમોચન ઐશ્વર્યદાતાએ પોતાની નિધિના મહાભંડાર ભર્યાંમાંથી, નિજ શિશુઓને સદ્પુરુષાર્થના –કર્મયોગની પ્રેરણા વડે બાળકોનાં પોષણ યોગ્ય મેળવાવે પણ છે. પૂ. વડીલો અને આપશ્રી સુહૃદોના પરમ વહાલથી આજ પુનઃ ઘર અને ખેતી–વાડી પણ પ્રાપ્ત થઇ. "સંતાનો વિશ્વેશ્વરની જ આપેલ પરમ વિભૂતિ છે." અત્યારે તે સ્વઃ ના કહેવાતા નેત્ર–દર્શનાયો (પુત્રો)ને વ્યાપારી શ્રીમંત વર્ગમાં પ્રતિષ્ઠાથી અને આનંદનગરમાં શ્રી મનજીભાઇના સંયુક્ત રસકસની દુકાન ચલાવાય છે, એમ કુટુંબ પોષણનું ટૂંક સાધન વર્તમાનમાં રહ્યું છે. મિત્રશ્રી આપના ગરીબ થયેલા મિત્રે, તમને જમા આપ્યું તે આપશ્રીનાં કુટુંબ પોષણ માટે જ ભોગવટો કરો.

શ્રી મોતીશાઃ-(નમ્રતાથી) શ્રી વડીલ ભાઈ! હું આપશ્રીને આપની જ રકમ સોંપું છું તેને રાજીથી સ્વીકારો. આપને એટલી કર્તવ્યોની રચનામાં વધુ કામ આવશે.

શ્રી માધવઃ–મિત્ર! હવે એમ વધારાથી પણ શું થવાનું છે? પ્રિયવંત શેઠજી! વિચાર તો કરો કે જેણે ચળીત માયાના મોહથી કરી, તે સમયમાં માનસિક દુર્મનિએ "કર્મરજ" ની તૃષ્ણા–ડાકીણીનાં ઊંડાં ઉદરની તૃપ્તિના મહાલોભથી વશ થઇને ગરીબ, અભણ તેમ શ્રમજીવીઓ પર "કૃત્વીખાતાં (કૃત્રિમ) લખ્યાં!!" ધારાવંત અને શાસનના અધિકારીઓએ ભૂંડા સ્વાર્થના પક્ષપાતોથી તેવાં વિદ્યાનાં અનભિજ્ઞ (ન જાણવું) ગરીબડાંઓને (આંખોમાં જળજળીયાં આવતાં વાક્ય ટૂટ્યું પણ પુનઃ સચેત) ઘર, બાર અને સાધનહીન (નિરાધાર) કરાવવામાં પણ પૂરતો ભાગ લીધો!!' (કંઈક જુસ્સાથી) તેવાં પૂરાં શ્રમજીવીઓનાં હાડપિંજર બનેલ પ્યારાં સંતાનોનાં ભૂખ્યાં પેટનાં કળકળતાં આંતરડાંઓમાંથી નિઃસાસાઓએ નીકળતી હાયો વેરી, સામા પક્ષથી લાંચો લઈ સ્વપગોમાં કુહાડાઓ માર્યા! મૃગજળ સમાન–માયાની ચમકેલી છાંયામાં મૂઢ થઇ, પરિગ્રહથી લોલુપ બની; જે ન કરવાનાં તે દુષ્કાર્યો જ કર્યાં!! જગતના પોષિત–"અન્નદાતાઓ" પર બધી કુરીતે અન્યાયનો ત્રાસ વરતાવીને અરેરે! તેમનો તો હ્રાસ જ કરાવી દીધો!!! માનવ સંસ્કૃતિની રક્ષા માટે અનન્યપણે (અદ્વૈત ભાવનાએ) જીવનવ્રત આચરનાર એવાં સુહૃદયી સજ્જનો દેખતાં રહેલાં છતાં પણ તેવાઓએ તો અતિ ક્રૂરતાથી પોતાનો પીશાચી સ્વાર્થ જ સિધ્ધ કર્યો. જેમકે–

" તુલસી હાય ગરીબકી, કબહુ ન ખાલી જાય;
મરા ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય. "

પરધનના લોભીષ્ટોએ માનવભ્રાતૃઓની અધમ દશા, અપકૃત્ય અને કૃતઘ્નતા કર્યાનું જે વિષફળ મેળવ્યું! તે સૌ જાણે જ છે!! સંતોનાં મહાવાક્યો માયાના મદાંધોને પડકારી, તૃષ્ણા-નિંદથી જાગ્રત કરાવી, સૌનું હિત નિહાળવાને ઠીક જ સુબોધી રહ્યાં છે. (શાન્ત થઇ)

" કબીર કહે કમાલકુ, દો, બાતાં શીખ લે;
કર સાહેબકી બંદગી ભૂખે કુ કૂછ દે. "

દર્શાયલી ભૂલ તરતમાં જ સુધારી, મિત્રાત્માઓનો કલ્પોજુનો મૃદુભાવ પુનઃ વધારીને સૃષ્ટિનાં પ્રાણીઓ પર મીઠી દયાદૃષ્ટિ કેળવનાર સુજ્ઞ મહાશયજી! આપ સમાન ગરીબો પર પ્રિયવંત રહેલ સૌ કોઇને ન સમજતા!!

માયાનો દોરદમામ વધારનારાઓએ તો (સહેજ તપીને) મોહ-માસ્તરે શીખાવેલ "પાપનો બાપ લોભ" ની મહાન તર્કટી કળામાં જ અને તેની નિત વિકાસ કરવાની આશનાં-વાસનાનાં ગુપ્તગુફાની ઊંડાણે નવા તર્કટો શોધવામાં આજ તો વધુ પ્રવીણ (મર્કટો) બનેલ છે. હજી પણ અતૃપ્ત મનથી સ્વાર્થ-હાથોમાં એ જ કરપીણ કાવતરાંઓની સજાવેલી તીણી-કારમી કાતર ભેરવીને, જે વહાલાં ગરીબોએ મહા પરિશ્રમે રળી; અલ્પધન મેળવતાં જ અર્ધાંગો ઢાંકી રાખ્યાં જુનાં અને ફાટેલાં કપડાંનાં ચીથરાં સુધ્ધાં કાતરી! તે જીર્ણ થયા ટૂકડાઓ પણ છીનવવાની. અરેરે!! ભારતીમાતુશ્રીનાં પ્રિયવંત બિચારાં બાલુડાંઓને સાવ નગ્ન કરી; દૂર દૂરના અજાણ્યા પ્રદેશોમાં રઝળાવી!!! રીબાવડાવીને ઉહાંટાં કરતાં મારવાની! જ એવી ગોઝારી ત્રિરાશી (લેતે, દેતે અને સંઘર્યામાં) ની ગણતરીઓના ગંદા અભ્યાસની-વૈતરણીમાં તત્પર રહેલ છે!! મિત્ર! તેવા ધનાર્થી-કઠોર મનવાળાઓને તો સ્વયં બ્રહ્માજી સમજાવી તેમનું હૃદય પીગળાવી, માનવમુક્તિના સર્વોચ્ચ સેવામાર્ગે ચલાવે તેમજ શ્રી વિનોબાભાવે અથવા તો સમાજ રચનાનો "સર્વોદય સંઘ" પુનઃ પુનઃ સમજાવ્યા કરે; તોજ તેવાંઓનાં મન પર ભ્રાતૃનો હિતરંગ ચઢાવતાં, દીન જનતા-જનાર્દનનું પૂર્ણ સહયોગથી કલ્યાણ સધાવી જ શકાય.

પ્રભુપિતાનો તો ગરીબડાં શ્રમજીવીઓ પર સદા
કરુણા-કરકમળ રહેલ જ છે.

જે પોતાનું સાચવ્યું પણ ન સમજી શક્યાં તેવાં દીનોનું દુઃખ દીનદયાળુએ જરૂર નિહાળ્યું! તેણે જ અમૃતપુત્ર-માનવહિત કરવાના-સ્વધર્મના પ્રેમી-સેવકવૃંદો દ્વારા વિદરાવ્યું !! જે સાવ નિરક્ષરતાથી અને અંધવિશ્વાસની-ગરણખાઇમાં ખૂંપી તદ્દન ચીથરે બેહાલ હતાં, ચો તરફથી માયામોહિતો (ઉચ્છૃંખલો)

ની અપમાન, અન્યાય અને હાંસીનાં–હડધૂતની વારે વારે પાટુઓનાં દમનોથી કચરાતાં હતાં; તેવાંઓને ઉગારવા માટે સર્વવ્યાપી પિતાની અપાર દયાળુ દૃષ્ટિ વડે પૂર્વજોનાં મહાપુણ્યો ફળ્યાં.

પરમાર્થના પ્રેમી. મહામના એવા શ્રીયુત મહાજનાત્માઓના સુસંગોના સહકાર વડે આજ ગરીબોની ખેતી–વાડીઓ; દુકાનો, હુન્નર–કળાની કારીગરીને પ્રસિધ્ધ કર્યાનાં રાષ્ટ્રહિત કારખાનાંઓ, કોન્ટ્રાકટર આદિ લાઇનોની તેમ બાળકોને વધુ શિક્ષણ દેવાથી અને તેમ દેતાં જ રહેતાં, **રાષ્ટ્રિય ભ્રાતૃઓની હરોળમાં આવવા** માટે કુશળતાપૂર્વક આગળ વધતાં, નાણાંનું સાધારણ આર્થિક કાર્ય બનતાં સુધી સ્વઃમાં જ નિભાવીને તથા "**કૃષિકાર બંધુઓ તો શાસનની સમયયોગ આપી તકાવીથી;**" નિર્વાહનું નાવડું ચલાવતાં જીવન નિભાવી રહેલ છે.

**અચળ શ્રદ્ધાનું મહા રસાયણ જ રાષ્ટ્રનાં માનવજીવનને નિત્ય પુષ્ટ કરે છે.**

હે વિશ્વજ્યોતિશ્વર બુદ્ધિદાતા પરમપિતા! અમે રંક શિશુઓની તારાં દયાળુ –ચરણોનાં–વિશાળ મંદિરદ્વારે પ્રાર્થનાઓ છે કે આપનું દીધેલ દાનનાં ઐશ્વર્યોથી ગૃહસ્થાશ્રમની સાદાઇથી સજાવટ કરવામાં નિર્માનથી અને નિર્મોહપણે મગ્ન રહીએ. આપ સર્વેશ્વર દ્વારા પ્રત્યેક પળોમાં સૃષ્ટિ પર કલ્યાણના થતા રહેલ ગુણગુણોને તારી દીધેલ બુદ્ધિવૃદ્ધિથી નિત્ય કર્તવ્યોમાં ધારી; **આપનું ત્રિલોકયપૂજ્ય નામામૃતના મંગળ મહિમાને સુસુપ્તિમાં પણ ન વિસારીએ.** ( હાથજોડી સૂર્યનારાયણને વંદન કર્યું.) મિત્રવર્ય! "**ઇશ્વરી સત્ય–સચ્ચિદાનંદઘનનાં પ્રકાશનો સર્વદા જય છે**" અને મનુષ્યોનાં તામસી માયા– મગરીનાં પકડપણાંનાં– અંધાર આવરણનો અંત્યે તો ક્ષય છે.

**સર્વાત્મા હિતસ્વી શ્રેષ્ઠજન! હું આપ મિત્રશ્રીની માનવહિતની** ઉચ્ચ ભલાઇ જાણીને ફરી પ્રેમથી કહું છું કે મને એ ધન આદિનું મમત્વ જ રહેલ નથી. આપશ્રી મહાનુભાવને હવે જેમ યોગ્ય સમજાય તેવી રીતે તે ધનનો ઉકેલ કરો. ( શાન્તિધારી ઉભા જ રહ્યા. )

શ્રી શાહ :– આપણે સત્સંગમાં અનન્યભાવથી અનુભવરસ પીતા રહ્યા મિત્રો જ છીએ. હું રાજીથી આપું છું. મારાં કહ્યાંને આપશ્રી જરૂરથી ધ્યાન દઈ એ સમૃદ્ધિ સ્વીકારો ?

શ્રી સુંદરજીઃ– ( ઉભા થઈ) શ્રી માધવજીભાઇ! શેઠજી વીનવી રહ્યા જ છે અને આપશ્રીએ તો બાપુકી રકમ સંભાળવી છે. **નિસ્પૃહી, ભારત વીરશ્રીઓના પ્રામાણિકપણાના આદર્શ ચરણે** ચાલવાના ઇચ્છુક પ્રિયભાઇ! તે સમૃદ્ધિનો સ્વીકાર કરો.

શ્રી ઠક્કુર :– ( સ્વસ્થાનથી ઉભા થઇ. ) મિત્રશ્રી ! આપ ઉદાર અને તત્વગ્રાહી, **પ્રૌઢ તેમ અતિ ધૈર્યવંત મહાજનવૃત્તિ છો.** શેઠશ્રીનાં અને વડીલશ્રીનાં ઠીક

કઘાંને સન્માન આપો.

શ્રી માધવ :–આપ ગુણવંત અને સુહૃદ પૂજ્યશ્રી મહાનુભાવોના પ્રેમાગ્રહથી તે સમૃદ્ધિનો મને સ્વીકાર છે પણ એને અમારે ભોગવવી તો ઠીક નથી. હું, એ વાડી–ખેતરો આદિ રોકડ, પીઢીઓ ઉતાર થશે અને સંગ્રહેલ પુરાણા સામાનનો ઠીક ઉપયોગ થવા માટે આપણાં સૌનાં યોજ્યાં પુણ્યકાર્યમાં આપું છું. શ્રી શેઠજી પાસેથી કાર્યવાહી શ્રી પંચ એને પરબારી સ્વીકારી તેનો મહાવિદ્યાલય, વિદ્યાર્થી ભુવનો અને વાંચનાલયો આદિમાં યોગ્ય વહીવટ કરે. (ધર્મ જયનાદ. બન્ને નિસ્પૃહી મહાજનાત્માઓ સર્વને પુનઃ પુનઃ વંદી સ્વસ્થાને બેઠા. શ્રોતાઓનાં હૃદયોમાં શ્રી શેઠજીનાં સર્વાંતમહિત કરવાની ગુણસુવાસ પ્રસરતાં, તેનો પૂર્ણ મહિમા વખણાઈ જ રહેલ.)

સભા નિયમે, શ્રી મંત્રીજીની આજ્ઞાથી, શ્રી પ્રેમજીભાઈએ કાવ્યો ગાયાં.—

## સંધ્યા સમે ઉદ્યાનમાં.

— હરિગીત છંદ. —

પુષ્પો ખીલ્યાં ઉદ્યાનમાં મધુકર મધુરો સ્વાદ લે;
સુખ સ્વર્ગીય સમ દષ્ટે પડે ઉદ્યાનમાં સંધ્યા સમે;
સુગંધના, તરંગના ઉમંગના પ્રાણથી તાનમાં;
એ સ્વર્ગીય સુખ સૌને મળ્યું સંધ્યા સમે ઉદ્યાનમાં. ૧

કિલકાર કરતાં પક્ષીઓ નિર્દોષ આનંદ કંઇ કરે;
વૃક્ષ વૃક્ષે, પર્ણ પર્ણે, ઉડતાં ફરે મસ્તાનમાં;
મેના, મધુરી કોયલી, પોપટ, અલીના તાનમાં;
સુખ સ્વર્ગીય સમ જોવા મળ્યું સંધ્યા સમય ઉદ્યાનમાં; ૨

ઓ ઇશ! તુજ રચના રચેલી અદ્ભૂત અખંડિત રમ્ય છે;
માનવ, પશુને પંખીઓને શાન્તિની ત્યાં ગમ્ય છે;
સંધ્યા સમય ચાલી ગયે +પંખી જતાં નિજ સ્થાનમાં;
શોભ્યું નહીં ચાલ્યું ગયું સુખ જે હતું ઉદ્યાનમાં. ૩

## માનવ જીવનનું કર્તવ્ય.

( ગઝલ–કવ્વાલી. )

" કરી લે દીનની સેવા જીવન ચાલ્યું જવાનું છે;
દઈ સેવા મહીં જીવન જીવન ચાલ્યું જવાનું છે. ૧

---

+ આત્મ ચૈતન્યો, " त्वं ब्रह्मना " પ્રેમ–પારણિયામાં સુખદુઃખ રહિત થઈને પોઢવામાં.

કરી અપકાર પર ઉપકાર શત્રુ, સ્નેહી બનાવી લે;
જીતી લે મન માનવનાં જીવન ચાલ્યું જવાનું છે. ૨
દુઃખીનાં દુઃખને જાણી દિલાસા દઇ ડહાપણથી;
લઈ આશિષો અંતરની જીવન ચાલ્યું જવાનું છે. ૩
બહુ વિકસાવતાં ધંધા સુખોનાં ભોગમાં વધ્યા;
નક્કી આવી રહી, સંધ્યા જીવન ચાલ્યું જવાનું છે. ૪
ધર્મ–સેવા છે માનવનું બજાવી ફર્જ પોતાની;
કર્તવ્ય માંહિ ઉતારી લે જીવન ચાલ્યું જવાનું છે. ૫
ન કોઈ ઉંચ કે નીચા સહુને આત્મવત્ ગણજે;
ડગલાં સચ્ચાઈથી ભરજે જીવન ચાલ્યું જવાનું છે. ૬
કમાઈ સુકર્મની કરતાં સદાયે સત્યમાં પળજે;
મનમાં ભય ઈશનો ધરજે જીવન સુકૃત થવાનું છે. ૭
ન રચ્યો જે અહંતામાં ન ફૂલ્યો વિત્ત મળવાથી;
વિતાવી સમય પરમાર્થે જીવન ચાલ્યું જવાનું છે. " ૮

—રચનાર શ્રી ભવાનજીભાઈ લખમસીભાઈ
મૈયાત, રવાપુરવાળા. (ઉપનામ જીખુ.)

## * નૈયા ઝુકાવી મેં તો –

— પ્રાર્થના —

" નૈયા ઝુકાવી મેં તો.... નૈયા ઝુકાવી મેં તો;
જોજે! ડૂબી જાય ના.... ઝાંખો, ઝાંખો દીવો મારો,
જોજો રે બુઝાય ના....ટેક ૧
સ્વાર્થનું સંગીત.... ચારે કોર ગાજે;
કોઈ નથી દુનિયામાં કોઇનું છે આજે;
તનનો તંબુરો જોજે!.... બેસૂરો થાય ના....ઝાંખો. ૨
પાપ ને પુણ્યના.... ભેદ રે ભૂલાતા;
રાગ ને દ્વેષના ભેદ રે રચાતા;
જોજે! તારાં જીવનીયાંમાં.... ઝેર, પીરસાય ના....ઝાંખો. ૩
શ્રદ્ધાના દીવડાને.... જલતો તું રાખજે;

* (મુંબઇ) રે રોડના પાટીદાર સમાજના યુવક મંડળના વિદ્યાર્થીઓ દ્વારા પ્રાપ્ત થયેલ. લેખક.

નિશદિન સ્નેહ કેરું ઘૃત એમાં પૂરજે;
મનના મંદિરીયામાં.... જોજે ! અંધારું થાય ના....ઝાંખો. ૪"
ૐ શાન્તિઃ ! શાન્તિઃ ! ! શાન્તિઃ ! ! ! ( ધર્મ જયનાદ.)

## પાંખડી એકત્રીસમી.

### મિત્રની યથાર્થ સૂચનાની સુગંધી.

શ્રી સભાપતિજીઃ–(ઉભા થઇ) વિદ્યાવૃદ્ધિમાં પ્રિય ભક્ત **શ્રી વિશનજી** નિજાનુભવ કહેશે તેને સભાજનો! હંસવૃત્તિના ન્યાયથી શ્રવણ કરશો.

શ્રી. વિ:– ॥ **ઓરમ્ સત્યેશ્વરને નમઃ** ॥

શ્રી માન્યવંત સભાપતિજી! તથા પૂ. શ્રી **ભામાશાની** આછી યાદ આપી રહેલ **શ્રીમંતો!** લક્ષ્મીસ્વરૂપ દર્શનીય **શ્રી માતુશ્રીઓ!** તથા ગાર્ગી અને મૈત્રેયી સમાન સ્વરૂપાત્મા **શ્રી ભગિનીઓ!** અને અભિમન્યુ આદિ રાષ્ટ્રરત્નો જેમ શૌર્ય-વર્ધક અને સદ્ગુણી, રાષ્ટ્ર યશવૃદ્ધિના પ્રેમી **મિત્રવીરો!** મને સભામાં બોલવાનો અભ્યાસ નથી. પરંતુ સૌનાં દર્શને જે કહેવાય તેમાં આપ મને ભૂલની ક્ષમા આપી યથાર્થ સૂચવશો, જેથી લક્ષ રહે.

**દયાળુઓનાં પુણ્યોના પ્રતાપ વડે આજ સરસ્વતી મંદિરો,**
**આપણાં ગામ ભાગોળે જ સૌને પ્રાપ્ત છે.**

પ્રિયવંતાં બાળકો કેળવવા માટે મહાવિદ્યાલય તથા વિદ્યાર્થી ભુવનનું નિર્માણ **કરીને તેનું ઉદ્ઘાટન કર્યું.** ધર્મ ધારણાએ તેમજ ભ્રાતૃસંગઠન અંગે, વિદ્વાન દાર્શનિકોએ તત્ત્વનિર્ણયોની યુક્તિઓનાં પુષ્કળ પ્રમાણોથી સમજાવવાનો સૌએ વિશેષ લાભ મેળવવો; **એ જ સમય સાચવવાની ઉચ્ચતા છે.**

ભારતવર્ષના જનઉપકારી ગુણીઓએ+ **કરોડો અને અબજો રૂ. નાં દાન આપવાથી રાષ્ટ્રના નવનિર્માણમાં** અગણિત પાઠશાળાઓ, ભિન્ન ભિન્ન વિષયોનો અભ્યાસ કરાતાં **વિદ્યામંદિરો,** કોલેજો, યુનીવર્સિટીઓ અને આયુર્વેદ તેમ વેદાંત-શિક્ષણની (મુંબઇમાં) કોલેજો આદિનું નિર્માણ કર્યું. વર્તમાનમાં **શાસન બીજી પંચવર્ષિય યોજનાઓથી** સૌ ભ્રાતૃગણનું ગામડાંઓ આદિમાં અનેકગણું હિત સાધે છે. **પ્રાચીન પ્રણાલીથી કાંગડી, સુપા આદિ ગુરુકુળોમાં બ્રહ્મચારીઓ** ધર્મ, કર્મ આદિની શિક્ષા–દીક્ષાનો વિશેષ લાભ મેળવતાં; ભાગ્યવાનોનાં ગૃહાંગણીયાં અતિ દીપતાં રહ્યાં છે.

---

+ = આફ્રીકાના શાહ સોદાગર શ્રીમાન મેઘજીભાઇ થૈ. (જામનગર) એશ્રીએ, **સૌરાષ્ટ્ર શાસનને પ્રજા કલ્યાણમાં એક કરોડ રૂપિયા અર્પણ કરેલ.** પ્રજાબંધુ વર્ષ ૫૭, અંક ૫૭, પૃ. ૬ ની હરોળ ૭ માં, સં. ૨૦૧૧ મહા વદ ૬, અમદાવાદ, રવિવાર, તા. ૨૩–૨–૫૫.

પૂ. શ્રી મહારાજ **ઇશ્વરરામજીએ** વાંઢાય ગુરુકુળનું સદ્‌બીજ વાવ્યું તેનાં કુંપળની રક્ષા; ૧૦૮ વૈકુંઠવાસી **પૂજ્યપાદ મહારાજ શ્રી ઓધવરામજીએ** કરેલ. એમાંથી વિશાળવૃક્ષ બનાવવા માટે પુણ્યાત્માજનોએ લાખો રૂ. ના ફંડોનું જળરૂપે સિંચન કર્યું. એ કલ્પવૃક્ષની આશ્રયછાયામાં શાન્તિ મેળવી; મીઠાં ફળો આરોગવાને બે વાકયો કહીશ. આપણે **મહાવિદ્યાલયનું** સુકાર્ય સાધતાં જ રહેવું. પરંતુ એ હરિયાળું કલ્પવૃક્ષ પણ આપણા પરમાર્થ–જળસિંચને જ વૃદ્ધિ પામ્યું છે. ગુરુકુળના સંચાલક આપણે (જનતા) જ છીએ, એમાં બાળક–રત્નો અપૂર્વ લાભ પ્રાપ્ત કરે છે. એ ગુરુકુળને "કાંગડી તેમ ગુરુકૂળ સુપા" સમાન આદર્શ શ્રેણીનું કરવા માટે સૌએ વધુ સહાય આપવી. આપણા ઉત્સાહ બળે જગદ્‌ગુરુ શ્રી કૃષ્ણચંદ્રજી, સ્વામી વિવેકાનંદ, શ્રી રામતીર્થ અને વેદોનાં સત્યનો ઝંડાધારી; દેશોધ્ધારનો યોધ્ધો વિશ્વવંદ્ય મહર્ષિ શ્રી દયાનંદ સરસ્વતી **તેમજ પૂ. બાપુજી અને તેમના ઉત્તરાધિકારી શ્રી જવાહરલાલ આદિ પ્રવીણ નેતાઓના વિદ્યાવૃદ્ધિએ પવિત્ર ઉદ્દેશો ફળવંતા થાય.** મારા એ પ્રેમપૂર્ણ ઉદ્‌ગારો છે.

આપણે મહાવિદ્યાલય આદિ કાર્યો કરતાં, **વધતો સમય ગુરુકુળો અને રાષ્ટ્ર નિર્માણમાં આપવો.** વિદ્યા સર્વદેશી, સૌની સન્માનનીય અને શ્રી સરસ્વતીજીનાં દાનથી નિત્ય મળતો રહેલ મહાપ્રસાદ છે. સેવક મહાદેવીનાં પૂજન સારું પ્રિય બાળકોની શિક્ષામાં રૂ. સવાપાંચસો ફૂલની પાંખડીરૂપે આપે છે તે સ્વીકારશો.

સ્વજનો જ્ઞાનનાં અંગીકારે સત્સંગનાં પ્રેમી રહ્યાંથી હું અત્યંત રાજી થયો છું. ભ્રાતૃસંગઠ્ઠન સધાયું **તે સ્મૃતિ અને સુરાજ્યના** ગણતંત્ર **નિર્માણે સ્તુત્ય** જ છે. સૌનો વિદ્યાલયમાં ઉત્સાહ છે તેમજ દ્વિજોનું ગૌરવ સંભાળી, સતીત્વનું દિવ્ય વ્રત પાળતી રહેલ **ગંગાસ્વરૂપ પૂ. વિધવા માતા અને બહેનોના પોષણ માટે અનુકૂળ નિયમની સિદ્ધિએ વિધવાશ્રમ શીઘ્ર બનવવું જરુરી છે.** ગૃહસ્થાશ્રમીઓની સગવડ સાચવવાને શહેરોમાં ધર્મશાળાઓ અને × મહાજનવાડીઓ પણ જોઇએ. સૌથી પ્રથમ ગંગાસ્વરૂપ પૂ. વિધવા (તપસ્વિની) ઓનું અને અનાથ બાળકોનું વિશેષ હિત સાધવાની મર્યાદા સંભાળવી.

**ત્રિભુવનેશ્વરની મંગળ જયોતિનું દર્શન કરવા સારું અખૂટ સામગ્રી ભર્યું, આ અનંત બ્રહ્માંડ જ રૂપાળું પ્રાર્થના મંદિર છે.**

આપ બંધુઓએ ધર્મવૃત્તિ એ લાગા દેવાથી કરી, સામગ્રી સજાવતાં મંદિરોમાં આરતીઓ થઇ રહેલ. **"સર્વ દેવોને નમસ્કારો કર્યા, અન્તે શ્રી કેશવના ચરણે જ પહોંચે છે."** એમ શ્રદ્ધાવાન ભાવિકોએ અદ્વૈત ધ્યાનની જ્ઞાન દષ્ટિ કેળવતાં તો શ્રી વિશ્વનાથજીનું દર્શન સર્વત્ર પ્રાપ્ત જ છે.

---

× મુંબઇમાં સમાજના હિતસ્વી નેતાઓ **મહાજનવાડી** બનવવા માટે યોજના વિચારીને રચનાત્મકમાં મૂકવાની અતિ ઉત્કંઠા ધરાવી રહેલ છે. એ શુભકાર્ય સત્વર થવું જ સ્તુત્ય છે. લેખક.

**સંગઠન શક્તિની વ્યાપક ભાવનાના વિચારનો વિસ્તાર.**

આપના પાડોશી બંધુઓ ઠક્કુરો તે કચ્છના કે હાલાઇ આદિ હોઇએ પણ **"અખીલ હિંદ લોહાણા સંગઠન છે"** એમજ પૂ. **બ્રાહ્મણો, વીરક્ષત્રિયો, વૈશ્યો આદિનું સંગઠન રહ્યું છે.** વિશ્વમાનવોનાં સંગઠનથી પણ સૌને શાન્તિની પ્રાપ્તિ થવા માટે અહિંસા ધારી સુજ્ઞવર્યો **ઐક્યતાથી પરમ પ્રિયતા સાધવાવવાની** નીતિથી અપૂર્વ પુરુષાર્થ આદરી રહેલ છે. આપણા ભ્રાતૃઓમાં **સંગઠન થયું** એ બહુ સ્તુત્ય જ છે, શ્રી મહાનુભાવો આનંદથી સૌને ધન્યવાદ આપે છે. સત્યજ્ઞાન ધારણના શીતળ છાંયાનો આશ્રય આપતા આ અભય મંડપમાં સૌ એકત્ર થતાં; અક્ષયધર્મનાં મહામૂલા પવિત્ર સિદ્ધાંતો પ્રમાણે નિત્ય વર્તવાથી; **આર્યવીરોના** ઓરૂમ્‌ની દિવ્ય સંસ્કૃતિનો ધ્વજ સર્વત્ર ફરકતો જ રહેશે. (ધર્મ જયનાદ.)

**આપણે મળીને ખંતથી જ કર્તવ્યો કરવાં.**

પૂ. મહર્ષિ દેવાત્માઓ અને જિજ્ઞાસુઓએ પ્રજ્ઞાવૃદ્ધિએ સર્વદા ગાઈ, **વ્યાહૃતિયુકત ગાયત્રીમંત્ર** અને શ્રી ગીતા આદિ શાસ્ત્રોના સ્વાધ્યાય સાથે સંધ્યા આદિ સુકર્મો ચિવટથી કરતાં રહેતાં દ્વિજપણું વધું જ દીપશે. જન્માષ્ટમી, નવરાત્રિ, દશેરા, દીપોત્સવી, નિર્જળા એકાદશી, રક્ષાબંધન આદિ **૨૬ મી જાન્યુઆરી સાથે ૧૫ મી ઓગષ્ટ અને શ્રી ગાંધી જયન્તિ** ઉજવવા લક્ષ રાખવું. રાષ્ટ્રની અર્થસૂચક વ્યાપક સંસ્કૃતિને જીવનમાં સાચવવા માટે દેવદુર્લભ માનવનું મુખ્ય સુકર્તવ્ય છે. સ્વર્ગીય સમાન જગતની નૃત્યશાળામાં કર્મફળનાં ઐશ્વર્યભોગોનો સ્વાંગ દીપવવા માટે જળકમળ પત્રવત્ત નિર્લેપ રહેતાં પરમાનંદની પ્રાપ્તિ જ રહે છે. **જેથી સુજ્ઞોએ વૃત્તિઓમાંથી વર્તુલપણું વિસારીને રાષ્ટ્રની જન જાગૃતિ સાથે, વિશ્વભ્રાતૃની વિશાળ ભાવનામાં વ્યાપી જ રહેવું.**

સ્થાવર, જંગમમાં આત્મિય સમાનતા રાખવાની પરીક્ષાથી આ દુસ્તર ભવસિન્ધુ તરી, અપરોક્ષાનુભવે મહામુકિતના (પ્રભુના દિવ્યધામ) મંદિરમાં નિર્મળપણે પહોંચતાં શાન્તિ મેળવાય; જગતનિયંતાએ ઓપ્યું વિશ્વનું કલ્યાણ કરતું એજ **માનવધર્મ** છે. અસ્તુ. (સારગર્ભિત સુવાકયોએ, બ્રહ્મરાષ્ટ્ર હિતના સર્વોત્તમ માર્ગની યથાર્થ શ્રેણી દર્શાવીને શ્રીયુતે હાથજોડી, સૌને વંદી સ્વસ્થાન લીધું. ધર્મનો જયનાદ ગુંજ્યો.)

(શ્રી મંત્રીજીની અનુમતિથી, જિજ્ઞાસુ શિષ્ય શ્રી કેશવલાલે સ્વરચિત)
ભાવગીતનું વાજિંત્રથી મધુર સ્વરે ગુંજન કર્યું.

**બાળક, તરુણો, યુવાનો બહેનો અને પ્રૌઢોના પ્રભુજીનાં ધ્યાન ધારણામાં આનંદીવૃત્તથી નિત્યનો ગુંજાર.**

(વહાલા કૃષ્ણ! બોલાવો ગોકુળ મને, એ રાહ.)

સર્વે આર્યવીરોનાં સંતાન છીએ;

પુરૂં વેદગીતોનું ગુણગાન કરીએ. ....ટેક
શ્રુતિ તણી ગીરા મધુરી;
કલ્પ પહેલાં દીપતી....
ધર્મ પ્રિયો નાં હૃદયથી;
ત્રિતાપ ત્યાગી જીતતી;
ભાવે વૈદિક ગીતડાં ગાતાં રહીએ. સર્વે. ૧
સૃષ્ટિનાં સૌંદર્યનું;
વહાલ અપરંપાર છે....
" અમૃત " ને દોહન કરેલું;
જગદાધાર એ આધાર છે;
એનો અખંડ ÷ સંગે સ્વાધ્યાય કરીએ. સર્વે. ૨
સૂર્ય, ચંદ્ર, વરુણ આદિ;
તત્ત્વનો રચનાર જે....
અપરોક્ષ ભાવે શુદ્ધ એ;
ત્રિભુવન મહિં રમનાર છે;
પ્રિતે કેવલ દાનીના ગુણો ગ્રહીએ. સર્વે. ૩
પૂજ્ય ઇશની ઉપાસના;
સંધ્યા, હોમથી કીધી પ્રિતે....
ધ્યાન ધાતાનું ધરી;
ગાયત્રી ને જપતાં નિત્યે;
વહાલા " સૂત્રાત્માનાં " પ્રણવે રહીએ. સર્વે. ૪
દિવ્યતા પ્રિય દેવની;
બ્રહ્માંડમાં ઝળકી રહી....
પાપનાશક જ્યોતિનું
લીધું શર્ણું + સત્યાર્થે કરી;
નિત્ય બુદ્ધિવૃદ્ધિ ની મૈત્રી કરીએ. સર્વે. ૫

( ધર્મનો વ્યાપક જયનાદ. )

---

÷ સત્સંગે. + " સત્યાર્થ પ્રકાશ " શ્રી મહર્ષિ દયાનંદ કૃત.

# પાંખડી બત્રીસમી.

## મહાજનોના આશીર્વાદોની પરિમળ.

શ્રી સભાપતિજીઃ–(ઉભા થઇ) પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ **શ્રી નથુરામ શર્માજીએ તેમજ પૂ. શ્રી રામેશ્વરજી મહારાજે**, અમારું જીવન કૃતાર્થ કરાવવા માટે ધર્મ-માર્ગ દર્શાવવામાં મોટું પુણ્યકાર્ય કર્યું છે. × એ મુક્તાત્માઓનો નિજ સમાજ ઋણી છે. (ધર્મજય નાદ ગુંજ્યો.) પૂ. શ્રી મહાનુભાવોની નીતિરીતિનું જ અવલંબન કરતા, માનનીય વયોવૃધ્ધ **પૂ. શ્રી શાસ્ત્રીજી મહારાજને** આપણી વિનંતિ છે કે માનવમેળાને ધર્મોપદેશનો લાભ પ્રદાન કરે. કેમકે **બ્રહ્મદેવો જ અનુપમ જ્ઞાનની દિવ્યદષ્ટિ છે.** તેઓથી જ આપણે વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરવાના અધિકારીઓ છીએ.

કરુણાઃ–ૐ શ્રી સદ્ગુરુવે નમઃ ઓરૂમ્ સચ્ચિદાનંદેશ્વરાય નમો નમઃ

દિવ્ય પુરુષથી નિત્ય રક્ષાયલાં, પરમ સત્યનાં ગૂઢ તત્વધારણમાં શ્રધ્ધાળુ **પ્રિય યજમાનો!** આત્મવંદિત વિદ્વાન પુરુષો! પૂ. માતાઓ! પૂ. બહેનો! અને સદ્વિદ્યા–ભૂષણોથી દીપિત **કિશોરો! અને ઉત્સાહી યુવાન મિત્રો!** નિજ જીવનક્ષણોને રસવંતીથી સ્વાવલંબી બનાવવા માટે જે કહેવાનું તે વિદ્યાવૃદ્ધિ-વ્રતના પરમ વિનયી નીતિમાન **મિત્રોએ,** શાસ્ત્ર ગુણસંપન્ન **શ્રી સુંદરજીભાઇએ,** ગૂઢ જ્ઞાનના અનુભવી **શ્રી વાશણ બાપાએ** અને શ્રધ્ધામૂર્તિ મિત્રશ્રી **ઠક્કુર** આદિ સુહૃદોએ ઉત્તમ રીતે સમજાવ્યું છે; એના અંગમાં વધુ કહેવાનું મારી દૃષ્ટિએ તો રહ્યું જ નથી. છતાં સૌનો પ્રેમાગ્રહ અને પૂજ્યવર્યોની દયાએ જે કહેવાય તેમાંથી સત્યનું દોહન કરશો.

**તત્ત્વવેત્તા પૂ. મહારાજ શ્રી ઇશ્વરરામજી અને પૂ. મહારાજ શ્રી લાલરામજી તથા પૂ. મહારાજ શ્રી ઓધવરામજી આદિ** પ્રભુ પ્રિત્યર્થે આત્મ સમર્પણ કર્યાં સમર્થ દિવ્યદેહી દેવાત્માઓ; સદા પ્રણવ ધ્વનિએ જિજ્ઞાસુ-ઓનું ઇચ્છિત સાર્થક સાધી રહેલ છે. **સિદ્ધિદાયી વાંઢાયની પાવનભૂમિમાં ત્રિલોકયજનની પૂ. શ્રી ઉમિયાં માતાજીનું** નુતન મંદિર આપણે સૌ ભાવિકોએ નિર્માણ કરીને + સં. ૨૦૦૦ ના ચૈત્ર સુદી **રામનવમીના** પવિત્ર દિવસે (દશ વાગ્યે) **શાસ્ત્રોક્ત વિધિથી શ્રી માતાજીની પધરામણી કરેલ છે.** પવિત્ર યાત્રા-સ્થળ ઉંઝામાં સારી આર્થિકવાળાં શ્રધ્ધાળુઓ જ પહોંચીને **કુળદેવીજીની વ્યાપક મહત્તાનો અને ભાગીરથી–શ્રી સમાજનાં દર્શનનો લાભ મેળવી રહ્યાં છે.** અધિકારીજનોને ગામપાદરે પૂજ્યેશ્વરીનું મંગળદર્શન કરી; કૃતાર્થ થવાનું પવિત્ર

---

× = "કર્તવ્યને પંથે" વાંચી, અનુભવ મેળવીને પ્રચારક બનવું.

+ = "શ્રી કડવા પાટીદાર કુળ વર્ધિની ઉમિયાજી માતાના નુતન મંદિરનો ટૂંક અહેવાલ." પૂ. ૧૪ માં અવલોકવું. લેખક.

સ્થાન "**सत्यं शिवं सुंदरम्**" પિતાની પ્રગટ પ્રેરણા અને નિર્માની શ્રી દાતાઓની ઉદારતાએ થવાથી તીર્થોની મહત્તા વધી એ સ્તુત્ય જ છે. ભાવિક ગાય છે કે—

"તું છે મુજમાં, હું છું તુજમાં," એજ અનાદિ લીલા;
વ્યાપક તત્ત્વ નિહાળે જે જન તેજ અન્યા ધર્મશીલા.

**અત્યારે ભ્રાતૃભાવે અતુલ સંપવૃદ્ધિની સુવેળાએ, મહાવિદ્યાલયમાં ધનઅર્પણની બહુ જ આવશ્યકતા છે.**

આજ ઘણા ધનવાન ખેડૂતો તથા શ્રીમંતો સમાજમાં વિદ્યમાન છે પણ તેનો અર્થ જ શો ? કેમકે—"**अपयेषु तड़ागेषु बहुतरं उदकं वर्तते**" "જેનું પાણી જરા પણ પીવાના ઉપયોગમાં ન આવે એવું હોય તો, એવાં ઘણાં તળાવો તો પાણીથી ભરેલાં જ રહે છે; એવાં તળાવોનો શો અર્થ ? જે જીવનનું સ્વત્વ જનતાના ઉપયોગથી કલ્યાણ સાધનમાં ન આવતું હોય તો **તેવા જીવનથી પણ શું ?**"

**રહસ્ય વૃદ્ધિ રહેવાની માર્મિક સૂચના.**

સંગઠનની રસભરી વાતોમાંથી સાર મેળવવો કે "મતભેદોની તીવ્રતા જ્યારે સંસ્થા, સમાજ અને રાષ્ટ્રને માટે હાનિકારક થઇ પડે તેમ હોય ત્યારે પોતાના પક્ષને સબળ બનાવવા કરતાં, પોતાના પક્ષને નિર્મૂળ કરવો એ અધિકતર શ્રેયસ્કર છે." હું વિશેષ ચર્ચાયલી ચર્ચામાં ન ઉતરતાં, જેમણે ભૂતપૂર્વમાં સમાજની જાગૃતિ માટે ભ્રાતૃસંગઠનમાં મહત્વનો ફાળો આપ્યો છે એવા સ્વ. **શ્રી નારાયણજીભાઈ આદિ વીરો અને** વર્તમાનમાં **શ્રી રતનસિંહભાઈ, શ્રી નારાયણભાઈ શિવજીભાઇ નાક. અને શ્રી ભીમજીભાઈ કેશરાભાઇ લિં, આદિ ગુણીજનો આપી રહેલ છે. સૌના અભ્યુદય અંગે લાભ મેળવી તે ભ્રાતને આપવા માટે જે સદા પ્રયત્નશીલ છે, તેવા કર્તવ્યનિપુણ સ્વધર્મ ધારણના પ્રેમી-**વીરોને મારા હાર્દિક ધન્યવાદો સાથે આશીર્વાદો છે.

**વૈદિક આશીર્વાદનું ગાન.**

**आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्म वर्चसि जायताम् ।**
**आ राष्ट्रे राजन्यः शूर ईश व्योति व्याधि महारथो जायताम् ॥**
**दोगध्री धेनुर्वोढा नडवा नाशुः सप्तिः पुरनधियोषा ।**
**जिष्णु रथेष्टाः समेयो युवास्य यजमानस्य वीरो जायताम् ॥**
**निकामे निकामे नः पर्जन्यो वर्षतु ।**
**औषधयः नः फलवत्यो पचन्यताम् ॥**
**योगक्षेमो नः कल्पताम् ।**

અર્થઃ—હે પ્રભો ! અમારા બ્રહ્મરાષ્ટ્રમાં તેજસ્વી, વેદવિદ્ બ્રાહ્મણો ઉત્પન્ન હો. શત્રુ

વિદ્યામાં નિપુણ, મહા બળવાન, નિર્ભય અને વીર ક્ષત્રિયો ઉત્પન્ન હો. દુઝણી ગાયો, ભાર વહન કરતા બળવાન બળદો, પવનપંથા અશ્વો અને વ્યવહાર કુશળ સ્ત્રીઓ અને મહારથી શત્રુઓના વિજેતા ઉત્પન્ન હો. યજમાનોનાં ગૃહાંગણમાં વીરપુત્રો ખેલતા હો અને અમારા દેશમાં માગ્યા મેઘ વર્ષો અને ઉત્તમ ફળવાળાં વૃક્ષો તથા ઔષધિઓ નિપજો અને સૌનું કુશળ કલ્યાણ હો.

અમારી નિસ્પૃહીવૃત્તિથી જ યજમાનોની શ્રધ્ધા અમપર બની રહેશે.

આપ ભાઇઓએ વિવાહ આદિ પ્રસંગોમાં અમને દાન, દક્ષિણા દેવાનું બંધારણ ઘડયું તે સારું જ કર્યું છે: હજી પણ સુયોગ્યથી કરવું, જેથી આપણો સુકર્તવ્ય સંબંધ શોભ્યો રહે. અમે પણ મિથ્યા માયાસંગ્રહથી ભૂલામણીની વૃથા સ્પૃહા (મમતા) માં ન રહીએ. સનાતન સિદ્ધિ ફળવંતી રહેવાને બ્રાહ્મણોનું એજ નૈતિક કર્મકાંડ છે.

પાછળ વિરમ્યાં અધિકારીઓ પણ પ્રિય પ્રભુ શ્રી સત્યનારાયણનું પૂજન આદિ સત્ક્રિયાઓનું સન્માન જ કરી રહ્યાં છે, એમ શ્રધ્ધામાં નિત્ય વર્તવું યોગ્ય જ છે. સૌએ ધર્મગ્રંથો અને શ્રી સદ્દગુરુદેવના ઉપદેશ પ્રમાણે આસ્થા અને નિષ્ઠા-ધારીને ભ્રાતૃભાવના સેવા સંગઠનમાં રહેવું. મિત્રપ્રેમથી દીપીત; સ્વધર્મનો સત્ય માર્ગ દર્શાવતી તેમજ રાષ્ટ્રના યશ રક્ષણની એજ સુવર્ણ પ્રભાત છે. કેમકે આશા વિના શ્રધ્ધા શકય નથી. શ્રધ્ધા વિના સિદ્ધિ સંભવતી નથી. જેનું જીવતર પ્રકાશ આપે છે તેને જીવવાનો અધિકાર છે, તે માટે અધિકારીઓએ (૧) કર્તવ્ય જાણવાની ઇચ્છા. (૨) કર્તવ્ય સમજવાની શક્તિ અને (૩) કર્તવ્ય પાળવાની દઢતા રાખવી.

વિદ્વાનો તેમ શ્રી બાપુજીએ અને જિજ્ઞાસુ શ્રી મૂળજીભાઇએ જે પવિત્ર સિધ્ધાંતોનું સમર્થન કરેલું તે શાસ્ત્રોક્ત અને સ્વધર્માનુકૂળ છે. પરમ સત્યમાં શ્રી મહાજનો સદા સંમત હોવાથી, એ જ દયાળુ સત્યેશ્વર સર્વનું કલ્યાણ કરે છે. અધિકારીઓ વડે જેમ જેમ સાવિત્રરૂપ શ્રી ગાયત્રીના જપ આદિ જ્ઞાન રહ-સ્યના વ્યાપક વિચારોનું મન્થન કરાશે તેમ તેમ સુવસ્તુ પ્રત્યક્ષ દર્શાતાં મેળવાતી જ રહેશે. શ્રી ગીતાજીમાં ઉપદેશેલ કર્મયોગ જીવનમાં ધારવો, વ્યાપક સત્યને દર્શાવતી એ જ ભાસ્કર રૂપે દીવાદાંડી છે. ગૃહોમાં "आचारः प्रथमो धर्मः" નો મુખ્ય પ્રીતિભાવ તન, મન, કર્મ અને સંકલ્પોમાં નીતિરીતિની વૃદ્ધિથી ધારવો અને જીવનલાભ મેળવવો.

પૂ. સદ્દગુરુ શ્રી નથુરામ શર્માજીએ અને પૂ. શ્રી રામેશ્વરજી મહા-રાજે, આપની જાગૃતિમાં દયા–ભંડારનો ફાળો આપેલ, એ રીતે સર્વનું કલ્યાણ કરવાનું "ब्राह्मणस्य मुखमासीत्" (બ્રાહ્મણો, વિરાટ વિભુના મુખરૂપ) અમે મહર્ષિઓની સંતાન, નિસ્પૃહી બ્રાહ્મણોનું મુખ્ય સાચું કર્તવ્ય જ સમજીએ છીએ. સૌ જનોએ સત્યનાં અનુશીલન માટે મન, કર્મ અને વચનોથી ધર્મામૃત રહસ્યોનું

નિત્ય પાન અને તેનું બની શકતું દાન પણ કરતાં રહેવું; એ વિશ્વવ્યાપક શ્રેષ્ઠ માર્ગ સનાતનનો "**धर्मस्य तत्त्वं निहितं गुहायां**" સદુપદેશ છે.

પ્રહલાદ, ધ્રુવ અને શુકદેવ આદિ વિશ્વવંદ્ય મહાન વિભૂતિઓએ કેવલેશ્વરના દિવ્યપૂંજની સાન્નિધ્યમાં જવા, **પ્રેમમૂર્તિમાનને આત્મઆલિંગન માટે અખંડ નામામૃત પાન કર્યું.** જિજ્ઞાસુઓએ ભવબંધનથી છૂટવા સારૂં વિશાળ જ્ઞાન–ભક્તિથી કર્મકાંડના અપૂર્વ રહસ્યભર્યાં માર્ગમાં; વ્રતધારી ચાલીને જીવનલીલાએ નૃત્ય કરવું. એ જ આત્મિક શાન્તિ આપનાર વેદભગવાને તેમજ પ્રાતઃસ્મરણીય પૂ. શ્રી મનુજી, શ્રી વેદવ્યાસ કૃષ્ણદ્વૈપાયનજી, મહર્ષિ શ્રી દયાનંદ સરસ્વતી, શ્રી તીલક મહારાજ, સ્વામી શ્રી શ્રધ્ધાનંદ, પૂ. શ્રી બાપુજી, શ્રી વિદ્યાનંદ સ્વામીજી, શ્રી સદ્‌ગુરુદેવ ઓધવરામજી અને શ્રી વિનોબા ભાવે આદિ **તત્ત્વદર્શીઓએ માનવોને આપ્યો અને દર્શાવાતો સત્ય સનાતન ધર્મનો કર્મયોગ છે. એ જ ત્રિભુવનનો આધાર સ્થંભ છે,** અસ્તુ. ૐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!! (ધર્મનો જયનાદ.)

સભા નિયમથી અનુમતિ મળતાં, વિદ્યાર્થી શ્રી વિશ્રામજી આદિ યુવક જિજ્ઞાસુ–શિષ્યોએ મળી (વક્તાસ્થાનથી હાથ જોડી,) પૂ. શ્રી સદ્‌ગુરુદેવને શ્રધ્ધાંજલિ દેવાનું સ્તવન ગીત ગાયું.

## શ્રી સદ્‌ગુરુદેવ મહિમા.

શ્રી ગુરુદેવ! **ઓધવરામ!!** તમને વારંવાર પ્રણામ;
કરીએ વારંવાર પ્રણામ, ધરીએ અમ અંતરમાં ધ્યાન. —ટેક

પાવનનામ–પુનિત તમારું, ઉર અજ્ઞાન–તિમિર હરનારૂં; (૨)
તે મન ઠરવાનું છે ઠામ. ત. ૧

સદ્‌ગુરુ! અદ્‌ભૂત શક્તિ તમારી, નિજ મહિમા જગમાં વિસ્તારી; „
કરીયાં પરઉપકારી કામ. ત. ૨

અનીતિ, અધર્મ, જડતા કાપી શુધ્ધ સનાતન ધર્મ સ્થાપી; „
કીધાં, જીવોનાં કલ્યાણ. ત. ૩

દાસ દયાળ કહે કર જોડી ભવ, ભય બંધન નાખો તોડી; „
હૃદયમાં વસજો, આઠો યામ. ત. ૪

(સદ્‌ગુરુદેવ શ્રી ઓધવરામજી મહારાજની જય ગર્જના ગુંજી રહી.)

—આ સદ્‌ગુરુ સ્તવન પ્રાપ્ત થયેલ છે; પૂ. શ્રીમાન વડીલ પચાણભાઈ લધાભાઇ નાયાંણી, બદામ કંપાવાળા દ્વારા.

---

# પાંખડી તેત્રીસમી.

## હિતેચ્છુઓની સેવાર્પણથી પ્રસરતી સુવાસ.

શ્રી સભાપતિજીઃ-(નિજ સ્થાનથી ઉભા થઈ.) સમાજના કલેવરમાંથી કુરૂઢિનો-સડો સ્વચ્છ કરવા માટે પૂરી ચિકિત્સાથી જ્ઞાન ઔષધિઉપચારે તેમ જોઇતી નસ્તરની ક્રિયા કરતા **વૈદ્યરત્ન શ્રી પ્રાણદેવજીને** આગ્રહ કરીએ છીએ. શ્રીમાનજી! વિચાર-કુસુમોની પરિમળ પ્રસરાવી, આપણી જ્ઞાનપિપાસા તૃપ્ત કરે. શ્રોતાજનો! સદુપદેશને ધૈર્યથી શ્રવણ કરી લાભ મેળવશો.

પ્રાઃ- **ઓશ્મ્** શ્રી ભગવાન ધન્વંતરિ નમઃ

× " પહેલું સુખ તે જાતે નર્યા. "

શ્રી મહાનુભાવ સભાપતિજી! તથા ગુણપરિમળ ધારી દક્ષજનો! તથા સુઆરોગ્ય પ્રાપ્તિએ સંયમ અને સ્વચ્છપણાની સંભાળ લગનીમાં અહોનિશ આતુર પ્રેમી યુવાનો! બાળરક્ષામાં સંપૂર્ણ ધ્યાનવંતી અને આરોગ્ય વિજ્ઞાનનાં અનુભવી તેમ ઔષધીઓનાં જ્ઞાનથી ઉપચારોમાં વિધાત્રી સમાન કર્મનિષ્ઠ **પૂ. માતુશ્રીઓ!** અને સંસાર માર્ગના પૂર્ણ કર્તવ્યોમાં નિત્ય આનંદમયી રહીને અમે ભ્રાતૃઓનાં ઓવારણાં લેનાર પૂ. ભગિનીઓ! પ્રથમ-

(૧) **દિર્ઘજીવન** સારૂં નિદાન સમજીને અત્યંત ઉત્સાહથી શારીરિક શુદ્ધિ માટે શૌચ, સ્નાન આદિ રીતિથી ખંત રાખવો.

(૨) બાળરક્ષા અને તેના નિરોગપણામાં ઘરગથ્થુ ઔષધિઓનું ઉપચારના લાભ માટે **માતાઓએ આવશ્યક જ્ઞાનની પ્રાપ્તિ કરવી.**

(૩) નેત્ર-રત્ન આદિ ઇન્દ્રિયોની ઠીક રીતે પૂરી સંભાળ લેવી.

(૪) **બ્રહ્મચર્ય પાલનથી,** તરુણો અને યુવકોનું તેજસ્વી વિદ્યાધ્યયન વધારવું.

(૫) ગૃહકાર્યોમાં અપૂર્વ **સ્વચ્છપણું રાખવાથી** તન, મન અને વિચારો નિત્ય ઉમંગી જ **રહે છે.**

(૬) જડી બુટ્ટીઓનો ઋતુ અનુકૂળે પ્રયોગથી **તેનું પાન કરવું.**

(૭) સાત્વિક જીવનની બાહ્ણી સ્થિતિથી અહીં જ **મુક્તાવસ્થા છે.**

(૮) શુધ્ધ અને સ્વચ્છ જળ પણ **વસ્ત્રથી ગાળીને** ઉપયોગ કરવો.

(૯) મળ મૂત્રનો વેગ કદી પણ રોકવો નહીં.

(૧૦) શ્રી પ્રભુજીનું નામ સ્મરણ જ ભવરોગ નિવારનાર ઔષધિનું આત્મ શ્રધ્ધા ભર્યું, **મહા રસાયણ છે.**

(૧૧) કંપાઉન્ડરો (વૈતરા) નો અભ્યાસ કરવામાં મિત્રોએ લક્ષ પરોવી, **વૈદ્યક સાહિત્યનું વાંચન કરવું.**

---

× = પ્રભુકૃપાએ આરોગ્યના વિવિધ વિષયો **પાંચમા** પુષ્પમાં વિસ્તારથી વર્ણવાશે.

લેખક.

(૧૨) દરેક માનવ નિજ દેહનાં સુદૃઢ અવયવો સંભાળવાનો પોતે જ **સાચો વૈદ્ય-રાજ છે.**

(૧૩) રાષ્ટ્ર જનોનાં સંગઠન માટે **સામુહિક કાર્યોમાં** પૂરા સેવાભાવની વૃદ્ધિને દીપાવવી.

(૧૪) સુદૃઢ બાંધાવાન યુવાન જ રાષ્ટ્રયશને રક્ષનાર **વીરવર** યોદ્ધો છે.

(૧૫) દરેક રાષ્ટ્રજન માતૃભૂમિની સંસ્કૃતિનો સિદ્ધાંત પૂજક-**સૈનિક જ છે.**

(૧૬) સ્વતંત્ર ભારતની મંગળ જય ગર્જના-**વંદેમાતરમ્ સાથે જયહિન્દનું** ઉચ્ચારણ કરી, ત્રિરંગા ધ્વજનું સન્માન સદા દીપાવવું.

જીવનહિતના આરોગ્ય વિષયો આદિના દરેક ઉત્સાહીએ પૂરા જ્ઞાતા રહેવાની અને વૈદ્યરત્નો બનવા માટે ઔષધિઓનાં વિવરણો × સમજવાની અને જનતાનાં આરોગ્ય સાચવણીમાં પૂરતો સમય અર્પવાની આજ **રાષ્ટ્ર વૈદ્યોની શાસનને બહુ આવશ્યકતા રહી છે.** જે આયુર્વેદપ્રિય યુવાનરત્નો વૈદ્યકજ્ઞાનનો અભ્યાસ મેળવવા ઇચ્છશે તો તેવા માનવમિત્રોના હિતસ્વી ઉત્સાહી મિત્રોની જિજ્ઞાસા પૂર્તિએ, તહેવારો અને આવશ્યક કાર્ય આદિના દિવસો વિનાં; દરરોજ રાત્રે આઠથી દશ વાગ્યા સુધી (બે કલાક) **નિયત વેળાસર મિત્રપ્રેમથી મફત વૈદ્યકીય જ્ઞાન આપી કેળવવા માટે આપનો સેવક બહુ સમયથી** ઇચ્છે છે. અને તો વૈદ્ય-જ્ઞાનનો લાભ મેળવનારા ખંતીલા મિત્રો જ જોઇએ છે. અનુભવ પ્રાપ્તિથી આયુર્વેદિક શાળા અને કોલેજોમાં તેમજ યુનિવર્સિટીમાં **સૌને અભ્યાસગુણ મેળવવો ઠીક જ રહેશે.** (ધન્યવાદ ધ્વનિ ગુંજ્યો.) હું વક્તાઓના અમૂલ્ય સમયને વિચારી, મારું વક્તવ્ય પૂરું કરું છું, જયહિન્દ. (વંદન કરી બેસ્યા.)

---

## પાંખડી ચોત્રીસમી.

### શ્રી મંત્રીની આગામી કાર્યમાં સૂચનાની સ્નેહ સુવાસ.

આપણે અહીં જે કાર્યોનું સ્પષ્ટીકરણ કર્યું અને કરવાનું છે તેનો સાર સર્વને કહેવો. દરેક મિત્રે સંસ્કારોનો અંગીકાર સ્વઃ **અર્ધાંગીને** અવશ્ય કહી સમજાવવો. તેમના વિચારોમાં જ સંતાનોના સંસ્કાર માટે જ્ઞાન ખિલવવું બહુ જરૂરી છે. મિત્રોએ ધર્મ, ઇતિહાસ, વૈદ્યકીય, ડૉક્ટરી, વિજ્ઞાન, અને ખેતી-વાડી સાથે રાજ્યતંત્ર આદિ સદ્-ગ્રંથો ઘરોમાં વસાવવા, એ નાના વાંચનાલયમાં ગૃહદેવીઓ પણ ઘરકાર્યથી નિવૃત્તિ મેળવી સ્વાધ્યાય કરે. **વિશ્વ પૂજનિઓથી જ પ્રવીણરત્નો કેળવાતાં વારસાનું ગૌરવ દીપશે.**

અહીં પધારેલ પૂ. માતા, બહેનોની હોંસ જેમ સન્નારીમંડળે જ્ઞાનસુધાનું

---

× = "**વર્તમાનનાં વહેણ**" આરોગ્ય સિન્ધુ માસિક, વર્ષ ૩૧, અંક ૩, ફા. ૨૦૧૦, માર્ચ સ. ૧૯૫૪, પૃ. ૬૦ તેમજ પૃ. ૬૫ મે "**આરોગ્ય અને રાષ્ટ્રિય ભૂમિકા**" એ મહત્વના લેખો, વૈદ્યવિશારદ અથવા વૈદ્યરત્ન થઇને જનતા-જનાર્દનની સેવા કરવાના પ્રિયવંત ઇચ્છુકે અવલોકીને પરમ લાભ મેળવવો. લેખક.

પાન કરતાં **રહેવાથી** જ આપણો સુધાર છે. "ગાડાનાં બન્ને પૈડાં સરખાં હોય તો જ સુખપૂર્વક યાત્રામાર્ગ કપાય અને ગગનમાં ઉડતાં પક્ષીની બન્ને પાંખો સરખી અને સુરક્ષીત હોતાં, માર્ગ ઠીક કપાય છે." ઉભયોનાં સાત્વિક વિચારોથી નીતિવર્તન અભિન્ન રહેતાં શ્રી સોમજી બાપુજીનું સુવાક્ય **સફળ થતાં, જ્ઞાન-જ્યોતિથી ઘરોમાં પ્રકાશ પથરાશે.**

મંગળપણાથી ગુણ મેળવતા મિત્રો! સ્વગામોનાં મંડળોદ્વારા વાંચનાલયોમાં **વેદો,** શ્રી ગીતા, રામાયણ, મહાભારત, શ્રીમદ્‌ભાગવત, હુન્નરકળા, વૈદક. ડૉક્ટરી અને ખેતી–વાડીનાં આદિ ગ્રંથો તેમજ વર્તમાન સામયિકો તથા **ભિન્ન ભિન્ન વિષયનાં માસિકો વસાવવાં.** સ્વાધ્યાયના મનન વડે માનવઋણ પૂરું કર્યામાં કર્તવ્યસેવા અર્પાશે. **અહિંસાવ્રત ધારણથી** શાન્તિ વૃદ્ધિએ સુરાષ્ટ્ર અને વિશ્વ દિવ્યધામ દર્શાશે.

પૂ. બહેનો! સંગાથે મળી ઉન્નતિ ગીત ગાતાં રહેવાં. ઘરોની સુઘડતા આદિ આચરણો જીવનપંથમાં ઉજાળવાને નિત્ય સત્સંગમાં મળી, "**ભારતનાં સ્ત્રીરત્ન**" આદિ સદ્‌ગ્રંથોનું અધ્યયન કરવું. "મહિલા મંડળો" ધર્મરહસ્યોથી રાષ્ટ્ર ઉત્થાનમાં "**શિશુકેન્દ્રો**" આદિ જે પવિત્ર કર્તવ્યો દીપાવે છે તેનો ઉદ્દેશ સમજી તેમાં સહયોગ દેવાને જ અધિકારી બનવું. પૂ. માતાઓ! અમને સમાજ, રાષ્ટ્રજન અને વિશ્વહિતની સાધના માટે મીઠા આશીર્વાદો આપો, જેથી અમારાં જીવન; આપ પૂ. માતા–પિતા–દેવશ્વરોને જ પ્રથમ સુખ દેવાની સેવાથી ઝળકી રહે.—

## પ્રિય સંદેશ.

( સ્વયંસેવક દ્વારા, **શ્રી મનજીભાઈ** પધાર્યાંના રૂડા સમાચાર મળતાં ) શ્રી મંત્રીજીએ:– અહીં કાર્ય થતું રહે, અમે તરુણો અને યુવકો મિત્રને મળીએ છીએ. પછી ભોજનનો સમય પણ થશે.

(શ્રી મિત્રનું સ્વાગત સર્વ મળીને કર્યું.) શ્રી મનજીભાઇએ જન્મભૂમિનાં વંદનની–રુચિરજ શિરપર ધારી, પૂજ્યો પ્રત્યે નમસ્કારનો બહુજ પ્રેમ દીપાવ્યો. વડીલો, શ્રીમંતો, તરુણો અને મિત્રો **મોંઘેરા મહેમાનને** વિવેક પુરઃસર ભેટયા. માતા શ્રી ગંગાબાઇ, શ્રી વહાલબાઇ અને શ્રી પ્રેમાંબાઇ આદિ માતાઓ અને બહેનોએ **વીરનાં ઓવારણાં લીધાં.** મિત્રે નમ્રપણે સૌને નમસ્કાર કર્યાં, જનવૃંદે પણ દુરથી ભાવપૂર્વક વંદન કર્યું. ભોજન પછી શ્રી મિત્ર અને પુત્ર **રમણલાલ** સાથે સૌએ મંડપમાં પધારી યથા સ્થાન લીધું. મિત્રધર્મપત્ની સાથે શાન્તિબહેન પણ મહિલા સમુદાયમાં સન્માનથી બિરાજ્યાં.

દર્શનવિરહી અયોધ્યા વાસીઓને મહાત્મા શ્રી રામચંદ્રજી વનવાસથી પધારતાં **જેમ આનંદ થયો** તેમ ઉત્સાહી મિત્રોના નેતા નિહાળી; સૌમાં પૂર્ણ આનંદ વ્યાપ્યો છે. ટૂંક સમય પછી મિત્રશ્રીને **માનપત્ર** અપાયું, તેને શ્રી કેશવલાલે વાંચ્યું.

ॐ

# —: માન પત્ર :—



**શ્રીમાન મનજીભાઈ!**

આપ ગુણીજને, સમાજ અને તરુણો તેમ યુવકમિત્રોનાં હિત માટે વર્ષોથી પરિશ્રમ લઈ, સર્વને સંગઠ્ઠન સુમાર્ગે ચલાવ્યા. સંસ્કાર વીણાની મધુર ધ્વનિઓથી અમારા હૃદયના કુમળા તારો જંકૃત કરાવી અને સાહિત્ય સ્વાધ્યાયના રસિક બનાવી, અમને સુજ્ઞોમાં વધુ શોભાવ્યા. એ પરમ ઉપકાર આપ મિત્રશ્રીની અતુલનીય કર્તવ્ય નિપુણતાથી પુણ્યદાયી વિભૂતિ આપવાનો જ છે.

આપશ્રીએ અમને સદ્‌વિદ્યા વૃદ્ધિ માટે ધર્મનાં રહસ્યોનું ચૈતન્યામૃત પાતાં, અમે નવયુવકોમાં નૂતન જીવનતત્ત્વ પ્રગટાવ્યું. ઘેર ઘેર ઉત્સાહના વાયુવેગથી સંસ્કારો વડે ઉન્નતિ કરાવી, એ સઘળો સુયશ આપ પ્રિયવીરનાં ભ્રાતૃત્વે જાગૃતિ કરાવનારી અખંડ સ્વાધ્યાય–તપશ્ચર્યાથી સેવાવ્રતની–સંજીવનીનો જ છે.

એવા પવિત્ર, રમણિય, રસિક અને સર્વહિત મંગળ ભાવોમાં કૃત્યજ્ઞપણે આકર્ષાઈ, અમે ન્યાયકારી દયાળુપિતા પ્રત્યે અભિલાષાની શુભ ભાવના કરીએ છીએ; કે આપ કર્મ-વીર તેમ આપનાં ધર્મસંઘાતી કુટુંબીઓને **जीवेम् शरदः शतम्** ભક્તવત્સલ, પ્રણતપાલ કૃપાળુદેવ રક્ષા કરી દિર્ઘાયુ બનાવે.

અમે છીએ, અત્રે પધાર્યાં જનવૃંદ તથા જ્ઞાન પ્રાપ્તિએ; આપશ્રીનું જિજ્ઞાસુ મિત્રમંડળ.

સં. ૨૦૧૨ માગશર સુદિ ૧૫.
સન ૧૯૫૬.

શ્રી મનજીભાઈએ મૃદુપણે માનપત્રના આભારનો વળતો ભાવ, વકતાસ્થાનથી કહ્યો.

મઃ– **ओश्म् विश्वानि देव सवितर्दुरितानि परा सुव। यद्भद्रंतन्नऽआसुव ॥** યજુ. અ. ૩૦, મંત્ર ૩, પૃ. ૧૪૩.

ભા:–**હે** પરમાત્મા દેવ! સમસ્ત દુર્ગુણો, દુર્વ્યસનો, દુર્વ્યવહારો તો હમારાથી દૂર રહે અને કલ્યાણકારી સદ્‌ગુણો અમને પ્રાપ્ત થાઓ.

શ્રીમાન સભાપતિજી! ધર્મસ્થંભ નિત્ય વંદનીય પૂ. **પિતૃદેવો! તેમજ** પૂ. માતૃ-**દેવી સ્વરૂપો!** તથા પૂ. શિક્ષક **ગુરુવર્યદેવો!** તથા સૌભાગ્યવંતી ધર્મશીલા-કર્મયોગીની પૂ. **ભગિનીઓ!** દેવતાસ્વરૂપ કરુણામય રહ્યા **સદ્‌ગૃહસ્થો!** અને સર્વદા ગુણમુગ્ધ પ્રિય **મિત્રમંડળ!**

પૂજ્યો! મારા જેવી સામાન્ય વ્યક્તિને બહુ માનવાચક શબ્દોથી; નિજ શિશુસ્નેહે વિશુધ્ધ વાત્સલ્ય પ્રગટાવ્યું તેવું માનદાન જનતા–જનાર્દનનાં દર્શન ઇચ્છુક જિજ્ઞાસુને ન આપવું. માનથી અમો યુવકોના જાગૃત વિચારોનું ખીલ્યું કમળ સેવા–સુવાસ રહિત થતાં, અંતે કુમળાઇને નિરૂપયોગી જ બને. (હાથ જોડી) નિજ સેવક તો **દર્શનીય સાક્ષર શ્રી ગુરુદેવોનાં ચરણ–કમળોની ધૂળનાં રજકણ બરાબર પણ નથી.** મારાથી બની પણ શું શકયું છે? ઠીક દષ્ટા અને સર્વહિત કર્તા; સૌનો ઇષ્ટ **શ્રી લક્ષ્મીનારાયણ દેવ જ છે.** આપ પૂજ્યાત્મા-ઓએ અતિ માયાળુપણે જિજ્ઞાસુ શિષ્ય પર જે સ્નેહવર્ષા વરસાવી તે પ્રેમવારીને આપશ્રીઓનો શિશુ હૃદય–પટપર ઝીલે છે. (સર્વને નમ્રતાથી નમસ્કારો કર્યા.)

આપ સુહૃદો, પિતૃઓ અને શ્રી ગુરુદેવોનાં ધાર્યાં, દિવ્ય તત્ત્વોનું અવલંબન કર્યાંથી જ અમે ઋણીઓને આજની વિશાળ સભામાં; **શ્રી સાક્ષર દેવોનાં દર્શન તેમ મિત્રશ્રી માણેકલાલ સાથે મિત્રશ્રી કેશવલાલની** ઝાંખી કરવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થયો છે, તે પ્રતાપ પણ મિત્રોએ જિજ્ઞાસાથી ધર્મતત્ત્વનાં નિત્ય કરી રહેલ પ્રેમામૃત પાનનો જ છે. સાધકોને સંસારમાં પ્રેમ સાધનાથી જ દુર્લભ વસ્તુ–પરમપિતાની દિવ્યજ્યોતિનું અપરોક્ષપણે દર્શન કરાય છે. યોગેન્દ્ર શ્રી કૃષ્ણ-ચંદ્રજીએ સતી દ્રૌપદીનાં પ્રેમાક્રંદ સ્વરો સાંભળતાં જ **સતીની ધર્મમર્યાદાની સાધનાનું રક્ષણ કર્યું.** સ્મશાન ભૂમિમાં પુત્ર રોહિતના મૃત દેહને અગ્નિ સંસ્કાર કરતી સતી માતા શ્રી તારામતીના ગળે શ્રી હરિશ્ચંદ્રે (મશાણીયા સ્વરૂપમાં) તલવાર ચલાવતી વખતે! અખંડ સત્યનાં પરમ ભકતોએ સત્યવ્રતના અડગ પ્રેમપાલનની પ્રભુતા વડે જ **વિશ્વેશ્વરની દિવ્યતાનું દર્શન થયું.** સત્ય–સેતુના જ આધારથી અપૂર્વ અને અક્ષય મુક્તિરાજ્યનું પરમ સુખધામ મળ્યું. **સૌના શ્રધ્ધામાન્ય-અહિંસા સ્વરૂપ જ** પ્રિય પૂ. **બાપુજીના દિવ્યપંથમાં** ગમનની મંગળ **વેળાએ, તેઓશ્રીનાં મુખ–કમળમાંથી "હે રામ" નામના વિશ્વમાં વ્યાપી રહેલ પરમ** સુંદર જ્ઞાન–પ્રકાશિત; **સર્વકાળમાં સત્યના આધારસ્થંભ**

મંગળ શબ્દો જ ઉચ્ચરાયા. (સભાજનોએ તરત ઉભા થઇને પ્રેમપૂર્ણ વંદેમાતરમનો બુલંદ નાદ ગજાવ્યો અને પૂ. શ્રી બાપુજીની જય ગર્જના ગુંજી રહી.)

પ્રેમાંમૃતનાં ભોક્તાંઓ! મિત્રનો અખંડ પ્રેમ એ બ્રહ્માંડવ્યાપી સત્યેશ્વરપરની અતૂટ શ્રધ્ધા (ભક્તિ) નો તાર છે, જે વડે પ્રેમરસની જ્ઞાનમૂર્તિ–સચ્ચિદાનંદના વિશાળ ખોળાની સાન્નિધ્યમાં પહોંચાય. સર્વાત્મા પ્રિયેશ્વરની જ્યોતિની દીપ્તિનાં દર્શનથી વિશ્વમંગળનાં કર્મયોગમાં અનન્યતાનો પરમાનંદ મેળવાય. પ્રેમરસ ભોગીઓ તો પ્રભુના પ્રેમમાં પ્રત્યેક ક્ષણે મગ્ન રહી. આદર્શ નૃત્ય કરી રહ્યે જ ગાય છે—

## મિત્રનો મસ્તાન પ્રેમી.

— હરિગીત છંદ —

પ્રેમી હૃદયમાં પ્રેમનાં શુદ્ધ પ્રેમ બિન્દુ ટપકતાં;
એ પ્રેમથી પ્રેમી સહુ બસ પ્રેમ ઘેલાં થઇ જતાં.
તે પ્રેમના માદક મહીં દીલ પ્રેમમય ભમતું રહ્યું;
કહેવાય નહિ એ પ્રેમને દીલ **પ્રેમીમાં** એક જ બન્યું. ૧.

સ્વરૂપ જોવા પ્રેમીનું દીલ ધ્યાન પ્રેમે બહુ કર્યું;
વળી પૂરજોશે પ્રેમી મહીં અદ્વૈત થાવા આદર્યું.
પૂર્ણત્વ એકજ તત્ત્વ જોવા મિત્ર ચરણે શિર નમ્યું;
અપરોક્ષ એવા મિત્રમાં દીલ **પ્રેમીમાં** એકજ બન્યું. ૨.

શુદ્ધ પ્રેમની એ પ્રેમતાને વર્ણવું કયમ પ્રેમથી;
એ પ્રેમની તો પ્રેમતાને વર્ણવી જાતી નથી.
પ્રેમી મહીં રસમય થતાં આનંદથી મનડું દ્રવ્યું;
આદર્શ પ્રેમે લગ્નીથી દીલ **પ્રેમીમાં** એકજ બન્યું. ૩.

(ધર્મ જયનાદ ગુંજ્યો.)

શ્રી મહાનુભાવોના મનનમાર્ગમાં જિજ્ઞાસુઓ દ્વારા સત્સંગમાં સ્વાધ્યાય થાય છે **તે સભાઓ, સંમેલનો અને વાંચનાલયોનું જ સાચું સ્વરૂપ છે.** શ્રદ્ધાળુઓએ સુમાર્ગે વરતતાં આધ્યાત્મિક કેન્દ્રના–સ્વસ્થાનમાં સુખપૂર્વક પહોંચાશે, સૌનાં અંતઃકરણોની વૃત્તિઓનાં સૂક્ષ્મ યંત્રોમાં **પ્રેમતંતુના સંગઠ્ઠનથી વણાઈ રહ્યો એજ વિશાળ ભ્રાતૃભાવ જ છે. વિશુદ્ધ મિત્રપ્રેમ નિભાવ્યાથી જ સર્વનો ઉદ્ધાર છે.** (પુનઃ ધર્મ જયનાદ ગુંજ્યો.)

પ્રેમધર્મનાં પૂજારીઓ! મારા આવવાથી સાર્વજનિક સુકાર્યમાં વિઘ્ન થતાં. એ કાર્ય કરવું જોઇએ. કવિતા ગાઇ મારું વક્તવ્ય પુરું કરીશ.

॥ ઓશ્મ્ ॥

( રાગ, ભૈરવી ત્રણ તાલને મળતો )

— વિશ્વબાગને રક્ષનાર સુમાળી પ્રત્યે —

લે સંભાળી....ઓ....વનમાળી !....ખીલી રહે....ફૂલવાડી –ટેક
+ વૃક્ષ, ÷ વેલડીઓ...નાં × ફણગાંઓ....
મૂળ, ડાંખળાં.... શાખા, પર્ણાંઓ....(૨)
સ્નેહ હસ્તથી.... લે.... પંપાળી.... ખીલી. ૧.

રક્ષનાર તું.... સઘળે.... દર્શાયે....
અમૃત દૃષ્ટિની.... વૃષ્ટિ વરસાયે....(૨)
મંગળકારી.... સ્તુતિ ધારી.... ખીલી. ૨.

વેદ લક્ષોનાં.... —નેને.... દર્શાઇ....
પૂર્ણ સત્તા.... બ્રહ્માંડે.... છાઈ....(૨)
સત્વર હૈયે.... ને તનુજો ઉગારી.... ખીલી. ૩.

પ્રાણ પ્યારા !... જગ આધારા !....
કૃપાળુ ત્હારા.... ગુણો.... અપારા....(૨)
વ્હાલ કરી, દે.... ભક્તિ સુખાળી.... ખીલી. ૪.

સ્થાવર, જંગમે.... લીલા.... મૂરતી....
સંતજનો.... ગુણ ગાયે.... કીરતી....(૨)
વારી.... વારી.... વિશ્વેશ આભારી.... ખીલી. ૫.

દયાળુ પિતા !.... તેં.... આદિથી....
અર્પ્યું.... સૌંદર્ય કર્માધિનથી....(૨)
પુરુષાર્થ નિયમી.... * ચોપટ ઢાળી.... ખીલી. ૬.

મૃત્યુ પ્રવાહે... અંતર તડપે !....
કાળ—પ્રભુજી.... નિશદિન ઝડપે !....(૨)
અમૃત—પુત્રોની.... કર રખવાળી.... ખીલી. ૭.

નાથ ! ન્યાયી !!.... જ્યોતિ છાઇ....
શિશુઓ.... ભિક્ષે.... અન્ય ન કાંઇ....(૨)

+ શરીર. ÷ કુટુંબ. × બાળકવૃંદ. * ચોરાસી લાખના ચાર ભાગોમાં ફર્યાં કરતાં, અહુ પુણ્ય પ્રાપ્તિથી મળેલ મનુષ્ય દેહ.

વૃક્ષ વેલી ×ફળી રહે ઝુકાળી.... ખીલી. ૮.
(ધર્મની જય)

---

## પાંખડી પાંત્રીસમી.

### વિદ્યાવૃદ્ધિમાં ધનદાન દેવાની પ્રસરેલ ઉદારતા સુગંધી.

શ્રી સભાપતિજીઃ–(ઉભા થઇ) મિત્રોની ઉન્નતિમાં સહાયક રહેલ સદ્‌ગુણ અવર્ણનીય સ્વનામધન્ય શ્રી. રા. રા. ડૉ. **નૌતમલાલ** પોતાની અનુપમ લાક્ષણિક શૈલીથી સૌને આરોગ્ય આદિનો સદ્‌બોધ આપશે, તેનો સભાજનો! લાભ મેળવશો.

ડૉઃ–(વક્તા સ્થાને પધારી) **ઓરૂમ્** વિશ્વંભર, સ્થાવર અને જંગમના પતિ કેવલેશ્વર! નમઃ

ન્યાયાસને બિરાજ્યા પ્રિય માન્યવર શ્રી સભાપતિજી! ઉપસ્થિત માનનીય મહોદયો! પધાર્યું જનમંડળ! અને વિદ્યાનાં ગુણ પૂજનમાં સતત ઉત્સાહી મિત્રવૃંદ!

**સૌએ આરોગ્ય–મૂડીની અખંડ રક્ષા કરવી.**

(૧) પ્રથમ શરીર રચનાનું આવશ્યક જ્ઞાન મેળવવું અને પ્રત્યેક અંગોની શાસ્ત્રીય પધ્ધતિથી **નિત્ય સંભાળ લેવી.**

(૨) જીવન સાચવવાને **આહારની સામગ્રીની** દરેક રીતે પૂરી સ્વચ્છતા રાખવી.

(૩) અન્ન ચાવીને આરોગેલ, થોડું હોય પણ તે વધુ ગુણમયી છે.

(૪) અનિયમિત ભોગોથી **રોગોની** વૃદ્ધિ જ થાય છે.

(૫) ઘરોમાં મોકળાશ, ઉજાશ અને નિત્ય પૂરી **સુઘડતા રાખવી.**

(૬) દરેક ગામડામાં તેમ ફળિયામાં **પ્રસુતિ ઘર** જુદું બનાવવું, જેથી પ્રત્યેક ઘરોની **સ્વચ્છતા** સચવાય. એ કાર્ય સર્વ સ્થાનોમાં તરત થવું બહુ લાભદાયી છે.

(૭) સંતતિ નિયમનને **બ્રહ્મચર્યના સંયમથી** સમજવામાં પૂરું લક્ષ દેવું.

(૮) માનવોએ દિર્ઘજીવન માટે અષ્ટાંગઅંગી બ્રહ્મચર્યવ્રતનું મહત્વ સમજી, તેવું સદ્‌વર્તન કરવું.

(૯) રોગ નાનો ન જાણતાં તેનો તેના નિષ્ણાતો દ્વારા તરત **ઉપચાર કરાવવો.**

(૧૦) ઉત્તેજક અને **અજાણી** ઔષધિઓથી તો સાવ દૂર રહેવું.

(૧૧) સુકમાઈની ધન–લક્ષ્મીનો પ્રથમ વિદ્યાવૃદ્ધિમાં જ **સદ્‌ઉપયોગ કરવો.**

(૧૨) ધર્મતત્વના શ્રવણ, મનન અને ધારણામાં **અવિચળ** શ્રધ્ધા ભક્તિ વધારવી.

(૧૩) જનગણોના ઉપચાર માટે સ્વદેશનાં સસ્તાં તેમ સ્વાસ્થ્યમાં જળ, વાયુ અનુકૂળ અને બહુ **અંશે સ્વદેશી ઔષધિઓના** ઉપયોગની દિવ્ય મહત્તાને કાર્યમાં વધુ પરિણત કરવી.

---

× જ્ઞાનગુણ ગ્રહણથી નીતિ રીતિમાં પરમ નમ્રતાની વૃદ્ધિથી રસવંતી ભાવના.

(૧૪) માનવ ભ્રાતૃગણોમાં પરસ્પર **નિઃસ્વાર્થ** પ્રેમબુદ્ધિ કેળવતાં: રાષ્ટ્ર મહાન દૈવતથી બળશાળી જ બન્યું રહેશે.

હું આપશ્રી પ્રિય બંધુઓને દરેક સભાઓના સમયમાં વિવેચનોથી સમજાવું છું તેમ આજ સમય સંકુચિત રહેતાં, એ કહેલ આદિ વિષયોનું વિવરણ × પુનઃ પ્રાપ્ત સમય પર સમજાવવાને કોશિશ કરીશ. **ઓરૂમ્ નમઃ**

શ્રી સભાપતિજી:-(સ્વ આસનથી ઉભા થઇ.) આપણા સુહૃદમિત્ર, ક્ષાત્રતેજથી દિપિમાન અને **આપણી કોંગ્રેસની વ્યાપક સંસ્થામાં** યુવકથી કરી પ્રૌઢ અવસ્થા પર્યંત નિષ્ઠાથી જનગણની સેવા કરનાર અને દરેક વખતે ગ્રામ પંચાયતના મુખ્ય **સભ્ય ચૂંટાતાં,** જનતાનાં સંગઠનથી પૂરા સંચાલને રાષ્ટ્રશક્તિની વૃદ્ધિ કરાવતા રહ્યા એવા ગુણભૂષણોએ સૌંદર્યવંત **શ્રીમાન ઠાકોરશ્રી પ્રતાપસિંહજીને** આપણી નમ્ર વિનંતિ છે. શ્રીયુત ! નિજ પિયુષવર્ષિણી વાણીથી પાડોશી ભ્રાતૃઓનું વિદ્યા સાધનામાં હમેશ જેમ મંગળપણે કર્તવ્ય સાથ આપશે, એ આશાનું સેવન છે.

શ્રીમાન પ્રતાપસિંહજી:-(હાથ જોડી)**ઓરૂમ્ એકેશ્વર !** સત્યના આધાર સ્થંભ ! ! તારાં પવિત્ર ચરણોમાં નમસ્કાર.

(૧) શ્રી માનનીય સભાપતિજી! સાક્ષર બંધુગણો! ઉત્સાહવંત પ્રિય તરુણો! યુવાન મિત્રો! પૂ. માતૃશક્તિ-મહિલા વર્ગ! અને પૂ. ભગિનીઓ! આપણે સત્ય સાંભળ્યું, અનુભવ્યું અને જીવનમાં ધાર્યું તેમ ભ્રાતૃ સંગઠનના અભ્યાસની સાધના વડે **રાષ્ટ્ર ઐક્યનાં જનગણ હિતના કર્મયોગમાં વધુ પ્રવીણ બનાશે.**

**માન્યવર શ્રી નેતાઓનો કર્મયોગ જ આપણે જીવનમાં ધાર્યો છે.**

(૨) સૌએ રાષ્ટ્રહિતનો પ્રશ્ન, મતદાનનો પ્રશ્ન અને બીજી પંચવર્ષિય યોજનાઓમાં પ્રજાતંત્રના બહુહિત વિશાળ કાર્યો મળીને સાધવામાં અતિ તત્પરતા દાખવી છે. તળાવો, નદીઓના વિશાળ બંધો (નાકર, ભાખરા, હીરાબંધ અને ડેમો, નહેરો આદિ) બાંધવાની **એન્જીનીયરોની દક્ષતા.** ઇલેકટ્રીકની બહોળી યોજનાથી તેના સીધા દરો માટે ચંબલ (ગાંધી સાગર, મહારાણા પ્રતાપ સાગર અને કોટા બંધ.) આદિ વિશાળ બંધો તેમ પૂલો બાંધીને જનતા-જીવનના હિત વિચારો. **"વધુ અન્ન ઉપજાવો" ની યોજનાઓથી પાતાળકૂવા** આદિ ધરતી માતાનું સત્વ સાચવવામાં નાની, મોટી પાળો **બાંધીને કાચું સોનું-માટીની સંભાળ રાખવી.**

---

× = જીવનની જરૂરીમાં ડૅાકટરી લાઇનના **શરીર વિજ્ઞાન** અને શલ્ય ચિકિત્સાના આદર્શ વિષયોનું પુષ્કળ વિવરણ, સત્યેશ્વર-બુદ્ધિપ્રદાતાની કરુણાથી તેમજ સુહૃદ સાક્ષર મિત્રોના સહકારથી પુષ્પ પાંચમામાં વિસ્તાર પૂર્વક વર્ણવાશે. પૂ. સમાજનો સ્વયંસેવક પુંજાભાઇ.

(૩) રાષ્ટ્ર સરહદોની વીર સૈનિકો દ્વારા રક્ષા. **હવાઈ દળની** દહેરાદુનમાં આરોગ્યવંત અને શિક્ષિત યુવાનોને અપાતી તાલીમ તેમ **નૌકા સૈન્ય કેળવાય છે.**

(૪) આપણા જ કારીગરો દ્વારા તૈયાર થતાં શ્રી ચિત્તરંજન આદિ વિશાળ કારખાનાઓમાં **રેલ્વેનાં એંજીનો** અને હજારો નવા ડબ્બાઓ બનાવી, ઉતારૂઓની તેમ માલ મોકલવા માટે સગવડની વ્યાપક ઉદ્યોગવૃદ્ધિ. રેલ્વે સ્ટેશનોનાં પ્લેટફોર્મો પર પૂરા સુધારાથી જનતાની સચવાતી સગવડ. રેલ્વે લાઇનો પહોળી કરવી અને નવા રેલ્વેમાર્ગોનું નિર્માણ. ભારતમાં આવજાવના માર્ગો કાંકરી કે સીમેન્ટ અને ડામરથી પાકા બનાવી તે પર **રાષ્ટ્રિય બસોથી** પ્રજાની સગવડની યોજના.

(૫) રાષ્ટ્રિયકરણમાં આપણે મળી તન, મન અને વાણીથી દાખવેલી લગની. સ્વચ્છતાથી જનતાનાં આરોગ્ય સંભાળમાં હોંસ. **એલોપેથીક તેમ આયુર્વેદિકનો સમન્વય અભ્યાસ.** આરોગ્યના શ્રીમાન, પ્રધાન મહોદયે આયુર્વેદિક ઔષધોપચારને આપેલું રાષ્ટ્રમાં બહુ સ્થાન. **આયુર્વેદિકની પ્રાચીન વૈદ્ય વિદ્યાના અપૂર્વ ગૌરવના ગુણ સન્માને** આયુર્વેદિક કોલેજો અને યુનિવર્સિટીનાં ભવનોનું નિર્માણ. **સ્નાતકોનો વૈદ્યગુરુઓનાં કેન્દ્રોદ્વારા** બહોળો અભ્યાસક્રમ અને પરીક્ષાનાં શુભ પરિણામો.

(૬) **ગૌસંરક્ષણ અને સંવર્ધન.** ગૌશાળાઓ તથા પાંજરાપોળોને અપાતું માન અને ધનદાન. રાષ્ટ્રધન–ઢોરાંની રક્ષા સારૂં દવાખાનાંઓ તેમજ તેનાં નિદાન માટે ઉપચારીઓનાં શિક્ષણની વધુ યોજના અને દુગ્ધાલયો.

(૭) હરિજન આદિને સભ્યતાના પૂરા શિક્ષણથી યોગ્યતાવાળા કરી, રાષ્ટ્રની પૂર્વે જેવી મહાન દૃઢતાનો વિશાળપ્રેમ સાધવા માટે **અસ્પૃશ્યતા લાંચ્છનનું નિવારણ.**

(૮) વિદ્યાકુશળ યુવાનરત્નોને દરેક રીતે ઉચ્ચ અભ્યાસથી કેળવવા સારૂં (મીલ, રંગ, વિજળી આદિ ઉદ્યોગવૃદ્ધિ) પ્રત્યેક વરસમાં વિદેશમાં મૂકવાની, **રાષ્ટ્રની વિપુલ યોજના**

(૯) શાસનદ્વારા અભેદ સાધવાનું **આર્ષ સાહિત્ય** સર્વત્ર પ્રચારવું. વિશ્વ એક જ માળામય–કુટુંબ છે એવી અદ્વૈત લગનીથી માનવ મનોવૃત્તિઓ કેળવી, વિશ્વશાન્તિનું મંગળ વાતાવરણ વધુ સર્જાવી તેમ નિભાવવું.

(૧૦) કોરીયા અને હિન્દીચીનમાં યુધ્ધ વિરામ. મિસરની સુએજ નહેરના પ્રશ્નમાં શાસને દાખવેલી લગની. દારૂનિષેધ અને ધૂમ્રપાનની બંધી તે રાષ્ટ્રજનતાની **કાન્તિ અને બળવૃદ્ધિ માટે** આવરી લેતા સઘળા હિત સિધ્ધાંતો છે.

(૧૧) શ્રીમાન નેતાઓ જ પ્રાણપ્યારી પ્રજા રક્ષણના વ્યવસ્થા કરતા **સેવકો છે.**

તેઓની રાષ્ટ્ર હિતકારિણી સુઆજ્ઞાઓને આપણે જનતાએ સંપૂર્ણપણે સમજીને સન્માનવી.

(૧૨) લાંચ (રૂશ્વત) નો સડો સર્વ સ્થાનમાં સદંતર દૂર કર્યાનાં શાસક્રિય પગલાં લેવાં. શાસન કર્મચારીગણોની અંગત મિલ્કતની નોંધ.

(૧૩) રાષ્ટ્રની માતૃભાષા શુદ્ધ દેવનાગરી–હિન્દીના અભ્યાસક્રમની વૃદ્ધિ. ભારતના સાચા ઇતિહાસની રચના. શાસનદ્વારા વિશ્વશબ્દકોશનાં તૈયારી પણ ચાલે છે. રાષ્ટ્રના એલચીઓ વિદેશમાં રાખવા. શ્રીમાન પ્રધાનમંત્રી આદિનાં વેતનનું નિયોજન.

(૧૪) રાષ્ટ્રમાં સ્ટીલનું વધુ ઉત્પાદન. (રશીયા, ચીન, જાપાન, સીલોન અને બર્મા આદિ રાષ્ટ્રોની મૈત્રીભરી સહાયક નીતિ.) કોલસા, ખાંડ, મીઠું અને ખનીજ આદિ ધાતુઓ અને તે પદાર્થોની નિષ્ણાતો દ્વારા બહુ ઉંડી શોધખોળથી, રાષ્ટ્રજનોના લાભની (બેકારી ટાળવા) અપૂર્વ વિકાસની યોજનાઓ.

(૧૫) નિજ શાસનના "વિધાનો" સમજી તેને સૌ નાગરિકોએ જીવનમાં ઉતારવાનો અભ્યાસ કેળવવો. પ્રજાતંત્રની હિત પૂરવણીમાં ગ્રામપંચ, ન્યાયપંચ અને મંડલપંચ આદિ પ્રજાને લાભદાયી રહી પંચાયતો. યુવકોએ નગરપાલિકા (ગ્રામપ્રજાનું રક્ષણ ખાતું) આદિ રાષ્ટ્રહિતનું વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરતાં રહેવું. આજનું સમાજશાસ્ત્ર, માનવધર્મ પણ એ જ છે. જનસેવામાં જ સત્યેશ્વરની ભક્તિ સમાઈ છે, એવી નિત્ય સત્ય–પ્રભુની પૂજા કરતાં અહીં જ મુક્તિ છે.

(૧૬) કંડલા આદિ વિશાળ બંદરોનું અને ગાંધીધામનું નવનિર્માણ. સમુદ્રી જહાજરાણીની મોટા પાયા પર થતી બનાવટ. હવાઇ જહાજ, મોટર, ઓઇલ એંજીનો, મીલોની શાળો અને તેના પાર્ટોનો વિશાળ ઉદ્યોગ. "શીંદરી" ના કારખાનામાં રસાયણિક ખાતરનું લાખો ટનોનું ઉત્પાદન, તે વડે કૃષિકારોને વધુ અન્ન, કપાસ, શેરડી, ડાંગર અને ફળફૂલ આદિ તેલબીયાંના ઉત્પન્નથી જનતાને મળતો બહોળો લાભ. સાથે રંગો બનાવવાની મોટી ફેક્ટરી.

(૧૭) રાજાશાહી, જમીનદારી અને જાગીરી પ્રથાનો અંત. વિમા કંપનીઓનું રાષ્ટ્રિયકરણ. બેંકો અને મૂડીવાદના રાષ્ટ્રિયકરણનો પણ નિર્ણય લેવાશે, એ જ પ્રજાતંત્રવાદનાં એકમનું શાસન છે. (શ્રી વિનોબા ભાવેને હોંસથી લાખો એકરનું દાન દેવાય છે.)

(૧૮) પ્રત્યેક નાગરિકગણે સમજવાનું કે મારો રાષ્ટ્ર છે અને હું જનતા–જનાર્દનનો નમ્ર સ્વયંસેવક છું, એમ સમજીને સેવાની શ્રધ્ધાથી સુકર્તવ્યો કરવાં.

(૧૯) સીમેન્ટનું બહુ ઉત્પાદન. મધ્ય ભારતમાં ટ્રેકટરો ચલાવીને કાશ ઉન્મૂલનની યોજના. ખાદીનાં–સ્વદેશી વસ્ત્રો બનાવી તેનું ધારણ. વિદ્યુત વડે અંબર

ચર્ખાને ચલાવવાની વિપુલ યોજનાથી કઇ લાખો શ્રમજીવીઓને મીંઠો રોટલો મળતાં, રાષ્ટ્ર સૌંદર્યવંત રહેવાની હજ્જારો યોજનાઓ ફળીભૂત થઈ છે અને થઇ રહી છે. **એમાં જ ભારત ભાગ્યવિધાતા પૂ. શ્રી બાપુજીના અમર સંદેશનો આશીર્વાદ છે.**

(૨૦) કન્યા કેળવણી, વિપુલ વાંચનાલયો, મહિલા મંડળો, શિશુ સંસ્કારવૃદ્ધિ કેન્દ્રો અને બહોળાં **પ્રસુતિગૃહો** તેમ નર્સો (દાઇઓ) ની વિશાળ કેળવણી. ગામડાંઓમાં સહકારી મંડળીઓ દ્વારા નવાં ઘરોની સસ્તી યોજનાઓથી તેનું નિર્માણ. જંગલ આદિ સ્થાનોમાં **વૃક્ષ ઉછેરના** વન મહોત્સવોથી હરિયાળીની વૃદ્ધિથી વર્ષા અધિક થતી રહે. ગ્રામોના માર્ગો આદિમાં **"શ્રમ યજ્ઞ."**

(૨૧) જનગણોએ અનન્ય લગનીથી એક વિચારવાળા બનીને રાષ્ટ્રહિતનાં કાર્યો કરતાં રહેવાં, એ જ ક્ષાત્રિયવટની સચવાતી **રાજપૂતી,** તે જ **બ્રહ્મત્વનું** અપાર દીપતું તેજોરાશિ શિખર અને **વૈશ્યોનાં** શ્રી ભારતીનાં ઉદરની રત્નરાશિને સાચવવાનું તેમ દક્ષ **સેવકોએ** જનતા-જનાર્દનની કરવાની સેવા સુશ્રૂષા. એ છે આપણા ભારતીય વિધાનના મંથનમાંથી તારવ્યું નવનીત.

(૨૨) કોર્ટનાં કાર્યોમાં તુમારોના ન્યાયો સત્વર કરવાનો **વડા શ્રીમાન પ્રધાન મહોદયનો આદેશ.**

(૨૩) પ્રાંતોનું એકમ, શ્રમશિબિરો, પ્રૌઢ શિક્ષણ અને સં. ૨૦૧૨ ના અશાડમાં ભૂકંપ થતાં અંજાર આદિ ગામોનાં અસહાય જનોને તથા આસામ, બિહાર આદિની જનતાને મુંબઇ, દિલ્હીના શાસને અને અગણિત દાનવીરો દ્વારા અપાયલી સહાયતા. નાણાંનાં ચલણની દશાંશ પધ્ધતિ. તોલ માપની પણ તેવી પધ્ધતિ થશે.

(૨૪) પૂ. રાષ્ટ્રની સ્વતંત્રતા મેળવવા કાજે, નામી અને અનામી થયેલા શહીદોને આપણી શ્રધ્ધાંજલિઓ દેવાનાં સ્મારક.

(૨૫) શ્રી માન્યવર રાષ્ટ્રપ્રમુખ, શ્રી પ્રધાનો, નેતાઓ, વરિષ્ઠ ન્યાયાધિકારીઓ, વકીલ-બેરીસ્ટરો, શાસનના કર્મચારીગણો અને પ્રજાજન સમુદ્રમય રહી; દૈવીશક્તિની સહાયથી તેમાં હિલોળા રૂપે બની જન-સમુદ્રને યોગ્યતાથી દીપાવવો. આત્મલગનીનાં રહસ્ય વડે ત્રિગુણી-માયાની વિશાળ ખૂબીમાંથી સારાંશ ગ્રહણ કરવાની એ જ વિધિ છે; એમ અપરોક્ષે રહેલ સત્યેશ્વર ભજવાથી જ વિશ્વશાન્તિની સિદ્ધિ પ્રમુખપણે દીપતી રહેશે. (હાથ જોડી) જય હિન્દ. (વંદે માતરમ્‌નો જયનાદ ગુંજ્યો.)

**પરમાર્થ પૂજનીયોની પ્રેમરંગમાં રંગાયાની મૃદુ ભાવના**

શ્રી મંત્રીજી :- આપણે સર્વાનુમતથી પૂ. શ્રી બ્રહ્મદેવ શાસ્ત્રીજીની સાથમાં રહી, **તેમજ શ્રી માણેકલાલના હાથથી** જ ઉગતી સવારમાં શુભ ઘડીએ વિદ્યાલયના

પાયાનું ખાત મૂહૂર્ત કરવાનું છે. કેમકે અહીં જનસંઘ એકત્ર મળેલ છે. અત્રે કાર્ય ચાલુ રહે અને ભ્રાતૃઓથી, **મહાવિદ્યાલય તથા વિદ્યાર્થી ભુવન અંગે સહાયતા ધન ભેગું** પણ કરાય, ઉત્સાહીઓએ આજ બહુ વાતો કહેવાનો **કે સાંભળતાં રહેવાનો સમય નથી, કટીબદ્ધ બની હિતકાર્યો કરીને દીપવવાં એજ વિકાસના લક્ષમાં પહોંચવાનો સુમંત્ર છે.** મિત્રોનું "ઉત્તિષ્ઠ:" જાગૃતિના વ્રત પાલનમાં "ગાહોમ" કરીને સવેળાએ ઉત્કંઠિત રહ્યાનું માંગળિક પગલું છે.

આપ ઉત્સાહી કર્મવીરોમાંથી જે કોઇને હજુ પણ વિદ્યામાં દાન આપવાની ઇચ્છાવૃત્તિ પ્રગટતાં, **પ્રાણપ્યારાં શિશુઓની શિક્ષાદીક્ષા વૃદ્ધિનો લાભ મેળવવો.** વિદ્યાના પુણ્યપર્વમાં શ્રી શાસ્ત્રીજી રૂા. ૧૦૧) આપે છે. વૈદ્યશ્રી રૂા. સવાપાંચસો આપે છે. ડૉ. શ્રી પણ વિદ્યાના ઉત્તેજનમાં રૂા. સવાપાંચસો આપે છે શ્રી માન ઠાકોર પ્રતાપજીસિંહજી મહાવિદ્યાલયમાં રૂા. સવાપાંચસો આપે છે. અને શ્રી નાનજીભાઇ વિદ્યાધનમાં રૂા. ૫૦૧) આપે છે. (ધન્યવાદ ધ્વનિ)

શ્રી સભાપતિજી :– (ઉભા થઇ) હવે આપણા વૈષ્ણવ ભક્તજન શ્રી **માવજીભાઇ** (કર્મવીર શ્રી મનજીભાઇના પિતાશ્રી.) પ્રિય બાળકોના હિત અંગે બે વાકયો કહેશે તેનો આપ લાભ મેળવશો. (એ સમયમાં સૂર્યદેવે પણ ક્ષિતિજે જવાની તૈયારી કરી.)

શ્રી માવજીભાઇ :– (વકતાસ્થાનથી, હાથજોડી સૌને વંદી) **પરમ તત્ત્વ-હંસ સ્વરૂપ પૂ. જનો!** મારો સભાઓમાં બોલવાનો તો અભ્યાસ જ નથી, છતાં આપની પ્રેમ આજ્ઞાથી પદ ગાઇશ.

॥ ૐ સત્યેશ્વરને નમઃ ॥

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥७॥**

શ્રી ગીતા, અ. ૪ મંત્ર ૭, પૃ. ૧૬૦

અર્થ :– હે ભારત જ્યારે જ્યારે ધર્મની હાનિ (અને) અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે (ત્યારે) જ હું પોતાનાં રૂપને રચું છું અર્થાત્ પ્રગટ કરું છું. (૭)

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥**

શ્રી ગીતા, અ. ૪ મંત્ર ૮

અર્થ :– સાધુ પુરુષોનાં ઉદ્ધાર કરવા માટે અને દૂષિત કર્મો કરનારાઓનાં નાશ કરવા માટે (તથા) ધર્મનું સ્થાપન કરવા માટે યુગ યુગમાં પ્રગટ થાઉં છું. (૮)

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥**

હે પરમેશ્વર— શ્રી ગીતા અ. ૧૧, મં. ૪૧

અર્થ :– સખા એમ માનીને આપના આ પ્રભાવને ન જાણીને મારા વડે પ્રેમથી અથવા પ્રમાદથી પણ હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખે ! એ પ્રકારે જે (કાંઇ) હઠપૂર્વક કહેવામાં આવ્યું છે. (૪૧)

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥

શ્રી ગીતા અ. ૧૧, મં. ૪૨

અર્થ :– અને હે અચ્યુત ! જે (આપ) હાસીને માટે વિહાર શય્યા, આસન અને ભોજનાદિકમાં, એકલા અથવા તે સખાઓની સામે પણ અપમાનિત કરવામાં આવ્યા છો તે (સર્વે) અપરાધો અપ્રમેય સ્વરૂપ અર્થાત્ અચિન્ત્ય પ્રભાવવાળા આપથી હું ક્ષમા કરાઉં છું. (૪૨)

॥ ૐ ॥

યોગેશ્વર પૂર્ણ પુરુષોત્તમનું મંગળ ધ્યાન.

( રાગ, રસિકપણે થનગનતા હૃદયથી દિવ્ય નૃત્ય કળાનો. )

આવો ! આવો !! આવો !!! શ્રી કૃષ્ણ પ્રભુજી ! આવો ? (૨)–ટેક
પુરાણ પુરુષ ! ઓધારણ વિષ્ણુ !! (૨) પ્રાણ સબંધી ! આવો ? આ. ૨
વેદ શિક્ષાનું મીઠું ગીતડું ,, સૌ ચિત્તથી ગવરાવો ? આ. ૩
બ્રહ્માંડ હિતની, પરોપકારી ,, ગૌધનીયાં ને ચરાવો ? આ. ૪
તત્ત્વ—તૃષાતુર તૃપ્તાવા ને ,, શ્રુતિની—મોરલી બજાવો ? આ. ૫
મંગળ ચરણનું શર્ણું સ્વીકાર્યું ,, પ્રેમામૃત વરસાવો ? આ. ૬
ઘટ–ગંગોત્રિય સ્નાન, ધ્યાને ,, શીતળ અંગ કરાવો ? આ. ૭
જગદ્ગુરુ ! અમ ભૂલકણાં ને ,, રહસ્ય ગીતા દર્શાવો ? આ. ૮
આત્મ આધારા ! વિભુવર પ્યારા !! ,, પૂનિત પાઠ ભણાવો ? આ. ૯
તારી દીધેલી ÷ દાન–લક્ષ્મી ,, જગ હિતમાં ખરચાવો ? આ. ૧૦
શમ, દમ, સાધ્યું મંગળરાશિ ! ,, પ્રણવ—મંત્ર શીખાવો ? આ. ૧૧
મિત્ર–શુધ્ધેય ! સત્ત્વ સિન્ધુમાં ,, જળ—તરંગે ભળાવો ? આ. ૧૨

( ધર્મનો જયનાદ ગુંજી રહ્યો. )

( કીર્તન પૂરું કરી, વડીલશ્રી સ્વસ્થાને બિરાજ્યા. શ્રી પૂજ્ય અને સુપુત્ર શ્રી મનજીભાઈએ **મહાવિદ્યાલયનાં** રચનાત્મક કાર્યનો પૂરતો વિચાર કરી તે નિજ નિર્ણય શ્રી સભાપતિ તથા શ્રી મંત્રીજીને કહ્યો. શ્રી મંત્રીજીએ તેઓશ્રીનું વિદ્યા-વૃદ્ધિમાં દાન આપવાનું સભાવૃંદને સૂચવ્યું. )

સર્વહિત–યજ્ઞકુંડમાં આહુતિ–દાન.

---

÷ જ્ઞાન–વિભૂતિ.

શ્રી મંત્રીજી :– **પૂ. વડીલશ્રી માવજીભાઈ, સમાજ અને પાડોશીઓનાં પ્રિયબાળકો પોતાનાં જ છે એવી પ્રેમભાવનાથી આજના મહા પુણ્યદાયી મંગળ પર્વે વિદ્યા સંસ્કારોનો–યજ્ઞ દીપાવવાને સમિધા–સામગ્રીમાં રૂા. દશ હજારનું દાન આપે છે.** ( સરસ્વતી માતાજીની જયગર્જના મંડપમાં ગુંજી રહી.)

શ્રી સુંદરજી વડીલ :– ( ઉમંગથી ઊઠી, સભા નિયમથી આજ્ઞા મેળવીને વકતા સ્થાનથી. ) વિદ્યાના રસિકો ! આપણે પરિશ્રમથી મેળવ્યું સુધન વિદ્યાવૃદ્ધિમાં વાપર્યું તોજ " **જીવનમાં શ્રમયજ્ઞ** " કર્યો સફળ છે. **ધરતીમાં દાટયું રાખેલ ધન શા કામનું ?** મિતભાષી પ્રિયશ્રી ભાઈજી જેમ શ્રી સરસ્વતીજીના આદરથી દશ **ઉપાસકો** બાળકોના પ્રેમ ઉલ્લાસથી ધારશે તો ધનની વર્ષા વરસાવીને **વિદ્યાલય, વિદ્યાર્થી ભુવન અને વાંચનાલયો આદિ સુકાર્યોની**–હરિયાળી રચના સત્વર કરાવી તેનાં મીઠાં ફળ સૌને આરોગાવી; સમાજ સાથે રાષ્ટ્રનાં વ્યાપક કાર્યો સુદઢ બનાવવામાં મોટું પુણ્ય પ્રાપ્ત કરાશે. અસ્તુ. ( ધર્મ જયનાદ. પધાર્યાં ઉત્સાહીજનોએ ક્રમે ક્રમે અધિક દાનવર્ષા વરસાવીને **વિદ્યારસિક યુવકમિત્રોને પૂરા હર્ષવંત જ કર્યા.**)

શ્રી સભાપતિજી:–(નિજ સ્થાનથી ઉભા થઇ) સંયમના વ્રતધારી, **નૈષ્ઠિક બ્રહ્મચારી** સુપુત્ર, સાક્ષર શ્રી માણેકલાલ નિજ અનુભવના વિચારો પ્રગટાવશે તેને વિદ્યા-પ્રેમીઓ ! શાન્તિથી સાંભળી પરમ લાભ મેળવશો.

**સાહિત્ય સમાજ અને રાષ્ટ્રનું દર્પણ છે.**

શ્રી માણેકલાલ:–॥ ૐ શ્રી સરસ્વતીજી ! નમો નમ: ॥

પ્રિયવંત પૂજ્ય શ્રી સભાપતિ મહોદય! ઉપસ્થિત મહાનુભાવો! શક્તિસ્વરૂપ પૂ. માતુશ્રીઓ ! શીલવ્રત ધારી પૂ. ભગિનિઓ! વિદ્યાગુણ પૂજક અને શિસ્તના પાલન પ્રેમી મિત્રગણ! **વેદીપરથી** મહાનુભાવ વકતાઓએ જે વિચારો પ્રસ્તુત કરેલ તે સમયાનુકુળ છે. શુભ કર્તવ્ય એ જ માનવોનાં જીવનનું દર્પણ છે.

યુવકમિત્રો! આજ તો વિદ્યાપ્રાપ્તિની શ્રી ભારતીના સુપુત્ર રત્નોને બહુ મોકળાશ છે. જ્ઞાનલાભ મેળવવો તે નિજ કર્તવ્ય કરોમાં છે. **વિદ્યારસિકોને શાસનમાં** વિશાળ સાધનો વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત જ છે. વડીલો! બે, પાંચ ઉત્સાહી મિત્ર-યુવકો મને સોંપો તેમને હું મારી સાથમાં રાખી **કૃષિફાર્મ, સાયન્સ, વૈદ્ય અને ડૉકટરીના** આદિ અભ્યાસ કક્ષામાં પ્રભુતાવંત કરાવી શકું. મને આશા છે કે **મારી વિજ્ઞપ્તિ સંતાન વાલીઓ!** લક્ષમાં જરૂર લેશો. પર્યટન વડે વિદ્યાર્થી મિત્રોમાં દક્ષતા ખીલે છે તેવો સૌને અનુભવ રહેલ છે. નિજ સંસ્થાન (કચ્છ) માં શાસનનું સુચારુ કાર્ય દીપાવનારા પ્રવીણો કેળવાય; એ પણ માતૃભૂમિને વધુ શોભાવવાનું પગલું છે.

વિદ્યાલયનાં સંચાલનમાં મારાથી બનતી, વિદ્યાર્થીઓની અભ્યાસ વૃદ્ધિમાં સેવા કરવાની ઇચ્છા છે. અમારું લક્ષ કેવલ વિદ્યાગુણથી મહાભંડારો ભરીને સમયયોગ

રાષ્ટ્રના હિતમાં ઉપયોગનું જ છે. શાસન અને જનગણ અનુકૂળ અમે સેવકવૃત્તિ રહીએ. શ્રી ભારતીય જનેતા અમારી પાસે પોકારીને માગી રહી છે કે **"હે દક્ષ પુત્રો! સાદાઇનું જ સેવન કરજો!** તેનું જે ગુણી સંતાનો અવલંબન કરે છે અને કરશે તેઓને જ દિવ્ય સુખ પ્રાપ્ત રહેશે. સાચો ઉધ્ધાર એ જ કે સાદાઈ ધારવી અને અયોગ્ય ખરચ પર કાપ એટલે **"ટૂંક બચત યોજના"** રાષ્ટ્રનાયકો જનહિતમાં એ જ ઉદ્ગારો કહે છે, આપણામાં તેવું ભાવના બીજ સત્વર અંકુરિત થતાં તેની વૃદ્ધિથી મિષ્ટ ફળો આરોગાવાય. સેવક યોગ્ય કાર્યપ્રણાલી બતાવશો. આપ પૂ. મહાનુભાવોનો **પાડોશી પુત્ર નિજ કર્તવ્યધર્મ બજાવશે. વંદે માતરમ્.** (સભાજનોએ નાદ ઝીલ્યો.)

—: ઉપસંહાર :—

શ્રી સભાપતિજીઃ-(ઉભા થઇ.) આપણે મળીને વર્તમાનમાં પરમ શ્રેષ્ઠ કાર્ય કરેલ તેનો હંમેશાં લાભ મેળવવો તે સૌ ભ્રાતૃઓની દ્રઢતા પર આધાર છે. ભૂદેવોએ દાન આપ્યું તેમાં પ્રત્યેક મહાશયને રૂા. ૨૫ા મેળવીને પાછા વાળી દેવાશે. કેમકે પૂ. બ્રહ્મદેવોનો ભાર ન લેવાય. આપણને સત્યેશ્વરનું જ્ઞાનદાન આપી રહ્યા છે, એજ સાચાં ધનની મળતી સહાયતા જ છે.

આપણને **શ્રી માણેકલાલ જેવાં** ગુણવંત-રત્નો પ્રાપ્ત છે, એવા પ્રવીણે વિદ્યાવૃદ્ધિમાં દિશા દર્શાવતાં સુકાર્યોનો બહુ લાભ મેળવાતો રહેશે. **સાધુવૃત્તિ સાક્ષરોની આજ રાષ્ટ્રના મૂળ પાયાની કેળવણીમાં અને રાજ્યકારણની હિત દોરવણીથી સૌના પરમ ઉત્થાનમાં અતિ આવશ્યકતા છે.** મને આશા છે કે તરુણો અને યુવક મિત્રોમાંથી એવા સુજ્ઞના જોડીદાર દક્ષ હીરલાઓ-લગ્નીવંત પ્રવીણો દીપશે, એ જ આપણી અમૂલ્ય સંસ્કૃતિનાં-**ધનને રક્ષનાર લટવીર સુજ્ઞો છે.** પ્રત્યેક ગણે રાષ્ટ્રના સેવક જ બની રહેવું એ જ નાગરિકોનું જીવન કર્તવ્ય છે તેવા આપણા ભ્રાતૃત્વની સંગઠન શક્તિમાંથી પ્રગટતા મિત્રપ્રેમના ઉદ્ગારો છે. **(હાથ જોડી) જય હિન્દ.**

શ્રી મંત્રીજીઃ-સભાનું કામકાજ **પૂરું** થતાં પધારેલ પ્રિય મહેમાનો! તેમજ સભાજનો! **પ્રીતિપ્રસાદ સ્વીકારી,** રાત્રે પુનઃ અહીં એકત્ર થઇને ભજનધૂન થવા પછી વિશ્રાંતિ મેળવશો કેમકે અત્યારે અમૂલ્ય સમય મળેલ છે.

પ્રત્યેક મિત્રોએ સ્વગામોની શુભ કાર્યવાહીના સારાંશ સમાચાર પત્રો, અહીંના સભ્યોને લખવા; તે સૂચના નિજ વાર્ષિક પત્ર **"ધર્મધારણા"** માં પ્રગટતાં જિજ્ઞાસુઓ લાભ મેળવે. બંધુજનો, શ્રી માતાજીઓ, બહેનો, તરુણ, યુવકમિત્રો અને સભામાંથી પ્રવચનોનો લાભ મેળવનાર દરેક જનોને તથા રાત્રિ અને દિવસમાં કષ્ટો વેઠી, ભોજન આદિ વ્યવસ્થા સંભાળનારાઓની સાથે **કર્તવ્યશૂરા સ્વયંસેવકોને** સર્વ જનમંડળના હાર્દિક ધન્યવાદો છે. અસ્તુ. વંદેમાતરમ્ (સભાજનોએ દિવ્યનાદ ઝીલ્યો.)

(શ્રી પ્રેમજીએ સભા નિયમની આજ્ઞાથી ગીત ગાયું તેને મિત્રોએ ઝીલ્યું.)

**પ્રેમી જનોના આનંદી વિદાયમાં વિરહ રસ.**

પદ ૧ લું.

રે....ક્યારે પ્રેમે મળીશું સાથ;
આતમ ભાવે કરવાને વાત. —ટેક
અંતર ઉમંગે ભરી નિત્યે; (૨)
સત્સંગમાં સાંભળવા વાત. રે. ૨
× × × ×
[1]મિત્ર મિઠાને મળવા માટે; (૨)
ન્હાવા [2]ભ્રકુટિ ને ઘાટ. રે. ૩
જ્ઞાન–તિલક અતિ ભાલે દીપાવી; (૨)
ભજવા વિવેકે જગન્નાથ. રે ૪
જાગ્રત, સ્વપ્ન, સુસુપ્તિ તુરીયા; (૨)
કરવા ને મનડાં શાન્ત. રે. ૫
હે કર જોડી, મિત્રો વદે છે; (૨)
ટળી જવા સરવે [3]ભ્રાન્ત. રે ૬

(સનાતન ધર્મનો જયનાદ ગુંજ્યો.)

(પધાર્યાં મિત્રોમાંથી ગામ ઉદયપુરના નિવાસી અને સત્સંગ સાથે સ્વાધ્યાયના અને વેદાંતના અભ્યાસી, જિજ્ઞાસુ એવા કર્મયોગી શ્રી મગનલાલભાઇ દીવાણીએ સભાકાર્યના સંચાલકોની અનુમતિ મેળવી વક્તાસ્થાનથી પદ ગાયું તેને મિત્રોએ ઝીલ્યું.)

**વિદાય વેળાએ મંગળમય ગીત ગુંજન.**

પદ ૨ જું.

રે....મિત્રો ! અંતરના રામો....રામ....
ફરી મળશું પ્રિયતમને સ્વગામ. —ટેક
દિવ્ય દરબારને નિત્ય નિરખવા; (૨)
મોરલીધર ગીતા સ્યામ. રે. ૨
ભાવાભ્યાસ ને શુદ્ધ કરાવા; ”
સ્વપ્ને ન રાખવી છાન. રે. ૩

---

૧ = પ્રભુ પ્રિયતમને. ૨ = લલાટમાં ધ્યાનવૃત્તિનું સ્થાપન. ૩ = મનમાંથી ભ્રાન્તિ હઠાવવી ને અખંડ આત્મિક શાન્તિ મેળવવી.

વિશ્વેશ્વર, વહાલા ને જ ભજતાં; (૨)
ત્રિલોકીનું સાધી જ્ઞાન. રે. ૪
અનુભવ—જ્યોતિ જનતથી જાગી; „
ભજવા નિત્ય સારંગપ્રાણ. રે. ૫
ગુરુ, જ્ઞાન-ગીત, ગીતાનું ગાવું; „
સચ્ચિદાનંદ ધારી ધ્યાન. રે. ૬

(જન મંડળ ઉભું થઇને સત્યધર્મ સનાતનો જયનાદ ગજાવ્યો અને આરતી ગાઇ.)

(આરતી)

જય જગદીશ હરે પિતા જય જગદીશ હરે; —ટેક
ભક્તજનો કે સંકટ (૨) ક્ષણ મેં દૂર કરે. ઓં. જય. ૧
જો ધ્યાવે ફલ પાવે દુઃખ વિનશે મનકા; પ્રભુ! (૨)
સુખ સંપત્તિ ઘર આવે „ કષ્ટ મિટે તનકા. ઓં. જય. ૨
માત પિતા તુમ મેરે શરણ ગ્રહું કિસકી; પ્રભુ! (૨)
તુમ બીન ઔર ન કોઈ „ આશ કરૂં જિસકી. ઓં. જય. ૩
તુમ પૂરણ પરમાત્મા તુમ અંતર્યામી; પ્રભુ! (૨)
પરબ્રહ્મ પરમેશ્વર „ તુમ સબકે સ્વામી. ઓં. જય. ૪
તુમ કરુણા કે સાગર તુમ પાલન કર્તા; પ્રભુ! (૨)
મૈં મુરખ અજ્ઞાની „ કૃપા કરો ભર્તા. ઓં. જય. ૫
તુમ હો એક અગોચર સબકે પ્રાણપતિ; પ્રભુ! (૨)
કિસ વિધિ મિલું દયામય „ તુમકો મૈં કુમતિ. ઓં. જય. ૬
દીનબંધુ દુઃખહર્તા તુમ રક્ષક મેરે; પ્રભુ! (૨)
કરુણા હસ્ત બઢાઓ „ શરણ પડા તેરે. ઓં. જય. ૭
વિષય વિકાર મિટાઓ પાપ હરો દેવા; પ્રભુ! (૨)
શ્રદ્ધા—ભક્તિ બઢાઓ „ સંતનકી સેવા. ઓં. જય. ૮



સૌ પ્રેમથી બોલો, વિશ્વવ્યાપી સત્યધર્મ અને તેના ભાવિકોની સદાય જય હો!
જય હો!! જય હો!!! ૐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

———

# પાંખડી છત્રીસમી.

## "માતૃદેવો ભવ" ની સેવા કરવાની સુવાસી આરતી.

સદ્‌ગુણ સૌંદર્યસંપન્ન વાત્સલ્યમયી માતૃશક્તિની ભક્તિએ નિશદિન લગ્નીધારી **પ્રિય વાંચક મિત્ર !** પૂ. માતાજીઓ, પૂ. બહેનો અને સૌ. વધૂશ્રીઓ નિત્ય જેમ આજ પણ દિવસના ત્રીજા પહોરમાં, માતુશ્રી ગંગાબાઇને ઘેર પશ્ચિમ દિશાની પરસાળ સામેના વિશાળ ખંડમાં **વેદો, શ્રી ગીતાજી અને મનુસ્મૃતિ** આદિ ધર્મ-ગ્રંથો પધરાવેલ બાજઠ પાસે; **સ્વાધ્યાય કરવા એકત્ર મળેલ.** આપણે પૂજનિયોનાં શીલધર્મ સંસ્કારોનાં-ચરણકમળોની મંગળદાયની વિભૂતિનું દર્શન કરી તે પાવન પ્રસાદ માથાં પર ચડાવી અને હ્રદયપાત્રમાં ધારી; આપણું જીવન સુકૃત કરીએ.

વૃધ્ધ માતાજી **શ્રી ગંગાબાઇ, પ્રેમમાતા-શ્રી પરમબાઇ,** શ્રી મનજીભાઈનાં માતુશ્રી વહાલબાઇ, **શ્રી લક્ષ્મી વધૂશ્રી, કિશોરી વધૂશ્રી** (ગોપાલજીની અર્ધાંગી) તથા **કંકુબાઈ** વધૂશ્રી, જમુનાં બહેન, શ્રી પ્રેમજીભાઈની માતુશ્રી **રતનબાઈ** અને તેમની પુત્રવધૂશ્રી (ભાનુમતિ બહેન) તથા **શ્રી વીરબાઇ** (શ્રી નાનજીભાઇનાં ધર્મ-પત્ની) અને પાડોશી બહેનો, દીકરીઓ, સૌ. વધૂશ્રીઓ અને શ્રી નેણશીભાઇ તથા શ્રી પ્રાગજીભાઈ આદિ સોની મહાજનોનાં ચારે કુટુંબનો સ્ત્રી વર્ગ, શ્રી ધીરૂભાઇનાં પત્નીજી **શ્રી ધૈર્યગવરી** અને પુત્રીઓ. પૂ. માતા **કર્મણીબાઈ** (શ્રી સુંદરજીનાં ધર્મસંધાતી દેવીજી.) શેઠશ્રી, શ્રી વિશનજી ઠક્કુર, શ્રી શાસ્ત્રીજી, શ્રી વૈદ્યરાજ અને ડૉ. શ્રી આદિ સજ્જનોની સંસ્કારી શ્રીમતિજીઓ, સુશિક્ષિત પુત્રીરત્નો અને દૈવી સમાન સૌ. પુત્રવધૂશ્રીઓ. એમ **સત્સંગનું શ્રધ્ધાધારી** મહિલામંડળ એકત્ર થયું. એ પૂનિત સમયમાં માતુશ્રી **દેવકીબાઇ,** (શ્રી શિવરાજની પૂ. જન્મદાયની.) **સૌ. ગોમતીવધૂશ્રી** (શ્રી શિવરાજસિંહની અર્ધાંગીજી.) અને **શ્રી માનકુંવરબા** (શ્રી ઠાકોર પ્રતાપસિંહજીનાં શૌર્યગુણોની-તેજસ્વી છાયા) પધાર્યાં.

### સાહિત્યના સ્વાધ્યાયની સ્નેહ વૃદ્ધિ.

માતુશ્રી પરમબાઇએઃ-વહાલી કંકુવધૂશ્રી ! નિત્ય જેમ "**ભારતની દેવીઓ**" નો કથા પાઠ ૧૯ મો જે **સતી માતા શ્રી અરુંધતીના** પવિત્ર જીવનવ્રતનો છે તેને વાંચો ! એકાદ બે પખવાડિયામાં એ ઉત્તમ અધ્યયન પૂરું થવાથી "**સ્ત્રીઓનું સાચું સ્વર્ગ**" નો **આદર્શ ગ્રંથ વાંચનાલયમાંથી** પૌત્ર વિશ્રામદ્વારા મંગાવી એના સ્વાધ્યાયથી હિતોપદેશ લાભ મેળવશું.

માતાજી કર્મણીબાઇએ:-પ્રિયબહેને ઠીક જ કહ્યું, એ ગ્રંથ આપણે ઘેર છે. તરુણોને ક્રમવાર ઉત્તમ સાહિત્ય વાંચવા મળે છે. આપણાં આત્મરત્ન-**ચતુર વિદ્યાર્થીઓના હાથમાં** તો જ્યારે નિરખીએ ત્યારે પુસ્તક હોય જ; વહાલા પુત્રોની વાંચન રુચિથી સ્વકાર્યોમાં આગળ વધવાથી જ સૌનું ભાવી ઉજ્જવળ છે.

પૌત્ર દામોદર સાંજે કહેતો હતો કે **સાહિત્યની રસિકતામાં** અને "પ્રૌઢ

શિક્ષણની" અભ્યાસ વૃદ્ધિમાં "શાસન" તેમ "એજ્યુકેશન" વિભાગ પૂરતી વ્યવસ્થા કર્યા કરે જ છે. બહેનો! જુઓ કે ત્રીજું વરસ ગ્રામ્યજનો અને ગ્રામ્ય પંચના મહાનુભાવોની સહીઓથી અરજી કરતાં, ૭ મહીનામાં નિશાળની બાજુમાં વાંચનાલયનું સુંદર અને પાકું ભવન "વિકાસ ખાતાના" કર્મચારીઓએ બહુ લગની રાખીને બનાવરાવી; તેનું ઉદ્ઘાટન કરી અને સદ્‌પુસ્તકોથી ભરીને દીપાવરાવી જ આપ્યું. બહેનો! એમ કેળવણી વૃદ્ધિના ઉત્સાહમાર્ગમાં આપણે પણ વિદ્યાર્થીઓને સર્વ રીતે અનુકૂળ બની જ રહેવું.

માતુશ્રી ગંગાબાઇએ:-પ્રિય પુત્ર ગોપાલજીએ નિજ વાંચનાલયમાં વધુ ગ્રંથો વસાવવા માટે ત્રિપાઠી કું. મુંબઈ, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, "કાશી પ્રેસ" અને ગોરખપુર તેમ ઔષધથી વેદો, અર્થનીતિ, હુન્નર-ઉદ્યોગ, ઇતિહાસો, વૈદ્યક અને ખેતી-વાડી આદિ ચિત્રોનાં આલબમો મંગાવવા સારું પત્રો લખ્યા છે, એટલી મને પણ જાણ છે.

શ્રી ગીરિજા બહેનઃ-(પૂ. શ્રી શાસ્ત્રીજીની સ્નેહમૂર્તિનો આદર્શ છાંયો.) આપણે બાળમિત્રોના ઉત્સાહ-દૈવતને વધાવીશું. પુત્રોને સાહિત્ય સ્વાધ્યાયની પ્રીતિ-રસનાં પાનથી રાષ્ટ્ર આદિ વિકાસની કૂચમાં ભાગ લેવાનો, સુમાર્ગ દર્શાયો જ રહેશે. પ્રિય પુત્રો યોગ્ય માર્ગમાં બહુ સુધન વાપરી પ્રભુતા પ્રાપ્ત કરી રહ્યા છે તેમ પુત્રીઓની × સદ્‌શિક્ષણ વડે જનતાનું પૂરું કલ્યાણ થવાનું જ છે, એ પણ સાથે સ્મરણ રહે.

અમે પણ શ્રી નાથજીની દયાએ, પ્રિય પુત્ર દેવશંકરને પાંચ વરસ થયાં; કાશી ગુરુકુળમાં વિદ્યાના અધ્યયન માટે મોકલેલ. આજ સર્વતોમુખી વિદ્યાગુણની ગ્રહણવૃદ્ધિની આવશ્યકતા છે અને તેમજ સર્વકાળ રહેવાની. વહાલી બહેનો! જ્ઞાનજ્યોતિથી "ધર્મ, અર્થ, કામ અને મોક્ષ" ના પુરુષાર્થોએ સુખવૃદ્ધિ થશે જ.

પ્રિય દિયર, શ્રી પ્રાણદેવ તથા દેરાણીજી શ્રી કમળાવંતીએ પણ પુત્ર દિનેશચંદ્રને ડૉકટરી લાઈનમાં એમ. બી. બી. એસ. પછી (એમ. ડી. (લંડન) એફ. આર. સી. એસ. (અમેરીકા) ના અભ્યાસ માટે મોકલેલ છે. મારા મોટાભાઇ નૌતમલાલના બન્ને સુપુત્રો વિનાયક તેમજ કમળાશંકરને ડૉ. ના અભ્યાસ પછી "દીલ્હીના સ્વશાસને" જાપાન, ચીન, અમેરીકા, ઇંગ્લાંડ, જર્મન, ઓસ્ટ્રેલીયા અને રૂસ આદિ દેશોનાં પર્યટનોમાં મોકલ્યા, વિદ્યુત, રંગો આદિ ઉદ્યોગોના નિરીક્ષણથી વધુ કર્તવ્યકુશળપણાની પ્રાપ્તિએ તે પણ

---

× = સને ૧૯૫૬ માં આદર્શ શિક્ષાના ગુણ વડે શ્રીમતિ સુલોચના મોદીએ મુંબઇ રાજ્યમાં સ્ત્રીમેયર રહી; રાષ્ટ્રભરમાં તેવું માનવંતુ અને કર્તવ્ય નિષ્ઠાવાળું પ્રથમ પદ દીપાવેલ છે. લેખક.

રાષ્ટ્ર હિત અર્થે જ મોકલેલ છે. મારી ભાભીશ્રી (વિદ્યાવંતી) એ સુપુત્રોની જ્ઞાનવૃદ્ધિ વિકસાવવામાં, માતૃકર્તવ્યનાં પૂર્ણ હોંસથી જ આજ્ઞા આપેલ. શ્રી શેઠજીનો નાનો સુપુત્ર માણેકલાલે તો આદિત્ય બ્રહ્મચારી રહ્યાના એવાં પ્રાણપ્રિય વ્રતપાલને; પુનાની કોલેજમાં વિદ્યાર્થીઓને એમ. એ. ના અભ્યાસમાં પ્રોફેસર છે. વિદ્યા જ દૈવતવૃદ્ધિનું સાચું ધન છે માટે મંગળમયી વિદ્યાનું જ સર્વત્ર સન્માન રહ્યું છે.

આપણે વિદ્યાત્રીઓએ તે કર્તવ્ય નિષ્ઠામાં જ મંગળમય પગલું
આગળ ભરવું.

પ્રાણપ્રિય રાષ્ટ્રની વધુ સેવા માટે કોઇ સુમાતા, પોતાના નિર્ભય પુત્રને સદા વિજયવંત રહ્યા સૈનિકોમાં મોકલે; કોઈ હવાઇદળ અને નૌકા સૈન્યમાં. કોઈમાતા પુત્રને રેલ્વેની બધી લાઇનોમાં મોકલે; એવાં આદિ રાષ્ટ્રનાં ભિન્ન ભિન્ન સદ્કાર્યોનાં અનુમોદન માટે શૌર્ય ગુણવંત ક્ષત્રાણીઓનો પરમાર્થો વડે દીપતો અપાર સેવામાર્ગ છે. કોઇ માતા, પુત્રને તલાટી, મહાલકારી, કલેકટર, થાણદાર, બેરીસ્ટર. કોઇ માતા પુત્રને ન્યાયાસને દીપીત જજ અને કોઇ દિલ્હીની લોકસભા-સંસદમાં શ્રી પ્રધાનમંત્રી બનાવવાનો ઉમંગ પણ પૂ. માતાઓ શ્રી મદાલસા જેવી સંસ્કારી બનીને પ્રિયપુત્રોમાં ઉછેર ના સમયથી સેવી તેવા રાષ્ટ્રસેવાની હિત ચાહનાથી કરી તેનામાં સેવક રહ્યાના સંસ્કારો પૂરશે; એવો અમરયશ પ્રાપ્ત કરવો પણ પોતાના માતૃત્વ પદના-કુશળવંત રૂપાળા હાથમાં જ છે. સૌ માનવમાંથી જ મહાન થવાને "નરમાંથી નારાયણ" બની રહે છે માટે પૂર્ણ દેવત્વ ધારવું એજ કર્મયોગ-દેવતાની સત્ય પૂજા છે.

પૂ. માતુશ્રી અંજનીનાં સંસ્કાર પરાક્રમોમાંથી બળબુદ્ધિ મેળવવા તેવી બળવંતાવસ્થા બહેનોએ અવશ્ય કેળવવી. જેમની સોહામણિ કૂખ-મંદિરમાં શ્રી હનુમાન બાળયતિ જેવા, પ્રભુશ્રી રામચંદ્રજીની નિષ્કામ ભક્તિપરાયણ સેવક નિર્માયા. રાષ્ટ્ર ઉદ્ધારક જનગણ હિતસ્વી, પ્રિય માન્યવર શ્રીમાન રાજેન્દ્રપ્રસાદ અને શ્રી જવાહરલાલ આદિ નેતાઓની પૂ. માતુશ્રીઓ જ પ્રથમ આદર્શ સંસ્કાર દાયીની જ છે. વૈભવો ત્યાગની પ્રભુતા પ્રાપ્ત મહાન નરવીર-રત્નોથી જ સુરાજ્યનાં વિશાળ કાર્યભાર સંભાળવાનું સુયોગ્ય શાસન સર્વદા દીપી રહેલ છે. વિશ્વભરમાં ભારતીમાતાની દિવ્યનૌકાના શ્રી કૃષ્ણ મેનન જેવા દક્ષ કર્ણધારોની સુકર્તવ્યમય પુરુષાર્થ પ્રવીણપણાની કુશળતા અજોડ છે. જેથી-બ્હેનપણીઓ!

અલ્પ સ્વાર્થ ત્યાગીને વિસ્તૃત વિચારો ધારશો;
પૂજ્ય મારી ગુણી બહેનો! સંકુચિતા મનથી નિવારશો.

આત્મ-મણિઓ રાષ્ટ્રે અર્પતાં શ્રેય બમણું થાય છે;
બ્રહ્માણીઓ! ક્ષત્રાણીઓ! માતૃતા જગે ગવાય છે.

માતુશ્રી ગંગાબાઇએ :- પ્રિય બહેન! બહુ જ સારું. આપ ચતુરવંતીના ઉચ્ચ વિચારોને અમે ઉર-કમળકોશોમાં સ્થાપીએ છીએ. સુભાવનાનાં-લક્ષ મોતીડાંએ થાળોભર્યાંની જ્યોતિઓએ ઉમંગથી વધાવીએ છીએ.

**અત્યારે તો નિયમથી કીર્ત્તનો જ આનંદદાયી રહ્યાં છે.**

બહેનો મળી એકાદ બે ભજનો ગાઇએ ત્યાં સુધી ઘર કાર્યોમાં તથા વાડીઓમાં ચાર લેવા સારું વિરમી બહેનો દૈનિકકાર્યો આટોપીને પહોંચી આવે. આપણો નિતનો અભ્યાસ વધારવા માટે ઘરોમાં સવાર સાંજે પ્રભાતિયાં અને કીર્ત્તનો મીઠા સ્વરથી ગાઇએ છીએ તેવાં મંગળ પદો, પુરુષવર્ગ બહારનાં કાર્યોથી ઘેર પધારતાં રાત્રે કે પ્રભાતે સાંભળતાં તેઓને અપૂર્વ શાન્તિ અનુભવવા મળે. બહેનો! આપણે એથી અધિક ભજનો નિત્ય ગૃહદેવતાઓને સંભળાવી, આત્મતૃપ્તિનું બહોળું સુખ આપવું જ રહ્યું.

કંકુ વંધૂશ્રી! તમે જ કીર્ત્તન ગાઓ, સૌ ઝીલીશું.

માતુશ્રી પરમબાઇએ :- ગાવા પહેલાં બહેનો! મારી ટૂંકી વાત સાંભળી તો લો. પ્રિય બાઇજી! તમે પ્રિયપુત્રને **કાશીના ગુરુકુળમાં**, શ્રી કમળાબહેન તથા ભાભીશ્રીએ પુત્રોને **વિલાયત** મોકલવા માટે મારા ગુણી દીયરો તથા પ્રિયભાઇને સહમત થયેલ; તો **તમે ચતુરવંતી ત્રિપુટીઓનાં અડગ હૈયાંને પણ ધન્યવાદ છે.**

શ્રી કમળાવંતીએ :- ( શ્રી વૈદ્યરાજનાં જીવનની સ્નેહ સંગીની ગુણજ્યોતિ. ) **બહેનો! આપણે પણ રાષ્ટ્ર ભંડારનાં ખરાં ધનરૂપ જ છીએ. સંતાનો જ્યાં જ્યાં વિચરશે, ત્યાં ત્યાં સિંહણનાં** બચ્ચાંઓની પેઠે; આપણી માતૃત્વ વીરતાની સદ્‌ગુણ-સુગંધી **પ્રસરાવીને રાષ્ટ્રની સર્વતોગુણી દિવ્યતા ઉજાળશે.** સર્વથી અનન્યપણાંનો સુમંત્ર સાધ્યે, વિશ્વહિત ચિંતનવૃદ્ધિના વિચારોનું દિવ્યબળ કેળવતાં અને આપણેય માતૃત્વ પદની પૂરી પ્રભુતા મેળવતાં જ **સાથે સુરાજ્યનો યશ ચોદિશાએ વૃદ્ધિ પામશે. બહેનો! એ વિશાળ સાર્થક સારું આપણે નિજ અલ્પ મોહ મૂકવો જ** જોઇએ. આપણો પણ પ્રાણ-ધન, **માતુશ્રી વિશ્વ ભારતીના** મંગળ ચરણ-સરોજમાં સદા જુકવો જ જોઇએ.

મારી માસીની સુપુત્રી જે કાઠિયાવાડના આયુર્વેદાચાર્ય શ્રી નરોત્તમની પુત્રીરત્ન **સુશિલાએ અહીં** વૈદ્યરત્ન આદિ મોટી પદવીઓ પ્રાપ્ત કરીને **તે વધુ ડૉ. ના અભ્યાસ માટે અમેરિકા જેવા વિકાસભર્યાં દૂરના પ્રદેશમાં ગઈ છે. એવાં** નિર્ભયવંત સચ્ચારિત્ર દીપિત પુત્રીરત્નો વિદેશમાં નેત્ર ચિકિત્સા આદિ શિક્ષાભ્યાસથી બહુ કેળવાઈ, **શ્રીમતી સરોજીની નાયડુ, શ્રી વિજયાલક્ષ્મી પંડિત, અને શ્રી અમૃતકૌર** સમાન રાષ્ટ્રિય દિવ્યતાની વૃદ્ધિએ પ્રવીણરત્ન પાકીને: માના

ભારતીનાં પ્યારાં સંતાનરત્નોને સેવાનું નૈવેદ્ય આપવાને અતિ ઉત્સાહિત રહેલ છે.

પ્રિય સુપુત્રો અને સુપુત્રીઓનાં જળહળીત ભાલચંદ્રોમાં મોહ ત્યાગનાં–કુમકુમનું તિલક કરી, તેમાં સત્યવ્રતી–અક્ષત લગાવી તેમના સોહામણા કંઠોમાં શીલતાની જય માળા પહેરાવીને આપણા મનથી બાળપ્રેમનું મોહ આવરણ પરહરતાં; નિજ અંતરમંદિરના ચોગાનના બાગમાં ખિલ્યાં કુસુમોનો રક્ષનાર છે, **ભકતવર્ય શિરોમણિ શ્રી પ્રહલાદની પેઠે વિશ્વેશ શ્રી હરિ.** એજ આત્મિય પ્રેમપ્રતિજ્ઞા દક્ષવંતીઓએ કરી. આપણે વ્યાપક હિતના વિચારોથી મંગળરત્નોને જ્યાં જ્યાં મૂકીશું ત્યાં ત્યાં **વીર પુત્ર અભિમન્યુ** ના શૌર્યતેજ પ્રગટાવા જેમ અને **રાષ્ટ્રનાં સાચાં મુગટમણિ શ્રી જવાહરલાલ નહેરૂની અભયતા પેઠે** સંસ્કારી સંતાનદીપકો માતૃસેવકનું મહાપદ દીપાવ્યાથી. માનવોનાં અહિંસા હિતમાં સદા જીવન જ્યોતિ ઉજાળશે.

માતુશ્રી પરમબાઇએ :– બહેન! અમને વાંઢાય ગુરુકુળવાળા પૂ. **સદ્‌ગુરુ મહારાજ શ્રી ઓશ્વરામજીએ અમારી પાસે પુત્ર વિશ્રામને વિદ્યાવૃદ્ધિ સારું વિદ્યાવ્રત–સ્નાતક બનાવવાની** પ્રેમપૂર્ણ માગણી આજ પહેલાં સાત વરસે કરેલી. પુત્ર ગોપાલજી, તેમના પિતાજી અને સૌ. પ્રિયવધૂશ્રીની તેવાં સુકાર્યમાં ના તો નહોતી જ. મારા પૌત્ર પરના લાડથી મેં તેને ગામ પાદરના **ગુરુકુળમાં પણ મૂક્યો જ નહીં!** પ્રિય વિશ્રામ અત્યારે સાતમી ગુજરાતીની કક્ષામાં પ્રથમ નંબરે છે. પરંતુ તે ત્રણ, ચાર વરસ પછી પણ પરંપરાના સ્વાશ્રયી પવિત્ર ઉદ્યોગોની **સંસ્કારી નિપુણતાએ ખેડૂત પુત્ર જ રહેવાનો!** પ્રિય દેવશંકર આદિ ચારે વીરપુત્રો **"વિદ્વાન સર્વત્ર પૂજ્યતે"** એ વ્યાપક નીતિગુણ વૃદ્ધિએ પંડિત, ડૉક્ટર. અને અતુલ કળાધારી વિજ્ઞાન વેત્તાઓ કેળવાશે અને જન કલ્યાણમાં વિશેષ યજ્ઞકાર્યો કરતા રહેતાં **વિશ્વમાં સન્માન પૂર્વક પૂજાશે.** હું દીકરી–વધૂશ્રીને ભાવના ભારથી કહું છું કે હવે હું સૌને આગ્રહથી, નાના **રમેશચંદ્રને** તત્ત્વગુણોની પ્રાપ્તિ માટે **ગુરુકુળ વાંઢાય, ÷ સુપા અથવા કાંગડી ગુરુકુળમાં ભણવાનું કહીશ.**

ધૈર્યવંતી બહેનો! પરમપિતાને પ્રાર્થના છે કે તમારા દૃઢ વિચારો જેમ સંતાનોનાં જીવન જ્યોતિઓને સાર્થક કરતી, **પ્રત્યેક વહાલાં શિશુની પૂ. જનનીઓ હજો.** અમે વિદ્યા અભાવે કરી જે આજ ચોતરફું કષ્ટ ભોગવી રહ્યાં છીએ તે વિદ્યાવૃદ્ધિથી નષ્ટ પામો. વિદ્વાન કિશોરો અને યુવાનમિત્રો દ્વારા સમાજ અને **વિશ્વભારતીનો સુયશ રક્ષાયો જ રહો.**

બહેન જ્યોત્સનાએ :– (શ્રી શાસ્ત્રીજીનું કેળવાયું સુપુત્રી રત્ન.) માતા પ્રેમબાઈ! જેમનું સંગપણ ન કર્યું હોય તે પણ નવવર્ષની વયનાં, તેમ આરોગ્યવંત સુદૃઢ બાંધાનાં **સિંહશાવક જેવાં કાન્તિવાન;** સદાચારો સંપન્ન બાળકરત્નોને ગુરુકુળમાં પ્રવેશનું પ્રમાણપત્ર મળે છે. **અહીં તો પારણિયામાં જ સગાઇની કુપ્રથા** ઘર

÷ ગુરુકુળ સુપા. જી. નવસારી, (ગુજરાત)

**કરી રહી છે! તેને પ્રિય માતુશ્રીઓ!! તરત હઠાવો!!!** તો જ બાળકોનાં તન, મન, અને બુદ્ધિબળ સુદૃઢ થતાં વિદ્યાભ્યાસ વૃદ્ધિથી, બ્રહ્મનાં દિવ્યબળની અપરિમિત સમૃદ્ધિ મળશે અને પાળકોની તથા દેશનાં જનોની સુખ પ્રાપ્તિની આશાનું મહાભાગ્ય ફળશે.

માતુશ્રી પરમબાઈએ :- વિદુષી બહેન! તારાં કહ્યાં અનુકૂળે અમે બન્ને બાળકોનાં સગપણો જ નથી કર્યાં. સત્સંગમાં પધારીને લાભ મેળવતી બહેનોએ **નાનાં સગપણો કરવાને ખોટું ઉત્તેજન કદીએ આપ્યું જ નથી.** શ્રી વડીલોએ પુત્રોનાં બળ, કાન્તિ અને વિદ્યાભ્યાસ વૃદ્ધિએ સભામાં ઉપદેશો આપેલ તેનો વધુ ગુણ મેળવવો સૌ બહેનોના કર્તવ્ય હાથમાં છે. બહેનપણીઓ! એક વાત મુખ્ય છે કે **જેમની આર્થિકસ્થિતિ સારી હોય, તેમનાં બાળકો જ વિદ્યાનો પૂરો લાભ મેળવી શકે છે!!**

શ્રી કમળાવંતી બહેને:-બાળકો સંસ્કારવંત કેળવવા માટે પ્રથમ આપણે તન, મન આદિ વિચારો નિર્મળ રાખવા. બાળકોની માતા થવાનું પૂરું માન આપણે વિધાત્રીઓએ જ મેળવ્યું છે, શ્રી રસરાજ પ્રભુનું સૌંદર્યભર્યું **દયા ઝરણાંનું અપૂર્વ દાન છે.** વિશ્વમાં મા! શબ્દના માધુર્યભાવનાનું **સદા ગવાતું રહેલ ગુણગાન છે.** એવું સમુદ્ર સમાન અનુપમેય વેદોનું તારવ્યું નવનીતનાં રસાયણરૂપી **અમૃતભર્યું ધર્મ, કર્મનું મહાજ્ઞાન છે.** સર્વત્ર દશ્યમાન માતૃશક્તિ-શ્રી દુર્ગાજીની મંગળમૂર્તિ, તેમની આપણે પુત્રીઓનાં હૃદય-મંદિરોમાં સત્યતેજના પુંજે સર્વદા દીપી જ રહી છે; એવા પરમોત્કૃષ્ટ શૌર્યગુણ ધર્મથી આપણા સંસ્કારો શિશુ જીવનમાં સદ્ય પ્રકાશાવવા સારું ચતુરાઈથી નિત્ય સંયમવ્રતમાં ખચિતથી વિચરતે રહેવું, **એ જ માતુશ્વરીઓનું દૈવીભૂષણ છે.** આપણે બહુ મૂલ્યવાળાં સારાં વસ્ત્રો તથા સોના, ચાંદીનાં એ ભયના ભારરૂપ આવશ્યક વિનાનાં આભૂષણો અંગ પર ન જ પહેરવાં. વિવાહ, ઉત્સવો આદિ કાર્યો ઠીક **સાદાઈથી કરતાં તેટલું વધેલ ધન, પુત્ર પુત્રીઓની સાચા પાયાની કેળવણીમાં જ વાપરવું. એવી નિષ્ઠા રાખવાથી પ્રિયવંતાંને વધુ રીતે અવશ્ય ભણાવી શકાશે. શ્રી હરિઃ**

માતુશ્રી કર્મણુંબાઈએ:-પુત્રીરત્ન જ્યોત્સનાએ **"કારેલી બાગ વડોદરા કન્યા ગુરુકુળ"** અને શ્રીમાન નાનજીભાઈ કા. મહેતાએ વિદ્યાદાન-યજ્ઞે બનાવેલ **"પોરબંદર કન્યા ગુરુકુળમાં"** ધર્મ, આરોગ્ય અને ગૃહ આદિ વિકાસ નીતિનો અભ્યાસ કરેલ છે. અમે પાંચમું વરસ દ્વારિકા તથા શ્રી ડાકોરજીની યાત્રાએ ગયેલ ત્યારે તે પુણ્યદાયી આશ્રમો નિહાળ્યા છે. **પુત્રી આ જીવનભર બ્રહ્મચારિણી રહી, શિક્ષિકા બની** અને કન્યાઓને શિક્ષણ આપવાનો જ ઉત્તમ વિચાર સેવી રહી છે.

પુત્રી રત્નના સંચાલનથી અને દાનીવૃંદોના તથા શાસનના સહકારે, પહેલા

પુરામાં " **ભારતિય સંસ્કૃતિ વર્ધક પુત્રી પાઠશાળા** " ચાલે છે. નારી સમાજમાં **શ્રી ગાર્ગી** આદિ દેવીઓએ વેદવિદ્યાના પરમ આદર્શો દીપવ્યા જેમ, પ્રિય પુત્રીનાં ઉજ્જવળ કર્તવ્યોથી બહુ જ હર્ષભરી વાત છે. શિક્ષા-ભૂષણોએ, ગૃહ-સંસારનાં શૃંગાર શિરોમણિ દૈવી વૃત્તિવાળી વિદુષી પુત્રીરત્નો દીપજો. પ્રિય પુત્રી કંકુ! કીર્ત્તન ગાવો! સૌની હિતચર્ચા રસિક તો બહુ જ છે અને બહેનોને અત્યારે અતિ પ્યારી લાગી છે પણ તેને આપણે **સ્વાધ્યાય પછી** અથવા તો સવારે ફરી વિસ્તારીને કરીશું.

શ્રી સોનબાઈએ:-(ઠકકુરશ્રીનાં જીવનની, સત્સંગ મૂર્તિની દીપતી આભા.) પ્રિયોનાં વિદ્યાધ્યયનની સાથે વેદ-વેદાંત રહસ્યોનાં નિદિધ્યાસને આપણાં ગૃહસ્થાશ્રમ મંદિરો નૂતનભાવે સૌંદર્યવંતાં જ રહેવાનાં. ભણેલી બહેનો, દીકરીઓ અને સૌ વધૂશ્રીઓએ તો નવરાશમાં વધુ અક્ષરજ્ઞાન જરૂરથી મેળવવું, **એ જ હાલમાં આપણે નારીઓનાં જીવન ઉન્નતિનો રચનાત્મક પાયો છે.** સર્વ ગામોની બહેનો સત્સંગમાં જ્ઞાનચર્ચા કરતાં રહેતાં થોડા સમયમાં જ સૌને ઘેર સુખનો-સૂર્ય ઝળહળશે. **બોલવામાં પણ ભાષા સુધરતાં શુદ્ધ ઉચ્ચારોનું મહત્ત્વ** સમજાશે. એમ આપણી કેળવણી સિદ્ધિનું દૈવત સંતાનોનાં હૃદયોમાં એટલે વારસામાં ઉતાર્યે જ સૌનું પરમ હિત સધાશે.

શ્રી આનકુંવરબાએ:-(જાડેજા કુળભૂષણ, શ્રી પ્રતાપસિંહજીનાં મધુગુણ ગ્રાહી; પરમ શૌર્યે કર્મયોગની તેજત્ત્વધારક પુણ્યવંત દિવ્ય પ્રતિમા.) પ્રિય બહેનો! પુત્રીઓ! અને સૌ. પ્યારી પુત્રવધૂશ્રી-લક્ષ્મીઓ! પોતપોતાના ઉત્તમ વિચારોનો સમન્વય કર્યો તે અતિ સ્તુત્ય જ છે. આપણે સંતાનો કેળવીને સુરાષ્ટ્રના હિતયજ્ઞ માટે **સૈન્યમાં સિપાહી, મેજર કર્નલો અને જનરલો બનાવવાને અર્પવાં;** એમ શૌર્યની નીતિરીતિ પણ સર્વને સદાય વંદનયોગ્ય રહી છે. જે વિચારો બહેનોએ સાંભળ્યા તેનો ગુણલક્ષ સત્વર મેળવવો, એ સુમાર્ગ વધુ દઢતાથી કેળવતાં રહેવો એ જ રાષ્ટ્રને વિશેષ લાભકર્તા છે. મેં બહેનપણીઓને બહુ વખત સુરાજ્યનો ગુહ્ય સારાંશ સમજાવેલ, જેથી ચીવટ રાખી કાર્ય કરવાનું કે આપણને મિથ્યા મોહ પમાડનારા ઉપલક ખરચા બંધ કરી; તે વિશાળ ધનરાશિ પ્યારાં સંતાનોની સદ્-શિક્ષામાં જ આપવાથી ભારતવર્ષ અને આપણા સાથી દેશોનાં જનગણોમાં શાન્તિ-વૃદ્ધિથી સુખનો સૂર્ય પ્રકાશ્યો રહેશે. **રાષ્ટ્રનો સુયશ રક્ષાવવા માટે પ્રત્યેક સંતાનની માતાઓ જ વીરત્વનું શૌર્યધારિણી પૂ. ક્ષત્રાણીઓ છે.** બહેન-પણીઓ! સદ્‌વાતોનાં વિવરણનો તો કિનારો જ નથી, **સ્વાધ્યાયનું પારાયણ કરીએ** એ જ વર્તમાનની હિત વાત છે.

રામબાઈએ :- (વિધવા થઇ, નિર્વંશી પ્રૌઢા.) બહેનો! તમારે તો સદાય રળિયામણા દિવસો જ છે. પ્રભુએ તમને પતિદેવની સેવાના પવિત્ર લ્હાવાનો શુભસમય સચવાવ્યો તે સફળ કરવા માટે ઘર, કુટુંબ આદિ દીપતું કરવું અને તેમ સદા ઠીક રાખવું જરૂરી

પણ બહુ છે. (નેત્રોમાં જળ ભરાતાં) મારા જેવી અભાગિનીઓને તો તપધારી જેમ નિત જીવનયાત્રાની છાયા વિતાવવી રહી. **(૧) કુટુંબ અવગણના. (૨) પતિસેવા અને બાળકનાં વાત્સલ્યપણાંનો વિયોગ. (૩) પેટ પૂરતાં ભોજનનો અભાવ આદિ વેઠાતાં મહાકષ્ટો–**

શ્રી ગીરિજા બહેને :– (કરુણાએ અતિ ધૈર્યથી.) **તપોમયી બાઇ!** જેવું વિધાતાએ કરેલ આપણે મનુષ્યનાં કર્મફળનું નિર્માણ. પતિવિયોગિનીને શું, શું કષ્ટ ભોગવવાં નથી રહ્યાં!! તેણે તો પતિદેવની સ્મરણ–ભક્તિના ધ્યાનમાં મગ્ન રહી, એ અખંડ આદર્શ જીવનક્ષણો વિતાવવાની જ. એવી યોગિનીના ઉજ્જવળ તપવ્રત ધારવામાં ત્રિભુવન વિજયી પરમ સતીત્વનું રક્ષાયું દિવ્યધર્મનું તેજપુંજ છે. પ્રિય બહેન! **તમારા જેવી દુઃખમયીઓના** પોષણની યોગ્ય વ્યવસ્થા, પુરુષવર્ગ અત્યારે ઠીક વિચારી રહેલ છે તે યોજના સત્વર કાર્યમાં પરિણમશે જ. **વહાલી સખી! અમે બહેનો દ્વારા અત્યારે તમને દેવાની એજ આત્મિય સત્યની શાન્તવના છે.** પ્રિય બહેનપણીઓ! હવે પદ ગાવો?

શ્રી કંકુવધૂએ ગાયું– "આવો, આવો, આવો, અમ આંગણીએ આવો?"–અપૂર્ણ.

(પદ)

મેરે તો ગીરધર ગોપાલ દૂસરા ન કોઇ;
દૂસરા ન કોઈ સાધો સકલ સંગ જોઈ. –ટેક
ભાઈ છોડયા, બંધુ છોડયા છોડયાં સગાં સોઇ;
સાધુ સંગ બેઠ, બેઠ લોક લાજ ખોઇ. ૨
ભગત દેખ રાજી હુઇ જગત દેખ રોઇ;
અસુઅન જલ સિંચ, સિંચ પ્રેમ વેલી બોઇ. ૪
દધિ મથ ઘૃત કાઢી લિયો ડાર દઇ છોઇ;
રાણા વિષકો પ્યાલો ભેજ્યો પિય મગન હોઇ. ૪
અબ તો બાત ફૈલ પડી જાને સબ કોઇ;
"મીરાં" એસી લગન લાગી જો હોની સો હોઇ. ૫.

—સનાતન ધર્મની જય, શ્રી સદ્ગુરુદેવની જય.

અનુભવાર્થી પ્રિય વાંચક! સ્વાધ્યાયમાં પૂજનિયોની ધીરમતિ વડે શાન્તિ જળવાઈ રહેલ. વાનપ્રસ્થીઓનું સૌમ્યભાવે મૌનધારી મંડળ, એકાંતવાસમાં ધર્મનાં અગાધ તત્ત્વના વાર્તાલાપથી **નામજપની–સેજ સમાધિમાં** આનંદના ભંડારો ભરી તૃપ્તિલાભ પામી; આત્મામાં તદ્રુપપણે લય પામ્યું હોય એવો અત્યારે **સત્સંગપ્રિય મહિલામંડળનો દૈવીગુણો ધારણથી શાન્તરસ પીવાનો દર્શનીય તેમ અવર્ણીય અને અનુપમ આદર્શ હતો.** ધન્ય હજો એમની ભાગ્યશાળી સંતાન અને તેમનાં પુણ્યવંત માત–પિતાઓને. એમ કુટુંબ ઉદ્ધારનારી, સદ્ગુણોથી

સૌભાગ્યવંતી જગદંબાઓનું નિત્ય ગૃહમંદિરોમાં મંગળદર્શન થતાં; પરમ કલ્યાણ જ રહે છે. પૂ. માતૃશક્તિઓની સન્માનનીય–ભક્તિથી રાષ્ટ્ર ઉદ્ધારમાં કલ્યાણદાયી સુખ બન્યું જ રહે છે.

(સ્વાધ્યાય પછી માતુશ્રી પરમબાઈએ :–) પ્રિય બહેનો ! સૌ. વધૂશ્રીઓ ! અને મંગળસ્વરૂપ દીકરીઓ ! આપણે કીર્તનો–ગાઈએ છીએ, એજ રીતે સખી સોનબાઈના કહ્યા અનુસારે દરેક બહેનોએ ઘરોનાં કામકાજમાં લગીરેક નવરાશ મળતાં; જ્ઞાનબોધની અને આરોગ્યની પુસ્તિકાઓ વાંચીને પૂ. પતિવ્રત્તાઓનાં સુમાર્ગોનું અવલંબન કરતાં જ રહેવું. નિર્ભય આદિ ગુણો ધારણમાં આપણો તેમ આપણા સંસ્કારોનું પયામૃતપાન કરનાર, સેવક રત્નોનો અને શ્રી ભારતીનાં જનવૃંદનો સાચો ઉદ્ધાર છે.”

(અત્યંત પ્રીતિથી કહ્યું.) “વહાલી લક્ષ્મી વધૂશ્રી ! આજ તમે તે કીર્તન ગાવો ? જે અમે કિશોરી વધૂશ્રીથી તેની ગુણપ્રશંસા સાંભળેલ. તમે અમારા સદ્‌ગુણી પ્રિયપુત્રનાં–ભક્તિવંત ચરણકમળોની અખંડસેવાનું–ચરણામૃત મેળવતાં, નિતરાત્રિએ પ્રેમ પોઢણિયું ગાવો છો. પદ પણ તમે જ રચેલ. એવું મંગળદાયી ગીત સર્વે પતિભક્તિવંતી સત્સંગીની જિજ્ઞાસુ સખીઓને સંભળાવી; સૌનાં અંતઃકરણો વધુ પવિત્ર કરાવશો ?”

(શ્રી લક્ષ્મીજી વધુશ્રીએ પૂ. સાસુજીઓથી અક્ષય નારીમર્યાદા સંભાળવા માટે મુખ આડે પાલવનો છેડો કર્યો. પ્રભુરૂપ પતિદેવેશ્વરની સ્નેહમૂર્તિ પધરાવેલ અંતઃકરણ–મંદિરની મન, બુદ્ધિ અને ચિત્ત આદિ વૃત્તિઓના ચોપાયા સિંહાસન પર શુદ્ધ સંકલ્પોએ દીપેલ ભાવનાની સમક્ષ; સત્યવ્રતથી પ્રીતિરસનાં ઝરણાં ઝરતાંએ પ્રથમ ગાયત્રીમંત્ર જપીને ધ્યાન ધર્યું.)

માતુશ્રી કર્મણીબાઈએ:–આપણા સહસ્ર ધન્ય હો, નિત્ય નમસ્કાર જ હો; પ્રિય વધૂશ્રી–દીકરી અને તેમનાં ધર્મસંસ્કારી શ્રી માત–પિતાને. જેમનું સૌંદર્યશાળી ધર્મીયરત્ન, અમૃતરસ ઝરતી–મધુર અને પ્રિય વાણી ઉચ્ચારતી સુપુત્રીએ પદ બનાવી અને પતિદેવ–પરમેશ્વરને શાસ્ત્રાનુકૂળ સાત્વિક ગુણવર્તનનાં–પૂજા અર્ચનથી રીઝાવી; વિશુધ્ધ સ્નેહથી ગૃહસ્થાશ્રમનું દૈવી સુખ આપતાં રહેતાં ઉભય લાભ મેળવી જ રહેલ છે. (હોંસભર્યે હૈયે) સત્સંગી બહેનો ! સૌંદર્યથી શુભ દર્શનીય અને સરખી ગુણવંત જોડલી પણ બ્રહ્માજીએ સૃષ્ટિની તત્ત્વ નિર્માણનાં સામગ્રી સારથી જરૂર નવરાશના સમયમાં જ બનાવેલ છે.” (અતિ હર્ષથી) પ્રિયવંત દેવીરૂપ દીકરી–વધૂશ્રી ! ગૃહસ્થાશ્રમનાં મર્યાદા સ્થાપનમાં પરમ સુખ ઝરણાંનું મધુ !! તમારું સૌભાગ્ય વધુ દીપી, ધન્યમય બન્યું રહો. અમારી નિત્ય એ જ આશીર્વાદોની–પૂનિત આરતી છે.

(વાંચક મિત્રશ્રી ! સતીત્વના સનાતન સૂર્યપ્રભાના ઉજ્જવલ વિશુધ્ધાનંદમાં માતૃત્વની એ જ મુક્તિ. આર્ય કુમારોએ રક્ષી અને રક્ષવાની છે; પ્રાણ-

ધનાર્પણે સત્ય, વેદ, વેદાંત અને ઋષિવરોના પ્રગાઢજ્ઞાને સતીત્વના તપ-તેજની વિશ્વહિતનાં સૂત્રોની જ નિયુક્તિ.)

શ્રી ગીરિજા બહેનેઃ-પવિત્રાત્મ-વંદનીય **શ્રી લક્ષ્મીબાઈ!** જગજંજાળને ઘડીભર વિસરતાં, પતિસેવામાં સંલગ્ન રહ્યાનું અને સતીત્વના ઐશ્વર્યાનંદથી પરમ બ્રહ્મસુખ સંપાદનનું મહા ગુણીયલ ગીત જરૂર ગાવો. તેમાં સખીઓ મધુરપણે સાદ પૂરવશું.

(શ્રી લક્ષ્મીજીએ મનોમય પ્રિયપતિ-પરમેશ્વર શ્રી નારાયણ દેવરૂપનું મંગળ ધ્યાન કરતાં કરતાં, સતી માતાજીઓનાં નિત્ય સુખસાગરની લહેરોમાં વૃદ્ધિ થવાની કુળરીતિએ; રસબસપૂર્ણ હૃદયમાંથી-આનંદ પ્રાપ્તિનો વાણી દ્વારા મધુરસ પ્રવાહ વહાવ્યો.)

**પૂ. શ્રી પતિવૃત્તાઓનું આત્મિક ભક્તિએ મંગળ પદ.**

(રાગ-હૃદયના પ્રેમપ્રવાહથી શાન્તિનો ઢાળ.)

રે....મારે અંગ ઉમંગ ન માય;
　　હું હવે બેઠી છું શીતળ છાંય; —ટેક ૧
ચિત્તે ચિંતામણિ, તૃષ્ણા રહેતી; (૨)
　　મેળવવા, જીવન જ જાય. રે. ૨
ડૂબતી હતી આ ભવસિન્ધુમાં, ,,
　　પકડી લીધી મુજ બાંય. રે. ૩
ઇચ્છતી હતી એ, મળી ગયું મુજને; ,,
　　લેવાનું ન રહ્યું કાંય. રે. ૪
પ્યારું નામ શ્રીનાથનું જપવું; ,,
　　સ્વરૂપ મંગળ દરશાય. રે. ૫
સાથે રહ્યો, મુજ પ્રાણથી પ્યારો; ,,
　　પૂજી નિત મનડાં માંય. રે. ૬
પુત્ર, પરિવાર, માયા ભૂલીને ,,
　　જાણ્યો પૂરણ મહિમાય. રે. ૭
પ્રીતમ! પ્રીતમ! પ્રીતમ!! પ્રીતમ!!! ,,
　　અમૃત—સ્મરણનું — વરસાય. રે. ૮
માનસરોવરે, શાન્તિ મેળવતાં; ,,
　　ગીત, ગેબી ગુંજન થાય. રે. ૯
જળહળ જળહળ જ્યોતિ પ્રગટતાં; ,,
　　મનડું અતિ હરખાય. રે.૧૦

અંતરમાંહિ જ્યોતિ જગાવી; "
દઈ રહ્યો વહાલોજી સહાય. રે.૧૧
[1]બેન, વદે છે, ગુણિયલ સખીઓ ! "
જોયો પ્રીતમ, આત્મામાંય. રે-૧૨

બહેનોએ અને કંકુવધૂશ્રીએ ગાયું—

" અમારૂં સ્વર્ગનું બારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
અમોને મોક્ષ દેનારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં."

— અપૂર્ણ.

શ્રી રાધીકાબાઈએ :– ( શેઠશ્રીની સુભાંગી ધર્મપત્નીજી. ) રામાયણ. મહાભારત આદિ ધર્મગ્રંથો પતિભકિતના આદર્શોનાં દિગ્દર્શન નથી, નારીવર્ગને પૂનિતમાર્ગમાં મન-વૃત્તિઓ દૃઢ બનાવરાવીને સતીઓનાં ધર્મપાલનથી વહાલ વૃદ્ધિનાં અવલંબનનું જ ઉપદેશે છે. આપણી "સત્યં શિવં સુંદરમ્" અખિલેશ્વરની સહચરી શ્રી શક્તિરૂપાને પ્રાર્થનાઓ છે, કે અમે બાળકીઓમાં **શીલધર્મનું આર્યગૌરવ દીપવ્યું રક્ષવા અંગે સાત્વિક બુદ્ધિવૃદ્ધિનાં દિવ્યબળથી સતીત્વની અમર સંસ્કૃતિનું ઓજસ આપજો.**

શ્રી ગીરિજા બહેને ગાયું "સખીઓ ! સાંભળજો નારીધર્મ તમારો."

— અપૂર્ણ.

માતુશ્રી ગંગાબાઈએ :– પ્રિય બહેનો ! આજ સમય વધુ થયો છે બહેનપણીઓને વાળુ બનાવીને સંધ્યાએ ધૃતજયોતિ અને હવન આદિ સામગ્રીની તૈયારી કરવી છે. પુનઃ સવારે નિયમથી મળી, આજની જેમ અંતઃકરણો કર્તવ્યાનંદના અમૃત-પાનથી બહુ જ તૃપ્ત કરીશું ( નિત્ય જેમ પ્રસાદ ભર્યો થાળ શુદ્ધ વસ્ત્રથી ઢાંકી, ધર્મગ્રંથોની બાજુમાં ધરાવતાં. ) હવે મળીને હૃદયેશ્વર નાથશ્રી પ્રીયતમ ( દેવેશ્વર ) ને પ્રેમપ્રસાદ અર્પણનો થાળ બોલો ?

÷ **થાળ.**

જમવા આવોને જદુપતિ નાથ ! જમાડું જુગતે કરી....રે;
પીરસ્યાં પ્રેમ તણાં પકવાન, જમજો શ્રી હરિ....રે. –ટેક
સત્સંગરૂપી શીરો સારો તે પ્રભુ ! તમને લાગે પ્યારો;
સ્વાદ અતિ સુચારુ કર્યો મેં, જતન કરી... રે. જ. ૨
ભકિતરૂપી ભાત કર્યાં છે અનેક અથાણાં પાસ ધર્યાં છે;

૧ = મિત્રવૃત્તિ જ માનજીવન-વહાલા વીરનાં ઓવારણાં કરીને વધાવનાર બહેન છે. લેખક.

÷ શ્રી સદ્‌ગુરુદેવનાં ભાવિક-શિષ્યમિત્રો પાસેથી પ્રાપ્ત થયેલ. લેખક.

ક્ષમા—ખીર સુસ્વાદી અંતર—થાળીમાં ઠરી.... રે. જ. ૩
લીલોતરી- નિર્મોહની લાવી, સુચિ અડદની દાળ બનાવી;
ભાવરૂપી ભજીયાં લીધાં ઘૃતમાં તળી.... રે. જ. ૩
જળ યમુનાંની શીતલ જારી, આચમન કરો ને દેવ મોરારી;
ત્રિવિધિ તાપ દ્યો ટાળી, દાસો પર દયા કરી.... રે. જ. ૪
શમ, દમ રૂપી પાન સોપારી, આનંદરૂપી એલચી લાવી;
શ્રી રામ નામ મુખવાસ, આજ આનંદ ઘડી.... રે જ. ૫
શ્રી ગુરુ ઓધવરામજી મારા, દાસ દયાળના પ્રાણ આધારા;
કરું ઘડી નવ ન્યારા છબી અંતર ધરી.... રે. જ. ૬

સૌ પ્રેમથી બોલો, સત્સંગ પ્રિય પૂજ્ય માતુશ્રીઓની, ભગિનીઓની, દીકરીઓની અને સૌભાગ્યવંતી વધુશ્રીઓની જય હો! જય હો!! જય હો!!! સૌનો પરમ પ્રાણપ્યારો રહ્યો રાષ્ટ્ર સદાય નિર્ભય હો, નિર્ભય હો, નિર્ભય હો.

---

## પાંખડી સાડત્રીસમી.

### જ્ઞાનવિદ્યાના પ્રચારની રૂપરેખાનું દર્શન.

શ્રી મનજીભાઇ, શ્રી શિવદાસભાઇ અને **શ્રી મૂળજીભાઈ** આદિ મિત્રો, ભાઇઓને સુધારો સમજાવવાના લાભ માટે આજ **ખીરસરામાં** પધારેલ. અહીંના વિદ્યા પ્રિયવંતોના સુપ્રયત્નોએ ગામેટીજનો ચોકમાં એકત્ર થયા. બહુમતિથી ત્યાંના સત્યની જિજ્ઞાસાએ વિચારશીલ **શ્રીમાન રામજીભાઈની શ્રી સભાપતિજીના સ્થાને નિમણુંક કરી.** શ્રી શિવદાસભાઇએ પ્રભુનું સ્તવન કરવા પછી—

### શ્રી મનજીભાઇનું સંક્ષેપ વ્યાખ્યાન.

શ્રી મઃ-(હાથ જોડી, સૌને વંદન કરી.) પ્રિયજનો! **ક્ષીર** એટલે દૂધ, **સર** એટલે મોટું તળાવ; એવું મહત્વભર્યું આ ગામનું ગુણસાર્થક નામ છે તેવા ભાવે સૌનાં હૃદય-સરોવરો દૂધ જેવાં ઉજ્જ્વલ અને મધુરાં રહેલ. અમે યુવકો આપ વહાલાં-ઓનાં દર્શનથી કૃતાર્થ થયા. હર ક્ષણમાં, હરઘડી, આઠે પહોર, પ્રત્યેક દિવસે, સપ્તાહે, પખવાડિયે, દર મહીને, વરસો વરસ આ જીવનમાં વળી યુગો અને કલ્પો-માં પણ **અમને આપ આત્મિય વહાલાંઓની સેવા લગનીને નિભાવવાનો લ્હાવ મળતો જ રહે.** આપ (સમાજ) નાં બાળકોની, પ્રભુજીનાં ચરણોમાં હર-ક્ષણે એ જ ઊર્મિઓ છે.

"અનેકનું શ્રેય સધાવાથી વિશેષ બીજો જગતમાં લાભ નથી." ભાઇઓ! એમ તુલનાત્મક નિર્ણયોથી સાર મેળવી, સુખદાયક **ધર્મયજ્ઞમાં** કર્તવ્યોની આહુ-તિઓ દેવાને અનુમોદન આપશો. એ જ આપના સ્વયંસેવકોની આશાઓ છે. **ઓઙ્મ્ નમઃ** (પોતાને સ્થાને બિરાજ્યા.)

## શંકાઓનું સમાધાન થયું.

(૧) **પ્રશ્ન.** (ધર્મનું નામ સાંભળતાં, ત્યાંના કર્તા હર્તા **હરભમભાઇએ** બેઠા રહી પ્રશ્ન કર્યો કે–) શ્રી હરિશ્ચંદ્ર. પ્રહલાદ આદિ સત પંથ માનતા એ વાત કેમ છે? **તે અમને પૂરી રીતે સમજાવો.**

(૧) **ઉત્તર.** (મિત્રોની અને શ્રી સભાપતિજીની અનુમતિથી **શ્રી મૂળજીભાઇએ** ઉભા થઈ, પ્રભુનામ સ્મરણ કરીને વકતાસ્થાનથી કહ્યું.) સત્યવાદી રાજા **શ્રી હરિશ્ચંદ્ર** કયા યુગમાં થયા? તે વિચારો. ભકત શિરોમણિ **શ્રી** પ્રહલાદ પછી મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રજી મહારાજને **સત્યુગમાં ધર્મ**રાજ્ય સ્થાપવાને લાખો વર્ષ થયાં. તે પણ સમજી લો. શ્રી પ્રહલાદને તેમનો પિતા, સર્વવ્યાપક (અખિલેશ્વર) નું **કલ્યાણમય રામનામ** પણ ભજવા નોતો દેતો! શ્રી ભકત કસોટીથી **સત્યનો જય થવાની મંગળવાત વિશ્વવ્યાપક છે.** વહાલા ભાઇજી! એ વાતનો નિર્ણય પણ પાકો સમજીને મનમાં સાચવજો. ભાઇશ્રી! ત્યારે એ "પંથ" ના દેખાવાની કલ્પના પણ નોતી!! કેવલ "**સતપથ બ્રાહ્મણ**" નો સદ્ગ્રંથ પ્રાચીનથી છે તેનાં ઉજ્જવળ સત્ય રહસ્યો આજ પણ **વિશ્વના વિદ્વાનોમાં** અને જિજ્ઞાસુઓમાં જીવનસાર્થક સારું સત્કારાઈ રહેલ છે. એ પરમ સત્યને પૂજ્યો માનના હતા, **તે સનાતન –સત પથ** (સાચા રસ્તાના માર્ગની.) ની અજર નાવ વડે પૂજ્યો તરી ગયા અને આપણા જેવા બીજા પણ એ પૂર્વજોના સપુતો અખંડ સત્ય માર્ગના નિદિધ્યાસનના આધારથી તરી શકશે. **એવા સત પથને** જ જગતના મહાપુરુષો સત્ય માર્ગ સનાતન કહે છે. એ **સત માર્ગ–પંથ** આપણા માટે પણ ધર્મના સેતુરૂપ રહેલ છે તેમજ સર્વકાળ રહેશે.

ભાઇશ્રી! તમે વખતે કહી જ દેશો કે "**તેઓ (...) આદિ સત્ય માર્ગ માનતા**" તો શ્રી રામચંદ્રજી આદિ મહાપુરુષોનાં પ્રાર્થના–મંદિરોમાં જવા માટે એવાંએ શ્રધ્ધાળુ બની, ધર્મપ્રેમીજનોની શુભ રીતિએ પધારી, મંગળમય વિભૂતિનું દર્શન કરી, ચરણામૃત અને પાવન પ્રસાદ હોંસપૂર્વક આરોગવો જ જોઇએ.

(૨) **પ્રશ્ન.** "તેને (...) તો પાંચસો જ વરસ થયાં છે;"

(૨) **ઉત્તર.** વહાલા ભાઇજી! એ તો તમારું કહેવું ઉત્તરરૂપે છે. પ્રશ્ન એમ ન હોય, એક અલ્પજીવી (વ્યકિત) ને સૃષ્ટિ નિયામકના સ્થાને, સિધ્ધાંતોની–દષ્ટિઓ અપૂર્ણ પ્રમાદિઓ જ માની શકે! તે પ્રભુ કે ઇન્દ્ર હોતાં પોતાની એકદેશી "ઘોર" કેમ બનાવરાવી?

(૩) **પ્રશ્ન.** એ તો એ જ જાણે. "તેણે (...) અગોચરી" આદિમાં સમજણ દીધેલ છે ને.

(૩) **ઉત્તર.** "પહેલા સુરીજન સોઈ વખાણો" તથા "પીયુ, પીયુ સબ જુગ કરે" અને "**જાગ, જાગ તું ખરી મધરાત**" આદિ કહેલ પટોળાંઓનું

અલ્પપણું તો **સત્ય સનાતનના વિશાળ આદર્શો ભરેલજ્ઞાનના-સમુદ્ર-માં, બિન્દુરૂપે જ સમાયું છે.** એનાથી પુષ્કળ વ્યાપક જ્ઞાનદાન× વિશ્વ-ભરનાં શ્રધ્ધાળુજનોને આત્મ શાન્તિની પ્રાપ્તિ સારું શ્રી ગીતાજીમાં યોગેન્દ્ર શ્રી કૃષ્ણચંદ્રજી સદુપદેશે છે—

**या निशा सर्वभूतानां तस्यां जाग्रति संयमी ।**
**यस्यां .जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥**

—ગીતા, અ. ૨, શ્લો. ૬૯.

**અર્થઃ**-(અને હે અર્જુન !-) સંપૂર્ણ ભૂતપ્રાણીઓ માટે જે રાત્રિ છે તે નિત્ય શુદ્ધ બોધસ્વરૂપ પરમાનંદમાં (ભગવતને પ્રાપ્ત થયેલા) યોગી પુરુષ જાગે છે (અને) જે નાશવાન્ ક્ષણભંગુર સાંસારિક સુખમાં બધાં ભૂત પ્રાણીઓ જાગે છે, તત્વને જાણ-નાર મુનિ માટે તે રાત્રિ છે. (૬૯)

**ओश्म् अग्ने नय सुपथा रायेऽस्मान्निश्वानि देव**
**वयुनानि विद्वान्। युवोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां**
**ते नमऽउक्तिं विधेम् ॥ यजु. अ. ४०, मं. १६.**

ભાઃ-સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપ સર્વ જગતના પ્રકાશીત, સકલ સુખદાતા પરમેશ્વર! આપ સંપૂર્ણ વિદ્યાયુક્ત છો. કૃપા કરીને અમને વિજ્ઞાન વા રાજ્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે ધર્મયુક્ત આપ્ત લોકોના માર્ગે સંપૂર્ણ પ્રજ્ઞાન અને ઉત્તમ કર્મ પ્રાપ્ત કરાવો, અને અમારાથી કુટિલતાયુક્ત પાપરૂપ કર્મને દૂર કરો. એટલા જ માટે અમે આપની

× = જર્મનીમાં વેદો અને શ્રી ગીતાનું અધ્યયન, પાઠશાળા, હાઇસ્કૂલો, કોલેજો અને યુનીવર્સિટીઓમાં મનન પૂર્વક થાય છે. અમેરિકામાં વેદો, શ્રી ગીતાનું અધ્ય-યન જર્મનો વિદ્વાનોની જેમ થાય છે. ઇગ્લાંડ વાસીઓના વિદ્વાનો વેદો, મહા-ભારત આદિ ભારતિય સદ્ગ્રંથોનો સ્વાધ્યાય કરે છે. મિત્ર રાષ્ટ્ર રૂસ તો રામાયણ આદિ ગ્રંથોનું અધ્યયન દ્વારા સન્માન કરી જ રહ્યા છે. ઇગ્લાંડથી વેદો સાથે તેનાં ભાષ્યો મંગાવનારને લગભગ રૂ. ચારસો ખર્ચ થાય છે. જર્મનીથી વેદો સાથે ભાષ્ય મંગાવનારને રૂ. એક હજાર ખર્ચ આવે છે. **ઔંધથી** (તેની શાખા વડો-દરા કે પારડી) વેદો અને તેનાં ભાષ્યો મંગાવનારને લગભગ રૂ. બસો ખર્ચ આવે છે. (ચાર વેદો તો રૂ. પંદરમાં મળે છે.) આ છે આર્ય સંસ્કૃતિનાં સનાતન ધર્મની પ્રસરેલ સુગંધ. શ્રી ગીતાનો પ્રચાર પૂ. શ્રી તિલક મહારાજે **ગીતા રહસ્ય-થી** કર્યો. પૂ. **શ્રી બાપુજીએ** ગીતાનાં અધ્યયનથી કરેલ. પૂ. સ્વામી શ્રી વિદ્યા-નંદજી મહા મંડળેશ્વર મહારાજે દેશ અને વિદેશ (ઇટલી આદિ) નાં ભ્રમણથી શ્રી ગીતા માતાના પવિત્ર સિધ્ધાંતના સાચા પ્રેમ પ્રસાદનો પ્રચાર કર્યો. પૂ. શ્રી વિનોબા ભાવેએ **ગીતા પ્રવચન અને ગીતામય જીવન જયોતિથી** ભારતવર્ષને આલોકિત કરી જ રહ્યા છે. આ છે સત પંથનો સાચો માર્ગ સનાતન ધર્મ અને તેનાં જ્ઞાન-દાનનું વિશ્વમાં થતું વિતરણ. લેખક.

અનેક પ્રકારે સ્તુતિરૂપ નમ્રતાપૂર્વક પ્રશંસા સદા કર્યાં કરીએ અને અખંડાનંદમાં રહીએ. (૧૫)

" રામ નામ સબકો કહે, દીલસત ન કહે કોઇ;
એક બાર દીલસત કહે, તો કોટિ યજ્ઞ ફલ હોઇ. "

પ્રભુ મોટામાં મોટો **તે વિશ્વનો રાજા છે.** એવા જ્ઞાનનું બિન્દુ મેળવવા માટે તેણે (...) કોઇક દયાળુ અને પરોપકારી **ભારતીય સંતોનાં** ભક્તિ–ચરણ-કમળોની મંગળમયી રજને પુનઃ પુનઃ વંદી, **જ્ઞાનભિક્ષાથી** સદ્‌વસ્તુની અલ્પપણે પ્રાપ્તિ કરી હોવી જોઇએ. અભિવંદન હો પ્રાતઃસ્મરણીય ઋષિવર્યોના **ઉદ્ધારવંત પર-માર્થ કરવાના સુવ્રતને અને વિશ્વમાં અજોડ રહેલ સત્ય–તપોબળની નિષ્ઠાના દુરદર્શીય જ્ઞાન પ્રચારના આદિત્યને.**

(૪) **પ્રશ્ન.** ભાઇ! તો શું તે (...) ઇંદ્ર આદિ નહિ!! એ વાત અમને હવે ઠીક રીતથી સમજાવો!

(૪) **ઉત્તર.** પહેલા અને ત્રીજા પ્રશ્નની છણાવટ જેમ, અનેકવાર કહેવાશે કે તે **ઇંદ્રિ નહીં.** પ્રિય ભાઇ! એ તો જડતાની "**ઘોરોનાં**"× અંધારામાં જ પડી રહેનાર ભારતીનાં ભોળાં અને નિરક્ષર સંતાનોને તેના પૂર્વજોના પુણ્ય-વંત મહા સત્ય માર્ગથી ચલિત કરી પોતાની ગોઠડીઓએ ગોતી સ્વાર્થની ગંદી ગરણુખાઇમાં ગબડાવનાર અરે! વિશ્વની આદર્શ સભ્યતાનાં સૌંદર્ય સાથે; કટુતાએ દ્વેષ રાખેલ ચૈતન્યનો દ્રોહી!! ખરે જ "**ઘોરવાસી**"

(૫) **પ્રશ્ન.** (બહુ આશ્ચર્યથી.) શું! કહો છો!! ભાઇ! એ બધી વાતો કેમ છે?

(૫) **ઉત્તર.** વિદ્વાનોએ તેના જે સ્વાર્થ–પોકળનું પોલંપોલ તારવી તે ગુપ્ત કપટ ભોળાંઓથી તરત દૂર ભગાવી દીધું, સૌએ વહાલથી સનાતનનું અમૃત પીધું એ જ કહેવાયું છે અને **રહેલ ભોળાંઓને જગાડી એ દંભ–દુર્ગુણથી છોડાવવા સારું હજી એનું એ જ કહેવાશે.** પ્રિયવંત ભાઇજી! ઇશ્વરીય અવતારોની ક્યાંય "**ઘોરો**" દીઠી કે સાંભળેલ છે?

(૬) **પ્રશ્ન.** તે તો કદીએ નહીંજ. કોઇ જનો માનતા માટે "**ગામડે**" જાય છે આદિ વાતો કેવી છે?

(૬) **ઉત્તર.** પ્રાકૃતિક દેવસ્થાનો, પરમ ઉપકાર કરતી **શ્રી માતા ગંગા, યમુના-નાજી અને ત્રિવેણિ. પવિત્ર વૃક્ષ (ઔષધિ) પીપળો અને તુલસી આદિ સુવસ્તુને** તેઓ (...) કેમ માનતા નથી? તો વહાલાંઓ! ત્યાં (...) અણુજોએ નિરર્થક ભટકી, તુચ્છ વહેમોની ખાઇમાં ઊંધે માથે

---

× = શ્રી નારાયણજી રા. કૃત "**પીરાણા પોલ**" તથા "સત પંથ પ્રકાશ" તે નારાયણ ભગતકૃત વાંચી, ગોંધેલું પાખંડ ત્યાગીને પ્રકાશયુક્ત પરમ સત્યનું દિવ્ય જ્ઞાન હૈયામાં ઉતારવું અને માનવપણાથી શાન્તિલાભ મેળવવો. લેખક.

લટકી!! ભૂંડે હાલે હવાલે-બહુ અપમાનથી-મરવાની!!! સુધારકોએ સૌ ભાઈઓને જગાડી પૂરા ચેતાવી દેવા પછી; આજે હવે રઝળવાની શું જરૂર છે?

(૭) પ્રશ્ન. તેઓ (...) નથી માનતા. (થોડી પળો પછી મૂળ સ્વભાવમાં દબાઈ.) તે વાતો પ્રથમ તમે પણ માનતા. એ કહેલ પાખંડ પૂંછડું મૂકી તમે કાલે જ સુધર્યા છો.

(૭) ઉત્તર. આપણા ભાઈઓએ પૂ. વિદ્વાન દેવતાઓના સત્વર સત્સંગતથી સુધરતાં જ સત્ય મેળવ્યું, પ્રભુજીના નામનું અમૃત પીને નિર્ભયપણાનું સુખ પ્રાપ્ત કર્યું. અમારી આંખો પર બંધાયા તિમિરના પાટાઓ છૂટ્યા! નિજ અને આપણા ભ્રાતૃજીવન હિતના સત્યાંશ આંકડાઓ ત્યારે જ ઘૂંટ્યા!! એટલે પ્રભુજીની ત્રિભુવનમાં વ્યાપેલ રળિયામણી સત્ય રચના દર્શાઈ!!! ન્યાયી દયાળુ પિતા-પરબ્રહ્મના મંગળ ખોળામાં નિત્ય રમવાને અમરપણાંની પ્રિયતા પ્રગટાઈ. વહાલા બંધુઓ! આપશ્રીઓને આત્મિક સત્ય ગ્રહણના અપૂર્વ લાભ લેવા સારું એટલે કે સચ્ચિદાનંદબ્રહ્મ-ઈશ્વરનું દિવ્ય રહસ્ય માણવાને જ અમો (સ્વયંસેવકો) એ નમ્રપણે વિનંતી કરી છે.

**પ્રાણ પ્રિય પ્રભુજીનાં સત્ય-સનાતન તત્ત્વ ધારણાનો પ્રગટ્યો વિશાળ પ્રેમ અને ભ્રાતૃનું સત્વર રક્ષાયું જ કુશળ ક્ષેમ.**

(શ્રી હરભમભાઈએ વિચારી, પશ્ચાતાપથી માથું ધૂણાવી:-) "પરોપકારી વીરા! પ્રથમથી અમે જ ભૂલ્યા! દંભ દુર્ગુણના દુષ્ટ મદમાં રહી નિત ડૂલ્યા!! **આજ સુધી પણ ત્યાં (...) હુંડી ખોવા અમે બહુ વાયડા બનીને રોળ્યા!!!** બંધુ! મને આપશ્રીની અમૃતભરેલ હિતવાણીમાં પૂરો વિશ્વાસ થતાં, શાસ્ત્રીય સદુપદેશનાં દૈવી દવાની સુંવાળી બુટ્ટીએ; **અમારા બોડા કાનોના કઠણ પડદા ખૂલ્યા!!!** આ વીરો (હાથ લંબાવી) મારા કેવામાં જ છે. તમે હજી એક બે જ્ઞાન-ગૂઢતાની મીઠી વાતો સંભળાવી, **અમને સત્ય સમજાવી અને અમારાં બુદ્ધિનાં ભૂખ્યાં હૈડાંઓને શાન્ત કરાવશો. આપ શ્રી ગુરુદેવો પાસે અમારી સત્યદૈવતના લાભ લેવા માટે ભક્તિતત્ત્વની ભિક્ષાની માગણી છે?**

**સત્ય-ધર્મના પ્રચારની અડગ શ્રદ્ધા.**

શ્રી મૂળજીભાઈએ:-વહાલાં બંધુમંડળ! મનમાં જરા ઊંડું વિચારો કે આપણી ઉજ્જવલ નાતે પોતામાં એ **દુષ્ટ-દાંભની-ઝેરીલી ગો શા માટે ગાળી?** "આપ કહેશો કે **ભોળપણથી.**" તો તેને આજ ચતુરાઈએ વ્યક્તિઓથી દૂર ભગવવાને પણ યુવકવીરોની ઉત્સાહી સેવાએ સજાગતાથી કરી, આપણે પ્રત્યેકે સત્ય સનાતન ધારવાને લગ્નીવંત રહેવું જોઈશે. હવે સમાજ સાથે રાષ્ટ્ર હિતવૃત્તિઓના જિજ્ઞાસુ (જોડીદારો) બનવું જ પડશે.

શ્રી હરભમભાઈએ:-તેને તો × "**પરચાથી**" માનેલ એમ વડવાં કહેતાં!

---

× = પુષ્પ બીજું વાંચીને અવલોકવું.

**સત્ય સુધારાનાં દૈવી રસપાન પીવાનો જ જીવનમાં ઉપયોગ કરવો.**

શ્રી. મૂળજીભાઈએઃ–ચમત્કારો તમે તો કદીયે ભાળ્યા જ નથી! **છતાં હુંડી** આદિ **ધનના કરવેરા ભરી** તેના ધૂતારાભર્યાં ચેટકી ચમત્કારોની, અરે!! ગોડીયાના તમાશા જેવી નિરર્થક નાટક સમાન સફી વાતો માત્ર સાંભળવાને જ **ખોટી ટિકિટો શાને ખરીદી રાખેલ છે?** × રોચક પરછા આદિ ચોપડીઓ ભોળાંઓમાં વેચી, માત્ર નાણાં ખેરવણીની "ખાકી" અને વર્તમાનના **દંભીઓની ખંખેરણી!** વિચાર કરો? કે વરસો થયાં ભાંડુઓએ, **સ્વાર્થાન્ધો કુટણી કાકાઓ અને દંભી આગેવાનો દ્વારા; તેઓએ પરસેવાની કમાણીનાં ધર્માદા સુધનની હુંડી પગોથી જ હડસેલી!!** સમાજનાં ગરીબડાંનાં બાળકો અને વૃધ્ધ વિધવાઓ, **અન્ન વિના ટળવળી રહ્યાં છે!!!** તો પણ તે ન જોતાં, માત્ર **કપટી** કાગડા વઢાડવા! પાપનાં પોટલાં બાંધી **પોતાને શિરે ઉપાડવા!! હુંડી ત્યાં (...) જ ધકકેલી!!!** હવેથી ધન ન ખોતાં એ વડે પધ્ધતિથી ત્રુટો વછૂટો **ગરાસ અઘાટ લેતે રહેવો. એ શ્રી પંચોની જ રકમથી શુભ કાર્યે અનેક વાડીઓ, ખેતરો આદિ કારખાનાં અને મોટી મીલો બનશે.** વધુ પેદાશમાંથી નિરાધારો (બેકારો) નું ઉદર પોષણ કષ્ટ વિના થતું રહેશે. પ્રિય ભાઇઓ! એમ સૌનું સામુહિક હિત સાધવામાં પુણ્ય શું ઓછું દેખાય છે? એ રીતે સૌ સાથે નિજનું હિત કરવા અંગે હવે પ્રત્યેક બંધુશ્રીઓનો પવિત્રાત્મા સત્ય વાતોને સત્વર સમજી પણ શકે છે. વિદ્યાજ્ઞાનનો લાભ પોતાની મેળે મેળવી જ જાણો છો, વહાલા ચતુર ભાઇ! **હવે ચૂકવું ઠીક નથી જ.**

**ગામેટીઓના સનાતન ધર્મના પ્રેમભાવ વૃદ્ધિના ઐકય નાદથી સંગઠ્ઠન થયું.**

શ્રી હરભમભાઇએઃ– (પરમ પ્રીતિથી ઉભા થઈ, હાથ જોડી) અહોહો! દેવતાસમાન પ્રિય ભાઇજી! તમારાં મીઠાં અને ગુણોભર્યાં પવિત્ર વેણ, અમારાં હૃદયોમાં ઉતર્યાં!! આપ વીરો સમક્ષ સૌ બંધુઓને સમજાવું છું કે **+ શ્રી પંચના રૂ. પંદર હજાર** મારી પાસે સાચવેલ છે તે ધન કયાંઈ ગુમાવશું જ નહીં!!! એ જ આપણો અત્યારથી જ ખરો નિશ્ચય. આપના સંગઠ્ઠનના ટેકાથી હું, અત્રે પધાર્યાં પ્રિય વીરોને વચન આપું છું કે "અમે સત્ય ઉપદેશનું અમૃત પીવાને" એક મત થઈ એ જુનાં સ્થાનને સુધારી, **ત્યાં પરમ પિતાનું પ્રાર્થના મંદિર તથા**

---

× = પુષ્પ ત્રીજાનું પૃ, ૫૦ માં અવલોકવું.

+ = કચ્છના ગામ પૂર્વ કાદીયામાં, ત્યાંના વડીલશ્રી અરજણભાઈ ખીમજીભાઈ પોકારે પંચાઉ નાણાં પોતે સંભાળી સાચવ્યામાંથી; શ્રી પંચે એકમત થઇ **હજારો કોરીઓ** સં, ૧૯૯૮ ના સમયમાં સમાજના લાભ માટે વાપરીને ધર્મ-સ્થાનની પશ્ચિમ બાજુમાં જ વિશાળ મેડો બનાવેલ. કાદીયા ગામના અને એવાં સદ્‌વિચારવાળા ચતુર ભાઇઓને અમારા સૌના ધન્યવાદો છે. લેખક.

વાંચનાલય બનાવીશું. એ સુકાર્યથી વધતું ધન પ્રભુજીની પધરામણીમાં, બાળકોને ભણાવવા માટે મહાવિદ્યાલય, વિદ્યાર્થી ભુવન અને વાંચનાલયોમાં આપવાનું નકકી જ કરીએ છીએ. માનખાને સફળ કરવા અર્થે ચતુર ભાઇઓની અંતરમાં ધારેલી, ભાંડુઓની હિત ભાવના અનહદ વધારેલી; એવી જિજ્ઞાસામાં જોડીદાર થવા માટે આજથી સૌનાં મન ઉજળાં કરીને ભજીએ છીએ. (ધર્મનો જયનાદ ગુંજ્યો.)

### શ્રી સભાપતિજીનો ઉપસંહાર.

### " सत्येन शुद्धयति चान्तरात्मा "

ભાઃ—સત્યથી આત્મા શુધ્ધ બને છે.

શ્રી સભાપતિજીએઃ—વિદ્યા અને સત્ય તત્ત્વ પ્રચારનાં મહાવ્રત પાલનમાં નિત્ય રસવંત રહેતા પ્રિય ઉત્સાહી ગામેટી ગુણગ્રાહીઓ આપણે આંગણે પધાર્યા સમાજ સેવકોએ સૂચવ્યાં સદ્વાક્યો સૌએ સત્વર સ્વીકાર્યાં છે. સત્યભાવ વૃદ્ધિમાં પૂરો સાથ આપવાથી પૂ. વડીલો, પૂ. માતાઓ, પૂ. બહેનો તેમ યુવકોને ધન્યવાદો છે. પ્રભુ પ્રાર્થના પછી સભાની પૂર્ણાહૂતિ થશે. આપ વિદ્યા પ્રચારક ભાઇઓ અત્રે વખતો વખત પધારી અમને સત્સંગનો લાભ આપવા દર્શન દેતા જ રહેશો. આપશ્રીઓએ ઘરનું કામકાજ છોડીને ભ્રાતૃહિત કરી રહ્યા માટે અમે સૌનો હાર્દિક આભાર માની અભિનંદનો આપીએ છીએ. એ જ પરસ્પરનો મિત્રપ્રેમ છે.

### ગામેટીઓનું ધ્યાન

(૧) ધન કયાંય ખોવું નહીં.

(૨) દંભીઓની રોચકી વાણીમાં ફસાવું નહી.

(૩) દાન દઇ, ધર્મધન બહુ વધારવું અને વિદ્યામાં જ વાપરી લાભ લેવો.

(૪) સત્યમાં શ્રધ્ધા વધારી છે તેવી જ દીપાવવી અને સત્સંગ કરવો.

(૫) કુળાચાર સાચવવો અને ધર્મતત્ત્વની વાતોનો અભ્યાસ વધારવો. માનવ જાગૃતિના—ભક્તિવંત વીરોની સર્વદા જય હો. ૐ શાન્તિઃ ! શાન્તિઃ ! ! શાન્તિઃ ! ! !

---

## પાંખડી આડત્રીસમી.

### પ્રચાર સમયમાં મિત્ર લગનીનાં સ્મરણની મહેક.

શ્રી શિવદાસઃ—મિત્ર ! આપણને વર્તમાનમાં શ્રી કાન્તિના કંઇ સમાચાર જ નથી ! !

શ્રી મનજીભાઇઃ—મિત્રનું શરીર અસ્વસ્થ હોવાથી, વૈદ્યશ્રીની દવા ચાલુ છે.

શિઃ—એ આપે કેમ જાણ્યું ?

મઃ—શ્રી પ્રેમજીભાઇએ મોકલ્યા આ પત્રથી. (પત્ર આપ્યો.)

શિઃ—(પત્ર વાંચી.) મિત્રનું આરોગ્ય અત્યારે કેમ હશે ?

મઃ—તેને સર્વજ્ઞ પ્રિય પિતા તેમ મિત્ર સાથે રહેલ જનો જ જાણતાં હશે.

શિઃ–આપણે મિત્રની ખુશ ખબર મેળવીએ ? સત્વર ચાલો. ચાર, પાંચ દિવસથી વધુ વખત નહિ જ લાગે.

મઃ–મિત્ર ! સ્નેહવૃદ્ધિના પાલનમાં, દિવસોની ગણતરી જ કેવી. આપણી દયાળુ પિતાને પ્રાર્થના છે કે **પરોપકારીનું દિર્ઘાયુષ્ય હો,** જેથી મિત્રદર્શને ત્યાં પહોંચી **અનુભવી વૈદરાજ કે ડૉકટરથી પૂરતો ઉપચાર કરાવીએ.**

શિઃ–પ્રિય મિત્ર ! આપશ્રીનું ભાવયુક્ત કહેવું યોગ્ય છે, અલૌકિક કાર્યમાં આપણે પામરોનું બળ ચાલતું જ નથી ! લાખો કે કરોડો નાણાં વાપરીને રાષ્ટ્રસમૃદ્ધિ **દિવ્યગુણવંત સાક્ષરોની જીવનજ્યોતિઓ જાગ્રત જ રખાય.** પરંતુ મહાકાળ (સમર્થ પ્રભુ.) કોઈની, કોઇ પણ પ્રકારની આજીજીથી; પોતાનું અટળ કાર્ય અધૂરૂં મૂકતો જ નથી.

બહદ્‌રાષ્ટ્રના સેવાયજ્ઞમાં મહાન શિરોમણિ રહ્યા પરમ પૂજ્યવર્યોના બદલે, **પોતે શિષ્યપ્રેમની પ્રાણાહુતિ આપીને પ્રાણપ્યારી જન્મભૂમિની સૌંદર્યવંતી ગોદ શૂની થવા ન જ ઇચ્છે.** પરંતુ ચિદ્રૂપે–અલિપ્ત રહી, સૌને **કર્મ-ફળ ભોગાવવા** માટે સર્વોપરી ન્યાયી ધર્મરાય તે અવિચળ નિયમ સાચવે જ છે. **કૃપાળુની જ સર્વત્ર અગમ્ય લીલા દર્શાય છે.**

વિદ્યાભૂષણની આદર્શ કવિત્વ પ્રિયતાથી જગતજનોને મુગ્ધ કરનાર અથવા માર્ગ સૂચનની અનુકરણીય લેખનશૈલીએ **પ્રવીણરત્ન.** ઇશ્વરભક્તિનું ભાવામૃત વરસાવી, ઐક્યમંત્રથી વિશ્વજનો કેળવી " **सर्वात्म हिते रताः** " રહેનાર મહાન આત્મશક્તિશાળી **ભક્તજન** કે એ ફીકરી માયા લોભાન્ધ **મદોન્મત્ત.** અગણિત આત્માઓમાં પ્રજાતંત્રની સ્વતંત્ર અમર શક્તિનો **પ્રાણપૂરક શૂરવીર નેતા** કે કુળ કલંકિત કરતો **કાયર.** પરોપકારના સદ્‌ગુણો શોભિત તન, મન, ધન અને વાણીથી નિત્ય કર્તવ્યો કરનાર **વિશ્વ હિતેચ્છુ મહાપુરુષ** અથવા તો છેક **નરસો.** અન્યાયી સ્વસત્તાના પગો તળે દુનિયાની દીન અને નિર્દોષ–જનતાને મિથ્યા અભિમાનથી દાબનાર **મહાગર્વધારી રાજા** કે નિરાધારે રહેલ **રંક.** અખિલેશ્વરની પ્રણવ ધૂનિમાં અસંપ્રજ્ઞાત સમાધિમાં રત રહેનાર શિષ્યો સાથે સત્સંગીઓ પર દયાળુ દ્વંદ્વાતીત **સમર્થયોગી** વા તુચ્છ વિલાસોથી ગ્રસાયો **મહારોગી.** શાસ્ત્રીય સત્રોએ ઉચ્ચ શ્રેણીનું (બોધમય) **દાંપત્ય–ગૃહસ્થાશ્રમ જીવન ગાળનાર** કે સંસારને વૃથા ભાર રૂપે આળસુ બની, ઘેર ઘેર ભમી રોટલાના ટુકડાઓ માગી ખાનાર; રસ્તામાં રઝળતો પશુથી પછાત **અલમસ્ત ભિખારી.** મિત્ર ! એમાંથી કોઇને પણ ન જોતાં, વિધાતાના નિર્માણાનુસારે—

—: દુહો :—

**जायते अस्थि वर्द्धते, विपरिणमते जोय ।**
**अपक्षीयते विनश्यति, षट विकार कहि सोय ॥**

—શ્રી રામ સદ્‌ગુરૂ કૃત પંચીકરણ.

અર્થ:-જાયતે = જન્મે છે. અસ્થિ = જન્મ્યા પછી છે. વર્ધતે = જન્મીને વધે છે. વિપરીણમતે = યુવાન થાય છે. અપક્ષીયતે = વૃધ્ધ થાય છે. વિનશ્યતિ = મરે છે. એ ૭ વિકારો કહેવાય છે પણ—

પંચીકૃત પંચમહાભૂત-દેહોનાં ખટવિકારના પરિણામે, પ્રકૃતિનો શાશ્વતઃ નિયમ "કાળાગ્નિ ભગવાન" સાચવ્યે જ જાય છે. **दैवो दुर्बल घातकः** " એ મહાવાક્યે જીર્ણ કલેવર થતાં, સ્વતઃ પ્રકાશીત અજર, અમર, અદ્વૈત અને પવિત્ર જીવાત્મા અનંત બ્રહ્માંડ-મંદિરમાં વિચરીને સૂક્ષ્મ દેહયુક્ત કારણ-લીંગ વાસનાના આભાસબીજથી કરી; પ્રારબ્ધનાં સંચિત કર્મો વડે સુખદુઃખનાં કર્મફળ ભોગાવવાને **આ મૃત્યુલોકમાં સ્થૂળદેહ ધારે છે.**

મઃ-"માટી અને ઘડાના ન્યાયે" પ્રાચીન સત્ય છે. આપણે યુવાનોમાં બુદ્ધિની સુતર્ક અને ન્યાય આદિ યુક્તિઓનાં વિશાળ પ્રમાણોથી, સર્વહિતમાં યુવકો કેળવવાની **પ્રભુતાપ્રાપ્તિ સજ્જનવીરને પ્રાણેશ્વર પ્રભુ ! દિર્ઘજીવન અર્પો.** આપણે પણ મિત્રને ઘેર પહોંચી, ઔષધિઓના પૂરા યત્નો વડે મિત્રનાં આરોગ્ય સારું ઇશ્વરકૃપા મેળવીએ.

**માંઘેરા પ્રિય મિત્રને ગૃહ-મંદિરે પહોંચ્યા.**

વહાલા વાંચક! શ્રી કાન્તિ પાસે બન્ને મિત્ર બીજા દિવસના ત્રીજે પહોરે પહોંચ્યા. જેમ પ્રભુપ્રણયી નીદૃઢ શરણાગતિ સાધુપુરુષનાં ચરણકમળોમાં શ્રધ્ધાળુ શિષ્યો ઝુકતાં, " **सर्वभूतस्थ मात्मानाम्** " એ પૂનિત સિધ્ધાંતે આશીર્વાદ દેવા શિર હલાવે; એમ મિત્ર વહાલનાં પ્રેમામૃત તરસ્યાએ, મિત્રો નિહાળતાં જ (હાથ જોડી) **મીઠી દૃષ્ટિથી સન્માન આપ્યું.** ઉલ્લાસ વડે વ્યાધિ ભૂલી, ઢોલિયા પર અન્યના ટેકા વિના જ બેઠો થઇ; હાથ જોડી ફરી ફરી નમી વંદન કર્યું. વધુમાં ઉમંગથી પૂછ્યું કે મિત્રો! સમાજ આદિ પ્રિય પાડોશીઓનાં, **સદ્દગુણી બાળકો વિદ્યાવૃદ્ધિનો લાભ મેળવી રહ્યાં છે નાં?** આપણાં રચનાત્મક સુકાર્યો અંગે **દાનમાં** વિપુલ પ્રમાણમાં ધન પ્રાપ્ત થાય છે નાં? અને સ્વધર્મના વ્યાપક તેમ પવિત્ર તત્ત્વોનો **જિજ્ઞાસુઓમાં અંગીકાર થઇ જ રહ્યો છે નાં?**

મઃ-(ટૂંકમાં જ હા, કહીને સજળ નેત્રોએ.) પ્રિય મિત્રવર્ય! આપશ્રીની આ સ્થિતિ? અહા! અમારા કાન્તિની, **કાન્તિ કેમ જ કરમાઇ?**

મિત્રો! (કાન્તિએ ધીરે તેમ સ્પષ્ટ વાકયે કહ્યું.)

**+ " શું જોતા તનની છબી, નથી તેમાં નવાઈ;**
**જુવો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઇ! "**

આત્મપ્રેમીઓ! ચિંતા ન સેવો. પ્રકૃતિના સમૃદ્ધિપૂર્ણ રાજ્યમાં **સંયમ સૈનાધિપતિ પથ્યાપથ્યનો હિત અને મિત આહાર સમજી તો લે** પણ

+ = મહાકવિ શ્રી નાનાલાલ દ. નાં અનુપમેય સુવર્ણવાકયો. (આર્યપ્રકાશ.)

વૃત્તિઓના સંકલ્પ વિકલ્પરૂપી **આજ્ઞા માની ચતુર દ્વારપાળોને** શારીરિક કિલ્લાને ફરતાં વિશાળ ઇન્દ્રિય–રાજ્યદ્વારોએ, ઋતુઓની સમયાનુકૂળ સામગ્રીના **ભોગોની સેવન વિધિએ** અર્થાત્ આયુર્વેદાનુભવ પથ્યોના પ્રકાશ માટે ઠીક સાવધાનીનું કર્તવ્ય ખંતથી બતાવે નહિ **અને પોતે** જ **વિલાસોની–પ્રમાદ નિદ્રામાં ઘોરતાં સુસમય ગુમાવી દે.** એ **અપથ્યરૂપી તિમિરાચ્છન્ન મધ્યરાત્રિના–પ્રમાદનાં–શૂન્યનો પૂરતો લાભ મેળવવા માટે રોગરૂપી વિકરાળ અને બળવાન શત્રુ** પોતાના કુશળ યોધ્ધાઓનું સૈન્ય સાથમાં લઈ, એ પંચતત્ત્વ કિલ્લાનાં ઇન્દ્રિયદ્વારોથી હવાઇગતિએ નિઃશંક પ્રવેશી ચૂકે છે.

**મેલેરીયા,** ઇન્ફલુએન્ઝા, ન્યુમોનીયા, સંગ્રહણી. કોલેરા, સોજા, લકવો, કેન્શર, ટાઇફોડ, હિસ્ટ્રીયા અને મૂર્ચ્છા અરે! દમ, ક્ષય, આદિ પ્રાચીન તેમ અર્વાચીન, તાંત્રીક અને યાંત્રીકની અનેક વ્યાધિમિશ્રણ **મહાવિજ્ઞાનિક.** સર્વ સંહારક શોધ–ખોળના જેવી ગોળાઓ (એટમ, અણું અને હાઈડ્રોજન બોમ્બ.) નો સતત મારો ચલાવી તે કીલ્લો તોડી–ફોડી રજ મય કરવાને પૂરો પ્રયત્ન આદરે છે.

સંયમપતિ–**સ્વામીભક્તિનું** કર્તવ્ય બજાવવા અર્થે દ્વારપાળો કાર્યકુશળ થઇ વર્તે. સ્વદેશ કિલ્લામાં સંરક્ષણથી રહેતી ચતુર્થવર્ણી કીટાણુંઓની અને પ્યારી પ્રજારૂપ **જ્ઞાન સાથે કર્મેન્દ્રિયોની ત્રિપુટીને** શાસ્ત્રોના તત્ત્વરસ શ્રવણ આદિ એ નિષ્કામની શાન્તવના એટલે પ્રભુની શરણાગતિ માટે **નિત્ય નામ સ્મરણના માનસિક ભરણ–પોષણનો ઉદ્યોગ આપે,** એ રીતથી સ્વપ્રજાને સુઆજ્ઞાની છત્રછાયામાં સંભાળી રાખવાથી વિજય મેળવતાં; આત્મિક શાન્તિ જ થાય.

**દ્વારપાળોએ** સુવાસનાના–સંયમપ્રકાશ નિયમનથી અખંડ જાગરણ ન કરતાં અને પ્યારી પ્રજાનાં સહકાર સિદ્ધિનાં બળો વિના દુર્ગદ્વારો સંભાળ્યાં ન રાખતાં, રોગ–શત્રુનો ભયંકર અને સંહારક મારો દાંત કકડાવીને સહન કરવો જ રહ્યો. (થોડી પળો વિસામો લઈ, ફરી હસતે મુખથી કહ્યું.) મિત્રો! આવા ગમનનો પ્રવાહ સતત વહી રહેલ છે. માયાનટીનાં નિત્ય થતાં નૃત્યનાં અસ્થિર ચળકાટમાં, **માર્ગ ભૂલ્યાંઓના ઉદ્ધાર અર્થે કૃપાનિધિ સારું જ કરે છે.**

**નિયામકના** સૌંદર્યભર્યા ઉજ્જવલ દેવસ્થાની **વૈકુંઠ–દરબારમાં,** આ ક્ષુદ્રની જરૂરી હશે. અર્થાત્ રૌરૌવ તિમિરપૂર્ણ અંધતામિસ્ત્ર આદિ ભયાનક નર્કોમાં **આ પાપી જીવડાને દુશ્કર્મોનું–કર્મફળ ભોગાવવા પુનઃ હડસેલવો જ હશે!** જેથી ભર યૌવનના પૂરા તરંગોના ઉમંગી સમયમાં સ્થૂળને આમ તૃણાભરી પથારીમાં પરવશ રાખી, આત્મ–હંસાને સવેળાએ ત્યાં પહોંચવાને **અપાર દયાસાગર ન્યાયી પરમકૃપાળુએ** પોતાના અટળ નિયમયુક્ત રોગરૂપી વ્યાધિઓના દૂત સાથે ચેતવણી આપી છે. આ મૂરખ મનડું! **દેહાધ્યાસના અનાદિભ્રમથી** માયા ચિન્તવનનો–વિકારી જંજાળ ઘડી ભર દૂર કરીને **શમ, દમ, આદિ સાધનપૂર્ણે,** ભ્રકુટિમાં નાદાનુસંધાનથી સચ્ચિદાનંદ અમૃતનામ સ્મરવાનું લગીરેક માનતું ૫...ણુ નથી!!

વહાલા મિત્રો! સમજ્યા કે.

મ :– મિત્ર! આપ વૈદ્યકવિદ્યા પારંગતનું સ્વાસ્થ્ય આહાર-વિહાર આદિના અનીયમીતથી બગડે, એવું અમને તો કેમ જ સંભવે!! આપને જે ગુપ્તવ્યાધિ જણાતી હોય તો તે સમજાવો? તેનો અમે મિત્રો સત્વર ઉપચાર કરીએ.

કા:– મિત્ર! (અતિ ધીરેથી.) મેં...તને ઘણી વખત કહેલ!! તે...મ હજી પણ એજ પ્રેમોદ્‌ગાર કહું...છું-

પૂજ્યોનાં.... હિત ચિન્તનનું.... એ, દુઃખ મમ હૃદયે.... થયું!
ઉપચાર—ઉમંગે... કર્યાં પણ જાય કયમે.... તે.... કહ્યું?
પ્રેમ—પ્રવાહો.... દુઃખી હૃદયથી.... જાય છે.... વિરહે.... વહ્યા!
મિત્ર! ઊંડા.... ઘાવ રુઝે.... ઉદ્‌ગાર, અતિ તુજને.... કહ્યા!!

મ :– ભાઈ! અંતઃકરણમાં ભ્રાતૃહિત સાધવાની અહોનિશ લગનીની પ્રવૃત્તિથી સંકલ્પો દોડાવીને લોહી તપાવી તન, મન બાળનાર: ઉત્સાહી વિચારો અત્યારે મૂકી હૃદય-ભાર હળવો કરી દ્યો? ઉન્નતિનો સદ્‌વિચાર, આ સ્થિતિમાં લાભકર્તા તો નથી જ થવનો.

કા :– લાભદાયક થાઓ વા ન થાઓ! (આશાવન્ત બની.) હું ચિન્તવ્યું ધ્યેય ભૂલીને સ્વજન હિતસાધક મોંઘેરા મહામંત્રના મુક્તિજાપની આશા તો મને મરણાન્તેય નથી જ વિસરવાની!!

ઉષા.... તણું અજવાળિયું....
નિજ હૃદયાકાશે.... પ્રગટીયું....
તે રહેશે.... નહિ કદી શેકીઉં....
જે.... પ્રેમાસ્ત્ર અંતરે....ભોંકીયું.... ૧.
કામણ થયેલું.... કારસું....
પ્રિય પ્રાણ ને.... શોષી રહ્યું....
જીવન જ્યોતિએ.... દિવેલ્યું....
કિરણ આશનું....ઝબુકી....રહ્યું.... ૨.

મિત્રો! (આરામ પછી, સ્મિત હાસ્ય અને ધીરેથી.) અંતિમ વ્યાધિના પરિણામે જો કદી નિજ સ્થૂલવાસીના પ્રાણવાયુનો મહત આકાશમાં લય થતાં; મીઠો આનંદ માણતા મિત્રવૃંદથી આત્મહંસલો વિખૂટો પડયે શૂન્ય ગગન–અટારીએ બેસવા માટે વાહ રે! વાહ!! મૃત્યુના–પ્રેમ પારણિયામાં ઝૂલતાં ઝૂલતાં ઊડી જાય તો પણ આપ; ક્ષુદ્ર મિત્રવિયોગે મિથ્યા શોક કરીને દયાળુની વિશુદ્ધ ભક્તિ અને ભ્રાતૃ-પૂજનમાં–જાગૃતિના પ્રચારનો તેટલો અમૂલ્ય સમય નિરર્થક ખોવો નહીં!!!

સૌનાં અંતઃકરણો પ્રેમવારીએ દ્રવતાં; સાર્વજનિક વાંચનાલયો, વિદ્યાર્થી

**ભુવનો, હુન્નર-ઉદ્યોગ શાળાઓમાં સહાયથી** જ્ઞાનવાન, કળાવાન અને સચ્ચારિત્રશાળી બાળ તથા બાળાઓ કેળવજો. ભ્રાતૃભાવે સંગઠ્ઠન સાધેલું, એવા કર્તવ્ય પ્રતિભાની નિષ્ઠાના **પ્રાણપ્રતિજ્ઞાધારી** તરુણ અને યુવકો લક્ષપણે કેળવી; નિજ ગરીબ મિત્રાત્મ વિરહની ક્ષતિ પૂરજો. **મહાનુભાવોએ સાધ્યાં સુકાર્યોને** મિત્રોએ વધુ દીપાવવાં. માનવજન્મ સાર્થક કરવા સારું રંગભૂમિપરના વિશાળ પડથારની- **કર્મયોગની ભૂમિપર સુનૃત્યોથી મુક્તાનંદ માણવો.**

**પરમ પૂજ્ય ઇષ્ટની ભક્તિમાં, પ્રેમામૃતનો ધોધ જ વહો.**

પ્રિયવંતોનાં દર્શન કરી લેવાની છેલ્લી ઘડીઓના અન્તે, સેવકની **અમર-આશા** છે કે આર્યાવૃત્તે તેમ વિશ્વભરમાં સાત્વિકધર્મનો સૂર્ય દીપાવનાર અને એ સત્યનાં પ્રેમીઓને સદા સહાયક રહ્યા પરમપિતા ! નિજ રંકને પતિતપાવન દ્વિજ-વર્ણમાં સ્વર્ગ સમા ઐશ્વર્યોથી સંસારલીલાનો સ્વાંગ ભજવવા અને પિતૃઋણ આદિની સેવા પૂરી કરવા; જ્યારે પ્રિયપાઠ આપો ત્યારે આ ગુણ મોંઘેરાંઓનું જ પવિત્ર-વહાલ પ્રાપ્ત રહેતાં, પૂજ્યોને ગૃહાંગણે બાળબુદ્ધિએ નિર્દોષ ખેલ કરવાનો શુભ સમય આપજો. મિત્રો! મને પ્રિયવંત રહ્યાં સ્નેહીઓનાં મંગળ દર્શનથી સેવા કરવાનો અનુપમ લ્હાવો જ પ્રાપ્ત થાય. (એ ભાવના કહી તેણે શરીર પ્રસારી, નીચેના સ્મૃતિશબ્દો ધીરેથી ઉચ્ચાર્યાં.)

**પંખી પરદેશી.**

(હવે ભારતવાસી જા...ગો, એ રાહ,)

ઊડી જા, પંખી! પરદેશી!! (૨)
તેથી પહોંચ પ્રકાશમાં, જેથી.... —ટેક ૧
તારું સ્થાન, નથી * જગમાંહી;.... „
તું, છે પ્રિય! સદા સર્વદેશી. ઊડી. ૨
લક્ષ ચોરાસી, સ્વાંગ ધરેલા;.... „
હવે ન તેમાં, રહેતો બેસી. ઊડી. ૩
ઈ, રે દેશનો, દિવ્ય દરવાજો;.... „
જા.... ને જ્ઞાનથી એમાં પેસી. ઊડી. ૪
પ્રણવાક્ષર ના કણ ચણવા ને.... „
હયે ને ઉજ્જવલ વીણી મોતી. ઊડી. ૫
સઃથી પ્યારાં, છોડી દેતાં.... „
હંસ! હોંસીલા!! ઉર્ધ્વ-દેશી. ઊડી. ૬
આત્મ વહાલા, સત્યેશ્વરની.... „

* જન્મ, મરણનાં પુનઃ પુનઃ બંધનમાં.

રહેવું હું ફના, ખોળે બેસી. ઊડી. ૭.
મિત્ર ! પ્રીતમનો, ભાળી મિનારો.... ,,
થવાનું પ્રેમે અદ્વૈત-વેશી. ઊડી. ૮.

શિઃ-ગુણીબંધુ ! સર્વને બહુ વિમાસણ ઉપજાવતી, શુભ વાતો કહેવાનું અત્યારે મૂકી દે. વ્યાધિ મટતાં સૌ સારું જ થશે. નિહાળતો સામે બેસેલ પ્રિય પૂજ્યો અને આપશ્રીનું સૌભાગ્યરત્ન ધર્મપત્ની અને સુહૃદ મિત્રો, તારી પ્રગલ્ભ વાતો સાંભળીને વ્યાકુળ બની; આંસુ સારી રહ્યાં છે.

કાઃ-(ભ્રૂકુટિ ચડાવી) મિત્ર ! હું, પણ...એજ નિત્યનું સારું થવાજ કહું છું; નાં...

મઃ-ભાઈ ! (બાજુમાં બેસી, આરામથી.) તું સુજ્ઞને અમે શું સમજાવીએ ? એ સંકલ્પ વિકલ્પો ત્યાગી, ઘડીક શાન્તિ મેળવવાને સૂઇ જા. એટલે મનદ્વારા થતી આળપંપાળો વિસરાશે.

કાઃ-હું શાન્તિની શું વાત નથી કરતો ? પ્રિયાત્મ મિત્રો! ઘડીક તો શું પણ... અસંખ્ય કલ્પો સુધી...અખંડાનંદ, પૂ. પ્રાણેશ્વર પિતાના સૌંદર્ય અને મધુર-ભર્યા શાશ્વતઃ ખોળામાં...આળોટી, શાન્તિ સ્વરૂપ-સચ્ચિદાનંદ-શૈયામાં સૂવાની જ વાત...તો કરું છું...

મઃ-વહાલા મિત્ર ! ફરી એની એજ વાત ? મનથી સંકલ્પ વમળો દૂર હડાવી આરામ મેળવ.

**પૂ. પ્યારાંઓની, પુત્ર વહાલની મોંઘી મધુરતા**

( કાન્તિનાં વૃદ્ધશ્રીઓએ વાત્સલ્યપણે પુત્રના ચંદ્ર જેવા પણ અત્યારે વ્યાધિ-રાહુએ ઘેરાઇને કૃશ થયાં મુખચંદ્ર પર વારે વારે હાથ ફેરવી, મીઠીઓ દઈ કહ્યું કે—) "બેટા ! એવી ઉચ્ચ કોટિની વાતો વદવી મૂકી દે. ( પૂજ્યોની આંખોની સમાન ક્યારીઓમાં સ્નેહજળ ભરાયું તે પાંપણોરૂપી પાળો ઓળંગી પણ ગયું. ) વહાલા વીર ! અમે શ્રીનાથના એ લાંબા માર્ગે જવા માટે તેડાંની તૈયારીમાં, અધિકારી યાત્રાળુઓ જ તત્પર થયાં છીએ. ધીંગાધણી-કિર્તારને વિનવી રહ્યાં છીએ કે અમારાં અંતરનું સત્ય જાણનાર ત્રિલોકનો પ્રાણેશ્વરનાથ, આ પળે જ અમારો જીવનતાર ટૂંકાવીને પણ પ્રિયવંત ! તારી સદાય રક્ષા જ કરે." ( વૃદ્ધશ્રીઓનાં પુત્ર વાત્સલ્યપણાંની મીઠી મધુરતાથી મુખચંદ્રો ચળકી જ રહ્યાં. )

"સ્વકુળનાં કંકુરૂપ-સૌભાગ્યવંતી વધૂશ્રી અને નાનાં મોટાં પાડોશી હિતસ્વીઓ, તારી ઘેલછાભરી વૃથાની વાતોથી દુઃખી જ થાય છે; વહાલા ભાઈ ! તું અત્યારે ઘડીભર શાન્તિ મેળવવાને સૂઇ જા."

કાઃ-(ધીરેથી) પૂજ્યો ! અને મિત્રો ! મને શાન્તિ લેવા બહુ વિનવી રહેલ છો, તો શ્રી મનજીભાઈ ! મને અત્યારે કેવલ આત્મશીતળતા માટે એકાદ બાહદ

મિત્રપ્રેમની મધુરી કવિતા રસિકપણે ગાઈ, પ્રેમામૃતનું ઝરણું વહેવરાવી; મારું મનડાંનું–માનસરોવર ભરાવીને છલકાવી દ્યો. મને એજ "મૃત્યુંજય" અગમ અને અપાર મહારસ પીવો છે.

" રામ નામકી **ઔષધિ,** ખરી ખંતસેં ખાય;
અંગ પીડા આપે નહિ, **મહારોગ** મીટ જાય. "

—શ્રી તુલસીદાસજી.

અવિનાશીએ પરમ આદર્શોનો આપેલ આત્મપ્રકાશી મીઠો પ્રસાદ મને અત્યારે જ આરોગવો છે. રસરાજ યોગેન્દ્રના જ્ઞાનદાનની–મધૂરી મોરલીના નાદે જે વિશુદ્ધ રસભોગી વ્રજવાસી–મધુકરો સદા પ્રેમ સ્વરૂપ થયાં, જેથી કરી **"સંસારના મહાપ્રલય સમયમાં પણ કાવ્યગુંજનનો નાશ સંભવિત નથી."** નિજ પ્રાણુપંખેરૂને નિવૃત્તિ ધ્યાનના વિશુદ્ધ પ્રેમનૃત્યમાં અંગ પ્રત્યંગના વાજીંત્રો જંકૃતે, સાયુજ્યના મુકિત–હિંડોળે ઝૂલાયાની; એ અમર સાહિત્ય રસજ્ઞના શ્રવણે જ અહા! ત્રિતાપો ભૂલાવાની અને **શારીરિક તથા માનસિક આરોગ્ય સુધરવાની** જ **શાન્તિઃ છે ! શાન્તિ: છે ! શાન્તિ: છે !!!**

મઃ–મિત્ર! વિશ્વપ્રેમનાં હરિયાળા તેમાં આત્મ–પુષ્પો ખિલેલ–રસ–કુંજમાં, રસિકોએ સદા તલ્લીનપણે તાંડવનૃત્યથી મહાગીતાનાં રહસ્યનું ગાન ગાવાનો વીણાનાદ.

**— તાલ આનંદપૂરથી, સચ્ચિદાનંદ પ્રાસિનો —**

—: મિત્ર મળજો પ્રેમી :—

મિત્ર મળજો પ્રેમી, પ્રેમી....પ્રેમી....બસ પ્રેમી. —ટેક
મળજો પ્રેમી **માતા,** મળજો પ્રેમી **ત્રાતા;** (૨)
હો પુનિત જગમાં **યાત્રા,** છે અમર એહ જ **આશા.** બસ. ૧
પ્રેમી મળજો **ભ્રાતા,** હૈયે ઉમંગ ઉભરાતા; ,,
**સંશય** સરવે જાતા, રહેવું ન રંચ પ્યાસા. બસ. ૨
દેવી મળજો પ્રેમી, પતિવ્રતની **સત** નેમી; ,,
સંતાન **ધર્મનાં** પ્રેમી, **માતૃભક્તિનાં** નિયમી. બસ. ૩
**ગુરુદેવ** મળજો પ્રેમી, વેદગ્રંથ ભણવા **પ્રેમી;** ,,
જગદિશે બહુ પ્રેમી, સૌ મળીએ **એક** જ નેમી. બસ. ૪
**સત્સંગી** મળજો પ્રેમી, ગાવાં **કીર્ત્તન** પ્રેમી; ,,
**પ્રભુ** થાય હરક્ષણે પ્રેમી, બસ **મૃત્યુ** ભેટે પ્રેમી. બસ. ૫
**માતૃભૂમિનો** પ્રેમી, હિત **મંત્ર** રટવો પ્રેમી. ,,
સુકાર્ય કરવાં પ્રેમી, ફળે **વ્રત** મિત્ર પ્રેમી બસ. ૬

શ્રી કાન્તિએ ધીરેથી કહ્યું—"મિત્રવર્ય ! હજી જીવન જ્યોતિએ વધુ કાવ્યાં-મૃતના ઘુંટડાઓ પીવાને સાહિત્યની-મધુરી મોરલીની વ્યાપક તાનજ સંભળાવો?"

**આત્મવહાલા, પ્રભુજીના પ્રણયીનો ધ્યાનયોગ.**

(રાગ, આંતરિક ઊર્મિથી: ગઝલ-પહાડી.)

યોગી બનીને નિત્યે અલખ સદા ગજાવું;
ભણી પ્રેમના સ્તોત્રે બ્રહ્માંડ આ જગાવું. ટેક. ૧
પ્રણયી બની પ્રભુનો એને સદા રીઝાવું;
શુષ્ક થયેલું મનને શાન્તિ રસે ભીંજાવું. યોગી. ૨
પ્યારા પિતાનું ગીતડું શુદ્ધ ચિત્તથી જ ગાવું;
અમૃત નજરના જળથી તેમાં જ નિત્યે ન્હાવું. યોગી. ૩
કૈવલ્ય મુક્તિ માર્ગે નિર્ભય બનીને જાવું;
મિત્ર! તુંહી, તુંહી, છે બસ ગીત એક ધ્યાવું. યોગી. ૪

(મિત્ર વિરહની પ્રેમવારી ભર્યાં સરોવરમાં ડૂબકીઓ લઈ તેના ઉંડાણમાં જ અહોનિશ રસબસ રહેતા પ્રિય વાંચક મિત્ર ! આપણે પણ પ્રેમીને નિહાળીએ. આજ કાન્તિનું શરીર વધારે અસ્વસ્થ જણાતાં તેના હૃદયમાં રચનાત્મક કાર્યો પૂરાં કરવાને ઊર્મિઓ ઉછળતી હતી કે—) **"આ જીવડાને પ્રાપ્ત થયો દેહ-વિલય થતાં, મનમાં ધારી ભાવનાઓનો શું અંત આવશે ?"** (હૃદયાકાશે આશાકિરણો જણુકતાં, અંતર ધ્વનિએ ઉત્તર મળ્યો.) **"નહીં જ"** તો પણ ભ્રાતૃસેવાના પૂજારી ઋણીએ, **વિધાતાનાં વિધાનના દૃઢ વિચારથી;** પ્રિયવંતા સાંભળો તેમ મિત્રો પ્રતિ માર્મિક ઉદ્દગારો ધીરે તેમ સંકોચ વિના કહ્યા.

**(મરજીવા મિત્રશ્રીનો આત્મિક અવાજ)**

વહાલાંનું જ અમોલું **દર્શન,** હું આજ **પ્રેમળ** જોઉં છું;
આધિ, વ્યાધિ હૃદયથી સદાને માટે **ખોઉં** છું. ૧

આત્મમિત્રો !

પરમાર્થનાં કાર્યો કરેલાં, તેમ જ ચાલુ રાખજો;
"મિત્ર, સૌ **કર્તવ્યો** બજાવો" એ વાક્ય નિશદિન ભાખજો. ૨

(મિત્રે લાંબો શ્વાસ લઈ, થોડી પળો વિરમીને ફરી કહ્યું.) "પ્રત્યેક અણું-પરમાણુંઓમાં વ્યાપક **ઓરૂમ્ વિશ્વેશ્વર ! પ્રાણાધાર અદ્વૈતતત્વ પ્રિય પ્રભુ ! કેવલ તુંહી, તુંહી જ છે."** મિત્રોને પોતાની બાજુમાં બેસાડી, તેમના ખંભાઓ પર હાથોને ટેકવી દૃઢતાથી કહ્યું.)

તેથી—

દૃષ્ટિ મ્હારી સેવમાં, પૂર્ણ ભક્તિએ બંધાયલી;
જીવન જ્યોતિમાં સુમંત્ર ધારી, ભ્રાતૃ હિતમાં જડાયલી. ૧.
પ્રાણધનથી, પવિત્ર પ્રતિજ્ઞા અધિક સમજ્યે સંભાળવી;
ધર્મ ઉદ્દેશે, પ્રેમ પ્રચારી ને "કુસંગતી" સાવ નિવારવી. ૨.

માટે— માયા ખરેખર મોહિની જગ ભૂલથી ભરમાય છે;
ખીલી સુવાસે મહેકતું એ પલ મહિં કરમાય છે. ૩.

ઓ, વહાલા મિત્રો!

નયનો હવે ઊંડાં જતાં, સહુ નાડીઓ ભેદાય છે;
પંચ ભૂતાદિ પૂતળું કાળ—શસ્ત્રથી છેદાય છે. ૪.

(ચોતરફ પ્રિયતાભરી દૃષ્ટિ ફેરવીને.)

સંબંધ કેરા તાંતણો વચ્ચથી જ તોડાય છે!
ઘર-માળનો મણકો વિખરાઈ બ્રહ્મ—દોરીમાં જોડાય છે!! ૫.
જીવન યાત્રા મ્હારી આજ પૂરણ થાય છે!
પિંજર પુરાણું ત્યાગી ને સ્વહંસ ઊડવા ચ્હાય છે!! ૬.

(× શ્રી ચીત્તરંજનદાસે જીવનનાં અંતિમ સમયમાં દાર્જીલીંગે કાવ્યોદ્‌ગારનાં ઉચ્ચારેલ અમર વાક્યોની છાયા યાદ આવતાં, મિત્રે પણ ધીરેથી ગાઈ.)

—: ગાદ :—

" મારાં જ્ઞાન ગુમાનની ગાંસડી, મારાં પુસ્તક પોથાંની પોટલી;
ઉતરાવો શિરેથી આજ.-ટેક ૧
હાંફી હાંફી મારું હૈયું થાક્યું ને કાયામાં કળતર થાય;
બોજો ખેંચી ખેંચી માથું ફાટે મારું, આંખે અંધારાં ઘેરાય રે. ઉ. ૨
મોર મુગટ માથે, હાથે બંસુરી, રાધાનો આતમરામ;
એવા રૂપાળા ગોપાળા ને મળવા તલપે છે મારા પ્રાણ રે. ઉ. ૩
વેદ ભૂલું, વેદાંત ભૂલું ભલે, દેખાયે તારાં રાજ;
આવું છું વહાલા! તારે વ્રજ દ્વારે, દીવડો પેટાવાને કાજ રે." ઉ. ૪.

(મિત્ર વિરહરસના ભોકતા ગુણી વાંચક ! જીવાત્માઓને સંસાર સમુદ્રથી ઉગારનાર સમર્થ નાવિકની કૃપાથીજ પ્રાણપ્યારા જગતગુરુ દેવેશ્વરે, ભગવતી શ્રી

× = બંગાલી કાવ્યના ગુજરાતીમાં અનુવાદક રાષ્ટ્રશાયર સ્વ. ઝવેરચંદ મેઘાણી કૃત સી. આર. દાસનું જીવન ચરિત્ર જરૂર વાંચો. લેખક.

ગીતાજીના જ્ઞાન-ગંગાના ઉપદેશેલ તથા શ્રી જગતગુરુનાં આદર્શમંત્રની સ્મૃતિએ
**શ્રી કાન્તિની વાણી-વાજિંત્રથી રસાદ્ર વાકયો સર્યાં—)**

**प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।**
**भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरूषमुपैति दिव्यम् ॥**

—ગીતા, અ. ૮, મં. ૧૦.

અર્થ:-તે ભકિતયુકત પુરુષ અન્તકાળમાં યોગબળથી ભ્રૂનાં મધ્ય ભાગમાં પ્રાણને સારી રીતે સ્થાપન કરીને અને અચળ મન વડે સ્મરણ કરતો તે દિવ્ય સ્વરૂપ પરમપુરુષ પરમાત્માને જ પામે છે. (૧૦)

" ભજ ગોવિંદં ભજ ગોપાલં ભજ મૂંઢ મતે !
પુનરપિ જનનં પુનરપિ મરણં પુનરપિ જનની જઠરે શયનમ્."

—અપૂર્ણ

મ:-ગોપાલજીભાઇ ! (સંકેતથી સમજાવ્યું.) તમે હિતસ્વી **શ્રી પ્રાણદેવ વૈદ્યરાજ** પાસે જાઓ ! કહેજો કે "મિત્રને આજ જરા વધુ અસ્વસ્થતા છે. ઔષધાલયનું કામ વિરમાવી, સત્વર ચાલો."

---

## પાંખડી ઓગણચાલીસમી

### સુહૃદયીનાં આત્મનિષ્ઠાનાં ભાવનાભર્યાં-કુસુમોની મંગળ સુવાસ, સુખદાયી જ રહી છે.

(શ્રી કાન્તિની માતુશ્રીએ દયાદ્રભાવે-) "પ્રિય વધૂ ! તમે જ મારા દીકરાને શાન્તિ માટે ધીરજ હોવાથી, આરોગ્યવંત થયાની ઔષધિરૂપ-મધૂરસ ભરી વાતો સમજાવો. અમે બધાં વરંડામાં બેસીએ છીએ."

**પ્રિયવંતી-જીવનસખીનું મધુરૂં વાકય જ જીવનજયોતિ ને નૂતન સ્ફુર્તિ દેનારૂં ઘૃતમય-દિવ્ય રસાયણ છે.**

(નિજ અર્ધાંગી અને નાનો બાબો (નરેન્દ્ર) નેત્રો સમક્ષ દર્શાવાથી, અંતઃકરણમાં પરમ શીતળપણું વ્યાપતાં પ્રાણેશ્વરે કહ્યું—) "સ્નેહમૂર્તિ-શ્રી સતી-દેવી ! મનમાં કંઈ પણ ચિન્તા ન સેવો. વિધાતાનાં નિર્માણલીલાની અતિ ગહનતા જ રહેલ છે."

પ્રિય અર્ધાંગી:-(ચરણ-કમળોને વંદી, ત્યાં જ બેસી, ધીરેથી તેમની ચરણસેવા કરતાં કરતાં અત્યંત મૃદુ અને મધુરસ ભરેલ વાકયોથી.) "પ્રિયદેવ ! તમે, કુટુંબના સુલક્ષણા બુદ્ધિમાન પુરુષ છો. સૌને ધૈર્ય દેવાના સમયમાં, આપ ગુણજ્ઞને પણ અમોને દુઃખભરી વાતો કહેવી શું યોગ્ય જણાય છે ?"

કા:-(માથું જરા હલાવી, દીપ્યમાન મુખે અને ધીરેથી.) હા, મને તો અત્યારે યોગ્ય જ સમજાય છે. દેવી સમજ્યાં કે—

પ્રિય અર્ધાંગીએ:-સતી સાવિત્રીએ મનોભાવ કહેલ કે—

**" नाहं भर्तुर्वीना कृता सुखम् "**

ભા:-પતિ વિના ક્યાંય (પણ) સુખ નથી.

**" यत्र मे नियते भर्ता, तत्र मे स्वयं गच्छति । "**

ભા:-જ્યાં મારો પતિ છે, ત્યાં હું પોતે જાઉં છું.

તેમ નારીઓના ઉજ્જવળ ધર્મ માર્ગે, સર્વગુણ સંપન્ન પ્રિય માતા **કૌશલ્યાજીએ** શ્રી દશરથ મહારાજાને વિનવ્યું કે—

**નાથ ! સમુઝિ મન કરિઅ વિચારુ । રામ વિયોગ પયોધિ અપારુ ॥**
**કરનધાર તુમ્હ અવધ જહાજૂ । ચઢેઉ સકલ પ્રિય પથિક સમાજૂ ॥૩॥**

૧. હે નાથ ! આપ મનમાં સમજીને વિચાર કરો કે શ્રી રામચંદ્રનો વિયોગ અપાર સમુદ્ર છે, અયોધ્યા નાવ છે અને આપ તેના સુકાની (ચલાવનાર) છો. સર્વ પ્રિયજન (કુટુમ્બી અને પ્રજા) જ યાત્રિઓનો સમાજ છે, જે આ નાવ પર ચઢેલાં છે.

**ધીરજ ધરિઅ ત પાઇઅ પારુ । નાંહિ ત બૂડહિ સબ પરિવારુ ॥**
**જૌં જિયઁ ધરિઅ વિનય પ્રિય મોરી । રામ લખનુ સિય મિલહિં બહોરી ॥**

આપ ધીરજ ધરો તો સર્વ પાર પહોંચી જશે. નહિ તો સર્વ પરિવાર ડૂબી જશે. હે પ્રિય સ્વામી ! છતાં મારી વિનંતી હૃદયમાં ધારણ કરશો જ તો શ્રી રામ, લક્ષ્મણ, સીતા ફરી આવી મળશે.

વહાલા દયાળુ ! હું આપનાં મંગળ ચરણોમાં સેવા ઉપહારોની **આરતીમય** એ વાક્યો ધરીશ. (તેટલામાં વિનેન્દ્રકુમાર પાઠશાળાથી આવતાં તે બાજુમાં ઉભતાં તેના માથાં પર હાથ ધરીને) પ્રિય વિનુ બીજીનો વિદ્યાભ્યાસ કરે છે. નરેન્દ્ર તો હજી માત્ર નવ મહીનાનું જ ખિલ્યું ફૂલડું છે, તેઓના ભવિષ્ય-મંચ પર ભાગ્ય હીરલાઓ ચળકાવવા માટે **મારા સૌભાગ્ય છાયાછત્ર શિરોમણિ ! એ તો આપ પૂર્ણ પુરુષાર્થી પ્રવીણ નરવીર-રત્નનું જ યોજનાઓએ સુહાવ્યું કાર્ય છે.**

આપણે બન્નેએ અને નાની પ્રિય જોડલી (દિયર-દેરાણી) સાથેજ વહાલાં પૂ. માત-પિતાનાં મંગળમય તીર્થરૂપી ચરણકમળોની સેવાનો બહોળો લ્હાવ લેવો તો હજી બાકી જ છે. **" સ્વ. ભ્રાતુઓને વેદોનાં રત્નોનું મહા સત્ય ઉપદેશીશ. "** એ મધુરાં, અને તેમજ મિત્રોને સદા પ્રિયકર થયાં અમર સુવાક્યોએ યોજનાઓની કાર્યસિદ્ધિ માટે આપ દૈવતધારીએ વધારે તત્પર બનવુંજ જોઇએ.

મારાં સૌભાગ્ય કુમ કુમ ! (હાથ જોડી) નિજ આશાભર્યાં હૈયાં-સાગરની લહેરો પર પોઢનાર **વિષ્ણુદેવ ! સદા હર્ષવંતું અમૂલ્ય વરદાન આપનાર દયાળુ**

૧ = રામાયણ. અયોધ્યાકાંડ.

**અને કૃપાળુ વિશ્વેશદેવ !** આપની રંક દાસી દ્વારા, આપનાં આરોગ્યવૃદ્ધિ અર્થે અન્ય દિવ્ય ઉપચારો શું હોઇ શકે ? **દક્ષ, ધોળુપુત્ર !** જે પ્રિયવંતી હિતઆજ્ઞા કહેશો તે વિશુદ્ધ ભકિતની–સેવા અંગે આપ પ્રાણેશ્વરદેવની જીવન-સંગીની–દીનદાસી તત્પર જ છે. (ગૃહીણિનાં નયનોમાંથી હર્ષાશ્રુઓ દરશી, શ્રાવણની વાદળીઓ જેમ બહુ વરસી **તે જળ પતિદેવેશ્વરનાં ચરણકમળોને સ્પર્શ્યું.)**

કાઃ–પ્રિયમાતુ શ્રી લક્ષ્મીજીની વિભૂતિનાં દૂતીયરૂપે, મને જરૂરીના સમયમાં જ દર્શનલાભ આપી; મારા હૈયાનાં સક્ષ્મયંત્રોને સમરાવનાર **સુલક્ષણી !** દયાની પ્રીતિનો સુધારસ પાનાર **શાન્તિદેવી !** (હાથોમાં હાથ મેળવી તેને પોતાનાં હૃદય–કમળ પર સંભાળપૂર્વક સ્થાપી, વિશુદ્ધ દાંપત્ય ધર્મની નીતિરીતિનાં પ્રેમામૃત પાનનું પરમ સુખ પામી.) જીવનનાં સદ્‌કર્તવ્ય સધાવવાને આપણાં વિશુદ્ધ અંતઃકરણની **આર્તવાણીની સિદ્ધિ માટે દયાળુ વિશ્વેશ્વર પિતા જ રૂડું કરશે. ધીરજ ધરો, એ અનાથનો હાથ જાલનાર કૃપાળુ શ્રીનાથ જ છે.**

દેવીજીઃ–હું પણ એ જ સિદ્ધિ થવાનો **મોંઘો પ્રણવમંત્ર શ્વાસોચ્છ્‌વાસે જપી રહી છું.** આપ મારા સર્વસ્વ, હૈયાંના સુંદર હાર–શ્રી દેવેશ્વરને પ્રભુપિતા! દિવસાનુદિવસ વિશેષ દૈવત–**નિધિની સિદ્ધિ સમર્પો જ.**

(શ્રી કાન્તિએ ચિરંજીવિ વિનુ અને નરેન્દ્રનાં મુખડાં, માથાં અને પીઠો પર હાથ ફેરવીને હર્ષવૃદ્ધિએ ચુંબનનો પરમ પ્યાર કર્યો, એટલામાં શ્રી વૈદ્યજી આવ-વાની બહારથી સૂચના થતાં **તેમની પ્રેમમૂર્તિ–જીવનસખી** (અર્ધાંગી) એ પુનઃ પતિદેવેશ્વરનાં ચરણ–કમળોમાં વંદી, શ્રીનાથજીથી વિનયમય આજ્ઞા મેળવી એ **આદર્શાચરણી દેવી કંકુબાઈ એકલા નરેન્દ્રને સાથે તેડી બહાર પધારેલ.)**

સર્વનાં હિતની હૃદયકમળમાં અહોનિશ ઉત્કંઠા તેમજ સત્યજ્ઞાનના વિવેક, વૈરાગ્ય સાથે માતૃપિતૃ તથા મિત્રપ્રેમ અને દાંપત્યધર્મ દીપાવ્યે જ સંતાનોની શિક્ષાવૃદ્ધિનાં અપૂર્વ પ્રેમ વડે ભકિત રસગુણના નિત્ય ભોકતા રહ્યા લક્ષધારી વહાલા વાંચક ! મિત્રોની કોશિશથી શ્રી વૈદ્યરાજ તરત જ આવ્યા. **નાડીવેગ તપાસતાં, સાથે રાખેલી પેટીમાંની વ્યાધિનાશની પ્રાણદાયી વટી દીધી.**

**સર્વની રક્ષા કરનાર દયાળુની પરમ કૃપા અને પ્રથમની તેમ અત્યારે વખતસર વૈદ્યરાજની અનુભવી તેમ કાળજીપૂર્વક લક્ષ આપેલ ચિકિ-ત્સાથી શ્રી કાન્તિવીરને સત્વર આરામ જણાયો. એ જ ઔષધિની માત્રા અને પથ્યનું પૂરું પાલન કરતાં** તેમજ પુષ્ટિકારક હલકો આહાર અને નિયમ-સર સવાર–સાંજ ખુલ્લી હવા અને વાડીઓની લીલોતરીના પોષણ દેતા વાયુમાં, **ફરતાં રહેવાની કસરત કરતાં જ રહે;** મહીનામાં મિત્રનું સ્વાસ્થ્ય સુધારા પર આવ્યું.

શ્રી મનજીભાઈ, શ્રી પ્રેમજીભાઈ, **શ્રી મૂળજીભાઈ** અને શ્રી ગોપાલજી આદિ મિત્રો પ્રચાર સમયે પુનઃ ઉદયપુરના નૂતનવાસમાં એકત્ર મળીને વહાલા

કર્મયોગી–વીરશ્રીનાં આરોગ્ય સુધરવા અંગે અત્યંત પ્રેમપૂર્ણથી, સર્વના પ્રાણદાતા કૃપાળુ વિભુવરના ગુણાનુવાદ ગાયા—

**મિત્રપ્રેમના સ્મરણમાં ઉમળકાની ઉમંગી ધૂન.**

(ચૌતાલની ચલતી.)

મિત્ર હૃદયમાં રમી રહ્યો, રમી રહ્યો, ગમી રહ્યો;
હરક્ષણે વહાલો રમી રહ્યો, પ્રિયતમ સુજને ગમી રહ્યો. —ટેક
અનંત બ્રહ્માંડો....પોષણ હારો; (૨)
પરમાનંદ, એ રમી રહ્યો. મિત્ર. ૧
વિપદા ટાળક ભક્તો....ઉદ્ધારક; ”
અલખ નિરંજન ગમી રહ્યો. મિત્ર. ૨
શુધ્ધાક્ષરના .... અમૃત — મેવા; ”
શ્વાસ, ઉચ્છ્વાસે જમી રહ્યો. મિત્ર. ૩
દીન હિતકારી.... વહાલેશ્વરમાં; ”
×અંતર ભેદી, બળી ગયો. મિત્ર. ૪
હું, તું, તે, એ....ભ્રમ ગયેથી; ”
એકેશ્વર રંગ દીપી રહ્યો. મિત્ર. ૫
મોક્ષાનંદનો........ભાવ ઘણેરો; ”
મિત્ર નિરખતાં શમી ગયો. મિત્ર. ૬

સાક્ષર જીવનમાંથી દીર્ઘ વિચારરૂપી અમૃત ઝરણાંઓ વહેતાં તે વિશુધ્ધ વારી (જળ) અમોઘ અંતરની–ક્યારીઓમાં નિત સિંચવાથી તેમાં ગુપ્ત રહેલાં બીજ–સંસ્કારોનાં પ્રેમાંકુરો ફૂટતાં જ તે રૂપાળી જીવન–વેલડી સંસારવૃક્ષ પર ડોલતાં નિત શોભી રહે; તેમ વિદ્વાનોની જીવન ફોરમથી સર્વને અત્યંત સુખલાભ થાય છે. એવી સારગર્ભિત મિત્રોએ પરસ્પર રસિક ચર્ચાઓ કરીને પૂરી ખુશાલીના જય જયકારી પ્રેમપત્રો, મિત્ર પર લખી મોકલ્યા.

**— પ્રણયી મિત્ર પત્ર —**

—: અય માતૃભૂમિ તેરે, એ રાહ. :—

તન, મન, વાણી વહાલે કરી સેવ પુણ્યશાળી;
એ સ્નેહના પ્રભાવે જીવન—નાવ તારી. ૧.
આત્મપ્રિય સજ્જન ઓ ! ફરી પ્રેમભક્તિ ત્હારી;
આનંદ પૂર્ણે મંગળ ઇચ્છીએ સૌ દાડી, દાડી. ૨.

---

× = દૂરપણું, અપરોક્ષાનુભવ થવા પછી રહેતું જ નથી.

પ્રભુ! ચિરાયુ અર્પો, પ્રીતિ—પ્રાર્થના અમારી;
રહો સુખે શત વર્ષો મિષ્ટ ભાવના પધારી. ૩.
અંધકારમાં રહેલી, પ્રિય જાતિને ઉગારી;
અર્પીએ શું મિત્ર તુજને? લીધું એ વ્રત ભારી. ૪

(વાંચક સ્નેહી!

विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान सर्वत्र पूज्यते ॥

—વૃધ્ધ શ્રી ચાણક્ય.

ભાઃ–રાજા અને વિદ્વાન બરોબરીમાં ન જ આવે પણ રાજા પોતાના રાજ્યમાં જ પૂજાય છે અને વિદ્વાન તો સર્વત્ર સન્માન પ્રતિષ્ઠાએ પૂજાય છે.

— સન્મિત્રપણાંનો અપૂર્વ પ્રેમભર્યો દૈવીમાર્ગ —

મિત્રાઇનો પૂર્ણ આદર્શ છે અર્જુનવીર—મહારથી!
યોગેશ્વર પ્રભુ કૃષ્ણ, એવા સ્નેહે થયેલા સારથી!! ૧.
મિત્ર વિશુદ્ધિ પ્રેમનો શાસ્ત્ર મહિમા ગાય છે;
નીતિ, રીતિ આનંદ ત્યાંએ પ્રેમે ઉદય જ થાય છે. ૨.
એ પ્રેમના શ્રદ્ધાપણાંની છાપ અંતર છાપજો;
પ્રેમ! પ્રેમ!! જ સ્મરીએ વિભુ! જાપ કેવલ આપજો. ૩.
શ્વાસોચ્છ્વાસે ભાવના, રહી સુમિત્રનાં દર્શન તણી;
મિત્ર અદ્વૈતે ભેટતાં સચ્ચિદાનંદની દીપી મણિ. ૪.

" कृणवन्तो विश्वमार्यम् ॥ "

— પદ, ચલતીએ ગાવો ? —

મિત્ર બનીને બાંધવી રે, જગમાં અતુટ પ્રીતિ;
શ્રુતિ અતિ પોકારતી રે સજ્જનોની શીલ–નીતિ. ટેક.
પ્રીત પાલને મીરાં તરીયાં, સુદામા નરશૈનાં કાર્યો શરીયાં;
પ્રેમ–પ્રસાદે મનડાં ભરીયાં પ્રહ્લાદ પૂરણ પ્રીતિ. મિત્ર ૧.
પ્રેમાક્રંદ સ્વર કર્ણે આયા ગરુડગામી વહારે ધાયા;
ભરી સભાએ વસ્ત્રો છવાયાં દયાળુની દેઢ નીતિ. મિત્ર ૨.
સત્ય પ્રચારે, શ્રી દયાનંદે, ઝેર પચાવ્યું હર્ષાનંદે;
જનતા – જનાર્દન પ્રેમાનંદે ગાઈ રહ્યાં વૈદિક ગીતી. મિત્ર ૩.
સૌના પ્રિય બાપુજી ગાંધી તૂટી નૈયા, ભારતની સાંધી;
દૂર ધકકેલી સ્વાર્થી આંધી પ્રસારી અહિંસાદિ નીતિ. મિત્ર ૪.

પૂર્ણ સંત વિનોબા ભાવે, ભૂદાન–યજ્ઞ સૌને સમજાવે;
માનવ પૂજને ગીતડાં ગાયે દીન મુક્તિની રીતિ. મિત્ર ૫.
માતૃ પ્રીતે બાળક પાળે પ્રીતે પ્રભુજી ભક્તો ઉગારે
ઇષ્ટ સ્મરવો સાંજ, સવારે રસરાજની અખંડ પ્રીતિ. મિત્ર ૬.

—લિ. ઉદયપુરથી આપ શ્રીયુતના મિત્રોના વંદન.

( વિશુદ્ધ સ્નેહરસ સિંચી, સંસારબાગની સૌંદર્યપણુંને દીપાવનાર;
આત્મસ્વરૂપ–વિશ્વહિતસ્વી વહાલા મિત્રવર્યોની
જય ! જય ! ! સદાયે જય હો ! ! !

---

## પાંખડી ચાલીસમી.

### સત્ય પ્રચારના અખંડ ભાવવૃદ્ધિની સુગંધ.

પ્રેમી મિત્રોની બે મહીના પછી સવારમાં થયેલ ભેટ.

( સ્થાન, શ્રીમાન માધવજીભાઇનું મોટું ઘર. )

મા:–(પરમ વહાલથી વંદન ઝીલી, ભેટીને આનંદ તૃપ્તિના ઉમળકાથી–) મિત્ર! પ્રભુની દયા અને પ્રાતઃસ્મરણુનીયોનાં પુણ્યપ્રતાપે, નિજ ગૃહસ્થાશ્રમ–બગીચામાં પોષી; સંભાળેલ હરિયાળી વેલનું સૌંદર્યભર્યું પુષ્પ **ખીલીને સદા સુવાસ પ્રસરાવી જ રહ્યું.**

શ્રી મનજીભાઇ:–વિભુ કરુણાથી સ્વ:પ્રારબ્ધ ચમકતું રહેતાં; સર્વ વાતો અનુકૂળ રહે જ છે. હું આપશ્રીને અગત્યની વાત કહીશ તે આપ શ્રીમાનજી! **સાવધાન-પણે સાંભળી,** તેનો મને સંતોષજનક ઉત્તર આપશો.

**જેને રંગમાં મહાન ભંગ થતાં તેને સંસાર તો, સાવ સૂનો જ દેખાય છે.**

વિશ્વકર્માની પ્રકૃતિના ચિત્રમય–ચતુર્યુગી આ રંગભૂમિ પર દરેક ક્ષણોમાં નૂતન રંગો બદલાતા રહે છે. માતપિતા વૃદ્ધાવસ્થામાં સુખદુઃખનાં સાથી રહ્યાની ભાવનાથી આત્મસ્વરૂપ–પ્રિય બાળકને પાળી, પોષી બહુ ખરચ કરી ઉચ્ચ શિક્ષણ આપે. એ સંસ્કારી યુવાવસ્થામાં, **પોતાને સેવાનું સુખ દેશે;** એમ વૃદ્ધોની આશા ફળવાનો સમય બાજુમાં દેખાતાં પ્રાણ પ્યારાનું જીવલેણ વ્યાધિમાં રીબા-યાથી મૃત્યુ જ થાય. એનો ચૈતન્યહીન દેહ અંત્યેષ્ટિએ ભડભડતી જ્વાળામાં બળતો જોઈ, તેઓ બે હાથે માથાં કૂટી દુઃખનાં આંસુઓ વહેવરાવી અન્તે દષ્ટિઓ ગુમાવે છે. પુત્રવાત્સલ્યનાં દીનપણે નિસાસાઓએ રોઈ, રોઇને માથાં પછાડી શોકના પસ્તાવાથી મુંઝાયાં જ રહે છે. સ્વજનો આશ્વાસનો આપે, પરંતુ તેઓ પુત્રમોહથી શુદ્ધ, બુદ્ધ ભૂલીને ચિન્તામાં વ્યાધિગ્રસ્ત રહી; **અહા! પોતાનું પ્રાણ-પંખેરૂં પણ ઉડાવી દે છે.**

મા:–રામ ! રામ ! ! રામ ! ! ! શું વિધાતાની અકળકળાની ગતી ? ભાઈ ! એ

વાતોથી જ ખીવાનું છે !

મ:–વડીલશ્રી ! એવી રાયથી તે રંક શુધ્ધાંને વિપરીતતા થતી જ રહી છે. અનુભવીઓએ સ્થૂલ લય થયેલનો મિથ્યા શોક તો મનથી દૂર જ રાખવો. શ્રી ગીતાજીમાં, શ્રી યોગેન્દ્ર આપણે જિજ્ઞાસુઓને પ્રબોધે છે કે—

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णा- न्यन्यानि संयाति नवानि देही ॥**

ગીતા અ. ૨, મં. ૨૨.

અર્થ:–(અને જો તું કહે છે કે હું તો શરીરોના વિયોગનો શોક કરું છું તો એ પણ યોગ્ય નથી. કેમકે—) જેમ મનુષ્ય જુનાં વસ્ત્રોને ત્યજીને બીજાં નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ (જ) જીવાત્મા જુનાં શરીરોને ત્યજીને બીજાં નવાં શરીરોને પામે છે. (૨૨)

**જિજ્ઞાસુઓએ પરમ જ્ઞાન સમતા વડે મનને રાગદ્વેષાદિથી રહિત કરવામાં જ શ્રેષ્ઠપણું છે, તેનું દૃષ્ટાંત.**

"પુત્રનો સુકોમળ રૂપવંત દેહ અંતે અગ્નિજ્વાળામાં ભસ્મસાત્ થશે ?" એમ મેનાવતી માતાએ પુત્રવાત્સલ્યથી **શ્રી ગોપીચંદને રાજ્યવૈભવો ત્યાગી, પર્વતની ભયંકર ગુફામાં, યોગવૃત્તિની પ્રણવ ધૂનથી સ્વયંજ્યોતિ મહાબિન્દુમાં ભળવાનું સુકર્તવ્ય સમજાવ્યું.** શ્રી માતૃભકતે સર્વત્યાગની આજ્ઞા શિર પર ધારી યમ, નિયમ, આસન, પ્રાણાયામ આદિ સાધનોથી સચ્ચિદાનંદ દિવ્ય સ્વરૂપમાં લય થવાનું પૂરું સામ્રાજ્ય મેળવી, **વિશ્વમાં યોગધારી અમર નામ દીપાવ્યું.**

**સાહિત્ય રસિકોને સ્વાધ્યાય અભ્યાસથી, વિદ્યાવૃદ્ધિમાં પ્રચારક થવાની કેળવણી.**

એ દૃષ્ટાંતના સિદ્ધાંતે, મારા મિત્રના અંતઃકરણમાં ભાવવાહી અતુટ વિચાર છે કે "મારા પિતાશ્રી મને થોડા સમય સુધી, **મંગળમયી ભ્રાતૃસેવા સધાવવાને આજ્ઞા આપે** તો હું મિત્રસંઘ સાથે બંધુ આંગણે ફરી; તેમનાં સુખદુઃખ નિહાળી તેવાં સંકટો વિદારવાને ઉપાયો યોજાય."

મિત્રઊર્મિ સફળ થવા, હું અનુમોદન સારું કહું છું કે **આપશ્રી જનતા–જનાર્દનનું હિત સાધનાના ઇચ્છુક ભકત છો, આપશ્રીની રગોમાં વહેતાં** રકત બિન્દુઓનાં પ્રત્યેક અણુંઓના કોશોમાં અખંડ સેવા જ ભરી છે.

મા:—(આતુર ભાવે) પુણ્યોભર્યાં પરમાર્થ વ્રતમાં લગનીવંત, આપશ્રીનો એ સુગ્ન મિત્ર કોણ છે ? અત્યારે કયા સ્થળમાં છે ? તેનું શુભ નામ તો જણાવો !

મ:–આપ શ્રીમાનનું કુળ દીપાવનાર એ જ સુપુત્ર કાન્તિ તેણે સભામાં × ઉચ્ચભાવો કહેલ તે સ્મૃતિમાં લો.

---

× = આગળ પાંખડી તેરમીમાં પૃ. ૭૯ માં અવલોકી સંબંધ જાળવવો.

મા:-કાર્યને કેવળ કહેવામાં અને નિજ કર્તવ્યમાં ઉતારી, તેના સૌને લાભ આપવામાં બહુ જ અંતર હોય છે.

મ:-આપ શ્રીયુતને હું નમ્રપણે કહું છું કે મારા મિત્રવર્યશ્રીના હૃદયપટ પર, જનહિતના નૈષ્ઠિક વિચારોના રંગથી ચિત્રેલ સુશોભિત ચિત્ર-મૂર્તિનું મેં બહુ વખત દર્શન કરેલું છે.

**ઉત્સાહી વીરશ્રીનાં નિશ્ચય વ્રતનું સ્મરણ.**

"મારાં પ્રભુતુલ્ય-પૂજ્યશ્રીઓની સુઆજ્ઞા વડે જ મારાથી સામાજિક સેવાર્થે સમય અર્પાય. સાધકને તો ધરસૂત્ર તેમજ પૂ. માત-પિતા, ભાઈ, બહેનો અને ધર્મપત્નીજી આદિના સ્નેહ બંધનોની વ્યાવહારિક મર્યાદાની નીતિરીતિ સાચવીને ઉપરતીનાં સાધનથી વિસ્તૃત ભાવનાઓએ પરમાર્થનાં સુકાર્યોમાં ઘેલું જ બનવું પડે."

"પ્રથમ સ્વજનોની સેવા કરવાની પૂરી પ્રીતિ કેળવવી, તેમનું જ પૂરું સુખ સાધન ન બની શક્યું તો પાડોશી આદિનું શ્રેય કેમ સધાય? "ઈતોભ્રષ્ટ-સ્તતોભ્રષ્ટ:" થવા જેવું બને. વડીલશ્રીઓનાં પુણ્યપ્રતાપથી સ્વજનો સત્સંગ પ્રેમી જ છે."

"શ્રી પ્રભુજીની દયાએ ગાયો, ભેંસોનાં દુઝાણાં, ખેતી-વાડીમાં અનાજ ઉત્પન્નથી કુટુંબ પોષણનું સાધન પણ પ્રાપ્ત છે. શ્રી કૃષ્ણલાલ ભણી, ગણી નિપુણતાથી શાળી અને મજુરો પર તેમ ઢોરાંની સંભાળ રાખવી આદિ કામમાં સાથે રહીને તથા ઘરનો વહિવટ પણ વિવેકપૂર્વક કરે છે."

"આપણી કોન્ટ્રેકટો અને દુકાનમાં ભાઈચારે-ભાગીદારી ચાલે છે તેમાં પણ તમે તેમ શ્યામજીભાઇ મુનીમ તેનાં સંચાલનથી કાર્યભાર સંભાળતા સમોવડીયા નીતિજ્ઞ મિત્ર છો."

"યુવાનોને આજ પ્રગતિના સમયમાં જે સ્વકર્તવ્ય કરવું છે તેની વિસ્તૃત ભૂમિકા સ્પષ્ટ દેખાય છે. પૂ. ભારતમાતાની સ્વતંત્રતાનું મહત્ સુકાર્ય વ્યવસ્થિત રીતિથી સંભાળવાને સુહૃદ સાક્ષર વીરાત્માઓ રાષ્ટ્રસેવાના યજ્ઞકુંડમાં હવિષરૂપે જીવનપુષ્પો અર્પી જ રહ્યા છે! આપણે યુવકોએ એ જ સેવાના કેન્દ્રે પહોંચવા માટે પ્રથમ એ રીતે પ્રખર અભ્યાસ કેળવી, ધીરજનું દિવ્યબળ મેળવવા અર્થે ભ્રાતૃસેવામાં જીવનક્ષણોને અવશ્ય ઉપયોગ વડે ધન્ય કરવી જ જોઇએ."

"પુનિત સમયમાં મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ભ્રાતૃગણોની ઉજ્જવલ પ્રભાત નિહાળવા માટે સેવાકાર્ય કરવામાં રજા તે વળી કોની લેવી? પરંતુ પ્રથમ મંગલાચરણમાં શ્રી જન્મદાતાંઓની અમૃતમયી-સુઆજ્ઞાનો સર્વવિજયી આશીર્વાદ તો પૂજ્યોએ આપણા પર કર્યાં વિશાળ ગુણોથી ઓશિંગણ થવા અર્થે સંતાનોએ અવશ્ય મેળવવો. મારો ઉદ્ધારક: પવિત્ર માતૃપિતૃ સના-

તન ધર્મ મને શ્રુતિ, સ્મૃતિ ઉપદેશોના બુલંદનાદથી જગાવે છે. પૂજ્યશ્રીઓનાં અંતઃકરણની શુભાશિષે જ માર્ગ સરળ, સુખરૂપ અને નિર્ભય થવાથી સુકાર્ય ઠીક રીતથી સધાવાનું."

"ઘરમાં નાનાં તેમ મોટાંજનો આપણી મૂઢતા આળસે એટલે દુઃખ-દારિદ્રે નિસાસાઓની હાયોથી નિશદિન કકળતાં રહે "અમે સમાજ તેમ રાષ્ટ્રસેવા કરશું." એ મિથ્યા શુષ્કવાદથી કોઇનો ઉદય થતો નથી તેમ થશે નહીં. કાર્ય ફળવંત થવાના ઇચ્છુકે **પ્રથમ તો જન્મદાતાંની સુઆજ્ઞા મેળ-વવી, એ જ સર્વહિત કાર્યોમાં ઉત્કૃષ્ટ શ્રેય સાધનાએ વિજયનું ઊંડું મૂળ છે."** ઇતિ.

મઃ–શ્રીમાનજી! મેં નિજ મિત્રના ઉદ્દગારો આપશ્રીને કહ્યા તેના આશ્વાસનદાયી ઉત્તરથી, સેવકને આભારી કરશો.

**વડીલશ્રીનાં વિસ્તૃત વહાલથી, રચનાત્મક કાર્યોમાં પૂરું અનુમોદન.**

માઃ–**સુહૃદ શ્રી સદ્દગુરુ તુલ્ય પ્રિયમિત્ર!** આપશ્રીએ મને બહુ પ્રકારે સંબો-ધનથી જે માર્મિક શબ્દો કહ્યા તે મારા ભ્રાતૃ હિતેચ્છુ–કુમળાં હૈયામાં, **તાકેલ રામબાણના લક્ષવેધી રૂપે ખૂંચી** જ ગયા છે. આજ વિદ્યા આદિ નીતિ-રીતિના પ્રચારનું સંપૂર્ણ કર્તવ્ય બજાવવાનું **વાનપ્રસ્થીય થયા** અમે વૃદ્ધો પર રહેલ છે. જનતાને વિવરણથી હિત સમજાવવું તે ભણતરથી અનુભવી અને વિનયનાં ઠીક ગજેલ વૃત્તિના વિશાળ સિદ્ધાંતોના ગણતરવાળાથી જ બને. વિદ્વાનોથી શ્રવણ કરેલ કે "જેમનો ગૃહસ્થાશ્રમ ધર્મ પૂરણ થતાં તેમણે મેળવ્યો સઘળો અનુભવ **વાનપ્રસ્થ બની;** સર્વના હિતમાં ઉપયોગ કરવાથી જ માનવભ્રાતૃઓનો સાચો સુધાર થશે." મારાથી તેવી સંપૂર્ણ ભલાઈ ન બનતાં અત્યંત પસ્તાઉં છું. કેમકે–

**भोगा न भुक्ता वयमेव भुक्ताः ।**
**तपो न तप्तं वयमेव तप्ताः ॥**
**कालो न यातो वयमेव याताः ।**
**तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥**

—શ્રી ભર્થુહરિ મહારાજ.

ભાઃ–ભોગો ન ભોગવ્યા પણ અમે જ ભોગવાયા. તપ ન તપ્યો પણ અમે તપાયા. સમયને ન ખાધો પણ અમને સમયે (કાળે) ખાધા. તૃષ્ણા જુની ન થઇ પણ અમે જુના થયા.

મઃ–આપ શ્રીમાને પ્રચારના વેગ થવા અંગમાં જે **ઉદ્દગારો કહ્યા** તે મેં જાણ્યા. પરંતુ જેમનાથી જેવું બની શકે તેવું, તેમણે તે સિદ્ધાંતોમાં રૂડી રીતે અનુમોદન પણ દેવું જ જોઇએ.

(૧) ખેતી–વાડીમાં **"અધિક અન્ન ઉપજાવો"** ના કામની કુશળતાવાળા સમયાનુકૂળ ઋતુએ ખાતરવાળી–પકાવેલી ધરતીમાં સારાં બીજ વાવવાં અને

પાકયો માલ લણી, ઝૂંસી અને ઉપણી કરી તે અનાજ કોઠારોમાં સુરક્ષિતપણે સાચવીને જરૂરીએ વેચવાનું. કપાસના ઉત્પન્ન કરનારાઓ વિકાસથી, પૌષ્ટિક ખાતર અને કપાસની તૈયારીમાં સહકારીપણે (માર્કેટીંગ રીતે) બજારમાં વેચાણ કરવાનાં. ખેતીનાં સુલભ ઓજારો વડે સહેલાઇથી થતાં રહ્યાં કામકાજે; **અમૂલ્ય વખતના બચાવથી આર્થિકપણાને સુધારવાના.**

(૨) ધંધા રોજગારવાળા તેનો. વેપારની ઝીણવટ દૃષ્ટિવાળા વેપારીની શુદ્ધ લાઇન વૃદ્ધિની પ્રૌઢતાનો.

(૩) શિલ્પ-કારીગીરીના કોન્ટ્રાકટરો તેમજ સર્વેયરનું આદિ કાર્ય જાણનારા નિજ લાઈનનો. વૈદ્ય, ડૉકટરો આરોગ્યપણાંથી **દીર્ઘજીવનનું સાચું મહત્ત્વ દર્શાવવાનું.**

(૪) પ્રચારકાર્ય કર્તાઓએ **વૈર્યપણાંથી સત્યનાં પ્રચારનો.** ભજન, કવિતાના રસિકોએ તાલ, માત્રામેળ આદિ **લલીતકળા યુકત** સુરીલાં (મીઠા રાગે) વાજિંત્રોની ગૂઢાર્થો સમજવાનાં.

(૫) શ્રી સદ્‌ગુરુદેવના આશીર્વાદ પ્રસાદથી શાસ્ત્રાધ્યયન કરનાર **શુભ અર્થીનો.** સાહિત્ય રસજ્ઞોએ **ભાવવાહી લક્ષાર્થ સાથે વકતૃત્વ કળાવૃદ્ધિનો.**

(૬) પૂ. માતાઓ, બહેનો અને પુત્રીઓએ **ઘરોને સુઘડતાથી દીપાવવા માટે** શિવણ, ભરત, ગૂંથણથી ચાકડા, ચંદરવા અને મોતીનાં તોરણ આદિ બનાવવાં અને સાથે ગ્રિહ્ય ધનથી, **ઉત્તમ ભોજન બનાવવાની રીતિથી આરોગ્ય શિક્ષણની વૃદ્ધિ કરી તેમ ખંતથી સૌને કરાવવી.** એવાં આદિ નિત્યનાં કર્તવ્યોથી સૌએ પ્રચારની ચર્ચાઓ કરવાનું, **જે સુધારક નેતાઓએ ચિંધેલું** છે તેની પૂરી રેખાકૃતિ સમજતાં, સર્વને વિશેષ સુખનો આનંદ પ્રાપ્ત રહેશે.

એથી વિપરીત પોળ અને ચોટામાં નકામા બેસી, **ઝોલાં** લઈ જાગીને **છીંકણી સૂંઘતા, તમાકુ ચાવતા** અને નિર્દોષીની વૃથા નિંદાએ કલેશ ઉત્પન્ન કરે છે. સ્વાભિમાનના ગપાટાઓ હાંકી ઓટલા બસાવે તે કુટેવ ત્યાગી, પોતે સુધારાનું વાતાવરણ અનુભવેલનો સ્વજનોને લાભ દેવાનું હળવું કાર્ય સૌથી બની જ શકે છે. જેમના કુળવાન સુપુત્રોએ સ્વાશ્રયી બની, મુંબઇ, કલકત્તા, નાગપુર, પુના અને જબલપુર આદિ શહેરોમાં **હુન્નર, કારીગીરી અને લોઢાં, લાકડાં, સિમેન્ટ આદિ કામોના વેપાર તથા કોન્ટ્રાકટરોથી કુશળપણે સુધન મેળવ્યું, મેળવી રહ્યા છે.** એવા સુપુત્રોના અનુભવી વૃદ્ધશ્રીઓએ માર્ગદર્શક વાતો પ્રિય યુવાનો, સૌભાગ્યવંતી વધૂશ્રીઓ અને પુત્રીઓને શાન્તિથી ખંતે સમજાવતાં સમજાવતાં—

" **કરત કરત અભ્યાસ જડમતિ હોત સુજાન;**
**રસુલી આવત જાવત પડત પાષાણ નિશાન.** "

મને વિશ્વાસ છે કે વડીલોએ ઉત્સાહપૂર્વક કાર્ય કરતાં, સૌ જનો ગૃહસ્થાશ્રમની ઉચ્ચ નીતિરીતિ ધારણથી યોગ્ય સુખ માણશે. એ સાધના ફળીત થવામાં આપ શ્રીમાનને શંકા જણાય તો **તેનું સમાધાન,** હું શાસ્ત્ર નિર્ણયથી સમજાવીશ.

(પ્રિય વાંચક! શ્રવણ કરનાર સુજ્ઞ મિત્રો! અને પૂ. બહેનો! પ્રચારના ઘંટાધ્વનિનો જ્યારથી સૌને અનુભવ થાય એ જ પળથી વિસ્તૃત ભ્રાતૃભાવે સેવામાં શ્રદ્ધાવંત રહી, **સમાજ તથા રાષ્ટ્રસેવક અને વિશ્વનાં કર્તવ્યમાં સેવીકાઓ બનજો. એ જ યુવકના ઉદ્દગાર અને મિત્ર પ્રેમામૃતનો નિત્ય વહેતો ધોધ છે.)**

**સમજીને સદા કર્તવ્ય પરાયણમાં પ્રેમી જ રહેવું.**

મઃ–અમારા પૂર્ણ હિતેચ્છુ! હવે આપશ્રીનો કયા નિશ્ચય પર સુવિચાર સ્થંભ્યો છે, તે નિજ સેવકને કહેવા સારું કૃપાવંત થશો ?

માઃ–આપશ્રીના સુમિત્રે, જો મને કહ્યું હોત તો હું પણ તેને શાન્તિથી સાંભળી; પુત્રના ઇચ્છીત યોગ્ય ધ્યેયનો માર્ગ સરળ કરી આપતે.

મઃ–મેં જે કહ્યું, તે મારા સુમિત્રે જ આપ પૂજ્યશ્રીનાં ચરણ–કમળોમાં વંદીને કહેવા બરોબર માનશો. **સૌનું હિત અને પ્રભુભક્તિ કરવાની અખંડ હોંસ હોય છતાં,** સંતાનોને પૂજ્યો સમક્ષ શુભ વિચારો પ્રગટાવતાં પણ સંકોચ તો રહે જ.

માઃ–વહાલા મિત્રશ્રી! આપની મોંઘી માગણીને હું અનુમોદન દેવા, **તમે પ્રેમીઓને કાન્તિ સોંપું છું. નીતિજ્ઞ મિત્રો મળી, ઇશ્વરસાક્ષીથી નિઃસ્વાર્થપણે વિદ્યાજ્ઞાનનું વિકાસકાર્ય કરતા જ રહેશો.**

**વડીલશ્રીની સેવાધારીઓને મંગળમયી સૂચના.**

પ્રથમથી સમાજની જનજાગૃતિ કરાવનાર, **આપણા પૂજ્યવર્ય અને પુણ્યવંત હિતેચ્છુઓએ** તથા વર્તમાન **સુધીમાં શ્રી વડીલોએ જનહિતનાં સાધેલ અને સધાતાં પવિત્ર સેવાકાર્યો** વધુ વેગવાન થતાં રહે તેવું મિત્રોએ સદ્‌વર્તન કરવું. **"ઉતાવળથી આંબા પાકે નહીં"** ધૈર્યબુદ્ધિથી શુભ પરિણામ જ આવશે. તમે મિત્રોને મારા તરફની જ્યાં જ્યાં જે જે વસ્તુની આવશ્યકતા રહેતાં, મને સત્વર કહેતા **રહેશો.** સૌનો નમ્ર સેવક બનતું ધ્યાન આપવા સદાય ઉમંગી જ છે.

**માનવોની સાચી લગનીની શ્રદ્ધાથી જ સૃષ્ટિનાં સૌંદર્ય કાર્યની સર્વત્ર વૃદ્ધિ રહી છે.**

**પ્રિય ગુરુદેવ!** આપે આજ અમૂલ્ય સમયમાં વિવેક સાચવી, મને માર્મિક સૂચનાઓથી બહુ સમજાવી મારી વૃત્તિ પરનાં મોહનું આવરણ હઠાવ્યું તે આપશ્રીના કર્તવ્યસાધી શબ્દો **મેં હૃદયસ્થાનની વિશાળ ગૃહરૂપી અભેદ તિજોરીમાં ચૈતન્ય–હીરા જેમ સાચવ્યા. એ શબ્દ શ્રવણના પરિણામમાં,**

**આપની વહાલી વસ્તુ મેં કાર્યકુશળ મિત્રવૃંદને સોંપીને** આપશ્રીને વચન **આપ્યું છે. આપશ્રી નિશ્ચિંત રહો.** (એ વાક્ય કહેતાં વડીલશ્રીનું મુખકમળ ઔદાર્યભાવે દીપતાં, નેત્રરત્નોમાં આનંદાશ્રુ ચળકયાં.)

**સત્યથી ઝળહળતું, આર્યત્વ વૃત્તિઓનું મહાન દૃષ્ટાંત.**

મ:–જેમ તપના પુંજરૂપ ઋષિ શ્રી વિશ્વામિત્રે, **સત્યપ્રતિજ્ઞા પાલનીય** મહારાજા શ્રી દશરથના ભવ્ય દરબારમાં પધારતાં; તેમણે મારીચ આદિ મહા અત્યાચારી રાક્ષસોનું વિકાળ દળ હઠાવવા માટે **રઘુવંશ શિરોમણિ મર્યાદાપુરુષ, ક્ષાત્ર-વીર યોધ્ધા શ્રી રામચંદ્રજી અને શ્રી લક્ષ્મણજીની એ વીરસ્વરૂપની સુંદર જોડી સ્વઆશ્રમે લઇ જવાની માગણી કરી.** એ માગણી મહારાજે સ્વીકારી, પૂ. ઋષિવર્યને આપ્યું વચન સત્ય કર્યું અને પૂ. ઋષિન્દ્રે નિર્ભય રહી, **શાન્તિથી બ્રહ્મયજ્ઞ પૂર્ણ કર્યો.**

**એ ધર્મનીતિમાંથી વર્તમાનમાં સાર લેવાના ઉચ્ચ સિદ્ધાંતે કે—**

ભ્રાતૃહિત–યજ્ઞમાં મંગળ મંત્રોએ સુક્રિયાનાં સાધનો વડે નવયુવકો તૈયાર બને. શાસ્ત્રોએ વર્ણવેલ સચ્ચારિત્રોની યુકિતઓએ **તર્ક બુદ્ધિનાં વિશાળ દૈવી આયુધો અંગ પર ધારીને** કુપ્રથાનાં–સર્વભક્ષી વિક્રાળકાય દળને સત્વર હઠાવે. એવી સદ્દમાગણી માટે શ્રી વિશ્વામિત્ર જેમ ધર્મયજ્ઞ કરનામાં ઢૂંઢો સભે તપના પરમ પુંજરૂપ સુધાર શરૂઆતી,* **પ્રતિજ્ઞા પાળવાના અડગ અને વ્યાપક સુધારાના આશાવંત મરુતવીરો વર્ષોથી સમાજના ભર્યા દરબાર સમક્ષ વિનયથી સમજાવે છે કે "ઉત્સાહી યુવક વીરો! સૌના વિજય અર્થે સ્વકર્તવ્ય બજાવવા જાગો?" એ અમૂલ્ય વાકયોનું મધુરું રસાયન પીતાં, વીરવ્રત શોભવાનું શૂર અનેક દક્ષ યુવાનો અંગે દીપ્યું** તે સુકાર્યોમાં આજ પરિણત થતાં સર્વ સમક્ષ દર્શાતાં વિદ્યાવૃદ્ધિ આદિ સુધારાના પ્રચાર લાભોમાં **વિજય થતો જ રહ્યો છે.**

મા:–( અખંડ શ્રદ્ધાથી પ્રેમાવેશે ઉભા થતાં. )

**અંધાર–પડળો દૂર કરાવ્યે, ગુણીજન ! છું આપનો !!**
**ભ્રમ—નેત્રો ખોલવ્યે, હું રહીશ ઋણી આપનો ! ૧.**

---

* = સમાજ સેવકોના શિરતાજ, પરમ ગુરુદેવ શ્રીમાન **નારાયણજીભાઈ રા.** શ્રી રતનશીભાઈ કરશન છાભઇયા (ભીષ્મપિતા), શ્રી રતનસિંહભાઇ ખી., શ્રી. નારાયણભાઇ શિવજીભાઇ, શ્રી શિવદાસભાઇ કાનજીભાઈ, શ્રી ભીમજીભાઇ કેશરા-ભાઈ, શ્રી રતનસીભાઇ શિવજીભાઇ (રવાપુર), શ્રી હરિભાઇ કરમસીભાઈ (મોતીશ્રી-વાળા), શ્રી હીરજીભાઈ કરશનભાઇ (વિષ્ણુપુરા), શ્રી કરમસીભાઇ વીરજીભાઈ (હીરાપુર), શ્રી મનજીભાઈ વાલજીભાઇ (ગઢકંપા), શ્રી વાલજીભાઇ કાનજીભાઇ (રાયણનો માળ), શ્રી અરજણભાઇ રામજીભાઇ (ડજાપરવાળા) અને શ્રી પરબતભાઇ લખુભાઇ (મથલ-વાળા). આ છે આપણા હિતસ્વી શૂરવીર મહારથી વીરો. લેખક.

વજ્ર બંધન તોડાવતાં, છું કૃતઘ્ની, આપનો!
પડતો બચાવ્યો ખાઈથી, શિષ્ય હું, છું આપનો. ૨.

પ્રેમીઓને સમાજના સેવાયજ્ઞમાં જ્યાં જ્યાં આવશ્યકતા રહે ત્યાં ત્યાં સમાજ અને રાષ્ટ્રના જિજ્ઞાસુ નમ્ર દાસનું તન, મન, ધન અને વાણી અર્પણ છે. મિત્રો! મારા તરફની બનતી સેવા કહેતાં, સંદેહ ધારશો જ નહીં. કેમકે—

માયા તણો ઓળો કદીએ સ્થિર એ રહેતો નથી!
કાયા તણો ગઢ તોડવા યમરાય પણ રહેતો નથી! ૩.

તેમ—

પુત્ર, દારા. પરિવારનો, નિત્યે સાથ તો રહેતો નથી!
લક્ષ્મી તણો ઢગલો ખરે! સ્વપ્નેથે ઉચકાતો નથી! ૪.

અને વળી—

ભોગો ભોગવવા મહીં, વહી ગઈ અમૂલ્ય જુવાની!
શુભકાર્ય કરવું ના થયું!! સ્વફરજો છેક ભૂલાણી!!! ૫.

છતાં પણ—

લોભે લલચાઈ સંગ્રહ્યું, અહાહા! તેજ ગુમાઈ!!
શિક્ષાવૃદ્ધિમાં ધન અર્પ્યું, મેળવી એ જ કમાઈ!!! ૬.

તેથી વહાલા શ્રી ગુરુમિત્ર!

આ તન છે માટીનું તે માટી મહીં મળી જશે!
તરંગે તરતો હંસલો મહતાકાશમાં વ્યાપી રેશે!! ૭.

મનજી:-વડીલ બંધુશ્રી!—

શુભ દાન ને ધર્મ, કીર્તિ પરલોક સંગે ચાલતી;
દૈવી પુરુષો સતત પ્રયત્ને નીતિએ વળી રહ્યા વહાલથી. ૮.

જેથી કરી—

બ્રહ્માર્પણ — પરોપકારથી આ જગત આનંદિત થશે;
સત્ય સાધ્યે આત્મહંસો અચ્યુત ધામનો વાસી થશે. ૯.

શ્રી માધવજી:—

કલ્યાણ કર્તા—કલ્યાણીનાં સૌ બાળ પ્રિય માબાપનાં;
તન, મને સ્નેહ લાગી રહી હોંસી રહ્યાં મુક્તિ જાપનાં. ૧૦.
ઊર્મિઓ જાગ્રત થઈ ફેંક્યાં પોટલાં તો પાપનાં;
નિજનું નહિ, કિરતારનું છે, (એ) સત્યવચનો રૂદયે છાપવાં ૧૧.

માટે-મિત્ર!—

આનંદ છે! આનંદ છે!! ધર્મ ધાર્યે જ **પરમાનંદ** છે.!!!
શ્વાસોચ્છ્‌વાસે લગનીથી **પ્રણવાક્ષર** જપ્યે આનંદ છે! ૧૨

શ્રી ગુરૂમિત્ર!—

વાવાઝોડું વા ભયંકર ધરતીકંપ થતાં, જેમ કોઇ શ્રીમંતનો શોભિતો માળ તૂટી પડતાં તે નિરુપયોગી જ બને. પરંતુ પ્રથમ તેનાથી તે માળ રાજીખુશીથી, **પ્રાર્થના કે સરસ્વતીજીનું જ્ઞાનમંદિર બનાવવા માટે** સાર્વજનિક હિત સારું તો ન જ હોવાય! વૃત્તિ તારી માયાભાષથી જકડી સમજણુની પ્રબળતાને પણ ધન્ય છે!!

તેમ નિજ પ્રાણરૂપ વહાલો પુત્ર—

સાધુ–તપસ્વી, પરમાર્થ **વ્રતમાં** જાય તો, બગડી જશે!
તે "કાળનું **મહેમાન** જ થતાં" રે!! હાથ **ઘસવા** રે જશે!! ૧૩.

થોડીવારે જંજકીને–(રહીને)

ત્યારે ખરેખર સ્વજનોની, કેમ જીવન ઘડી **જશે**?
નેત્રોનું **દર્શન** છૂપાવે, હાય! હાય!! **કરવાનું** થશે? ૧૪.

તેથી અંતરમાં સનાતન જ્ઞાનથી અતુટ વિચાર સેવવો કે—

વાત્સલ્યતા ભરપૂર છે– એ જ **થાપણ** પિતુ–માયની;
રાખવું કે ઝૂટવી જવું, સત્તા જબરી **યમરાયની**. ૧૫.

હવે તો— (ગઝલ–વૃદ્ધોના રાગથી.)

બનાવ્યાં **મિત્ર** સૌ મારાં વિભુનાં **પ્રાણીઓ** સઘળાં;
થઈ વિશુદ્ધ મન મ્હારું કરાવે **દ્વેષ**, દુઃખ અળગાં. ૧.
જ્યાંહી જોઉં ત્યાંહી તું! તું, હી!! તું હી!!! જ ભાષે છે;
વહાલા નાથ! દયાળુ નાં બહુ **ચૈતન્યો** ઉજાશે છે. ૨.
દિવ્ય દરબારની **શોભા** હૃદયનાં **નેત્ર** જોવે છે;
કર્તા કારીગીરી વિધવિધ સમજતાં, અઘ **ધોવે** છે. ૩.
ચડાવી પ્રેમ **હિંડોળે** મનડું, સદૈવ **ઝૂલે** છે;
વિકારી **ભાષ** માયાને **ગુરુ** કૃપાથી જ **ભૂલે** છે. ૪.

મઃ–વયોવૃદ્ધ મિત્રશ્રી! આરી પવિત્ર ભાવનાથી આપને અભિનંદન છે.

(પ્રેમામૃત પાનની તૃપ્તિના સમયમાં, શ્રી કાન્તિ અને શ્રી કૃષ્ણલાલની વીર જોડી ઘેર આવી. બન્ને ભાઇઓ શ્રી વડીલ અને મિત્રને વંદી બેઠા.)

માઃ–પ્રિય સદ્‌ગુરૂ! મિત્ર!! અમારાં જીવન સાર્થકની મોંઘી ઉમાંગો સુવેળાએ **પહોંચી જ આવી!!!** (કાન્તિલાલ તરફ પ્રેમથી નિહાળી.) **પ્રિય પુત્ર! તારા ધ્યેયનું સાધના કાર્ય નિત્ય નિર્વિઘ્ને જ વધુ દીપાવ.**

ગંગાબાઈ:–(તે સમયમાં જરૂરીનું ગૃહકાર્ય વધૂશ્રીને સમજાવતાં રહેતાં બહાર આવી.) વહાલા દીકરા! તારા ઇચ્છયા મંગળભાવ વૃદ્ધિએ સર્વહિતનાં ઉમંગી કાર્ય કર. **તારા શિર પર મારા બહોળા આશીર્વાદનો છાંયો જ છે.**

કૃષ્ણલાલ:–પૂ. ગણિયલ વડીલ બંધુ! ઘર આદિ વ્યાવહારિક કાર્યોથી આપશ્રી નિશ્ચિંત રહેશો. સમાજ અને રાષ્ટ્રમાં વિદ્યાવૃદ્ધિએ વિકાસ આદિ સેવાકાર્ય કરવું, **એ નિજનું કર્તવ્ય છે તેને ઉલ્લાસથી દીપાવ્યા જ કરો. એ આપણાં માનવકુળનાં પરમ સૌભાગ્યની વાત છે.**

(શ્રી કાન્તિની અર્ધાંગી પણ રસોઇ બનાવતાં, જીવનમાં પરમ સેવાધર્મની સઘળી વાતો સાંભળી; અંતઃકરણ–મંદિરમાં મહાસુખ માણીને મનોમય જ કહી રહેલ, **"ધન્ય છે સમાજ આદિ રાષ્ટ્રના સેવાધારી–ભક્તિવંત મારા પ્રિય ભર્થાર દેવેશ્વરને, કે હું માનવોના પ્રેમધારીની છાયારૂપે દીનદાસી રહી છું.)**

(પ્રેમીજનોનાં પવિત્ર પ્રેમ બંધનનાં આગ્રહથી બપોરનું **પ્રીતિભોજન** સ્વીકારીને કર્તવ્યનિષ્ઠ–રસગુણી સ્વયંસેવક શ્રીમાન મનજીભાઇ, વડીલશ્રી, માતુશ્રી અને વીરવર્ય મિત્રોની પ્રેમભરી વિદાય માગી સ્વધેર પધાર્યા.

મિત્ર વાંચક! અંગત વા સામાજિક સાથે રાષ્ટ્ર તેમ વિશ્વહિતનું શ્રદ્ધાથી સેવાકાર્ય કરતા રહ્યા સુજ્ઞ યુવક મિત્રોને આપણાં વહાલભર્યાં અભિનંદન છે.

---

## પાંખડી એકતાલીસમી.

### મિત્ર કર્તવ્યોનાં વ્યાપકપણાંની સુગંધી.

કા:–(મિત્રો સાંજે વાંચનાલયમાં ભેગા મળ્યા અને સવારની વાતોથી પરિચિત થતાં.) યોગ આવતાં સારું જ થશે. **"વિદ્યાબળ, ચારિત્ર્યબળ, શૌર્યબળ, ધર્મબળ, આત્મિકબળ અને સર્વના કેન્દ્રમય પ્રભુબળ"** થી સુકાર્ય પાર ઉતરશે, એ દૈવી વાક્યો સ્મૃતિની મૂઠીમાં સાચવવાં. આપણા રાષ્ટ્ર શિરોમણિઓનું અખંડ વ્રત છે કે **"कार्यं साध्यामि वा देहं पात्यामि"** એ સૌએ વર્તનમાં ધારવું.

(એ સમયે શ્રી પ્રેમજી, શ્રી ગોપાલજી, શ્રી કેશવલાલ અને શ્રી મૂળજીભાઇ આદિ મિત્રો આવ્યા. વિદ્યાવૃદ્ધિની વિસ્તૃત ચર્ચા વડે તેના પ્રચારની રૂપરેખા કાર્યમાં પરિણત કરી. મિત્રમંડળો કર્તવ્યોમાં રત રહેતાં, **શ્રી મહા સરસ્વતીજીની અર્ચનાએ મહાવિદ્યાલય તથા વિદ્યાર્થીભુવનનાં** નિર્માણથી તેની રચનાત્મક વ્યવસ્થા સંભાળી સમાજને લાભ મેળવાવવામાં નિજ લગનીઓને દીપાવી જ રહ્યાં. અસ્તુ.)

**જેમણે પરમાર્થમાં સહ્યું દ્વંદ્વ, તેઓ જ મહાત્મા બન્યા વિશ્વવંદ્ય.**

ભ્રાતૃત્વ પ્રેમસાધક અને રાષ્ટ્રસેવાના પરમઋણથી બંધાયા ગુણજ્ઞ વાંચક પ્રિયમિત્ર! તારી તીક્ષ્ણ બુદ્ધિની નિશ્ચયાત્મક વૃત્તિ, ઊંડા અનુભવની–એરણ પર

સુખદુ:ખના મોટા હથોડાઓ પડતાં તે સાથે નિજ તપોબળના-ઘણની મોટી માર વડે ટીપાવાય. ક્યાળુ શ્રી સદ્‌ગુરુદેવે વૈદિક સિધ્ધાંત-હાથોથી પકડેલ સાણશીની વચમાં તારાં જીવનચારિત્રો સુંવાળાં થતાં, નીતિરીતિથી શોભિતા ઘાટો ઘડાય; ત્યારે જ તેં સાંકડા મનથી માનેલ વર્તુલરૂપી ચોથિયાના ટૂંકા વિચારો તૂટી વિશ્વહિતમાં હૈયું પહોળું થાય. મિત્ર ! પુષ્પનાં લક્ષથી, રાષ્ટ્રનાં સેવાધર્મની વિશ્વાસુ પરીક્ષાને સુજ્ઞો સમક્ષ આપવા હોંસીલો બનજે. સ્વયંસેવકોએ તો ચટક, મટકની ચંચળતાથી, ચેતીને દૂર જ રહેવાનું છે.

ગુણીમિત્ર! સાવધ રહેજે હો. તેં પરિશ્રમથી મેળવ્યો વિશાળ શિક્ષાભ્યાસ વિસમી સદી જેવી, પોપટીયા રંગી સફી ચટકમટકની ટાપટીપમાં જ રહીને ન ભૂલતો. જો તેં દક્ષપણે પરીક્ષામાં પ્રત્યેક કાર્યના વિષયોમાં યોગ્ય નંબરો મેળવ્યા તો તને પારિતોષિક દેવા માટે જયમાળા પહેલાંથી જ તૈયાર રાખેલ છે, એ પણ હોંસીલાં સુહૃદોની આજ્ઞાથી; સુયશરૂપી વિજ્યદેવી મંગળગીત ગાતાં ગાતાં તારા સોહામણા કંઠમાં પહેરાવશે. ભ્રાતૃથી અનિષ્ટોનાં નિકંદન સામે શૌર્યથી લડવૈયા! રાષ્ટ્ર હિતમાં માનવોની સુંદર વૃત્તિઓના નિત્ય "લડવૈયા!" ઉત્સાહી વીરા !!! આ પળે જ સદ્‌કાર્યો કરવાર્થે—

## તૈયાર થા !

(હરિગીત છંદ.)

શિશુ વૃત્તિ નિર્દોષતાના ખેલો ખેલવા તૈયાર થા !
તરુણ થઇ શુભગુણ ભાવો પ્રિતે ઝીલવા તૈયાર થા !! ૧.
વિદ્યાર્થી ! અધ્યયનનો આનંદ મ્હાલવા તૈયાર થા !
માતુ-પિતાની આજ્ઞા પાળી ચાલવા તૈયાર થા !! ૨.
બ્રહ્મચારી થઈ બુદ્ધિ સતેજે વ્રત રાખવા તૈયાર થા !
શ્રુતિ, સ્મૃતિ પ્રસાદ મીઠો નિત્યે ચાખવા તૈયાર થા !! ૩.
ગૃહસ્થ રહીને સદ્ ગૃહસ્થીય જોડવા તૈયાર થા !
સુધારક વ્હાલે, અનિષ્ટપણને તોડવા તૈયાર થા !! ૪.
વિજ્ઞાની થઈ વિજ્ઞાન—સુખો ફેલાવવા તૈયાર થા !
આશીર્વાદો માનવોનાં મેળાવવા તૈયાર થા !! ૫.
કૃષિકાર થઈ સ્વતંત્ર રસને ચાખવા તૈયાર થા !
રાષ્ટ્ર હિતેચ્છુ-મિત્ર સાથે ભક્તિ શખવા તૈયાર થા !! ૬.
વ્યાપારી હોતાં શુધ્ધ વ્યાપારો ખેડવા તૈયાર થા !
સત્સંગી થઇ ઘર સાધુ જનને તેડવા તૈયાર થા !! ૭.
અનાથનું દુ:ખ ધારી સંકટ ફેડવા તૈયાર થા !

×**દાની** બનીને દાન ધારા **રેડવા** તૈયાર થા !! ૮.
+**શૂરવીર** હોતાં શક્તિ **કેળવવા** સદા **તૈયાર** થા !
વીર થઇ વીરતાઇ **મેળવવા** સદા **તૈયાર** થા !! ૯.
કવિ થાતાં **રહસ્ય** કાવ્યો **પ્રિતે** **દાખવા** **તૈયાર** થા !

---

× = સ્વ. શ્રીમાન દાતા **પૂ. વાલજીભાઈ ભાણજીભાઈ** વાડીયા (માધવવાળા વડીલશ્રી) એ ધનસુરામાં સમાજની ધર્મશાળા (તલોદ રોડની) માં રૂા. ચોવીસ હજ્જાર એકસોને ચાલીસનું વિશાળ દાન આપેલ. ગુજરાતમાં પ્રથમ ધર્મશાળાનું ધનસુરામાં (મોડાસાના રસ્તા પર) બીજારોપણ કરનાર સ્વ. પૂજ્ય શ્રીમાન **કાનજી-ભાઈ દેવસીભાઈ** (રાયણના માળવાળા) એ સમસ્ત પા. સમાજની પૂરી સહકાર ભાવનાથી નિજનું અને સમાજના બંધુઓથી પ્રેમદાન મેળવીને ઉત્સાહી યુવકના શૌર્યને શોભાવે એવું એ પ્રૌઢવયના વડીલશ્રીએ અપૂર્વ લાગણીભર્યું શુભકાર્ય કર્યું, જેનાં નિરીક્ષણ વડે પ્રેમીદાનીઓએ વ્યાપક શુભકાર્યોનાં મંડાણ કર્યાં. એ છે કર્મયોગી, લક્ષ્મીના કૃપાવંત ધર્મશૂરાઓનાં ઉજ્જવળ જીવન કર્તવ્યોની જગતમાં વ્યાપક રહેલ દિવ્ય સુવાસ. તલોદરોડની ધર્મશાળાનો અહેવાલ, "મૂળ બંધારણ અને કાર્યક્ષેત્ર" સં. ૨૦૧૦ પૃ. ૧૩ માં અવલોકવું. કચ્છ કોટડા (જડોદર) માં **શ્રીમાન ભીમજીભાઇ આદિ બંધુઓએ, પૂ. વડીલશ્રી કેશરા બાપુજીના સ્મરણાર્થે** રૂા. ત્રીસ હજ્જાર વાપરી શાળાનું વિશાળ ભુવન બનાવી, કચ્છના શાસનને (એજ્યુ.) સુપ્રત કરેલ છે. એ જ શાળા સામે રોડ પર મોટર સ્ટેન્ડ પાસે આધુનિક ઢબનું સાર્વજનિક આરામગૃહ બનાવેલ તેનો જનતા લાભ લે છે.

+ = પૂ. સમાજના અમર–ધર્મવીર યોધ્ધાએ, અપૂર્વ લાગણીની શૂરવીરતાથી આપણી સમસ્ત પાટીદાર મહાજની સમાજને "દંભી–શત્રુઓથી" સવેળાએ ઉગારીને બચાવી લીધી. **એમના આપણે જિજ્ઞાસુઓએ શ્રદ્ધાથી સંતજનોના સત્સંગથી વિશ્વમાં વ્યાપક રહેલ એવાં સનાતન ધર્મના તત્ત્વનું અમૃત પીધું, પીવાતું રહ્યું છે. આપણા માર્ગદર્શક પરમ ગુરુદેવ શ્રી નારાયણજીભાઈ રામજીભાઇ, શક્તિપુત્રની સાચી આરાધનાનું સવેળાએ સર્વ ભ્રાતૃઓને પ્રેમદાનથી પ્રાપ્ત થયલું સત્યનું–અમૃતફળ છે.** એવા સર્વ યોધ્ધાઓના માન્યવર **શૂરવીરનાં** અડગવ્રતની જિજ્ઞાસાનાં સિધ્ધાંતોની વૃધ્ધિ કરવામાં કૃતજ્ઞ (કરેલા ઉપકારની કદર કરનારું) રહેવા અંગે, સમસ્ત સમાજના ગુણગ્રાહીઓએ સંગઠ્ઠનથી મળી; આદર્શભાવનાથી વિચારીને યોગ્ય સ્થાનમાં એ, **ઇતિહાસીક ધર્મવીરશ્રીનું વિશાળ સ્મૃતિ સ્મારક (વાંચનાલય)** બનાવી, સાહિત્યરસિક યુવકવીરોને સ્વાધ્યાયનો વર્તમાનમાં પરમ લાભ આપવો જ જરૂરી છે. પૂ. ભાગીરથી સમાજના નમ્ર સ્વયંસેવક, લેખકની વિજ્ઞપ્તિ છે.

ભક્ત બની **નિર્માન** રસના ગુણ **ચાખવા** તૈયાર થા !! ૧૦.
યોગી હોતાં અષ્ટાંગ સમાધિ **સાધવા** તૈયાર થા !
પ્રણયી થઇને પ્રિય પિતાની **યાદમાં** તૈયાર થા !! ૧૧.
વૃક્ષ ફાલ્યે સ્નેહનું મિષ્ટ ફળ **ચાખવા** તૈયાર થા !
વેદ તત્ત્વ રહસ્યને સૌ મને **છાપવા** તૈયાર થા ! ૧૨.
**સેવક** વ્રતે કર્તવ્યથી જન **હર્ષાવવા** તૈયાર થા !
**મિત્ર** પ્રિય નિર્માનતાનું પીયુષ **વર્ષાવવા** તૈયાર થા !! ૧૩.

(સૌ પ્રેમથી બોલો, અક્ષય સત્યધર્મની અને તેનાં પ્રેમળ તત્ત્વો ધારણ કરી, આનંદ માણનારાઓની નિત્ય જય હો.)

---

## પાંખડી બેતાલીસમી.

### સત્સંગમાંથી જ પ્રસરતી ધર્મધારણાની શ્રદ્ધા સુવાસ.

### સંત સમાગમનો અપાર મહિમા.

પ્રિય વાંચક! મિત્રો વિદ્યાપ્રચાર કરતાં, આજ ઘેર આવેલ છે અને શ્રી મનજીભાઇને ઘેર દિવસના ત્રીજા પહોરે ભેગા થતાં—

મઃ–મિત્રો! આપણા ધર્મસાથી શ્રીયુત વિશનજીને ઘેર બે દિવસ થયા, **શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ** ફરતારામ (આનંદીમૂર્તિ) તે પણ એંશી વર્ષનો સમય ગાળેલ **સર્વદાનંદ** નામે મહાત્માજી પધારેલ છે. મિત્રો મળી, **રાત્રે સત્સંગમાં ચાલી** કથામૃતનો પુષ્કળ આનંદ વહોરીએ. મને પિતાજીએ સવારમાં કહેલ કે "**મહાત્માજી** આજ રાત્રે પ્રવચન કરી, પ્રભાતમાં જ અન્ય સ્થળે જશે."

કાઃ–ભાવિક વૈષ્ણવ ગાડાંની જોગવાઈ તો કરશે જ. શ્રી મહાત્માજીનું સામેના માર્ગથી જવાનું થશે ત્યારે આપણે **ત્યાગમૂર્તિનો દર્શનલાભ મેળવશું.**

### શ્રી સંતજનનું શાસ્ત્રીય વર્તન.

મઃ–ભાઇ! સંન્યાસ આશ્રમમાં તપોનિષ્ઠ અને પૂર્ણત્વ પામેલ નીદ્ર્ંદ્વાતિતોને ગાડાંનો ચાડીકો જ કેવો! શ્રી મહાત્માજી આવ્યા પગપાળા એકાએક અને તેય સંધ્યાએ. કોઇ જાણતું જ નથી કે તે કઇ દિશાથી પધારેલ છે. સાથે કૌપીન, કમંડળ અને કામળી સિવાય કંઈ નથી. ભૂમિ પર શયન, દિવસમાં એક વખત સાદું અને અલ્પ ભોજન **સિવાય સર્વનો ત્યાગ છે.** ધનને અડકતા જ નથી; એવા શમ, દમ આદિ સાધન સંપન્ને આનંદમગ્ન છે. માયાને માટી, પથ્થરમય જાણી બ્રહ્માનંદની વિચારધારામાં જ રહે છે, પ્રભુપ્રેમ રંગથી રંગાયાઓ સંસારીજીવોનાં સુખદુઃખનું નિરીક્ષણ કરી, પોતે મેળવેલ જ્ઞાન–વિજ્ઞાન (વિભૂતિ)નો અનુભવ **સર્વાત્માઓને પરમાનંદના લાભ સારું ઉપદેશે છે;** એવા સમર્થોનું નિશ્ચિત સ્થાન ન હોય. આપણે ઘેર બેઠાં મહાતીર્થરાજ–પ્રયાગમાં ત્રિવેણિની ધારામાં

## સાહિત્ય રસિક યુવક શ્રી દાનાભાઈ અરજણભાઈ જાદવાણી, ગામ કચ્છ રવાપુરવાળા.

જન્મ-સં. ૧૯૬૫, વૈશાખ સુદ ૩,
મંગળવાર.



મૃત્યુ--સં. ૧૯૮૫, શ્રાવણ,
સુદ ૧૪ ના રોજ.

ગુણિયલ ગુણો ગુણવાનના જે ઝગમગી જગમાં રહ્યા;
મીઠા મધુરા એ ગુણો કો' કેમ કરી જાયે કહ્યા.
જેનાં મધુરાં વાક્ય સુણીને જાગતી જ્યોતિ હૃદે;
તે હૃદયમાંથી ભ્રાંતિ ભ્રમની, તાડતી સદ્દવાણી જે.

એવાં મીઠાં સુવાક્યની સુવાસ ભૂલાતી નથી;
એ વ્હાલમાં થઈ મગ્ન મનડું દોડતું ત્યાં પ્રેમથી.
અટકાવતા મુંઝાવતા કંટક કદી મુજને ઘણા;
ના અટકતું ચાલ્યું જતું ના વાસ ભૂલાતી જરા.

(મિત્ર) સં. ૧૯૮૩, મા. સુદ ૧૪, શનિવાર,
તા. ૧૮-૧૨-૨૬ (કરાંચી.)

નહાઇ, મન પવિત્ર અને શીતળ થવા સારું મહાભાગ્યથી અમૂલ્ય સમય દર્શાયાને જરૂર મેળવવો.

શિઃ–મિત્રો! આપણે શાસ્ત્ર વિશેષણોનાં ગુણ–કિરણોએ જીવન દીપ્યમાન પરમહંસનાં વચનાંમૃતનો લાભ ખંતથી લેવો. સાધકોને નિસ્પૃહી વિરક્તોના સત્સંગની પ્રાપ્તિ થાય તો વાડીઓ, મોલભર્યાં વિશાળ ખેતરો વટાવીને ભયાનક જંગલમાં **મહાવિકાળ સિંહ**, વાઘ, ચિત્તા, વરુ અને રિંછ આદિ હિંસક પ્રાણીઓ યથેચ્છ ફરી ગર્જના-ઓએ તાડુકતાં હોય. ઘોર અંધારી મધ્યરાત્રે તમરાં બોલવાના શબ્દોએ ગીતગુંજન થતું હોય અને ભુજંગો આદિ ઝેરી જંતુઓ દેખાતાં હોય. માથે મેઘ ગર્જના-ઓએ વિજળીના ચમકારાથી મુશળધાર વરસાદ વરસી નદી, નાળાં ભરપૂર વહી સામેનો પવન ફૂંકાવાથી હીબકતી ઠંડી વાતી હોય! તો પણ શ્રધ્ધાળુઓએ સત્ય સંગ્રહની અડગતાએ, **વિઘ્નોથી નિર્ભય રહી સામે પાર જવું.** શ્રી ગુરુદેવ સાથે સત્સંગ મંડળ પર્વતના શિખર પર હોય છતાં, જિજ્ઞાસુઓએ અનુભવી (દિવ્ય જ્યોતિ) ઓનાં દર્શનથી–જ્ઞાન આનંદની પ્રાપ્તિમાં; આત્મશ્રધ્ધા વડે નિશ્ચિત સ્થાને પહોંચવું જ. આપણાં ઘણાં જન્મોનાં પુણ્ય ફળતાં, આજ ઘેર બેઠાં **ગંગાધારા સમાન દયાળુ સંત વચનોનો લાભ લેવાના સમયનો સદુપયોગ કરવો.**

પ્રેઃ–**ભારતભૂષણ આદિત્ય બ્રહ્મચારી મહર્ષિ શ્રી દયાનંદનાં દિવ્ય તપોમય** –લોક કલ્યાણનાં આદર્શ જીવનનાં મધુગુણ ઝરણાં વહેતાંમાંથી, તરુણો અને યુવકોને જિજ્ઞાસાથી રાષ્ટ્રની સ્વરાજ્ય સંગઠ્ઠનની પૂરી પધ્ધતિ સાચવવાના તેમજ સત્યપ્રાપ્તિ માટે કર્તવ્યમાં ધારવા સારું ઇશ્વરીય–જ્ઞાન–વેદોના પરમ ઉજ્જવલ અને નિર્ભય આર્ય જીવન ગાળવાના પૂરા બોધપાઠો મળ્યા તેમ વધુ મેળવવા કાજે સુમિત્રો! સત્સંગમાં અવશ્ય ચાલો. સંત સમાગમના મહિમાને વંદન કરતાં **રસિક શ્રી સુંદરદાસ કહે છે કે—**

" તાત મિલે–પુનિ માત મિલે, સુત, ભ્રાત મિલે–યુવતી સુખદાઇ;
રાજ મિલે–ગજરાજ મિલે, સબ સાજ મિલે-સબ વાંછિત પાઇ.
લોક મિલે–સુરલોક મિલે, વિધિ લોક મિલે–વૈકુંઠહિ જાઇ;
**સુંદર** ઔર મિલે-સબહિ સુખ, **સંત** સમાગમ દુર્લભ ભાઈ! "

શ્રી યોગવાસિષ્ઠમાં સત્સંગને જ પ્રથમ "**મોક્ષનું દ્વાર**" કહ્યું છે અને પ. મહાત્મા શ્રી તુલસીદાસજી પણ પ્રેમથી ગાય છે—

" એક ઘડી, આધી ઘડી, આધી મેં પુનિ આધ;
તુલસી સંગત **સાધકી,** કટે કોટિ અપરાધ. "

" તાત સ્વર્ગ અપવર્ગ સુખ ધરિય તુલા એક સંગ ।
તૂલે ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સત્સંગ ॥ "

રામા. સુંદરકાંડ ॥૪॥ પૃ, ૬૨૫.

અર્થ:-હે તાત! સ્વર્ગ અને મોક્ષનાં સર્વ સુખોને ત્રાજવાના એક પલ્લામાં રાખ્યાં જાય તો પણ સર્વ મળીને (બીજા પલ્લામાં રાખેલાં.) તે સુખને બરોબર થઈ શકે નહિ, જે લવ (ક્ષણ) માત્રના **સત્સંગથી** થાય છે. (માટે—)

પવિત્રાત્માનું દર્શન અને તે શ્રીનાં મધુરાં સુવાક્યો સાંભળતાં જ આપણાં પામરોનાં હૃદયમાંથી અહંતા, મમતા આદિની અભ્યાસી રહી મલીનતાનાં બંધનની ગાંઠ છૂટવા સારું **આપણે દયાળુ સંતના ગુણોનું પૂજન કરવું.**

ગોઃ-પૂર્વે મહાન ધાર્મિક રાજા **શ્રી જનકવિદેહી**, શ્રી દશરથ મહારાજા, ધર્મરાય શ્રી યુધિષ્ઠિર,શ્રી વિક્રમાદિત્ય અને શ્રી ભોજરાજા આદિના ભવ્ય દરબારમાં નિયમિત સભાઓ ભરીને **પ્રજાકલ્યાણના સત્સંગો થતા. એવા પ્રેમવૃદ્ધિએ પણ સૌએ સત્સંગમાં પહોંચવા સારું દઢતાથી ધ્યાન દેવું જ જોઇએ.**

શ્રેષ્ઠજનોના ઘેર તેમજ આપણાં પૂજ્યોનાં વખતમાં દરેક **ફળિયામાં ક્રમવાર સત્સંગો થતા.** પ્રભુ કીર્તનોનાં ભક્તિભાવિક ખરે! અષ્ટાંગયોગની સાધનામાં રત રહેનાર **એવા સ્વકુળ તારક પૂ. શ્રી લાલદાસ,** × **પૂ. શ્રી બાલાનંદ આદિ યશવંતા પ્રભુભક્તોનાં સમયની સાથે પૂ. ભક્તિવંતી બહેનો પણ અનુભવનાં ગુણ-દૈવતથી પાક્યાંનું;** આપણાં વડવાઓનાં મુખથી સાંભળેલ અને આપણે પણ નિહાળેલ. ત્યારે જ સૌની ધાર્મિક રહેણી કરણીનાં આદર્શ ઐશ્વર્યથી **ઝૂંપડાં પણ રળિયામણાં રહેતાં;** દરેક ઘરોમાં સાદાઈના વિશુદ્ધ સંપ, **સ્નેહની સ્યાણીના** દૈવીગુણોએ સંતોષથી આનંદ-સમૃદ્ધિની છોળો ઉછળતી રહેલ. મિત્રો! એમ કુળાચાર દીપાવવાને પણ ખંતપૂર્વક **સત્સંગ નિત્ય કરવો જ જોઇએ.**

**સત્સંગ** સ્થાને આજ તો ઉદરપોષણ માટે **શારીરિક અને માનસિક** પ્રવૃત્તિના ઈર્ષાળુભર્યાં કંગાલીપણાના કારણે સાંજે કે રાત્રે એ ઘડી નિવૃત્તિથી ભાવિકો મળીને પરમ પિતાના સૃષ્ટિ પર પળે પળે થતા રહેલ અપરંપાર ઉપકારોના **-ગુણો સંભારવાનું જવલ્લે જ દર્શાય છે.** આજનો પોપટીયા રંગી વર્ગ તો રસવૃત્તિથી એકાદ ભજન ગાવામાંય; હૃદયમાં પ્રેમજળ વિના શરમાય છે, જેમકે શિર પર સંકટનો ડુંગર ઢળતો જ હોય!

મઃ-તેવું તો સઘળે નથી જ હોતું. જીવન સુધારી વધુ આનંદ માણવા સારું ધર્મભાવ જેના હૃદયમાં વૃદ્ધિ પામ્યો હોય તેવાંને મંડળીમાં ભજન, ગીતો ગાવામાં ખુશી થવાનું જ રહે. હવે તો ગુણિયલ **"ઘડવૈયા" શિક્ષકોની** મૂળ પાયાની સાચી કેળવણીથી અને રાજ્યતંત્રનાં યોજ્યાં પર્યટનો દ્વારા કેળવાતો શિક્ષીતવર્ગ ખોટી લજ્જાને દૂર જ રાખે છે. કેમકે—

"પ્રેમની કટારી રે, જ્ઞાનની કટારી રે, મારી મન સાથા ગુરુ મારી."

—અપૂર્ણ.

---

× =પૂ. સ્વામી **શ્રી બાલાનંદે** સં. ૧૯૮૫ માં પવિત્રતીર્થ કાશીપુરીમાં **સંન્યાસ ધારણ કર્યો,** તેઓશ્રી સં. ૧૯૯૯ માં કૈવલ્ય પદ પામ્યા. પૂ. સ્વામીશ્રી પૂર્વ આશ્રમમાં મૂળ રહીશ કચ્છમાં ગામ **અરલના** હતા. શિષ્યવૃત્તિ લેખક.

અનુભવીઓ ! ધર્મનાં રહસ્યાંમૃત પીવાની જેમને અડગ પ્રીતિ હોય તે તેમનાં શુભગુણી વર્તનોથી સમજાય જ. સત્યને જીવનમાં ઓતપ્રોત કરી તત્ત્વનો લાભ મેળવવો તે પણ નિજનાં હિત સારું જ છે. મિત્ર શ્રી શિવદાસજીનાં ધર્માનંદી જીવનથી જ નિહાળોને ?

કા:–એ તો એવું છે કે—

" લોક લજ્જા નવ લોપીએ, ને લજ્જાએ વણુશે રે કાજ;
માત, તાત, બેની, બંધવા, એ નહિ આવે રે સંઘાત. "

આપણે સત્સંગમાં ચાલીએ, નહિ તો મોડું થશે. પ્રિય વાંચક ! મિત્રો વાળુ કરીને સત્સંગરૂપી ત્રિવેણિની પવિત્ર ધારામાં શીતળ થવા માટે ઠીક સમયમાં પહોંચ્યા. આજે "જિજ્ઞાસુઓની સ્વધર્મમાં અચળ શ્રધ્ધા અને નિષ્ઠાથી તત્ત્વની પ્રીતિવૃદ્ધિને જીવનવ્રતમાં ધારવાનો વિશુદ્ધ ભક્તિભાવ" એ મહત્ત્વનો વિષય હતો. કીર્તનો ગાવા પછી સવા પહોર રાત્રે સત્સંગ પૂરો થયેલ.

મઃ–(મિત્રોને ધીરેથી કહ્યું.) કથાપ્રસંગ બોધગ્રાહી જ થયો. આપણે દશ ગાઉ દૂર હોવાથી ગઇ રાત્રિનો બ્રહ્માનંદ પ્રાપ્ત ન કરી શક્યા. સંતકૃપાથી અત્યારે માનસિક આરોગ્યમાં ભક્તિરસનું સાત્વિક મિષ્ટાન મેળવ્યું છે. ઘણું સાંભળવા કરતાં એક, બે સુવાક્યો શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરી; તે પ્રમાણે નિષ્ઠાએ અનુસરણ કરવાથી જ જીવનની શ્રેષ્ઠતા છે. મિત્ર મળી, શ્રી મહાત્માજીનાં વિભૂતિ–ચરણોમાં પ્રાર્થીએ. સૌમ્યગુણ મૂર્તિ પ્રભાતમાં અન્ય સ્થળે ન જતાં, આપણાં આંગણે પધારવા કૃપા કરે.

શિ:–મિત્ર ! ઉત્તમ વિચાર–આપણો અનુનય–વિનય પૂજ્ય સ્વીકારશે જ. પ્રભુજીના પ્યારા સંતોનું જગતજનોમાં સત્ય વિતરણનું જ કર્તવ્ય છે.

(શ્રોતાજન શ્રી મહાત્માજીને વિવેકે વંદી; ધર્મનાં રહસ્યો જીવનમાં ધારવાની ચર્ચાઓ કરતાં ઘેર ગયાં. શ્રી ભક્તજી તેમનું શ્રદ્ધાળુ કુટુંબ, ભક્તિવંત શ્રી શાસ્ત્રીજી, શ્રી સુંદરજીભાઇ, શ્રી મોતીશા, વૈદ્યશ્રી, ડૉ. શ્રી, ધીરૂભાઇ અને શ્રી માવજીભાઇ આદિ દશેક વૃદ્ધપુરુષો ત્યાં બેઠા હતા. મિત્રોએ પૂજ્યશ્રીનાં ચરણ-કમળોમાં ઓરમ્ સચ્ચિદાનંદેશ્વરાય નમો નમ: કહી ક્રમથી નમસ્કારો કર્યા અને શ્રી મનજીભાઇએ હાથ જોડી નમ્રતાથી વાક્યો કહ્યાં.)

મઃ–આપ સાત્વિકભાવે આ ત્રિગુણી સંસારની મૃગજળરૂપે ચૌદિશાએ પ્રસરેલ આસુરી સંપદાના મોહથી સ્વયં મુક્ત રહી, આત્મિકોન્નતિ પરમપદના ભોક્તા રહ્યા છો. અવિનાશીતત્ત્વ–ત્રિભુવનપિતાએ દિવ્યપણે શ્રુતિનો સંદેશ આપેલ; તે આપશ્રીએ હૃદય–કમળકોશમાં નિત્ય સુવાસરૂપે ઝીલ્યો છે. તત્ત્વને વિસાર્યાં અમે બાળકોને આપ શ્રીવિભૂતિએ રસાયણરૂપ મધુરાં વાક્યોએ પુનઃ યાદ દેવરાવી, અજ્ઞાનજન્ય મોહ આદિ તંદ્રાથી જાગ્રત કરાવી; કર્તવ્ય પંથે ચઢાવવા માટે સુબોધ આપી

રહ્યા છો. અમે ક્ષુદ્રજીવોને માયાવી સુષુપ્તનેત્રોમાં જ્ઞાનાંજનથી **સત્યતત્ત્વ દર્શાવ-**
**નાર હે સર્વાત્માહિતસ્વી દયાળુ શ્રી ગુરુદેવ!** આપશ્રીનાં પ્રભુભક્તિરૂપ પવિત્ર
યુગલ ચરણ-કમળોની રુચિરજને વંદી, શિરોધાર્ય કરી અમારી પ્રાર્થના છે કે
આપશ્રી નિજ સ્વરૂપના અદ્વૈત એવા-આત્મિક કણોને વધુ કથામૃતનું પાન કરા-
વવા સારું આભારી કરશો. (નેત્રોમાં પ્રેમાશ્રુ વહેતાં, શ્રી સદ્દગુરુના અંકમાં શિર
ધરી જ દીધું.)
શ્રી સદ્દગુરુ:-(પ્રેમીની પીઠે વહાલથી હાથ ધરી, શિર ઊંચું કરાવી.) આપ
જિજ્ઞાસુ-મિત્રની પરમ શ્રદ્ધાભરેલ વિમળવાણીમાં સત્સંગનો અનન્ય પ્રેમદર્શીને
નિજાત્મામાં આનંદની વૃદ્ધિ થઇ. વિશ્વમાં પ્રત્યેક મનુષ્ય વહાલથી પ્રભુ ભજનને જ
સર્વ કર્તવ્યોમાં પ્રથમ સ્થાન આપતાં રહેતાં, જીવન-યાત્રાનો દિર્ઘ ફેરો સફળ
થયો જ જાણવો.

શ્રી સદ્દગુરુની કરુણાએ ઇશ્વરભક્તિનાં નિગમનું હૃદયમાં સ્થાન રાખી, ગૃહ-
સ્થાશ્રમના પવિત્ર સંસ્કારોથી સદા તીક્ષ્ણ અને સુખ, દુઃખમય-ઝૂલતાં દોરડાં પર
ચાલી રહ્યાથી જ **આપ વૈષ્ણવોનાં રળિયામણાં આંગણે પ્રતિદિન પંચયજ્ઞો**
**કરવાના સત્સંગો જ થાય છે.** આપ પરમ મુમુક્ષુના ગૃહ-મંદિરે, દયાળુદાતાની
પ્રેમભક્તિનાં ભાવિકોને સવારે **સત્સંગમાં** પધારીને લાભ લેવાનું કહેશો; અત્રે
બિરાજ્યાં ભાગવત-ધર્માનંદીઓ પણ ત્યાં સવેળાએ આવી ધર્મનો પ્રેમપ્રસાદ
પ્રાપ્ત કરે.

પ્રાતઃસ્મરણીય શ્રી સદ્દગુરુદેવોએ શ્રુતિ, સ્મૃતિઓમાં ઉપદેશ્યું **સત્સંગનું**
**દિવ્યસ્થાન** કલ્પોથી શોભતું રહ્યું છે. અતિશય પુણ્યફળનાં પ્રાપ્તિમય મનુષ્ય
અવતારનો અભિનવ દીપાવી, અંત્યે નિદ્ર્ંદ્રીઓએ મોક્ષદ્વારમાં પ્રવેશી **મહાન**
**જ્યોતિશ્વરને ભેટવા માટે સત્સંગનો** પ્રૌઢમાર્ગ **સંસારમાં સદાય ઉજ્જ-**
**વળ રહેલ તેમજ રહેશે.** સત્સંગ **કરવાના લાભથી જ મુમુક્ષુઓનું** સદા
**પરમ કલ્યાણ છે. (હાથ જોડી) ઓરમ્ જય** સચ્ચિદાનંદેશ્વરાય **નમો નમઃ**
મઃ-(હાથ જોડીને.) અમે ભાવ-લ્હાવની પ્રસાદિના ક્ષુધાતુરો, **આપ પૂજ્યાત્માની**
એ જ અતૂલ દયાદૃષ્ટિની સ્નેહવૃષ્ટિ ઇચ્છતા હતા. (શ્રદ્ધાળુજનોએ નમસ્કારો કર્યાં.
શ્રી ઠક્કુરની અનુમતિથી શ્રી ગુરુદેવ સંઘાતમાં વૃધ્ધશ્રીઓ અને મિત્રો, શ્રી વાલજી-
ભાઇને ઘેર આવ્યા. પૂજ્યને એકાંતના વિશાળ ઓરડામાં આસન આપ્યું. પ્રેમી-
જનો શ્રી જ્ઞાનમૂર્તિને વંદી સ્વસ્થાનમાં ગયાં. પૂજ્યશ્રી નિયમયુક્ત વેદમંત્રો
જપતાં નિદ્રાધિન થયા અને શ્રી મનજીભાઈ તથા શ્રી ગોપાલજી વરંડામાં બેઠા
રહ્યા. બે ઘડી પછી-)
**અધિકારીઓનાં હૃદયોમાં નિત ઉમંગપૂર્ણ શ્રધ્ધાથી વહેતી પ્રેમની નીકો.**
મઃ-મિત્રવર્ય! આજની (ફાગણ માસની સુદ પાંચમ) **જ્ઞાનરાત્રિ** જીવનનો આનંદ
માણવામાં અપૂર્વ છે. (નેત્રોમાં હર્ષાશ્રુઓ જ ભરાયાં.) આવા પ્રભુસ્વરૂપના અપ-

રોક્ષાનુભવી સંતશ્રીનો સત્સંગ આપણને નિત્ય પ્રાપ્ત રહેતાં તો આપણે પામરોનું જીવનકૃતાર્થ થવામાં વાર જ શાની રહે ?

ગો:-પૂ. મહાત્માજી અહીં રહે તો હું શ્રી ગીતાજી આદિ સંસ્કૃત શાસ્ત્રોનો બહોળો અભ્યાસ જ વધારું.

મ:-"સારમેવ ન્યાયે" આપની ભાવના સર્વોત્કૃષ્ટ છે. હું પણ વધુમાં "વિચાર સાગર" શિખું. શ્રી કાન્તિભાઇ, શ્રી શિવદાસજી, શ્રી પ્રેમજીભાઇ, શ્રી કેશવ, શ્રી કૃષ્ણલાલ, શ્રી શિવરાજસિંહ અને શ્રી મૂળજીભાઇ આદિ મિત્રો અને શ્રી વિશ્રામ તેમજ તેના સહાધ્યાયી મિત્ર વિદ્યાર્થીઓ પણ મનુસ્મૃતિ, શ્રી ગીતાજી આદિ શાસ્ત્રોના અભ્યાસની વૃદ્ધિ જરૂર કરશે જ. કેમકે મિત્રો અને શ્રી કાન્તિભાઈની+ ગુરુદીક્ષાથી× સંસ્કારો ગ્રહણ કરી, યજ્ઞોપવિત ધારતાં નિત્ય સંધ્યા આદિ કર્મકાંડ કરવાની હમેશાં તીવ્રતા જ રહી છે. પરંતુ મિત્ર! શ્રી સદ્‌ગુરુ તો નિયત સમય પછી અહીં રહેશે જ નહીં !!

ગો:-હમણાં જેમ પૂજ્યને નમ્રપણે ફરી પ્રાર્થીશું. એ દયાળુ અને કરુણાળુ તો આ સૃષ્ટિસૌંદર્યમાં વિશુદ્ધ પ્રેમના પિપાસુ જ છે. શ્રી સદ્‌ગુરુદેવ આપણા ધ્યેયની પવિત્ર યાચના પણ માન્ય રાખશે જ.

મ:-દયાળુદાતા જ્ઞાનેશ્વર જ સૌની સદ્‌આશા પૂરી કરે છે. મિત્ર! આપણે નિદ્રા પહેલાં પ્રભુ સ્તવન કરીએ.

શ્રદ્ધાનો સત્યરંગ હૃદય-કમળની વિચાર-પાંખડીઓમાં, પ્રભાકરનાં કિરણોમય જગમગીને નિત દીપે જ છે.

પ્રેમી સહાય પૂરણ દયાળુ છે નિત્ય પવિત્ર જ ગંગ;
સ્મરી ને શીતળ થવાયે, પૂરો લાગે હૃદયમાં રંગ. ૧.
નામ, મોટો મહિમા જગમાં, કરવો કદી નહિ ભંગ;
સાચું તરણ તારણ એ છે, સદ્‌ગુરુ કે સત્સંગ. ૨.

નામ સ્મરતાં, સ્મરતાં—

નાથ! અમારું જીવન અકારું, માર્ગમાં ચાલવા અપંગ;
કયમ કરી શિખરે પહોંચવું? થવા પ્રેમીને સંગ. ૩.
તિમિર—કૂપથી ઉધ્ધારવા વહાલા! વિચારી મન;
જ્ઞાન-જ્યોતિ અંતરમાં જગાવી આપો ભાવપૂર્ણ સત્સંગ. ૪.
તું આરાધક આશ્રય અમારો, ઋષિ, મુનિ કરતા નમન;
પ્રેમાનુરાગી બુદ્ધિ વૃદ્ધિથી કરતા રહીએ તારું ભજન. ૫.

+ = ત્રીજું પુષ્પ પૃ. ૪૮.
× = ત્રીજું પુષ્પ પૃ. ૬૦ માં અવલોકવું.

-धियो यो नः प्रचोदयात् ॥ = જે પ્રભુ પ્રાણ આપનાર, દુઃખોથી બચાવનાર, ચેષ્ટા કરાવનાર, સૃષ્ટિકર્તા દેવ છે તે પૂજ્ય પવિત્ર પાપનાશક જ્યોતિનું અમે ધ્યાન ધરીએ છીએ, તે પ્રભુ! અમારી બુદ્ધિઓને શુભ રસ્તા તરફ પ્રેરણા કરો. ૐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

---

## પાંખડી તેતાલીસમી.

### ધર્મતત્ત્વ કુસુમોનાં મધુરપણાંમાંથી પ્રસરતી સુવાસ.

**શ્રી મહાત્માજીની જીવનચર્યા અને વિવેકીજનોનાં હૃદય-કમળો, શ્રદ્ધા-રસથી નિત સિંચાયે જ ખીલીને દીપતાં રહ્યાં છે.**

(મિત્ર ત્રિપુટી પ્રભાતે નાહી, **પ્રથમ શ્રેણીની પ્રાતઃસંધ્યા આદિ** ખટ-**કર્મથી પરવારીને** ઉમંગભેર શ્રી ગુરુદેવનાં દર્શન માટે આવી. અહીં મહાત્માજી ન દેખાતાં શ્રી કાન્તિએ, શ્રી ગોપાલજીને પૂછ્યું-) "શ્રી સદ્‌ગુરુદેવ અને મિત્ર શ્રી મનજીભાઇ અત્યારે કયાં છે?"

ગોઃ-મહાત્માજી પરોઢિયે જાગતાં તે શ્રીએ મારી પાસે દાતણ સાથે જળ માગ્યું, મેં લાવી આપેલ. મિત્ર પણ એ જ સમયમાં ઘેર ગયા છે. પુનઃ શ્રી પૂજ્યે મને કહ્યું કે "મારે સ્નાન કરવા જવું છે."

મેં કહ્યું:-આપશ્રીની આજ્ઞાએ સેવક પણ સાથે આવે?

પૂઃ-આનંદથી ચાલો. (અમે તળાવ માર્ગે ચાલ્યા. વચ્ચમાં શ્રી વાશણબાપાની અજોર વાડીના કૂવા પર ત્રણ કોસ ચાલતા હતા.)

પૂઃ-ક્ષેત્રજ્ઞના ક્ષેત્ર (અન્નમય કોશ) ને અહીં જ સ્નાન કરવું છે.

મિત્ર! એ યથાર્થ મહત્વનું સુવાક્ય કહી, વાડીના પૂર્વભણી વૃક્ષોવાળા માર્ગ તરફ વળ્યા. ફળદાયી ઝાડોના ઘેરાવામાં, કૂવાની જમણી બાજુના ઓટલે **પૂ. વડીલશ્રી નિત્યકર્મ સાથે શ્રી ભગવતી ગીતાજીના સ્વાધ્યાયથી પર-વારી, સિદ્ધાસને શ્રી કેવલેશ્વરના નામામૃત સ્મરણ (પાન) ની પ્રેમ-ભક્તિમાં શાન્તિથી મંગળમાળા ફેરવતા હતા.**

શ્રી મહાત્માજીએ કુંડી બહાર હાથ, પગ સ્વચ્છ કરી, કમંડળમાં દોરી બાંધી; કૂવામાંથી જળ ખેંચી સ્નાન કર્યું. કૂવાની પશ્ચિમે એકાંતમાં પૂર્વભણી કામળીના આસન પર પદ્માસને બિરાજી **પ્રાતઃસંધ્યાએ શ્રી વિશ્વેશ્વરનું ધ્યાન ધરી લીધું.** વડીલશ્રી ઓટલા પરથી ઉતરી, શ્રી રામરૂપ-સદ્‌ગુરુને હાથ જોડી વંદી; પ્રેમરસ ભરી વાણીથી પૂજ્યશ્રીને ઓટલા પર બિરાજવા કહ્યું અને પૂજ્યે સ્વીકાર્યું.

### વિવેકીજનોનો આનંદમયી સત્સંગ.

વડીલે પ્રશ્ન કર્યાથી, શ્રી મહાત્માજીએ વર્ષોની તીર્થો આદિ સ્થાનોનાં પર્ય-ટનોમાં અનુભવી બે ત્રણ વાતો કહી; તે મેં સાંભળી નિશ્ચય કર્યો કે હું શ્રી સદ્-

ગુરુ પાસેથી ધાર્મિક ઉપદેશ ગ્રહણ કરીશ. મિત્ર! બરાબર એ સમયમાં સૂર્ય-નારાયણની મંગળ ઉષા પીળાં પિતાંબર જેમ પૃથ્વી પર પથરાતાં દિવ્યપણે શોભી જ રહી.

કા:-(ઉત્કંઠાથી) શ્રી મહાત્માજી અત્યારે ક્યાં છે?

ગો:-પૂ. શ્રીમાનની વાડીના ઓટલા પર બન્ને મહાત્માઓ **પ્રભુપ્રેમ ભક્તિરસની મહાઆનંદી ચર્ચા કરી રહ્યા છે.** હું પણ (નાહીને નમસ્કાર કરી) શ્રી મહાત્માજી સારું વખતસર ભોજન સામગ્રીની તૈયારી માટે પૂ. માતુશ્રીને કહેવા આવેલ છું. મને ઘર તરફ ચાલતો નિહાળી શ્રી સદ્ગુરુએ મૃદુવાણીથી કહ્યું—"હું થોડો સમય શ્રી ભગતજી સાથે સત્સંગ કર્યાં પછી આવું છું."

મે:-(પુન: વંદીને) બહુ જ સારું પૂજ્ય! ગુરુદેવ.

કા:-અહોભાગ્ય શ્રી બાપુજીનું કે સમર્થ પુરુષ સાથે, **સત્સંગથી** ઉચ્ચશ્રેણીએ લાભ પ્રાપ્ત કર્યો.

મ:-આત્માનંદનો મુક્તાનુભવ તો સર્વત્ર અદ્વૈત જ છે. "**ભાગવતોનાં**" હૃદય-મંદિરોમાં પૂર્ણ્ય સંચિતનાં જ્ઞાન અભ્યાસથી સૂક્ષ્મ બીજાંકુરો બ્રહ્માનંદે સ્થિત રહેલાં છે. પ્રેમતૃષાતુરોનું અનન્યે મિલન થતાં જ ચિંતરંજની વૃત્તિઓની સચ્ચિદાનંદ ચીન્ગારીઓ પ્રગટી, અદ્વૈતે વૃદ્ધિ થતાં જ્ઞાન-સૂર્યની જ્યોતિનાં કિરણોમાં ઓતપ્રોત થાય છે. અનુભવી કહે છે કે—

"જ્ઞાની સાથે જ્ઞાની મળે તો થાય લૂટાલૂટ."

(ત્યારે શ્રી મહાત્માજી અને પૂ. બાપુજી સામેના રસ્તાથી બાજુમાં આવતાં જ **અધિકારીઓએ દૈવીપુરુષોનું નમસ્કારથી-પૂજન કર્યું.** શ્રી મહાત્માજી ઓરડામાં સ્વઆસન પર બિરાજ્વા પછી સત્સંગીજનોએ આસન લીધું.

**સત્સંગમાં શાન્તિ ધારીને સત્યજ્ઞાન શ્રવણ કરવાનો વિવેક.**

શ્રી માધવજીભાઈ, શ્રી બાપુજી, શ્રી સુંદરજી, શ્રી ઠક્કુર, શ્રી મોતીશા. શ્રી વૈદરાજ, શ્રી ડૉકટર અને શ્રી ઠાકોર મહાનુભાવ તથા વડીલો, **મિત્રો, પાડોશીઓ** અને તેમનાં ધર્મપ્રિય કુટુંબી તેમ ગ્રામજનો આદિ શ્રદ્ધાળુ પણ બહુ સંખ્યામાં પધાર્યાં છે.

શ્રી વાલજીભાઇ અને શ્રી મનજીભાઇ આદિ મિત્રોએ ત્વરાથી પરશાળ સાથે, આંગણાંમાં મોદ્દાથી છાયા મંડપની તૈયારી કરી તેની સામેના મધ્યમાં આસન ગોઠવ્યું. પૂ. માતાઓ તથા બહેનો સારું સગવડ પૂરતાં સ્થાનમાં પાથરણું બિછાવ્યું. **સુસ્વાગતમ્**નું મંડપદ્વારે તોરણ બાંધ્યું તેની બાજુમાં "**સત્યધર્મ પ્રચારક શ્રી મહાત્માઓનો જય હો.**" એ સૂત્ર રૂપાળા અક્ષરોથી લખી, મોટું પાટીયું પણ બાંધ્યું.

"મિત્રોની ધર્મના તત્ત્વજ્ઞાન ધારણામાં ઉપદેશ-પ્રસાદિ આરોગવા અર્થે, **તીવ્રપણાની કેટલી બધી તૈયારી?**" (શ્રી વાલજીભાઇનાં મુખકમળમાંથી

જિજ્ઞાસુ યુવકોને સદા પ્રોત્સાહન આપતો પવિત્ર પ્રેમોદ્‌ગાર પ્રગટ્યો.)

મ:–શુભકાર્ય કરવાના તત્પરપણામાં પ્રભુસહચરીની જ વાત્સલ્યતા રહી છે. આપ હવે **શ્રી મહાત્માજી અને સત્સંગપ્રેમીજનોને** અહીં બેસવાનું કહો ?

વા:–(હાથ જોડી, નમ્રપણાથી) સત્સંગપ્રિય મહાનુભાવો! મંડપમાં શ્રી મહાત્માજી પ્રવચન કરે અને શ્રોતાજનો શાન્તિથી બિરાજી કથામૃતના શ્રવણપાનનો આનંદ મેળવે. ( શ્રી સ્વામીજી તથા સત્સંગ અનુરાગીઓ, ત્યાંથી ધૈર્યપણે ઊઠી મંડપમાં બેઠા. )

---

## પાંખડી ચુમાલીસમી.

### પ્રિય સંતની અમૃતભરી વાણીનો પ્રસાદ જિજ્ઞાસુએ આરોગ્યો.

પ્રેમપુરનું સત્સંગી મંડળ તથા પાડોશી ગામોનાં શ્રધ્ધાળુઓને વહેલી સવારમાં **સ્વયંસેવકો દ્વારા** સત્સંગનું આમંત્રણ હોવાથી પ્રેમીજનો મંડપમાં ભરપૂર બિરાજ્યાં. મૌનવ્રતી તપસ્વીઓના સમુદાય જેમ જિજ્ઞાસુજનો શાન્તિથી બેઠાં હતાં, **ધન્ય હો સાધ્યવૃત્તિઓને.** ત્યારે મંગળપૂર્તિમાં શ્રી કાન્તિ, શ્રી મનજીભાઇ, શ્રી શિવદાસભાઇ, શ્રી પ્રેમજીભાઈ અને શ્રી કેશવલાલ આદિ **મિત્રોએ વાજિંત્રો સહિત સંયુક્તે ભજન** ગાયું.

"સદ્‌ગુરુ શરણ વિનાં, અજ્ઞાન–તિમિર ટળશે નહીં રે.
જન્મ–મરણ દેનારું, ખરું બીજ બળશે નહીં રે." અપૂર્ણ.

### શ્રી મહાત્માજીનો ધાર્મિક ઉપદેશ.

શ્રી મહા:– **ओश्म् सच्चिदानन्देश्वराय नमो नमः ॥**

### જનતાને શારીરિક ઉન્નતિ વડે સુખ મળતાં, એ જ પ્રથમ પાયાની મુક્તિ જ છે.

ધર્મપ્રેમીઓ ! એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો. પૂજ્યશ્રી મનુભગવાન માનવપુત્રોને સદુપદેશે છે કે " **आचारः प्रथमो धर्मः** " સર્વનો એ જ મૂળધર્મ છે. ગૃહસ્થાશ્રમીઓએ તેનાં સર્વાંગોનું પ્રીતિથી પાલન કરવું. પ્રથમ શારીરિક શુદ્ધિનાં આરોગ્ય વડે દીર્ઘજીવી રહેવાથી " **धर्म, अर्थ, काम अने मोक्ष** " એ ચારે પુરુષાર્થ સધાય છે. ખાવા પીવાની સામગ્રી નિત્ય સ્વચ્છ રાખવી. જળ પીવામાં, રસોઇ અને ભોજન આદિ સારું જાડાં વસ્ત્રથી ગાળી સ્વચ્છ, ઠંડું અને પવિત્ર વાપરવું. જોઇતા સમયમાં જળ ઉકાળી તેનો ઉપયોગ કરવો, એ રીતે વર્તવાથી શારીરિક કષ્ટોનો ઉપદ્રવ પણ દૂર રહે.

ખેતી–વાડીમાં સ્વાશ્રયથી ઉત્પન્ન કરેલાં શુધ્ધ અન્નને પણ તપાસી, ધોઇ, સ્વચ્છ કરી, તાપમાં સૂકવીને ઉપયોગમાં લેવું. કારણ કે સૂક્ષ્મથી કરી મોટાં જંતુઓની હગાર તેનાં મોઢાંની લાળ ફેલાવાની, અન્ન પાકવાને ખળાં આદિમાં

વધુ સમય સુધી રાખવાથી એવી વાતો બને છે. દરેક જંતુ એક જેવાં નથી હોતાં તેમાં કોઇક માનવજીવનનાં અહિતકારી ઝેરી હોય છે. અસ્વચ્છ અને વાસી ભોજનથી ઉલટી, મરડો, માથું દુઃખવું આદિ કષ્ટ થાય છે. સમજીને જીવનયાપન કરનાં દેવદુર્લભ–માનવના ગૃહસ્થાશ્રમમાં જ ચાર આશ્રમો સમાયાં છે. જીવમાત્રનું યોગ્ય પોષણ કરતું પણ સાત્વિક અન્ન છે. શ્રી કૃષ્ણચંદ્રજી ઉપદેશે છે કે—

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसम्भवः ।**
**यज्ञाद्भवन्ति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥**

ગીતા, અ. ૩, શ્લોક ૧૪.

અર્થઃ–કેમકે સંપૂર્ણ પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે, (અને) અન્નની ઉત્પત્તિ વૃષ્ટિથી થાય છે, (અને) વૃષ્ટિ યજ્ઞથી થાય છે, (અને તે) યજ્ઞ કર્મોથી ઉત્પન્ન થનારો છે.

**अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञश्च तर्पणम् ।**
**होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ।**

મનુ. અ. ૩. શ્લો. ૭૦

અઃ–(ભણવું) ભણાવવું એ **બ્રહ્મયજ્ઞ** છે. પિતૃઓનું તર્પણ (નિત્યશ્રાધ્ધ.) તે **પિતૃયજ્ઞ** છે. હોમ કરવો તે દેવયજ્ઞ છે. બલિ (વિશ્વદેવ) કરવો તે **ભૂતયજ્ઞ** છે અને અતિથિનું પૂજન તે **મનુષ્ય યજ્ઞ** છે.

સ્વશક્તિ અનુસાર પંચયજ્ઞો કરવાથી, શરીરમાં નિત્ય પાંચ દોષો થતાની નિવૃત્તિ જ થાય છે. ગૃહસ્થાશ્રમીઓએ પવિત્ર આચરણોથી આર્થિક અને નૈતિકનું શુભ કાર્ય સાધવાને પૂરી શારીરિક ઉન્નતિ પ્રાપ્ત જ કરવી. બળવંત વ્યક્તિ જ સંસારમાં સુવ્યાવહારિક કાર્યો સિધ્ધ કરે છે. સંપૂર્ણ વિધિથી આરોગ્ય સાચવતાં (૧) શરીરબળ. (૨) જ્ઞાનબળ. (૩) મનોબળ. (૪) અર્થાત્ સર્વથી શ્રેષ્ઠ એવું આત્મબળ. (૫) સૈન્યબળ. (૬) હૃદયબળ. (૭) નીતિબળ. (૮) ધૃતિબળ. (૯) નિશ્ચયબળ અને સર્વના કેન્દ્રમય (૧૦) **બ્રહ્મબળ** પણ આરોગ્ય રક્ષક પુરુષાર્થીઓને યત્નો વડે જ પ્રાપ્ત થાય છે. ધર્મનાં સુલક્ષણો જીવનમાં ધારવા સંતજનો અને શાસ્ત્રો કહે છે, × સુંદર સિધ્ધાંતોના ઉજ્જવળ આદર્શો દરેક પ્રેમીજને હૃદયકમળોમાં સ્થાપી જીવનપળો દીપાવવી.

સર્વવીરો શ્રેષ્ઠ બાળયતિ શ્રી હનુમાન, પૂ. શ્રી ભીષ્મ પિતામહ, બળશાળી શ્રી ભીમ, અને ધનુર્ધારી શ્રી અર્જુન આદિ મહા ઓજસ્વી, પૂર્ણ યશસ્વી ક્ષત્રિયવીરોના અસિમ શૌર્ય જેમ, **સૌએ ઉત્કૃષ્ટ બ્રહ્મચર્યની સિદ્ધિ સાધીને કૌવતશાળી થવું.** સમાજ સાથે રાષ્ટ્રનો સુયશ ઉજાળવામાં પૂરતાં બુદ્ધિબળ અર્પણના સમયનો વધુ ફાળો આપી માનવજીવનની ક્ષણો ધન્ય કરવી. પ્રથમ દુર્વ્યસનોથી અળગા રહીને વિશુધ્ધ વૃત્તિનાં બાળકોની દિવ્યકાન્તિ સાથે કૌવતવૃદ્ધિ થવામાં

× પાંખડી ત્રીજી પાનું ૧૩ થી પાંખડી પાંચમી પાનું ૨૭ સુધી અવલોકી લાભ લેવો.

પૂરતું લક્ષ દેવું. બજાર ખાવા પીવાની વાસી, સડી અને ગંદી ચીજોથી બાળકોને રક્ષવાં. તાજાં દૂધ, દહીં, ઘૃત અને ફળ આદિથી સૌનાં પ્રાણપ્યારાં (દેવતાઓ) નાં પોષણમાં વધુ પડતું ધ્યાન દેવું.

બાળલગ્નો આદિ કુરૂઢિઓનો સાવ નિષેધ. આપણા પંજાબ, બંગાલ અને મહારાષ્ટ્ર આદિમાં બહુ ભાગે પચીસ વર્ષ પછી યોગ્યપણાના સુમેળથી યુવાનો અને યુવતીઓના વિવાહ સંસ્કારો થાય છે. અહીં તો (કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં) કંઇ કહેવાની જ વાત નથી! અહા!!! **વીર્યવંત, મેધાબુદ્ધિ** આર્યજનોનાં સંતાનો આજ જીવનહિતના મૂળપાયામાં જ સુમાર્ગથી વિચલીત થયાં!!! આજથી પણ લો કે **"બાળલગ્ન કરવું નહીં."** સુજનતોએ ઠરાવ અને નિયમ કરાવ્યા પ્રમાણે હંમેશાં ખંતથી વરતવું. અહીં જ આર્યાવૃત્તમાં બાળકમાંથી **શ્રી રામચંદ્રજી અને શ્રી કૃષ્ણચંદ્રજી** જેવા મેધાબુધ્ધિ મહાનિપુણ વીર યોધ્ધા નિર્માયા. પૂ. શ્રી શંકરાચાર્ય, શ્રી દયાનંદ સરસ્વતી, લોકમાન્ય શ્રી બાલગંગાધર તીલક, શ્રી ગોખલે, શ્રી લાલા લાજપતરાય, **પૂ. શ્રી બાપુજી અને તેમના ઉત્તરાધિકારી માન્યવર શ્રી જવાહરલાલ નહેરૂ તેમજ શ્રી વિનોબા ભાવે** જેવા આદિત્ય બ્રહ્મચારી અને ગૃહસ્થાશ્રમી ધર્મધુરંધરો; રાજ્યકારણની વિદ્યાના કર્મયોગી વિચક્ષણ નિપુણો સર્જાયા. સ્વ: તેમ ભારતીય સંસારને ધર્મસૂત્રો સાથે રાજકારણના જ્ઞાનના સદુપદેશો જીવનલક્ષ માટે સમજાવી ગયા તેવી વિસ્તીર્ણ યોગ્ય રીતે સમજાવી રહેલ છે.

મનસા, વાચા અને કર્મણાથી શુભાચરણી રહેવામાં શાસ્ત્રીય નીતિરીતિથી બ્રહ્મચર્યવ્રતનાં પાલન વડે ઇશ્વરી રચનાનાં પવિત્ર નિયમોનાં યથાયોગ્ય અંગીકારથી, માનવજીવનમાં અતિશય લાભ જ છે. સંતાનો સદ્‌ગુણી નિર્માતાં, સૌને શાન્તિથી નિર્ભયપણે રહ્યાનો આનંદરસ મળતાં સ્વર્ગ અહીં દર્શાતાં; ગૃહસ્થાશ્રમમાં સુખસંતોષની સમૃદ્ધિ નિત્ય વર્ધતી જ રહેશે.

"**जीवेम शरदः शतम्**" (વેદ) ભા:-(માનવોએ) સો વર્ષ સુધી જીવવું જ જોઇએ.

આયુર્વેદ નિયમોનાં સાંગોપાંગ પાલનથી, બાળકોનાં શરીરો કાન્તિવાન અને બુદ્ધિ તેજસ્વી દીપતાં તેઓનું દિર્ઘાયુ થાય; તો જ તેવાંથી **સો વર્ષનું કે અધિક આયુષ્યનું જીવન જીવાય.** નહિ તો કર્મરોગી જીવે સંસારમાં જન્મીને રોગીપણામાં સમય નષ્ટ કરવો જ વૃથા છે, તે અંગે ટૂંક દષ્ટાંત છે કે—

એક ધનવાન નિજ માટે સુખથી રહેવા સારું **સ્વચ્છ, ખૂલ્લી હવા અને જોઇતો પ્રકાશ આવવાવાળાં** શુભ સ્થાનમાં ઊંડો પાયો ખોદાવી તેને મોટા, મોટા ડુંગરાળ પથ્થરોથી ઠીક ભરાવી પાકો કરાવે છે. સારો ચુનો, જાતિ દેખરેખથી તેમજ રાષ્ટ્રરચનાએ **સૌંદર્યવૃદ્ધિ (વિકાસ) ના ઉમંગી, વિશ્વાસુ અને શ્રમજીવી કુશળ કારીગરો સાથે મજુરોને** પુરતું મહેનતાણું આપી, રાજી રાખે છે. ચતુરોથી ઘર બનાવરાવી, વૈદિક મંત્રોયુક્ત **વાસ્તુની સુક્રિયાએ** ભાઇબંધ, મિત્રમંડળ અને કારીગરો આદિને ભોજન-યજ્ઞ કરાવતાં જ એ શુભ ઘરમાં પોતાં સાથે

કુટુંબ નિર્ભયપણે રહી, ધર્માનુભવે સાંસારિક કાર્યોમાં આત્મિક શાન્તિ અનુભવે છે. કોઈ સમયલોભી (કૃપણ) નિજ દેખરેખના પ્રમાદથી ઘર બનાવવાનો **ધનલોલુપ** કારીગરોને ઠેકો આપે છે. પાયાની જોઈતી ઊંડાઈ વિના મૂળ પાયો જ કાચો રહેતાં, મેડી બનતા વચ્ચે જ **કડડભૂસ થતાં;** જીવનમાં ધન, સુખ અને અમૂલ્ય મળેલ સમય નિરર્થક ગુમાવી તે વધુમાં પસ્તાવો જ રહે છે.

એનાં શ્રેષ્ઠ સિધ્ધાંતે, માનવજીવનની અમૂલ્ય અને સો વર્ષ સુધીની દૃઢ **મેડી** શોભિતી રહેતાં, ચારે પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.) સિધ્ધ થાય છે. માનવોએ ઇશ્વરી નિયમનાં સૂત્રો એટલે **ઋતુઓ અને પ્રકૃતિની પરમલીલા અનુકૂળ મળતા રહેલ આહાર, વિહાર આદિનું પૂરું જ્ઞાનના ધ્યાનથી, આરોગ્યનો નક્કર પાયો નિત્ય સુરક્ષિત રાખવામાં જ સૌનું પરમ કલ્યાણ** છે. **ઓરમ્** શાન્તિ:! શાન્તિ:!! શાન્તિ:!!!

(મિત્રોએ મળી ભજનો ગાયાં.)

**ભજન કરોને પળવાર, પદ.**

" ભજન કરો ને પલવાર, ઓ ! બ્હાલિડાં રે;
ભજન કરો ને પલવાર. -ટેક. ૧
પ્રભુજીના માંડવડામાં, મધુરલા છાંયડામાં; (૨)
વગાડો સુરાગી સીતાર. ઓ. ૨
ફૂલડાંની પાંખડીમાં, આભલાંની આંખડીમાં; ,,
જુવો ? એ ભજન કરનાર. ઓ. ૩
નદીયુંનાં ગીતડાંમાં, વાયુનાં ચિત્તડામાં; ,,
સુણજો ? ભજન કરનાર. ઓ. ૪
ભજન કરી ને વહાલાં ! શિખાવો સૌને રૂપાળાં; ,,
શિખાવો! શિખાવો,ક્ષણવાર. ઓ. ૫
મિત્ર કહે છે મારાં, સ્નેહિ સજ્જન પ્યારાં!! ,,
ભાવે ભજીશું, કિરતાર. ઓ. ૬

—આત્મમિત્ર શ્રી દાનાભાઈ.

**મોંઘો અવસર છે હજી પાસે.**

(ચૌતાલની ચલતી,)

સત્સંગી મારાં ! આત્મ પ્યારાં ! !....(૨) —ટેક
ગુરુમંત્ર જપીશું આજે....
ગુરુ જ્ઞાનના [1]અમૃત પ્યાલા.... ,,

૧. ઓહંમ્ સોહંમ્ જાપ.

²પી, પી મનડું મોજે....
પ્રેમ—પ્રણવના દિવ્ય ભાવથી.... „
³બ્રહ્માંડ સઘળું ગાજે.... ગુરુ. ૧
⁴કલ્પવૃક્ષની મંગળ છાંયે.... „
હારીદ્ર પ્રેમીજનોનાં ભાગે....
ગુરુ, કરુણા સ્નેહે કરતાં.... „
શુકીત શિષ્યો સાધે.... ગુરુ. ૨
તત્ત્વ પ્રસાદિ, આરોગવાથી.... „
બુદ્ધિ, જ્ઞાન બહુ વાધે....
સ્નેહ સમરપી દિવ્ય પુરુષને.... „
સચ્ચિદાનંદ સુખ જાગે.... ગુરુ. ૩
જગ—નાટકનો સ્વાંગ ખેલતાં;.... „
મોંઘા અવસર છે હજી પાસે....
મિત્રો! વિવેકે નમ્ર ભાવથી.... „
સાધન ઉજ્જવળ થાશે.... ગુરુ. ૪
(સનાતન ધર્મની જય.)

---

## પાંખડી પીસતાલીસમી.

### પહેલા દિવસની રાત્રિએ સત્સંગની સુવાસ.

(પ્રેમીજનો ઉમંગથી બ્રહ્માનંદનો શાન્તિરસ વહોરવાને એકત્ર થયાં. શિવદાસજી અને મિત્રો મળી, મધુરપણે ભજનો તાલ સાથે સ્વરથી ગાયાં.)

### પ્રત્યેક જીવાત્માની નિજ સ્વરૂપનાં આત્મતત્ત્વને જિજ્ઞાસાથી જાણવાની સાધના.

— રાગ, રામગ્રી —

હે જીવ! તારુ કર્તવ્ય સંભાળ, શાને જગમાં મોહ્યો રે;
મળ્યો મનુષ્ય જન્મ આજ, વિષય માંહિ ખોયો રે,—ટેક ૧
ક્ષણ ભંગુર ભોગો કહેવાય, ભોગે તૃષ્ણા વધતી રે;
હોમો જ્યમ અગન માંહી ઘૃત, ત્યમ બહુ પ્રગટતી રે. હે. ૨
ભજ ને પ્રિતે શ્રી ગોપાળ, નિત્ય કીર્તન કરતાં રે;
પાણી પહેલાં બાંધી લેવી પાળ, અવસર રૂડો જોવા રે. હે. ૩

---

૨. જપીને. ૩. સ્થૂળદેહ. ૪. ધ્યાન અવસ્થાએ કૈવલ્યાનંદ સ્વરૂપમાં સેજ સમાધિ.

અંતે જાલે શ્રી નાથ જ હાથ; ભીડવા રૂદીયાં સાથે રે;
મિત્ર ! વિશ્વપિતાનું નામ, જપતાં મનડું રાચે રે. ટે. ૪

**પ્રાણપ્યારા-વિશ્વેશ્વરનું સ્મરણ.**

— રાગ, રામગ્રી —

પ્રિય પિતા ! વિશ્વેશ્વર નાથ ! પાવન અમને કરજો રે;
દીનાનાથ ! દીનોના દયાળ, કરુણા બહુ કરજો રે.—ટેક ૧
સત્ય ભક્તિ સમજ્યા વિણ, ભવોમાં ભટકાયો રે;
લક્ષ ચોરાસીના કુંડ માંય, જન્મ–મૃત્યુમાં જટકાયો રે. પ્રિ. ૨
નિશદિન ઓહંમ પ્રણવ જાપ, ગુરુ જ્ઞાને ભજશું રે;
જગ કામ મહીં પ્રિય નામ, સત્ય લ્હાવે જપશું રે. પ્રિ. ૩
શિશુ માગે, બુદ્ધિ તમ પાસ, પ્યારા ! વહાલે હેજો રે;
મિત્ર ! મંગળ, મૂર્તિનું ધ્યાન, હૃદય માંહી રેજો રે. પ્રિ. ૪

**શ્રી મહાત્માજીની અમૃતવાણીનો પ્રસાદ, શ્રોતાંજનોએ ભાવથી આરોગવો.**

મઃ–સત્સંગ પ્રેમી, આત્મઅંશ–મિત્રજનો ! સમાધાન ચિત્તની એકાગ્રતાથી શાસ્ત્રીય વાક્યો શ્રવણ કરવાને પૂરું લક્ષ સાચવશો.

**નિત્ય સ્વધર્મનાં રહસ્ય પાલનમાં આસ્થાવાન અને નિષ્ઠાવાન જ રહેવું.**

વિશ્વના સર્જનહારે આ સર્વત્ર દૃષ્ટિગોચર રહી, પોતાની ત્રિગુણી પરા અને અપરા માયા–શક્તિદ્વારા બીજ તત્ત્વથી અકલ્પિત રચના કરેલ છે. અતિ વિસ્તારથી ચોરાસીલક્ષ યોનિઓમાં અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ અને જોરજ; એવા ક્રમયુક્ત ચારખાણુના અપાર જીવોનાં સ્થૂલ, સૂક્ષ્મ અણું પરમાણું વડે દેહો અને તેમાં સમાયલાં અગમ્ય યંત્રોની રચના કરેલ છે. જીવ દેહાધ્યાસે શુભ અશુભ કર્મોને વશીભૂત થઇ, કર્યાં કર્મફળથી પરાધિન બની તે તે યોનિઓમાં જન્મોનું મહાસંકટ ભોગવવાને સૂક્ષ્મઅંશે ભ્રમણ કરે છે. અમૃતપુત્રને જન્મ–મૃત્યુના મહારોગની નિવૃત્તિ સારું સંસારનાં કાર્યોની વિશાળ પરીક્ષાથી પાર ઉતરવા માટે સંસ્કારયુક્ત સ્વસ્વરૂપનું અખંડ અને અમર ચૈતન્યપણું અનુભવી માણવા માટે કૈવલ્યઆનંદ–પરિબ્રહ્મના ખોળામાં બેસવા સારું સર્વ યોનિઓમાં સર્વોત્તમ દુર્લભ–મનુષ્યદેહ ઘણાં જન્મોનાં પુણ્યસંચિતે પ્રાપ્ત થાય છે. શ્રી સદ્‌ગુરુદેવ કહે છે કે—

" पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।
एतत् सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥ "

ભાઃ–ધન ફરી મેળવાય. મિત્રો (પણ) ફરી મળે છે. સ્ત્રી ફરી મળી શકે છે. પૃથ્વી (ગયેલી) ફરી મેળવાય છે અને બધાં ફરીથી પ્રાપ્ત થાય પણ દેવદુર્લભ માનવદેહ (દેહીની પૂર્ણતા વિના તે) ફરી ફરી મળતો જ નથી.

મોક્ષ મેળવવાને બ્રહ્મના નિકટમાં પહોંચવા માટે આત્મઐક્યનો સંસ્કાર કેળવીને સાધવાનો સમય માત્ર મનુષ્યદેહ જ છે. માનવની સ્વર્ગના દેવો પણ વાંચ્છના કરે છે કે "અમને મૃત્યુલોકમાં પુનઃ અવતારો મળો, જેથી ધર્મ, અર્થ આદિની પૂર્ણ સાધના પ્રાપ્ત કરી **નિત્ય બ્રહ્માનંદમાં રહીએ.**"

દેવદુર્લભ મનુષ્યદેહનું–મહારત્ન મળ્યું છે પણ જેમ કોઇને પૂર્વનું સુભાગ્ય હોવાથી અનાયાસે **ચિંતામણિ મળવા છતાં** તેનું ત્યારે યથાર્થ જ્ઞાન ન રહેતાં, એ મૂર્ખ તેને નિરર્થક પથ્થરો સમજી ફેંકી દેતાં તેની કોઇ દિવસેય દારિદ્રતા મટતી જ નથી. એમ પ્રમાદી જીવ **મનુષ્યદેહની ચિંતામણિનું** મહત્ત્વ ન સમજતાં, ઇન્દ્રિય વિકારોનાં મિથ્યાભાવમાં અક્ષયસુખ માની રહ્યો છે. માનવદેહ–રત્નને વૈભવ–વિલાસોમાં જ નિરર્થક ગુમાવી દેતાં તેની દારિદ્રમય–લક્ષચોરાસીનાં દુઃખદાયી બંધનનો ફેરો તો વૃદ્ધિ થતો જ રહે છે.

પશુ આદિ યોનિઓમાં પરાધિનપણે ભૂખ, તરસ આદિ અનેક પ્રકારનું દુઃખ ભોગવવું રહે છે." પુણ્ય પ્રતાપી મનુષ્યદેહમાં વિવેકપૂર્ણ અધિકારોનાં ખટસંપત્તિ આદિ સાધન સંપન્ને આત્મભાન મેળવીને બ્રહ્મતત્ત્વનું પરમાર્થીય જ્ઞાનકાર્ય સાધતાં "**નરમાંથી નારાયણ**" બનવાનું જ ચૈતન્યોનું ચતુરાઇએ વરતવાથી નિત્ય કલ્યાણ છે.

પ્રાતઃસ્મરણીય મહર્ષિઓનાં આદર્શ જીવનચારિત્રો તેમજ જગહિતેચ્છુ ભક્તજનોનાં ઉજ્જવલ સુકર્તવ્યો નિહાળો કે જ્ઞાન, કર્મ અને ભક્તિની સાધનાથી સંપૂર્ણ કુશળપણું મેળવ્યું. લોકહિતમાં પરતંત્રતાની વજ્રબેડીઓ તોડાવવા માટે માતૃભૂમિના પવિત્ર ચરણે, સમૃદ્ધિના ચળીત વિલાસોનાં સર્વસ્વ ન્યોચ્છાવરથી સત્ય **–અહિંસાવ્રતની બ્રહદ્ અંશે બ્રહ્મપ્રાપ્તિનાં અભેદ કવચો પહેર્યાં. દ્વંદ્વ આદિ સહીને સમસ્ત જગતના ઉદ્ધારક પ્રિય સંતોના સંત પૂ. શ્રી બાપુજીએ સર્વને સુબોધ આપ્યો, એવા મહાન વિશ્વહિતેચ્છુ સમર્થ ચૈતન્યવંત દેવોએ જ માનવપણાંની રહસ્યભરી ઉત્કૃષ્ટતા સાધી છે.**

જીવમાત્રમાં ઇશ્વરી મહાજ્યોતિનાં દિવ્ય અંશનો અલોપ્ત પ્રકાશ રહ્યો છે, શ્રી સદ્‌ગુરુદેવે આપ્યાં જ્ઞાનથી શ્રવણ, મનન અને નિદિધ્યાસને અષ્ટાંગ યોગનાં (યમ, નિયમ, આસન, ધ્યાન, ધારણા, પ્રત્યાહાર, પ્રાણાયામ અને સમાધિ.) પ્રાણપ્રિય સાધનોથી અંતઃકરણમાં આત્મપ્રકાશની–જ્યોતિ પ્રગટાવીને હૃદય–દર્પણમાં હિતાહિત નિહાળવાથી જ સંસારને વૈકુંઠનાં સુખની પ્રાપ્તિમય બનાવાય.

પ્રેમીજનો! નિજ આત્મતત્ત્વ સ્વરૂપ જાણી લેવાથી જન્મ મરણનો ત્રિતાપ દૂર કરી, ઇશ્વરના ખોળે બેસવા માટે પ્રિય વિશ્વજ્યોતિની સાન્નિધ્યમાં પહોંચતાં કૈવલ્યરૂપ થવાને પ્રથમ અધિકારીયુક્ત સાધનસંપન્ન બનવા સારું **નિત્ય સત્સંગની જ આવશ્યકતા રહી** છે. ભજનોમાં દર્શાવ્યા ગૂઢ સદ્‌ભાવો સમજી, આત્મરત્નને પ્રાપ્ત કરવાનું **માનવમાત્રનો સ્વધર્મ** છે.

## ભજન.

(સાચા ભેખ બનાઈએ, એ રાગ)

નિર્ભય પદ પાના મિત્રો! (૨) ગોવિંદ કા ગુણુ ગાના; —ટેક ૧.
વિષ વસ્તુકો ત્યાગને સે, „ પ્રેમામૃત કો પાના. ૨.
કુમાર્ગ કો છોડને સે, „ સુમારગ પૈં આના. ૩.
સત્વગુણુકો સાથી રખકે; „ કામ ક્રોધાદિ હઠાનાં. ૪.
તિમિરકો સઘ, દૂર કરકે, „ પ્રગટાવી કરભાનાં. ૫.
મિત્ર! પ્રભુકે પ્રેમ ભાવસેં „ જ્યોતિ સેં જ્યોતિ મિલાનાં. ૬.

જીવાત્માઓને ભવબંધનથી છોડાવનાર, દૈવી સિધ્ધાંતોથી ભરપૂર એવો પરમ રમણીય કરણેથી પૂ. સંતજનો અને વિદ્વાનોદ્વારા આચરાતો રહેલ; સ્વધર્મ જ અલૌકિક રત્નો છે. કેમકે—

## જિજ્ઞાસુ જનોની આત્મશ્રદ્ધા.

— હરિગીત છંદ —

જન્મવું નહીં, મરવું નહીં ને આવવું જાવું નહીં:
નાં સ્થૂળ નાં અવયવ નહીં નાં ભૂત પણ ભાવિ નહીં. ૧.
કુટસ્થ, અજર, અમર એ વળી નિત્ય રહેનારો સહી;
તે અગોચર પૂર્ણ છે ને શરીરનો ધારી નહીં. ૨.
ગળતો નહીં બળતો નહીં ટૂટતો નથી ફૂટતો નથી;
સ્વાત્મ–સિન્ધુ માંહીથી મુમુક્ષુ! અહો રત્નો, મથી. ૩.
આ વાક્યાનુભવ જ્ઞાન આશે પ્રેમથી કથની કથી;
મિત્રો! જીવન બહુ મૂલ્યનું ઉજાળવું ખરા ખંતથી. ૪.

દેહ અધ્યાસી આત્મઅણુંને સમજાવી પુનઃ કેન્દ્રે પહોંચવા માટે શ્રુતિઓમાં વિસ્તારપૂર્વક દૈવી શિક્ષા આપેલ છે, એવાં જ્ઞાન ગ્રહણુની શ્રદ્ધા–શક્તિથી ચિત્તરંજની (અંતર્મુખી) વૃત્તિના અભ્યાસ વૃદ્ધિ સારૂ નિત્ય **સત્સંગ જ કરવો.**

માનવ આત્માઓએ જ્ઞાન મેળવવા માટે શ્રુતિઓમાં વિસ્તારથી ઉપદેસ્યું છે તેનું શ્રવણુ, મનન અને નિદિધ્યાસન કરવું. જીવન અલ્પ છે, માયાબંધનનાં વિઘ્નો ઘણાં છે તેને ઉપરામવૃત્તિથી (ખટસંપત્તિએ) નિવારી પ્રભુના અમૃતપુત્ર સાધકે સુકાર્ય કરતાં રહેવામાં; પ્રથમ સાધને **સત્સંગ જ સહાયતારૂપ** છે. પ્રેમીજનો! આજના સત્સંગનો સમય પૂરો થાય છે. **રામધૂન થવા દો.** કમળ જળમાં નિર્લેપ રહે છે તેમાં તે કદી ડૂબતું નથી, તેમ જ્ઞાન–અનુભવી જન ભવસિન્ધુમાં જગતનાં કાર્યો નિર્લેપથી કરતાં રહે; **એજ માનવ જીવનનાં કર્મયોગનું પરમોત્કૃષ્ટ રહસ્ય છે. ૐ પ્રભુ!**

(શ્રી કાન્તિ, શ્રી શિવદાસજી આદિ મિત્રોએ મળીને ભજન ગાયાં.)

— રાગ, ચૌતાલને મળતો. —

ભજ મન પરમાનંદ નામ, સંભારી લે પ્રિતે સ્વધામ.–ટેક
કરી લે કરવાનું કામ, ઓળખી લે ઘનશ્યામ;
દુઃખ જગનાં તું વામ. ભજ. ૧
સુત, દારાદિ ધન, ધામ. મૂકી સંકલ્પ મુક્તિ પામ;
જોઇ લેને [૧]કૈવલ્ય રામ. ભજ. ૨
વેદ વાક્યો કરી માન, ધારી લે આત્મા [૨]નિશાન;
પ્રગટ જોઈ લેને જ્ઞાન [૩]ભાન. ભજ. ૩
[૪]આપ ચડાવી સુધાર [૫]બાણ [૬]તીર સાંધી [૭]શત્રુ પિછાંન;
ભેદી [૮]હૈયું લેને [૯]પ્રાણ. ભજ. ૪
કહે [૧૦]મિત્ર! [૧૧]પ્રિયપ્રાણ ઉમંગે ભેટી [૧૨]તાત વખાણ;
એજ, વાત છે [૧૩]મહાન. ભજ. ૫

## જિજ્ઞાસુની જ્ઞાનભિક્ષા અને સદ્દગુરૂદેવથી ગ્રહણ કરવાની અમર દિક્ષા.

— ગઝલ —

સ્વરૂપનું જ્ઞાન એવું છે મુકાવે પાપ, પુણ્ય કર્મો;
દિવ્ય ધ્યાન એવું છે બતાવે ઉન્નતિ ધર્મો. ૧.
સુકર્મે જ્ઞાન પ્રગટે છે કર્મ જ્ઞાને પળાયે છે;
પરસ્પર ઐક્યાતાએથી સત્ય દર્શન કરાયે છે. ૨
ખરેખર શ્રુતિ તણું કેવું ઉત્તમ સુખ જ્ઞાનથી લેવું;
જિજ્ઞાસુ જ્ઞાન તરસ્યાં ને સત્સંગે જ્ઞાન છે પીવું. ૩
સિદ્ધાંતેથી કરી જ્ઞાને સુલક્ષ્યે સુખ મળવાનું;
મિત્ર! રૂડી શિષ્ય વૃત્તિએથી ગુરુથી જ્ઞાન ગ્રહવાનું ૪

## સત્સંગમાં પૂર્ણ ભાવવૃદ્ધિ કેળવીને શાન્તિ માણવી.

(નાથ કૈસે ગજકો બંધ છુડાગો. એ રાગ.)

આજે અમે મિત્રસંઘમાં આવ્યા. (૨) ટેક
ભ્રાતૃની ભાવના ઉદ્દ્ભવી અંતર (૨) અતૂટ સંગઠ્ઠન કરાયા. આ. ૧

---

૧. એક. ૨. લક્ષ ૩. સૂર્ય. ૪. વૃત્તિ. ૫. ઇન્દ્રિયાદિક વિષયો. ૬. સચેતનાપણું. ૭. શાન્તિ રહિત તામસ વિચારો. ૮. આરૂઢ રહેવું. ૯. મેળાપ કરવો. ૧૦. સુહૃદ –ઇશ્વર પિતા. ૧૧. નિજ આત્મ સ્વરૂપ. ૧૨. પિતાનાજ ગુણાનુવાદ ગાવા. ૧૩. સંસાર સાગરથી તરી જવાની મોટીવાત છે.

જ્ઞાન મળ્યું તિમિર ને ટાળ્યું „ તાપ ત્રિવિધ નિવાર્યાં. આ. ૨
ભમતાં મનડાં ને શાન્ત જ કરવા „ ગુણ ગોવિન્દના ગાયા. આ. ૩
મિત્રો સંઘાતે મળી ને બહુએ „ પ્રેમરસ પીવરાવ્યા. આ. ૪
મિત્રો વહાલા! વિનંતી કરે છે „ ભેટવા દે કર સહાયા. આ. ૫

સત્સંગી જનોએ પ્રત્યેક ક્ષણે અંતઃકરણમાં જ્ઞાનાનંદથી રમવાની હોળી અને મનડાં હવે તો પ્રેમકુંડમાં દીત્રાં જ બોળી.

— પદ —

રે.... હોળી.... રમશું અંતરની માંય;
ટળે દુગ્ધા, મળે મુક્તિ આંય. —ટેક.

[1]રંગ છાંટેલો.... જ્ઞાની ગુરુએ; (૨)
તે કદીએ નાં ઊખડી જાય. — રે. ૧

[2]ગુલાલ ઊડી રહ્યો.... પ્રભુ મહિમાનો; „
[3]છાંટણાં એ નિત્યે છંટાય. — રે. ૨

મુખ હાસેનું.... ઉજળું કર્યું છે; „
[4]દરપણમાં દેવ દરશાય. — રે. ૩

[5]બુદ્ધિ રૂપી નાચી.... રહ્યો નટવો; „
નિરખનારા સત્સંગી થાય. — રે. ૪

[6]રંગ છાંટી.... સહુ, પ્રેમનો આજે; „
મનડાં હળી મળી જાય. — રે. ૫

કહે સત્સંગી.... નિત્યે કર જોડી „
મોંઘો [7]અવસર, પ્રિતે વિતાય. — રે. ૬

— અક્ષય ધર્મની જય. શ્રી સદ્‌ગુરુદેવની જય.

શ્રોતાજનોએ શ્રી સદ્‌ગુરુનાં અમૃતબોધના સિંચનની નિત્ય-પ્રસાદી આરોગી. પરસ્પર જ્ઞાનગુણ ગ્રહણની મનનીય વાતો કરતાં સ્વસ્થાનમાં પધાર્યાં.

---

૧. રંગ– સત્ય ઉપદેશ. ૨. ગુલાલ– કથા–કીર્ત્તનોનો મધુર ભાવ. ૩. છાંટણાં– પ્રેમયશનાં ભજન ભાવોની ધૂન. ૪. દરપણમાં– શમ, દમાદિ સાધનોએ નિર્મળ થયલાં અંતઃકરણમાં. ૫. બુદ્ધિ– સુતર્કોની કસોટીથી નિદિધ્યાસનની ભાવના. ૬. રંગ– અનન્યપણાંથી રસાનુવૃત્તિમાં લીનતા. ૭. અવસર– જીવન મુકિતના લ્હાવા લેવાનો અમૂલ્ય સમય, માનવતા મળેલ તે.

# પાંખડી છેતાલીસમી.

## સત્સંગીઓનાં અખંડ બ્રહ્માનંદ માણતાં રહેવાની સુવાસ.

### બીજા દિવસમાં સવારનો સત્સંગ.

પ્રેમીજનો ધર્મગુણ પ્રાપ્તિની લગનીથી એકત્ર થતાં, શ્રી કાન્તિલાલભાઈ આદિ મિત્રોએ વાજિંત્રોથી ભજન ગાયાં.

**॥ જય સચ્ચિદાનંદ પ્રભુ! પ્રકાશીક નિજાત્મા, નમું નિરંજન દેવ ॥**

— દોહરા —

જય શક્તિ ઈશ્વર તણી નમું હું વારંવાર;
જશ સઘળા અવલોકતાં, નાવે ગુણનો પાર. ૧
સત્ય રૂપ પ્રકાશતાં, નાશે ભવનું દુઃખ;
ચિદાંકીત ચિત્ત રૂપ થઈ, થાયે પૂરણ સુખ. ૨
દાસ તહારા ને સદા, જિજ્ઞાસુ વૃત્તિ આપ;
નંદનવન ઉદ્યાન સમ, ક્ષમા દઈ દુઃખ કાપ. ૩
દયા સિન્ધુ દાતાર તું, અખીલ વિશ્વમાં એક;
પ્રકાશ તારો સર્વમાં, જ્યાં જોઈએ ત્યાં છેક. ૪
ભુતળમાં વિચરી રહ્યો, નિત કરું વહાલે સેવ;
પ્રકાશીક નિજાત્મા, નમું નિરંજન દેવ. ૫
શકિત અખંડ—અદ્વૈત તું, એક, બે, નહિ ત્રણ;
અનુભવે જ્યોતિ એક છો, શિશુ વંદે તુજ ચરણ. ૬

**સ્થૂળ દેહાધ્યાસ થાય દૂર અને હૃદયગુહામાં ભરાય શાન્તિરસ ભરપૂર.**

— દોહરા —

પાંચ તત્ત્વનું પૂતળું માંહે ગંદી ગાર;
આત્મ જ્યોત જગાવીને, શોધાય જેથી સાર. ૧
પાંચ જ્ઞાનેન્દ્રિયો, ને કર્મેન્દ્રિય પ્રમાણ;
સ્થૂળે દુરગંધ છે ભરી, મળ, મૂત્રની ખાણ. ૨
અંતઃકરણ એક છે, જુદા વૃત્તિના ધર્મ;
સંઘાતથી કાર્યો કરે, જોવો તેનો મર્મ. ૩
જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, ચોથી તુરીયા તીત;
અનુભવ જ્યોતિ જાગતાં થાય સાક્ષી, પરતીત. ૪
કેવલ દ્રષ્ટા આપ છે વિવેક વૃત્તિ પ્રગટાય;
શ્રીનું ધ્યાન કર્યા થકી ભ્રાન્તિ સરવ ટળી જાય. ૫

ત્રણે કાળમાં સત્ય એ ભૂત, ભવિષ્ય, વર્તમાન;
સચ્ચિદાનંદ રમી રહ્યો તેનું કર મન ધ્યાન. ૬
સ્થૂળ, સૂક્ષ્મ, કારણ ને મહાકારણ દેહ જાણ;
નિજ સાક્ષીને ભેટવા પ્રગટ્યો હૃદયમાં ભાણ. ૭
શિવ–શાન્તિપદ હે પ્રભુ! કરો દીન પર મહેર;
બુદ્ધિ આપો મિત્રને થાય અમૃતરસ લહેર. ૮

## સાધકનું એકાગ્રતામાં આનંદ વૃત્તિનું સ્ફૂરણ.

— ચોપાઈ —

પ્રભુ! વહાલા પ્રાણાધાર!! નમું હું તુંને વારંવાર;
[1]દુઃખ કાપી ને [2]સુખ દેનાર ભૂલું નહિ તારો ઉપકાર. ૧
નેત્રો આપ્યાં જોવા માટ જગમાં રચ્યા નિરખવા ઘાટ;
શ્રોત્ર આપ્યા શુણવા શબ્દ નાસિકા અહી રહી ગંધ; ૨
આપી સરસ્વતી બહુ ઉત્તમ વાણી બોલે મધુરી નૂતન;
ત્વચા દીધી દેહરક્ષા માટ સુંદર રચ્યો શરીરનો ઘાટ. ૩
અંતઃકરણ આપ્યું એક તેમાં વૃત્તિ રાખી ચારેક;
પ્રભુ સ્મરણ મનમાં ધામ [3]તુને ભજતાં થાય આરામ. ૪

મિત્રો! × × × ×

મળ્યા સદ્ગુરુ ટળ્યા [4]તાપ બતાવી દૈવી સત્ય વાટ;
**બ્રહ્મનિષ્ઠ, શ્રોત્રિય** સદ્ગુરુ આપ્યું જ્ઞાન વહાલે રૂડું. ૫
શમ, દમ, ઉપરતી, તિતિક્ષા શ્રદ્ધા, ખટ જે એકાગ્રતા;
અધિકારીની કરી પરીક્ષા દીધી દાસો ને **ધર્મદીક્ષા**. ૬
સ્વસ્વરૂપ– [5]ગંગોત્રી ન્હાવું કેવલ તત્ત્વ પૂજ્યે બતાવ્યું;
મિત્રો આત્મ જ્યોતિ નિરખીને મનડું શાન્તિમાં થંભાવ્યું. ૭
પીવું નહિ કંઇ અતિ ખાવું, **રટણ તુંહી, તુંહીનું** લગાવ્યું;
**મિત્ર!** તિમિરને ભગાવ્યું ગીત અલખ તણું ગાવું. ૮

## ભાવિકોની અંતિમ લક્ષની સ્મૃતિ.

---

૧. દુઃખ– ચોરાસીલાખ યોનિયોમાંની યાતના, ૨. સુખ– મનુષ્ય અવતારમાં મળેલ સુલભ સમય. ૩. તુને– જગતનો નાથ એકેશ્વર. ૪. ત્રિતાપ– (અધ્યાત્મ, અધીદૈવ, અધિભૂત–આધિ, વ્યાધિ અને ઉપાધિ.) ૫. ગંગોત્રી– ભૃકુટિમાં ધ્યાન વડે શોધાતો મુકિત માર્ગ.

— ગઝલ —

જીવન છે આ મીઠું તે તો    થવાનું છે વૃથા કાલે;
સુખોની છાંય દેખાતી    થવાની લીન સંધ્યાયે. ૧
પક્ષી ફફડાવશે પાંખો    દીપક તવ થઇ જશે ઝાંખો;
અનુભવી આ જગત માંહે    અમૃત્વ શાન્તિ ને ચાખો. ૨
બહોળો નિજ પરિવારો    તીક્ષ્ણ એ તીર, તલવારો;
ગરવ સહુ તોડવા કાજે    ચલવશે કાળ બહુ મારો. ૩
અહો! વ્હાલાં, ચતુર પંખી!!    સમરજે સ્થાન નિજ તારું;
મિત્ર રહી જે વદ્યું તુજને    વિચારી જો કહ્યું સારૂં. ૪

શ્રી સદ્‌ગુરુદેવની કથામૃત વર્ષા.

॥ ૐ નમઃ ॥

શ્રી સદ્‌ગુરુદેવઃ—

મિત્રગણોની સંતુષ્ટ વૃત્તિ જ રાષ્ટ્ર સમૃદ્ધિના દૈવી સુખાનંદનો અખૂટ ભંડાર છે.

આત્મ અંશ! સત્યનાં પ્રેમીમિત્રો!! સમાધાન ચિત્તથી શ્રવણ કરશો. સાધકની ધર્મતત્ત્વ ધારણથી અંતઃકરણની શુદ્ધિ આદિ વૃત્તિઓ સત્યભાવે સતેજ અને સુદૃઢ થાય તેટલો જ અધિકારીનાં મન-મંદિરમાં અધિક સચ્ચિદાનંદ અનુભવાય. ગૃહસ્થાશ્રમીજનોએ સ્વપુરુષાર્થ વડે જે સુધન પ્રાપ્ત થાય તેમાંજ સંતુષ્ટ રહી, દેહ આદિના પોષણમાં પણ દયાળુ બ્રહ્મતત્ત્વ સંભારી જગતમાં સદા સુખદાયી સમય અનુભવીને વિતાવતાં જ રહેવો. ગૃહસ્થાશ્રમીઓએ તો દેવરૂપ-બાળકોને વિદ્યાભ્યાસ અને કુટુંબ તેમ ઇશ્વર સાદૃશ્ય વૃદ્ધ માત-પિતાની સેવાથી પોષણ કરવાનું પુણ્ય કર્તવ્ય પૂરતું સંભાળવું, એજ મોક્ષમંદિરના માર્ગે ચઢવાનું પ્રથમ પગથિયું છે.

નિજ માનવદેહ પ્રભુપિતાનાં ભજન-ધ્યાન કરવા જ મળેલ છે, જેથી સ્વકાર્યો ખંતથી સાધતાં રહેવાં. જગત નાટકનાં સુનૃત્યો પણ દક્ષ રહી ભજવવાં, એ પ્રકૃતિનો અટળ અને પૂર્ણ નિયમ છે. આજ અમૂલ્ય સમય મળેલાને માત્ર માયા સંગ્રહના મૃગજળની તૃષ્ણામાં ભૂલીને ગુમાવવો નહીં. હાથ આવ્યા રૂડા અવસરમાં સ્મરવું શાન્તિ સ્વરૂપનું મંગળ નામ તેમાં નથી પડતું રે! હે વહાલા અધિકારી જીવડા!! કંઇએ પણ દામ. દૃષ્ટાંત છે કે—

" ઓ હિરન! તેરી સુગંધિસેં,    યે વન ભયો સુમધુર;
કસ્તુરી તો તુજમેં વસે,    કહાં ધાવત હૈ દૂર? "

ભાઃ—હે હરણ! તારી સુગંધિથી આ વન મધુરપણાંથી મ્હેકી રહ્યું છે. કસ્તુરી તો તારામાં જ સમાઇ છે (માટે) કેમ દૂર દોડી રહેલ છો?

જિજ્ઞાસુઓ! શ્રી સદ્‌ગુરુ-મિત્રે, પ્રભુ ભક્તિએ પૂર્ણ પ્રેમના સત્ય અને સીધો

માર્ગ દર્શાવવાના અટળ સિધ્ધાંતની સીડી (સોપાન) ચઢવા માટે વિના વિલંબે ઉમંગની ચતુરાઇથી અભ્યાસમાં આગળ વધતાં રહેવું. અપરોક્ષાનુભવથી ચાલતાં રહેલ પ્રભુપ્રેમ પાથેયના મુક્તિમંદિર એટલે સ્વસ્થાનમાં જ પહોંચાશે. શ્રી ગીતાજી અ. ૧૦ માં શ્લો. ૯–૧૦ માં યોગેન્દ્ર શ્રી કૃષ્ણચંદ્રજીએ ઉપદેશ્યું છે કે—

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥

અર્થઃ–(અને તેઓ–) નિરંતર મારામાં મન લગાવવાવાળા (અને) મારામાં જ પ્રાણોને અર્પણ કરવાવાળા (ભક્તજનો) હંમેશાં જ (મારી ભક્તિની ચર્ચા દ્વારા) પોતપોતામાં મારા પ્રભાવને જણાવતા તથા (ગુણ અને પ્રભાવ સહિત) મારું કથન કરતા જ સંતુષ્ટ થાય છે અને (મુજ વાસુદેવમાં જ) નિરંતર રમણ કરે છે. (૯)

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥

અર્થઃ–તે નિરંતર મારા ધ્યાનમાં લાગેલા (અને) પ્રેમપૂર્વક ભજવાવાળા ભક્તોને (હું) તે તત્ત્વજ્ઞાનરૂપ યોગ દઉં છું (કે) જેનાથી તેઓ મને (જ) પ્રાપ્ત થાય છે. (૧૦)

જ્ઞાનની પ્રાપ્તિમાં સંતોષી રહી, જગતનાં વ્યાવહારોની સિદ્ધિ કરવામાં કદી **પણ પ્રમાદ સેવવો નહીં.** પુરુષાર્થમાં ઉદ્યોગી બની ખેતી-વાડી, વેપાર અને હુન્નર-કારીગરીથી રાષ્ટ્રના પૂરા વિકાસમાં ઉત્તરોત્તર સુધનની વૃદ્ધિ કરવી. ઉદ્યોગ વડે કમાયલાં સુધનથી જ સંસાર સજાવટની પૂરવણી સંભાવિત છે. એ વેદો વિહિત શ્રી ગુરુ મહાનુભાવોનો સદુપદેશ હોવાથી, ઇશ્વરે આપ્યાં ઐશ્વર્ય–દૈવતને સ્વકુટુંબી, પાડોશીઓ, **રાષ્ટ્ર અને જગતહિતમાં તેમજ સર્વ પ્રાણીઓનાં કલ્યાણ–યજ્ઞમાં સદુપયોગ કરવો; એ જ પંચયજ્ઞોનું યથાર્થ સાત્વિક અંગ છે. એ દિવ્ય આચરણોનું જ સૌએ પાલન કરવું.**

**આશાના સામંજસ્યનું ટૂંક દૃષ્ટાંત.**

કોઈ ગૃહસ્થાશ્રમી પાસે સાધન સામગ્રી ન હોવાથી, તે **જગતમાં પુણ્યકાર્ય શાને વડે કરી શકે?** એ કલ્પાંતી જીવ અંતરથી આર્તવાણી દ્વારા જગદિશ્વરને પ્રાર્થે છે કે "હે પ્રભુ! દાના દયાળુ!! તું મને મારી મહેનતમાંથી કંઈક અપાવ, તો હું **તારા પરોપકાર માર્ગે જ તે ધનમાંથી ધર્મભાગને પુણ્ય-દાનમાં વાપરી શકું?**" એવા પ્રિયજનની નામ સ્મરવાની સકામના ભક્તિની સાધના પાકવાનું ફળ, **પ્રભુપિતા જ્યારે હજ્જારો હાથ વડે** તેનાં શુભ કર્તવ્યો દ્વારા સાધક પુત્રને આપે છે; ત્યારે એ ટૂંક દૃષ્ટિવાળો મંદમતિ (અલ્પ) જીવ તે મેળવ્યું બધું ધન પોતાનું જ છે એમ માની માયામોહાંધની કૃપણતાથી તે ધનને **સંગ્રહી જ** રાખે છે. નિજ જીવડાએ **પ્રથમ પણ જઠરાગ્નિમાં** બહુ કરુણાથી આત્મિક સ્તુતિઓ કરેલ **તેને અહીં વિસારી, અરે!** યુવાનીમાં તો માયાની–જાળમાં

વધુ જ ઘેરાય છે. પરંતુ ઇશ્વરઇચ્છાની મહાન કૃપાથી મળેલ સુધનને ઇશ્વરનું ઐશ્વર્ય છે એમ યથાર્થ સમજી, **સમાજ અને રાષ્ટ્ર ઉત્થાનના** સર્વહિત–પવિત્ર એવા ધાર્મિક કાર્યમાં ખરચાય તો તે ધનમાં કંઇ પણ ઓછપ થવાની નથી. ઉલટું અનેક ગરીબ જીવોના આશીર્વાદોએ તેવી સુકમાઇનાં ધનમાં પ્રતિદિન સુપુરુષાર્થના વિકાસમાર્ગથી વૃદ્ધિ જ થતી રહેશે. ધર્મનાં પ્રેમી જિજ્ઞાસુઓ! આ છે **આપણી ભારતીય આર્ય સંસ્કૃતિનાં ઊંડાં મૂળનું આદર્શ રહસ્ય.**

પરમાર્થીય પ્રેમધારણના ગુણજ્ઞો તો માયા અને જીવનની અસ્થિર છાંયાને પ્રભુ ઇચ્છાએ ચલાવી **પળે પળમાં પૂર્ણ ઐશ્વર્યરૂપ–સચ્ચિદાનંદની જ સંપત્તિ મેળવીને સંગ્રહ્યા કરે છે.** માન્યવર મહાપુરુષો, જગતમાનવોને સ્વધર્મનાં કર્તવ્યોમાં જ અટળ શ્રધ્ધાથી રહીને આનંદ માણવા સારું સર્વાંગી ઉન્નતિના પાયાનો સિધ્ધાંત બતાવે છે કે—

**ભભકી–રૂપાળાં** વાકયો ને કદી કર્ણ પર **ધરશો** નહીં !
**આડંબરી** મતાંતરોના વૃથા **વિતંડાવાદ કરશો** નહીં. ૧.
**રોચક**–માયા **મોહિની**માં જ્ઞાનહિન થઇ **ફસશો** નહીં;
પ્રભુપ્રેમના **ગુણો** તણી શાન્તિ **વોરવી** તજશો નહીં. ૨.

તેમ સર્વવ્યાપક રહ્યા, એવા–આત્મારામ વહાલા જગદિશ્વરને—

મનો **નિગ્રહ** વિનાં નિરખતું કોઇએ નથી !
એ કહે છે વેદ **સૂત્રો** રાખવાં હૃદયમાં **લખી.** ૩.
હારી રહ્યા મુનિશ્વરો **દૈવી** માર્ગમાં મથી, મથી;
અનુભવે જોયું **તત્ત્વ નિત્ય છે** શાન્તિ **ગ્રહી વેદાનુભવ** થકી. ૪.

માટે જ વહાલાં અનુભવી અધિકારીઓએ નિજ મન–મંદિરમાં—

**જ્ઞાન–સૂર્ય** પ્રગટાવીને એ દિવસ માંહિ **જાગવું;**
મારું, તારું અન્ય ભાષી, **અજ્ઞાન** એવું ત્યાગવું. ૫.
બુદ્ધિ **ન્યાયની,** સમતુલાએ સંપૂર્ણ ધારી **ત્રાજવું;**
પ્રભુનું પ્રેમામૃત મેળવી વૃત્તિ જંકૃતે ગાજવું. ૬.

અધિકારી જનો! આજનો સત્સંગ પૂર્ણ થાય છે. સુરાગી પદ્યનાં લક્ષાર્થ-દર્શક પ્રેમીઓ! ભજનોની જ **ધૂન થવા દો.** (શ્રી કાન્તિલાલભાઈ આદિ મિત્રોએ ગાયાં.)

" પી, કર તેરા પ્રેમ પ્યાલા, હો જાઉં મતવાલા. –ટેક.
પ્રેમકા દીપક, પ્રેમકી બાતી, પ્રેમકી હોવે જ્વાલા;
મેરે મન–મંદિર અંદર હો જાવે ઉજિયાલા. પી. ૧
મેરે ઈશ મનહી કે અંદર બહે પ્રેમકા નાલા;
જબ,જબ પ્યાસ લગે મુજકો ભર, ભર પીલૂં પ્યાલા. પી. ૨

પ્રેમ વારિસેં સિંચ, સિંચ કર ખિરવા પ્રેમકા—પાલા;
સુંદર સુમન લગે હો ઉસમેં ગૂંથું સુંદર માલા. પી. ૩"

કૈવલ્ય-ઇષ્ટનું સ્મરણ કરવામાં જ પરમ આનંદ છે.

×"એ છે નિરાકાર, સાકાર એનો કોઇ ન પામ્યા પાર; —ટેક.
ઋષિઓ હાર્યા, મુનિઓ હાર્યા, હાર્યા સંત મહંત;
વેદ, પુરાણો પાર ન પામ્યાં, એવા દયાળુ અનંત. એ. ૧
સહસ્ર અઠ્ઠાસી, સિદ્ધ ચોરાસી, શનકાદિક શુકદેવ;
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ. એ. ૨.
રામ કહે, કોઈ કૃષ્ણ કહે, કોઇ દેવી કહે કોઇ શિવ;
જેવું જેના ગુરુએ ગાયું તે માને તે જીવ. એ. ૩
મંત્ર તમારા, ગુરુ તમારા, શાસ્ત્ર અને વળી સેવ;
જ્યાં હો ત્યાં ભાવ ધરીને ભજજો જગનો દેવ. એ. ૪

ચિત્તવૃત્તિ સાધતાં કૈવલ્યના પ્રેમ સાધનામાં જ મુક્તિ ધૂન.

— રાગ, ચલતીએ પ્રેમતાલ. —

સ્મરણ કરી ને લે પ્રિતે, પિતાનું ૐ! ૐ!! (૨)
ગાયે દેહ—બ્રહ્માંડનાં, પ્રત્યેક રોમ! રોમ!! ટેક.
ઇન્દ્રિય વિકારો જીતવા હૃદયે રાખી જ્ઞાન જોમ; ,,
વાજિંત્ર વાગી રહ્યું હર પળે ધોમ! ધોમ!! ધોમ!!! ૨.
સચ્ચિદાનંદ ઘટ ઘટ વ્યાપી, તેને જાણી માયા કાપી; ,,
છાપ વૈદિક તત્વે છાપી, રંગે ઓહંમ્ સોહંમ્. ૩.
પ્રભુ પ્રેમ પ્રગટ ઘણો, પૂરણ પાસ છે; ,,
કણ, કણમાં પૂર્ણ બ્રહ્મ એ, રહ્યો નિવાસી ૐ! ૪.
શાન્તિની સમાધિ સાધી, દેશ દિવ્ય નિહાળી; ,,
પ્રેમ માંહી મગ્ન રહીને, ભજી વિવેકે ૐ! ૫.
સાક્ષી તત્ત્વ અંતરમાં, બળ વેદ મંતરમાં; ,,
મિત્ર! ગુરુ ગણતરમાં, કરે પ્રકાશ ઓરમ્ ૬.

સત્યધર્મ સનાતન અને શ્રી સદ્દગુરુદેવની જયગર્જના ગુંજી રહી.

ઓરમ્ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

---

× 'મોક્ષ પત્રિકા' અમદાવાદ. સં. ૧૯૮૨ માસિકનું આલબમ.

## બીજા દિવસની રાત્રિનો સત્સંગ.

વિશ્વપ્રેમનું ભક્તિ સ્વરૂપ માણવાથી કરીને બ્રહ્મપ્રાપ્તિના ભાવિકો એકત્ર મળતાં.

મઃ— ॥ ओ३म् सर्वेश्वराय नमो नमः ॥

સત્યતત્ત્વનાં ઇચ્છુક પ્રેમીજનો ! સાવધાન ચિત્તથી શ્રવણ કરશો. મહાન દાતા ઇશ્વરે, જીવાત્માઓને પોતાના નિકટમાં બેસારવા માટે કર્મ, જ્ઞાન અને ભક્તિનું પ્રેમાકર્ષણ રાખ્યું છે. પ્રભુ તો પ્યારા ભકતનો નિર્મળ પ્રેમ જ નિહાળે છે. પ્રેમીની ઉચ્ચ પરીક્ષા સારું **શ્રી પ્રહ્લાદ**, શ્રી નરસિંહ મહેતા, શ્રી મીરાંબાઇ, શ્રી અંબરીશ, શ્રી શિબિ અને શ્રી દધિચી આદિ સંત જનો જેમ સંકટ આપે તો પણ ભક્તોને પ્રભુની દયા જ પ્રાપ્ત રહી છે, એવા આનંદથી તેનો સ્વીકાર કરતાં પ્રભુભક્તિ પરનો વિશુધ્ધ પ્રેમ અધિક જ કરવો. સંતોનાં પ્રભુપ્રેમમય જીવનજ્યોતિઓનાં આનંદ માણવા પરથી આપણે સાધકો ઘડીભર વિચારશું તો દ્વંદ્વોને દ્રઢતાથી સહન કરવાનું વડપણ જ દર્શાય છે. તત્ત્વોનાં લક્ષને પૂજ્યોએ જીવનમાં ધારેલ કે—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥**

—ગીતા, અ. ૨, શ્લો. ૪૭.

અર્થઃ—એથી–તારો કેવળ કર્મ કરવામાં જ અધિકાર છે, ફળમાં ક્યારેય પણ નહિ. (અને તું) કર્મોનાં ફળની વાસનાવાળો (પણ) થા નહિ. તારી કર્મ ન કરવામાં (પણ) પ્રીતિ ન થાય.

અધિકારી પ્રેમીજનો ! અદ્‌ભૂત પ્રેમની ઉચ્ચ ભૂમિકામાં વિચરવાને અક્ષયપદ પ્રાપ્ત કરવા અર્થે વિશુધ્ધ પ્રેમ જ સાર વસ્તુ છે. પ્રેમવશ વર્તી રહ્યા ભકતજનોને હર પળે પ્રભુ સાન્નિધ્યમાં જ છે. એવા બ્રહ્મવિદોની મંગળ દૃષ્ટિમાં પ્રભુજીનું પ્રેમસ્વરૂપ સમાયું છે અને એવું કર્મયોગી જીવન જ અલક્ષ્ય છે કે—

" ભક્ત બીજ પલટે નહીં જો જુગ જાય અનંત;
ઊંચ, નીચ ઘરે જન્મ ધરે, રહે સંતકો સંત. "

એ છે, પ્રેમીજનોની પ્રાણપ્યારા વિશ્વેશ્વરનાથ પ્રત્યેની અખંડ ભક્તિની ભાવના. ભક્તિની સાધના દરેક પ્રેમાઓનાં અંતઃકરણમાં સદૈવ જાગ્રત રહેતાં, માનવતાની મીઠી ક્ષણોનો ઉપભોગ કરતાં; સત્સંગોમાં સમય શોભાવ્યો જ સદા સાર્થક છે. અસ્તુ.

સત્ય–સનાતન ધર્મતત્ત્વનાં પાલન કરવામાં પ્રેમીજનો ! મારે સવારનો સત્સંગ કરવા પછી, પ્રભુ પ્રેરણાએ અન્ય સ્થાને જવાનું રહેશે. ભજનોના રસિક પ્યારા ભક્તજનો ! કીર્ત્તન–ધૂન ગુંજાવો. (મિત્રોએ ભજન ગાવું શરૂ કર્યું.)

" મારી નાડ તમારે હાથે હરિ સંભાળજો રે;
મુજને પોતાનો જાણીને પ્રભુ પદ પાળજો રે.–ટેક.

પથ્યાપથ્ય નથી સમજાતું દુઃખ સદૈવ રહે ઉભરાતું;
મારું હશે શું થાતું નાથ! નિહાળજો રે. ૧.
અનાદિ વૈદ્ય આપ છો સાચા કોઇ ઉપાય વિષે નહિ કાચા;
દિવસ રહ્યા છે ×ટાંચા વેળા વાળજો રે. ૨.
વિશ્વેશ્વર! શું હજી વિસારો બાજી હાથ છતાં કાં હારો;
મહા મુંઝારો મારો નટવર! ટાળજો રે. ૩.
કેશવ, હરિ! મારું શું થાશે ઘાણુ વળ્યો ને ગઢ ઘેરાશે;
લાજ તમારી જાશે ભૂધર! ભાળજો રે. ૪.

સત્યધર્મની જય ધ્વનિ, ગુંજી રહી.

---

## પાંખડી સુડતાલીસમી.

### શ્રી સદ્‌ગુરુદેવે, જિજ્ઞાસુજનોને ધર્મદીક્ષા દેવાની સત્યસાર સુગંધી.

(અત્યારનો સત્સંગ કરીને શ્રી સ્વામીજીનું પ્રભુજીના વિરાટમાં પધારી જવું.)
+ સત્સંગનું બહોળું વિવેચન કર્યું.

શ્રી મનજીભાઇ:-(શ્રી ગુરુદેવનાં ચરણકમળોમાં નમસ્કાર કરીને હાથ જોડી.)

આત્મ પ્રિયવંત પૂ. શ્રી સદ્‌ગુરુદેવ! આપ અમે ગ્રામવાસીઓને નિત્ય પ્રભુ-પ્રેમ ભક્તિના વધુ લહાવા લેવા માટે **શાસ્ત્રોનો અભ્યાસ કરાવવાનો મહા-પ્રસાદ પીરસતા જ રહો. એ જ અમારાં જ્ઞાનભૂખ્યાં અંતઃકરણોથી પ્રગટતી ભાવના છે.**

**શ્રી ગુરુદેવ:-પ્રભુઇચ્છાએ મારે અહીંથી ચાલીને પ્રથમ નારાયણ સરોવર, શ્રી યોગેન્દ્રની દ્વારીકાપુરીની યાત્રા કરી** પછી અમૃતસર (પંજાબમાં) જવું છે. ત્યાંથી હરદ્વાર, ઋષિકેશ, ગંગોત્રીથી શ્રી કેદારનાથ અને શ્રી બદ્રિકાશ્રમમાં પ્રભુ-વિભૂતિનાં દર્શનની યાત્રા કરવા સાથે જ ગુરુકુલ કાંગડીનું નીરિક્ષણ કરવું છે. શ્રી કૃપાળુદેવ પરમપિતાની આજ્ઞાથી પુનઃ અહીં આવી, **આપ તત્ત્વદર્શી જિજ્ઞાસુજનોની જ્ઞાન અભ્યાસની ઉમંગી ભાવના તૃપ્ત કરાવાય.** જ્ઞાનલાભ મેળવવાનાં પ્રિયવંત મિત્રો! ત્યાં સુધી પૂરા ખંત અને નિર્મળ ચિત્તથી નિસ્પૃહિ

---

×=ટાંચા=ટૂંકા.

+ શ્રી ઇચ્છારામ સૂર્યરામ કૃત, ચન્દ્રકાન્તના ત્રણ ભાગ તથા શ્રી અમૃતલાલ સું. પઢિયાર કૃત સાચું સ્વર્ગ આદિ સ્વર્ગના જ ગ્રંથોનો નિત્ય સત્સંગમાં કથારૂપે સ્વાધ્યાય કરવો. એ જ અત્યારે જિજ્ઞાસુજનોને મળતો શ્રી સદ્‌ગુરુદેવના સત્સંગનો જ મહાપ્રસાદ છે. (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ ભદ્ર પાસે તથા ગુજરાતી પ્રેસ અમદાવાદ.)

વિદ્વાનો દ્વારા શાસ્ત્ર અભ્યાસ કરતા જ રહેશો. ઓ૩મ્ સચ્ચિદાનન્દેશ્વરાય નમો નમઃ ॥

(શ્રી કાન્તિલાલે શ્રી સદ્‌ગુરુદેવનાં ગળામાં, મિત્રો વતી પુષ્પમાળા પહેરાવી, દિવ્ય વિભૂતિનાં ચરણ-કમળોમાં નમી: પ્રેમભાવનાપૂર્ણ મગ્ન થઈ હાથ જોડીને-)

કા:- હે દયાળુ! અત્ર શિશુઓને શુદ્ધ બુદ્ધિ આપજો?
તાપ ત્રિવિધ અમારા, ગુરુદેવ સત્વર કાપજો? ૧.

શ્રી સદ્‌ગુરુદેવની ધર્મદીક્ષા, (કાન્તિના શિરપર હાથ ધરીને.)

ગુરુદેવ:-કરુણા રહો તમ મસ્તકે દયાળુ પિતા—જગન્નાથની;
બ્રહ્મ રંગ મહીં રંગાઇને લિયો પ્રેમભક્તિ સાચવી. ૨.

કા:- સદ્‌ગુરુ! મિષ્ટ વાણી શુણતાં પ્રફુલ્લિત મનડાં થયાં;
પ્રિય સાથમાં રહેતાં બહુ દીલ દુઃખડાં નાશી ગયાં. ૩.

ગુરુદેવ:-શમ, દમાદિ શાસ્ત્ર સાધન પૂર્ણ હૃદયમાં ધારજો;
મન-મર્કટો નાચી રહ્યાં તેને જ ત્યાંથી વાળજો. ૪.
વૃત્તિ વિષયોમાં રાગી થાતાં, વિવેક—વિચારે વાળશો;
આધિ, વ્યાધિ અંતરેથી જ્ઞાન મેળવીને ટાળશો. ૫.

કા:- સત્યામૃતને પ્રિતે પીતાં મુજ મનડું તૃપ્તિ થયું;
દુગ્ધા બધી નાશી જતાં, મુક્તાનંદનું શું કહું. ૬.

ગુરુદેવ:-પ્રણવ જપજો પ્રેમે તે પૂજ્યોનાં નિત્ય નિયમે;
દિવ્યાત્મ રહેય યાદી એ યોગેન્દ્રે અર્પેલ પ્રસાદી. ૭.

આપ જિજ્ઞાસુઓએ નિત્ય કરવાનો વૃત્તિઓનો નિગ્રહ.

— હરિગીત છંદ —

તુચ્છકારીને જીવન વિલાસી આત્મામાં મગ્ન હો;
વિશ્વના નિત કલ્યાણની હૃદે ભાવના ભરપૂર હો. ૧.
વૈદિક સૂત્રના જ્ઞાતા થઈ વિજ્ઞાન રત્નોને ગ્રહો;
કૈવલ્ય પિતાના ચરણમાં નિર્ભય બની ગુણશીલ હો. ૨.
રાષ્ટ્ર ભાષા, જ્ઞાન બહુએ અંતે શિખો સૌ પ્રેમીઓ!
બ્રહ્મજ્ઞાનના પૂરા ભંડારો, બનજો ગ્રહવા નેમીઓ. ૩.
દૃઢ અંતથી આગળ વધતાં, લક્ષ જોવાયું રહે;
એ જ માનવ માર્ગ છે ને, સત્ય દર્શાયું રહે. ૪.

ઓ૩મ્ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!!

## શ્રી ભાગવતોનાં લક્ષ્યનું સ્મરણ.

— હરિગીત છંદ —

કાઃ- મગ્ન છું હું મગ્ન છું મિત્રપ્રેમ માંહી મગ્ન છું;
ૐકાર, નિર્વિકાર, વિશ્વાધારમાં હું મગ્ન છું. ૧.
નિજ હૃદય-મંદિરે અહોનિશ મિત્રની રહી ખેવના;
જગ જાળની, જંજાળ તોડી કરું હું ઇશની સેવના. ૨.
પ્રભુ-નાથમાં નિત્યે સતીને હૃદયમાં સત પ્રેમ જે;
એથી અધિક તો પ્રેમ અવિરત, સ્નેહિઓનું નેમ છે. ૩.
ભ્રાંતિ નાશ્યે ઉજાશ થાતાં પ્રગટ્યું મનમાં ભાન છે;
સત્ય લહાવના રંગે હંમેશાં સુધારસનું પાન છે. ૪.
સુખ પણ નહિ દુઃખ પણ નહિ હૈયામાં પ્રગટ્યું જ્ઞાન છે;
મિત્ર માટે સ્નેહ સ્તોત્રે પ્રિત્યે જ ધરવું ધ્યાન છે. ૫.
શ્રી દયાળુ ! આપ્યું જ અમને સુભાવનાનું દાન છે;
મિત્ર-સચ્ચિદાનંદ માણવા સત ધર્મમાં વધેલું માન છે. ૬.

(શ્રી કાન્તિલાલભાઇ, શ્રી મનજીભાઇ, શ્રી ગોપાલજીભાઇ, શ્રી શિવદાસભાઇ, શ્રી પ્રેમજીભાઇ, શ્રી શિવરાજસિંહ, શ્રી કેશવલાલ, શ્રી કૃષ્ણદાસ અને શ્રી મૂળજીભાઇ, તરુણ શ્રી વિશ્રામજી આદિ ધર્મતત્ત્વનાં પ્રેમીઓએ મળીને સામુહિક કીર્ત્તન ગાયું. ચાર, પાંચ જણને પ્રસાદી વહેંચવાની આજ્ઞા પણ શ્રીયુત માવજીભાઇએ કરી.)

શ્રી સદ્‌ગુરુદેવનાં ચરણ-કમળોમાં, જિજ્ઞાસુઓની ત્રિભુવનસાર-ભક્તિભેટ.

## સુરાષ્ટ્ર ને દીપાવીશું.

(ગઝલ.)

અમે અભ્યાસનાં કાર્યો સદા આગળ ધપાવીશું;
અમે તો જ્ઞાનીની પ્રીતે સદા સંશય કપાવીશું. અમે. ૧
સર્વહિત કાર્યને અંગે બધી શક્તિ ખપાવીશું,
સુધર્મીય તત્ત્વ ધારીને દુર્વૃત્તિ ને નસાવીશું. અમે. ૨
સત્યનાં સત્વની ગ્રંથી સહુ મળીને ગૂંથાવીશું;
સદાયે પ્રેમની વેલી પૂરી અંગે વીટાળીશું. અમે. ૩
અખંડ એ માર્ગ પ્રીતિનો નમન ભાવે મપાવીશું;
રહીને મિત્ર સહુ સજના સુરાષ્ટ્ર ને દીપાવીશું. અમે. ૪

(શ્રી રામરસ સત્સંગીઓમાં ઉમંગથી વહેંચાય છે અને પ્રેમથી આરોગાઇ જ રહેલ છે.)

" રામરસ મીઠો મેરે ભાઈ! (૨) —ટેક.
અવર સકલ રસ ફીકે, કડુવે; "
મનકી ભૂખ ન જાઈ. રામ. ૧.
ભોગ, ભોગ સબ ઇન્દ્રિય હારે; "
અજહુ ન શાન્તિ આઈ. રામ. ૨.
જ્યોં જ્યોં વિષય મિલે ઇન્દ્રિયન કો; "
ત્યોં તૃષ્ણા અધિકાઈ. રામ. ૩.
હોય અકામ રામરસ ચાખો; "
જેમાં મન ત્રપતાઈ. રામ. ૪. "
(ધર્મના જયનાદથી મંડપ ગુંજી રહ્યો.)

**શ્રી વિરાટમિત્ર સ્વરૂપનું નિત્ય નિષ્કામનાએ સ્મરણ.**
(મનની સાત્ત્વિક શીતળપણાથી, ગાવાનું મહાપદ.)

તું, હી.... પ્રભુ !.... તું, હી.... વિભુ!! (૨)
તું, હી.... શિવશંભુ ! તું, હી....નિરંજન દેવ ! —ટેક. ૧.
તું, હી.... નારાયણ ! તું, હી....જગકારણ ! "
તું હી .... સનાતન ! તું. ૨.
તું, હી.... જગ માતા! તું, હી.... વિશ્વત્રાતા ! "
તું, હી.... હિત ભ્રાતા ! તું. ૩.
તું, હી....નેહી !.... તું હી.... સ્નેહી; "
મિત્ર ! તું, હી.... તું. ૪.
તું, હી.... સૂર્યે.... તું, હી ચંદ્રે.... "
તું, હી મનસંદ્રે.... તું. ૫.
તું, હી.... જગમાં.... તું, હી.... નભમાં; "
તું, હી.... તું, હી.... તું. ૬.
તું, હી...અગમ, નિગમ... તું હી .... અવિગત; "
તું, હી.... શાશ્વત. તું. ૭.
તું, હી.... અગોચર તું, હી..શાન્તિ નિકેતન; "
તું, હી અખિલ નાયક! તું. ૮.
તું, હી.... વ્યોમે.... તું, હી.... ભોમે.... "
તું, હી.... રોમ, રોમે.... તું ૯.

તું, હી.... [1]કુટસ્થ તું, હી.... અક્રીય; „
તું, હી... સમર્થ. તું. ૧૦.
તું, હી.... +નીધાન તું, હી.... વિધાન; „
તું, હી.... જ્ઞાન–ભાન. તું. ૧૧.
તું, હી.... સુખરાશિ તું, હી.... અવિનાશી; „
તું, હી.... સ્વપ્રકાશી. તું. ૧૨.
તું, હી.... માધુર્ય તું, હી.... ગાંભીર્ય; „
તું, હી.... ઔદાર્ય. તું. ૧૩.
તું, હી.... બ્રહ્મ તું, હી.... અવ્યય; „
તું, હી.... અમૃત. તું, ૧૪.
તું, હી.... ઉત્કૃષ્ટ તું, હી.... પ્રગટ; „
તુ, હી.... ઘટઘટ. તું. ૧૫.
તું, હી....પૂર્ણ જ્ઞાની– તું, હી... ગુણોદાની, „
તું, હી....મહાધ્યાની. તું. ૧૬.
તું, હી.... ઓહંમ્ તું, હી.... સોહંમ્; „
તું, હી.... તું, હી.... તું. ૧૭.
તું, હી.... પુરુષોત્તમ તું, હી.... સર્વોત્તમ; „
તું, હી....મિત્ર લોચન. તું. ૧૮.

**ओश्म् पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।**
**पुर्णस्य पुर्णमादाय पुर्णमेवावशिष्यते ॥**

**—ईशोपनिषद्.**

ભાઃ–તે પૂર્ણ છે, એ પૂર્ણ છે, આ સર્વ તે પૂર્ણમાંથી પ્રગટેલ છે. તથા આ અનન્ત પૂર્ણ પદાર્થો તે એક જ પૂર્ણમાંથી પ્રગટવા છતાં તે એક જ પૂર્ણ જ બની રહે છે.

**ओश्म्** શાન્તિઃ ! શાન્તિઃ ! શાન્તિઃ ! ! !

(ભાવિકજનો પૂર્ણત્વ પ્રેમનો પ્રસાદ આરોગી, શ્રી સદ્‌ગુરુદેવને યથાયોગ્ય નમસ્કાર કરી અને નિજમાં વંદન ઝીલતાં, ઝીલતાં સ્વસ્થાનમાં ગયાં.)

---

૧. કુટસ્થ=જે તત્વ વડે વિશ્વમાં, સર્વ ભૂતોનો ઘાટ ઘડાય છે, તે એરણુરૂપ.

+ નીધાન=પ્રલય કાળમાં સર્વભૂતો સૂક્ષ્મરૂપથી જેમાં લય પામે છે, તેને નીધાન કહે છે.

## મારો સદાય આપ–આત્મિય સુમિત્ર પ્રત્યેનો કૈવલ્યભાવ.

પ્રિય મિત્ર ! ઉત્સાહી યુવાન ! !
સુકાર્ય, વૃદ્ધિએ સોંપું છું ?
રાષ્ટ્ર ઉજ્જવળ ધ્યેયના;
રોપા સુહૃદયે રોપું છું ? ૧.

ખિલવી, સંભાળી રક્ષજે;
વૃદ્ધિ ગુણો ભ્રાતૃને ચખવજે.
પ્રિય ! ઉત્કૃષ્ટ ઉદ્‌ગારનો;
ભંડાર સર્વ સમક્ષ ધરજે. ૨.

અનુભવાય તેટલું ગ્રહજે;
સત્ય દર્શાય એ કહેજે.
કર્મયોગી બની જ લેજે;
મેળવ્યું તેટલું દેજે. ૩.

યથાર્થ જ્ઞાનમાં વધજે;
સેવાના સુમંત્રો જપજે;
રાષ્ટ્રિય વેદીમાં અપજે;
મિત્ર ! આશા ફળે જગ–સપને. ૪.

મિત્ર અંતઃકરણ ભાવના નમસ્તે ! નમસ્તે ! ! નમસ્તે ! ! !
ઓરૂમ્ શાન્તિઃ ! શાન્તિઃ ! ! શાન્તિઃ ! ! !

### સમાપ્ત.

ખુલાસો–પુષ્પના સંવાદોમાં આવેલાં નામો, કોઇ વ્યક્તિ પર આક્ષેપકારક નથી. કોઇ પણ વાંચક અને શ્રોતાજનોએ શંકામાં રહી, નિરર્થક શોચ કરવો નહીં. આપનો સ્વયંસેવક લેખક. પુંજાભાઈ.



